# NALA-DAMAYANTINI KATHANO VIKAS

( The Development of the story of Nala and Damayanti )

By Dr. RAMANLAL C. SHAH

Price Rs. : 40/—



પ્રકાશક :
ડૉ. રમણલાલ ચી. શાહ
૨૧, દેવપ્રકાશ, ૪થે માળે,
૩૫, ચોપાટી સી ફેઈસ,
મુંબઈ-૪૦૦ ૦૦૭

પ્રથમ આવૃત્તિ : ફેબ્રુઆરી ૧૯૮૦

કિંમત : રૂ. ૪૦-૦૦

ગુજરાત સરકારની આર્થિક સહાયથી પ્રકાશિત

મુદ્રક :
ભગવતી મુદ્રણાલય,
ડાહ્યાભાઈ એમ. પટેલ
૧૯, અજય એસ્ટેટ, દૂધેશ્વર રોડ,
અમદાવાદ-૩૮૦ ૦૦૨

અર્પણ

પૂજ્ય સૌ. શાન્તાબહેન વિષ્ણુપ્રસાદ ત્રિવેદી

તથા

પૂજ્ય સાક્ષરવર્ય શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનાં

ચરણકમલમાં

## ડૉ. રમણલાલ ચી. શાહનાં પુસ્તકો

**એકાંકીસંગ્રહ**

શ્યામ રંગ સમીપે

**જીવનચરિત્ર**

ગુલામોનો મુક્તિદાતા

**પ્રવાસ-શોધસફર**

એવરેસ્ટનું આરોહણ (બીજી આવૃત્તિ)

ઉત્તર ધ્રુવની શોધસફર (હવે પછી)

**સાહિત્ય-વિવેચન**

ગુજરાતી સાહિત્યનું રેખાદર્શન (અન્ય સાથે)

૧૯૬૨નું ગ્રંથસ્થ વાઙ્મય - નરસિંહ પૂર્વેનું ગુજરાતી સાહિત્ય

પડિલેહા - આપણાં ફાગુકાવ્યો

સમયસુંદર - નળ-દમયંતીની કથાનો વિકાસ

**સંશોધન-સંપાદન**

નલદવદંતી રાસ (સમયસુંદરકૃત)

જંબૂસ્વામી રાસ (યશોવિજયજીકૃત)

કુવલયમાળા (ઉદ્દ્યોતનસૂરિકૃત)

મૃગાવતીચરિત્ર ચોપાઈ (સમયસુંદરકૃત)

નલદવદંતીપ્રબંધ (ગુણવિનયકૃત)

**સંક્ષેપ**

સરસ્વતીચંદ્ર — ભાગ ૧ (પાઠયસંક્ષેપ)

**ધર્મ - તત્ત્વજ્ઞાન**

જૈન ધર્મ (છઠ્ઠી આવૃત્તિ) - जैन धर्म (હિંદી આવૃત્તિ)

जैन धर्म (મરાઠી આવૃત્તિ) - બૌદ્ધ ધર્મ

Shraman Bhagavan Mahavir and Jainism

Buddhism — An Introduction

નિહ્નવવાદ

**સંપાદનો (અન્ય સાથે)**

મનીષા; શ્રેષ્ઠ નિબંધિકાઓ; શબ્દલોક; ચિંતનયાત્રા; નીરાજના; અક્ષરા; અવગાહન; જીવનદર્પણ વગેરે

**પ્રકીર્ણ**

એન. સી. સી.

# નિવેદન

નળ-દમયંતીનો વિષય હમેશાં મારા માટે રસનો વિષય રહ્યો છે. કૉલેજમાં અભ્યાસ કરતો હતો ત્યારે પ્રેમાનંદનું 'નળાખ્યાન' અમારા અભ્યાસક્રમમાં હતુ. ત્યારથી નળ-દમયંતીની કથામાં રસ પડવા માંડેલો. એમ. એ.માં અભ્યાસ કરતો હતો ત્યારે સ્વર્ગસ્થ બળવંતરાય ઠાકોરના અને સ્વર્ગસ્થ રામનારાયણ પાઠકના સંપર્કમાં આવવાનુ થયેલું. વિલસન કૉલેજમાં અમારાં એમ. એ.નાં વ્યાખ્યાનો ગોઠવાતાં અને આ બંને સાક્ષરવર્ય માનાર્હ અધ્યાપક તરીકે અમારાં વ્યાખ્યાનો લેવા આવતા. તેઓ બંને વિલસન કૉલેજની પાસે જ રહેતા એટલે તેમના ઘરે પણ વારંવાર જવાનુ થતું. એમ. એ.મા 'બળવંતરાય ઠાકોર સુવર્ણચંદ્રક' મળ્યો એટલે હુ બળવંતરાય ઠાકોરને પગે લાગવા ગયો. તે વખતે એમણે કહ્યુ, "હવે તમે પીએચ. ડી. કરો અને તેમાં નળ-દમયંતીનો વિષય લેજો. એમાં ઘણું સંશોધન થઈ શકે તેમ છે."

આમ નળ-દમયંતીની કથા વિશે સશોધન કરવાની પ્રેરણા મને સૌ પ્રથમ બળવંતરાય ઠાકોરે કરી. ત્યાર પછી રામનારાયણ પાઠકને હુ મળ્યો. બળવંતરાયે સૂચવેલા વિષયની વાત કરી. એમણે કહ્યુ, "આ તો મારો વિષય છે. બહુ રસિક વિષય છે. મહાભારતના નલોપાખ્યાન અને પ્રેમાનંદના નળાખ્યાનની તુલના મેં કરી છે. તમે તેમાં ઘણા આગળ વધી શકો. એ માટે માર્ગદર્શન જોઈએ તો જરૂર મળજો."

આમ આ બને ગુરુવર્ય પાસેથી પ્રેરણા તો મળી, પરતુ પરિસ્થિતિ કંઈક જુદી જ હતી. એમ. એ.ના અભ્યાસ દરમિયાન અને એમ. એ. થયા પછી મુંબઈના એક દૈનિક પત્રના તંત્રીવિભાગમાં હુ કામ કરતો હતો. એક પત્ર છોડી બીજા એક પત્રમાં નોકરી લીધી, પરંતુ સંશોધન માટે અવકાશ મળતો નહિ. ૧૯૫૧માં પત્રકારત્વનુ ક્ષેત્ર છોડી હું મુંબઈની સેંટ ઝેવિયર્સ કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે જોડાયો. એથી ગંભીર સ્વાધ્યાય માટે અવકાશ વધ્યો. પરંતુ સાથે સાથે હુ એન. સી. સી.ના ઑફિસર તરીકે પણ જોડાયો હતો. એમાં એની પરેડો અને વહીવટી કાર્યમાં પુષ્કળ સમય આપવો પડતો. પરિણામે સંશોધન માટે અવકાશ અને માનસિક

સ્ફૂર્તિ ન રહેતાં. નળ-દમયંતીની કથા વિશે સંશોધન કરવાની વાત એથી લગભગ બંધ પડી ગઈ.

દરમિયાન, ૧૯૫૫માં એક વર્ષ માટે અમદાવાદની સેંટ ઝેવિયર્સ કૉલેજમાં અધ્યાપનકાર્ય માટે મારે જવાનું થયું. ત્યાં પૂજ્ય પંડિત સુખલાલજી અને પૂજ્ય પુણ્યવિજયજી મહારાજના સંપર્કમાં આવવાનું બન્યું. એ બંનેએ નળ-દમયંતી વિશે સંશોધનકાર્ય કરવામાં મને ફરીથી ખૂબ પ્રોત્સાહિત કર્યો. પૂજ્ય પુણ્યવિજયજી મહારાજે એક સાથે ઘણી બધી હસ્તપ્રતો મારા હાથમાં મૂકી. હસ્તપ્રતની જૂની લિપિ વાંચતાં મને આવડતું નહોતુ. એટલે એમણે પોતાના શિષ્ય પૂજ્ય દર્શનવિજયજી મહારાજને રોજ નિયમિત મને એક-બે કલાક હસ્તપ્રતો વાંચવામાં મદદ કરવા માટે સૂચના કરી. એથી મારો ઉત્સાહ વધવા લાગ્યો. તેવામાં દેવસાના પાડાના ઉપાશ્રયમાં બિરાજમાન પૂજ્ય હિંમતવિમલજી મહારાજને મળવાનું થયું. તેમણે પણ કેટલીક હસ્તપ્રતો અને કેટલાક દુર્લભ મુદ્રિત ગ્રંથો મેળવી આપીને મને વધુ પ્રોત્સાહિત કર્યો. અમદાવાદના એક વર્ષના નિવાસ દરમિયાન સમયસુંદરકૃત 'નલદવદંતી રાસ'નું સંપાદન તૈયાર કરીને મેં પ્રગટ કર્યું.

એક વર્ષને અંતે પાછો આવ્યો ત્યારે મુંબઈની ધમાલમાં સંશોધનકાર્યની ગતિ પાછી મંદ પડી ગઈ. એક સંસ્થાએ યશોવિજયજીકૃત 'જંબૂસ્વામી રાસ'નું સંપાદનકાર્ય સોંપ્યું એટલે એમાં પણ ઠીકઠીક સમય આપવો પડ્યો. આથી નળ-દમયંતીની કથાનું કાર્ય વિલંબમાં પડતું ગયું અને જ્યારે પણ હાથ ધરવામાં આવતું ત્યારે કંઈક વિઘ્ન આવી પડતું. આ કાર્ય પૂરું થશે કે કેમ તે વિશે પછી સંશય થવા લાગ્યો કેમ કે એક બાજુ કૉલેજમાં કામ વધતું ગયું અને બીજી બાજુ કૌટુંબિક જવાબદારીઓ પણ વધતી ગઈ. એવામાં, ૧૯૬૦ના જૂનમાં શત્રુંજય મહાતીર્થની યાત્રાએ ગયો. ત્યારે પ્રાર્થના સાથે સંકલ્પ કર્યો કે હવે બાર મહિનામાં આ કાર્ય પૂરું કરવું જ. મુંબઈ આવ્યા પછી ઉત્સાહની જાણે ભરતી આવી. ઘરે લખવા-વાંચવાની સગવડ નહોતી તો ઝેવિયર્સ કૉલેજના પ્રિન્સિપાલ ફાધર ડિ સૂઝાએ કૉલેજમાં મોડી રાત સુધી બેસીને કામ કરી શકું તે માટે સગવડ કરી આપી. બારને બદલે બે મહિનામાં કોઈ અકળ રીતે કાર્ય પૂરું થઈ ગયું. કોઈ અદૃશ્ય શક્તિએ જાણે સહાય કરી હોય તેવો અનુભવ થયો.

શોધપ્રબંધ લખાઈ ગયો અને ડિગ્રી પણ મળી ગઈ. ત્યાર પછી કેટલીક વધુ હસ્તપ્રતો મળી એટલે થયું કે છપાવવામાં ઉતાવળ ન કરવી. આટલાં

વર્ષ દરમિયાન કેટલીક વધુ સામગ્રી શોધપ્રબંધમાં ઉમેરાઈ. પણ હજુ પણ કેટલીક એવી કૃતિઓ છે જેના નિર્દેશ મળે છે પરંતુ એની હસ્તપ્રતની ભાળ મળતી નથી. ભવિષ્યમાં એ મળવાનો સંભવ છે. એ મળશે ત્યારે ભવિષ્યના સંશોધકોને આ વિષયમાં ઘણું વધુ અને નવું સંશોધન કરવાનો અવકાશ રહેશે.

આ શોધપ્રબંધ માટે મને ઘણા તરફથી પ્રેરણા અને માર્ગદર્શન મળ્યાં છે. પ્રો. બળવંતરાય ઠાકોર, પ્રો. રામનારાયણ પાઠક, પંડિત સુખલાલજી, પૂ. પુણ્યવિજયજી મહારાજ, પૂ. દર્શનવિજયજી મહારાજ, પૂ. હિંમતવિમલજી મહારાજ, પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, પ્રો. મંજુલાલ મજમુદાર, પ્રો. ગૌરીપ્રસાદ ઝાલા, શ્રી કેશવરામ કા. શાસ્ત્રી, શ્રી અગરચંદજી નાહટા, શ્રી ઉમાશંકર જોશી, પ્રો. મનસુખલાલ ઝવેરી, ડૉ. ભોગીલાલ સાંડેસરા, ડૉ. હરિવલ્લભ ભાયાણી વગેરે મહાનુભાવોનો એ માટે હું અત્યંત ઋણી છું.

કૉલેજમાં સગવડ કરી આપી તે માટે ફાધર ડિ ક્રુઝનો તથા મારા વિદ્યાર્થીમિત્ર ડૉ. રાજેન્દ્ર નાણાવટીએ તે સમયે પુસ્તકાલયોમાં બેસી મારા માટે કેટલાક સંસ્કૃત–પ્રાકૃત લખાણોની નકલ કરી આપી તે માટે તેમનો પણ હું આભારી છું. આ ગ્રંથની પ્રેસકૉપી તૈયાર કરવામાં શ્રી ગુલાબ દેઢિયા, કુ. કુંદન સરૈયા તથા કુ. ગીતા દેસાઈએ મદદ કરી છે તેની પણ સહર્ષ નોંધ લઉં છું.

આ ગ્રંથના પ્રકાશન માટે ગુજરાત સરકારે આર્થિક સહાય કરી છે તે માટે તેનો તથા તેમના ભાષાનિયામક શ્રી હસિતભાઈ બૂચનો આભાર માનું છું.

આ ગ્રંથના મુદ્રણકાર્યની દેખરેખ રાખવા માટે મારા મિત્ર ડૉ. ચિમનલાલ ત્રિવેદીનો તથા ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયના શ્રી ઠાકોરભાઈ તથા શ્રી મનુભાઈનો પણ આભાર માનું છું.

ફાગણ સુદ ૫, સં. ૨૦૩૬ — **રમણલાલ ચી. શાહ**
તા ૨૦-૨-૧૯૮૦, મુંબઈ

સ્ફૂર્તિ ન રહેતાં. નળ-દમયંતીની કથા વિશે સંશોધન કરવાની વાત એથી લગભગ બંધ પડી ગઈ.

દરમિયાન, ૧૯૫૫માં એક વર્ષ માટે અમદાવાદની સેંટ ઝેવિયર્સ કૉલેજમાં અધ્યાપનકાર્ય માટે મારે જવાનું થયું. ત્યાં પૂજ્ય પંડિત સુખલાલજી અને પૂજ્ય પુણ્યવિજયજી મહારાજના સંપર્કમાં આવવાનું બન્યું. એ બંનેએ નળ-દમયંતી વિશે સંશોધનકાર્ય કરવામાં મને ફરીથી ખૂબ પ્રોત્સાહિત કર્યો. પૂજ્ય પુણ્યવિજયજી મહારાજે એક સાથે ઘણી બધી હસ્તપ્રતો મારા હાથમાં મૂકી. હસ્તપ્રતની જૂની લિપિ વાંચતાં મને આવડતું નહોતું. એટલે એમણે પોતાના શિષ્ય પૂજ્ય દર્શનવિજયજી મહારાજને રોજ નિયમિત મને એક-બે કલાક હસ્તપ્રતો વાંચવામાં મદદ કરવા માટે સૂચના કરી. એથી મારો ઉત્સાહ વધવા લાગ્યો. તેવામાં દેવસાના પાડાના ઉપાશ્રયમાં બિરાજમાન પૂજ્ય હિંમતવિમલજી મહારાજને મળવાનું થયું. તેમણે પણ કેટલીક હસ્તપ્રતો અને કેટલાક દુર્લભ મુદ્રિત ગ્રંથો મેળવી આપીને મને વધુ પ્રોત્સાહિત કર્યો. અમદાવાદના એક વર્ષના નિવાસ દરમિયાન સમયસુંદરકૃત 'નલદવદંતી રાસ'નું સંપાદન તૈયાર કરીને મેં પ્રગટ કર્યું.

એક વર્ષને અંતે પાછો આવ્યો ત્યારે મુંબઈની ધમાલમાં સંશોધનકાર્યની ગતિ પાછી મંદ પડી ગઈ. એક સંસ્થાએ યશોવિજયજીકૃત 'જંબૂસ્વામી રાસ'નું સંપાદનકાર્ય સોંપ્યું એટલે એમાં પણ ઠીકઠીક સમય આપવો પડ્યો. આથી નળ-દમયંતીની કથાનું કાર્ય વિલંબમાં પડતું ગયું અને જ્યારે પણ હાથ ધરવામાં આવતું ત્યારે કંઈક વિઘ્ન આવી પડતું. આ કાર્ય પૂરું થશે કે કેમ તે વિશે પછી સંશય થવા લાગ્યો કેમ કે એક બાજુ કૉલેજમાં કામ વધતું ગયું અને બીજી બાજુ કૌટુંબિક જવાબદારીઓ પણ વધતી ગઈ. એવામાં, ૧૯૬૦ના જૂનમાં શત્રુંજય મહાતીર્થની યાત્રાએ ગયો ત્યારે પ્રાર્થના સાથે સંકલ્પ કર્યો કે હવે બાર મહિનામાં આ કાર્ય પૂરું કરવું જ. મુંબઈ આવ્યા પછી ઉત્સાહની જાણે ભરતી આવી. ઘરે લખવા-વાંચવાની સગવડ નહોતી તો ઝેવિયર્સ કૉલેજના પ્રિન્સિપાલ ફાધર ડિ કુઝે કૉલેજમાં મોડી રાત સુધી બેસીને કામ કરી શકું તે માટે સગવડ કરી આપી. બારને બદલે બે મહિનામાં કોઈ અજબ રીતે કાર્ય પૂરું થઈ ગયું. કોઈ અદૃશ્ય શક્તિએ જાણે સહાય કરી હોય તેવો અનુભવ થયો.

શોધપ્રબંધ લખાઈ ગયો અને ડિગ્રી પણ મળી ગઈ. ત્યાર પછી કેટલીક વધુ હસ્તપ્રતો મળી એટલે થયું કે છપાવવામાં ઉતાવળ ન કરવી. આટલાં

વર્ષ દરમિયાન કેટલીક વધુ સામગ્રી શોધપ્રબંધમાં ઉમેરાઈ. પણ હજુ પણ કેટલીક એવી કૃતિઓ છે જેના નિર્દેશ મળે છે પરંતુ એની હસ્તપ્રતની ભાળ મળતી નથી. ભવિષ્યમાં એ મળવાનો સંભવ છે. એ મળશે ત્યારે ભવિષ્યના સંશોધકોને આ વિષયમાં ઘણું વધુ અને નવું સંશોધન કરવાનો અવકાશ રહેશે.

આ શોધપ્રબંધ માટે મને ઘણા તરફથી પ્રેરણા અને માર્ગદર્શન મળ્યાં છે. પ્રો. બળવંતરાય ઠાકોર, પ્રો. રામનારાયણ પાઠક, પંડિત સુખલાલજી, પૂ. પુણ્યવિજયજી મહારાજ, પૂ. દર્શનવિજયજી મહારાજ, પૂ. હિંમતવિમલજી મહારાજ, પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, પ્રો. મંજુલાલ મજમુદાર, પ્રો. ગૌરીપ્રસાદ ઝાલા, શ્રી કેશવરામ કા. શાસ્ત્રી, શ્રી અગરચંદજી નાહટા, શ્રી ઉમાશંકર જોશી, પ્રો. મનસુખલાલ ઝવેરી, ડૉ. ભોગીલાલ સાંડેસરા, ડૉ. હરિવલ્લભ ભાયાણી વગેરે મહાનુભાવોનો એ માટે હું અત્યંત ઋણી છું.

કૉલેજમાં સગવડ કરી આપી તે માટે ફાધર ડિ ક્રુઝનો તથા મારા વિદ્યાર્થીમિત્ર ડૉ. રાજેન્દ્ર નાણાવટીએ તે સમયે પુસ્તકાલયોમાં બેસી મારા માટે કેટલાંક સંસ્કૃત–પ્રાકૃત લખાણોની નકલ કરી આપી તે માટે તેમનો પણ હું આભારી છું. આ ગ્રંથની પ્રેસકોપી તૈયાર કરવામાં શ્રી ગુલાબ દેઢિયા, કુ. કુંદન સરૈયા તથા કુ. ગીતા દેસાઈએ મદદ કરી છે તેની પણ સહર્ષ નોંધ લઉં છું.

આ ગ્રંથના પ્રકાશન માટે ગુજરાત સરકારે આર્થિક સહાય કરી છે તે માટે તેનો તથા તેમના ભાષાનિયામક શ્રી હસિતભાઈ બૂચનો આભાર માનું છું.

આ ગ્રંથના મુદ્રણકાર્યની દેખરેખ રાખવા માટે મારા મિત્ર ડૉ. ચિમનલાલ ત્રિવેદીનો તથા ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયના શ્રી ઠાકોરભાઈ તથા શ્રી મનુભાઈનો પણ આભાર માનું છું.

ફાગણ સુદ ૫, સં. ૨૦૩૬ — **રમણલાલ ચી. શાહ**
તા. ૨૦-૨-૧૯૮૦, મુંબઈ

निपीय यस्य क्षितिरक्षिणः कथा–
स्तथाद्रियन्ते न बुधाः सुधामपि ।

—श्रीहर्ष

# ૧. નળકથા વિશે ઉપલબ્ધ સાહિત્ય

પ્રજાજીવનને ઘડનારાં તત્ત્વોમાં સાહિત્યનું મૂલ્ય ઘણું મોટું છે. સાહિત્યમાં પણ કથાનો પ્રભાવ લોકજીવન ઉપર સવિશેષ હોય છે, કારણકે કથામા વિવિધ તત્ત્વોનું સંયોજન થયું હોય છે અને તેનો વ્યાપ ઘણો મોટો હોય છે. આબાલવૃદ્ધ સૌને તે પ્રિય હોય છે સાધારણ મનોરંજનથી ગહનતમ જીવનદર્શન અને ઉચ્ચતમ તત્ત્વચિંતન સુધીની ભૂમિકાએ વાચકને તે લઈ જઈ શકે છે. એના કેવળ આસ્વાદ માટે બહુ મોટા અધિકારની અપેક્ષા રહેતી નથી પરંતુ સાધારણ વાચકને જેમા માત્ર રસિક ઘટના જ સમજાય છે તેમાથી તત્ત્વચિંતકો સૂક્ષ્મતમ અર્થબોધ તારવી શકે છે.

કથાની ખૂબી એ છે કે કેટલીક જટિલ વાત એના વડે તરત સ્પષ્ટ થઈ જાય છે. કેટલીક દલીલના સમર્થનમા કથા અગત્યનો ભાગ ભજવે છે. જીવન-પરિવર્તનનુ તે એક બળ બની રહે છે. માટે જ બધા ધર્મોએ અને ધર્માચાર્યોએ કથાનો આશ્રય લીધો છે.

સંસારનું સ્વરૂપ એવુ છે કે જીવનમા ઘટનાઓ તો સતત બન્યા જ કરવાની. પરિણામે, જગતમા લાખો કથાઓ પ્રચલિત હોવા છતાં પ્રતિદિન નવી નવી કથાઓ ઉમેરાતી જાય છે કેટલીક કથાઓ જગતવ્યાપી બને છે અને યુગો સુધી નવી નવી પ્રજાઓને આકર્ષતી રહે છે, તો કેટલીક કથાઓ એક દેશ કે એક સમયની પ્રજા પૂરતી જ મર્યાદિત રહે છે

નળ-દમયંતીની કથા એવી સનાતન કથાઓમાંની એક છે દુનિયાની ઘણી ભાષાઓ દ્વારા ઘણી પ્રજાઓ સુધી એ કથા પહોચી છે. સમયે સમયે કવિઓ અને લેખકો એનાથી પ્રભાવિત થયા છે અને એને પોતાની રીતે પોતાની વાણીમાં અભિવ્યક્ત કરવાનો તેઓએ પ્રયાસ કર્યો છે.

સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને જૂની તેમ જ અર્વાચીન ગુજરાતી ભાષામાં, સંસ્કૃતમાંથી ઉદ્ભવેલી ઘણીખરી અર્વાચીન ભગિની ભાષાઓમા, તમિળ, તેલુગુ વગેરે દ્રાવિડી ભાષાઓમાં અને ફારસી, અંગ્રેજી, જર્મન, રશિયન ઇત્યાદિ અન્ય ભાષાઓમા નળ-દમયંતીની કથા વિશે આપણને સંખ્યાબંધ કૃતિઓ મળે છે.

નળ-દમયંતીની કથાનું જૂનામા જૂનુ સ્વરૂપ તે મહાભારતના નલોપાખ્યાનને ગણી શકાય. એથી પણ પૂર્વે બ્રાહ્મણો, ઉપનિષદો, સંહિતાઓ વગેરેમા નળના જીવન વિશે ઉલ્લેખો મળે છે પરંતુ એના જીવનની કથા નિરૂપવાનો વ્યવસ્થિત, પ્રમાણભૂત અને વિગતપૂર્ણ પ્રયાસ મહાભારતના 'નલોપાખ્યાન'મા સૌપ્રથમ જોવા મળે છે. મહાભારતના આરણ્યક પર્વ (વન પર્વ)માં અધ્યાય ૫૨ થી ૬૯ સુધીમાં એક ઉપાખ્યાન તરીકે જોવા મળતી, બૃહદશ્વ ઋષિને મુખે યુધિષ્ઠિર રાજાને કહેવાયેલી આ કથાનો ઉદ્દેશ दुःखे दुःखाधिकं पश्य । એ ન્યાય પ્રમાણે, નળ જેવા ચક્રવર્તી રાજા અને પુણ્યશ્લોક પુરુષને માથે અને દમયંતી જેવી સતી સ્ત્રીને માથે આવી પડેલું અસહ્ય દુઃખ બતાવી, યુધિષ્ઠિર રાજાનું દુઃખ હળવું કરવાનો છે.

નળ-દમયંતીની કથાનુ બીજું એક જૂનું સ્વરૂપ તે ગુણાઢ્યની 'બૃહત્કથા'માં આવતી નળકથા છે બૃહત્કથા નષ્ટ થયેલી હોવાથી તેની નલકથાનો સંપૂર્ણ ખ્યાલ આપણને આવી શકતો નથી. પરંતુ પૈશાચી ભાષામા લખાયેલા એ ગ્રંથ પરથી સંસ્કૃતમાં તેના સારરૂપ ગ્રંથો—ક્ષેમેન્દ્રકૃત 'બૃહત્કથા મંજરી', સોમદેવભટ્ટ-રચિત 'કથાસરિત્સાગર' અને નેપાળના બુધસ્વામીકૃત 'બૃહત્કથાશ્લોકસંગ્રહ'ની રચના થઈ છે. તેમાં ક્ષેમેન્દ્ર અને બુધસ્વામી કરતા સોમદેવના 'કથાસરિત્સાગર'માં કથા વધારે વિગતે આપવામા આવી છે. ગુણાઢ્યની એક લાખ જેટલા શ્લોકમાં લખાયેલી કહેવાતી બૃહત્કથાનો ક્ષેમેન્દ્રે લગભગ આઠ હજાર શ્લોકમા સંક્ષિપ્ત અનુવાદ કર્યો છે. ત્યારે સોમદેવે લગભગ ચોવીસ હજાર શ્લોકમાં અનુવાદ કર્યો છે. 'કથાસરિત્સાગર'માં લગભગ બસો શ્લોકમા નલકથા આપવામા આવી છે. એ પરથી ગુણાઢ્યની મૂળ નલકથાનું કદ કેટલુ હશે એની આશરે કલ્પના કરી શકાય છે. એટલે ગુણાઢ્યની 'બૃહત્કથા'માં આવતી નલકથાનુ કદ મહાભારતની નલકથા જેટલું જ હશે એમ માની શકાય. મહાભારતની નલકથાના ઉદ્દેશ કરતા બૃહત્કથાની નલકથાનો ઉદ્દેશ થોડો જુદો છે. તેમાં કથા કહેનાર તથા સાંભળનાર પાત્રો પણ જુદા છે તદુપરાંત, કથાની સંકલના અને કેટલીક નાની નાની વિગતોમા પણ મહાભારતની નલકથા અને બૃહત્કથા વચ્ચે થોડોક તફાવત છે.

મહાભારત અને બૃહત્કથાના સમય પછી સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને ગુજરાતી ભાષામા સંખ્યાબંધ કવિ-લેખકોએ નલકથાને પોતાનો કવનવિષય કે લેખનવિષય બનાવ્યો છે. મહાભારતના સમયથી તે અત્યાર સુધીમાં નલકથા વિશે નાનીમોટી કોઈક કૃતિની રચના ન થઈ હોય એવો ભાગ્યે જ કોઈ યુગ પસાર

થયો હશે પોતપોતાની પ્રતિભા પ્રમાણે કોઈકે છ કડીનું નાનકડું ગીત રચ્યું, તો કોઇકે છ હજારથીયે વધુ પંક્તિનુ મહાકાવ્ય લખ્યુ; કોઈકે નાટક લખ્યું તો કોઈકે રાસ કે આખ્યાનની રચના કરી, ક્યાક બાલાવબોધ, ટીકા કે દૃષ્ટાંત તરીકે એનો ઉપયોગ થયો, તો ક્યાક વિવાહલુના પ્રકારની રચના થઈ અર્વાચીન સમયમા રંગભૂમિ ઉપર એનું નાટક ભજવાયુ અને એની કથા પરથી ચલચિત્રો ઉતારવાના પ્રયાસો પણ થયા છે

સંસ્કૃત ભાષામા, મહાભારતના સમય પછી, નળ-દમયંતીની કથા વિશે કાવ્ય, નાટક, ચંપૂ ઇત્યાદિ પ્રકારની સંખ્યાબંધ કૃતિઓ લખાયેલી છે. એમા કાવ્યપ્રકારની કૃતિઓમા લઘુકાવ્યો, ખંડકાવ્યો, મહાકાવ્યો, સ્તોત્રકાવ્યો, દ્વિ-ત્રિ-ચતુરર્થી કાવ્યો વગેરેના પ્રકારની રચના થયેલી છે એમાની કેટલીક જ કૃતિઓ પ્રગટ થયેલી છે અને બાકીની ઘણીખરી કૃતિઓ હજુ હસ્તપ્રતોમા દટાયેલી અપ્રસિદ્ધ જ રહેલી છે અત્યાર સુધીમા મળતી માહિતી પ્રમાણે એવી પ્રગટ-અપ્રગટ કાવ્યકૃતિઓ નીચે પ્રમાણે છે :

(૧) અમોઘાકર (કવિ ઘનશ્યામકૃત), (૨) દમયંતી-કથા (ચક્રકવિકૃત), (૩) દમયંતી પરિણય કાવ્ય (કોઈ અજ્ઞાત કવિકૃત), (૪) દમયંતીપરિણય કાવ્ય (બીજા કોઈ અજ્ઞાત કવિકૃત), (૫) દમયંતીપરિણય કાવ્ય (મૃત્યુંજય સ્વામીકૃત), (૬) કલિ-વિડંબનમ્ (નારાયણ શાસ્ત્રીકૃત) (૭) કલ્યાણનૈષધ (કોઈ અજ્ઞાત કવિકૃત), (૮) નૈષધીયચરિત (શ્રીહર્ષ કવિકૃત), (૯) નલાભ્યુદય કાવ્ય (વામનભટ્ટ બાણકૃત અથવા અભિનવભટ્ટ બાણકૃત), (૧૦) નલચરિત કાવ્ય (કોઈ અજ્ઞાત કવિકૃત), (૧૧) નલકથાર્ણવ (કોઈ અજ્ઞાત કવિકૃત), (૧૨) નલકીર્તિકૌમુદી (કવિ અગસ્ત્યકૃત), (૧૩) નલસ્તોત્રમ્ (કોઈ અજ્ઞાત કવિકૃત), (૧૪) નલવર્ણનમ્ કવિ લક્ષ્મીધરકૃત), (૧૫) નલાયન અથવા કુબેરપુરાણ (કવિ માણિક્યદેવસૂરિકૃત), (૧૬) નલાયનીચરિત (નારાયણ ભટ્ટપાદ અથવા ભટ્ટથિરિકૃત), (૧૭) નલોદય કાવ્ય (રવિદેવ અથવા વસુદેવ અથવા કાલિદાસકૃત), (૧૮) પ્રતિનૈષધ (વિદ્યાધર અને લક્ષ્મણકૃત), (૧૯) પ્રતિનૈષધ (નંદનંદનકૃત), (૨૦) સહૃદયાનંદ (કવિ કૃષ્ણાનંદકૃત), (૨૧) ઉત્તરનૈષધ (વંદારુભટ્ટ અથવા અરુરભટ્ટતિરિકૃત), (૨૨) રાઘવનૈષધ (હરદત્તસૂરિકૃત), (૨૩) નલ-રામાયણ (રાજશેખરકૃત), (૨૪) નલ-હરિશ્ચન્દ્રીયમ્ (કોઈ અજ્ઞાત કવિકૃત), (૨૫) નલયાદવપાંડવરાઘવીયમ્ (કોઈ અજ્ઞાત કવિકૃત) અને (૨૬) નૈષધપારિજાત (કૃષ્ણદીક્ષિત અથવા અય્યાદીક્ષિતકૃત).

સંસ્કૃતમા નલકથા વિશે અત્યાર સુધીમા લગભગ એકત્રીસ જેટલા નાટકો લખાયેલા મળી આવ્યા છે. ભિન્ન ભિન્ન સૈકાઓમા લખાયેલાં નાટકોમાના કેટલાક

પ્રગટ થયેલાં છે અને બાકીનાં ઘણાંખરાં હજુ અપ્રગટ જ રહેલાં છે. એ નાટકો નીચે પ્રમાણે છે:

(૧) નૈષધાનંદ (ક્ષેમીશ્વરકૃત), (૨) નલવિક્રમ નાટક (કોઈ અજ્ઞાન લેખકકૃત), (૩) વિધિવિલાસિન નાટક (કોઈ અજ્ઞાન લેખકકૃત), (૪) નલવિકાસ નાટક (કવિ રામચન્દ્રસૂરિકૃત), (૫) નલચરિત નાટક (નીલકંઠ દીક્ષિતકૃત), (૬) નલાભ્યુદય નાટક (રાજા રઘુનાથકૃત), (૭) નલાનંદ નાટક (જીવવિબુધકૃત), (૮) દમયંતી કલ્યાણ (શઠકોપાચાર્ય નલચક્રવર્તી કૃત), (૯) મંજુલનૈષધ (મહા. વેંકટરંગનાથકૃત), (૧૦) અનર્ઘનલચરિત (સુદર્શનાચાર્યકૃત), (૧૧) ભૈમીપરિણય નાટક અથવા નલવિજય નાટક (રામશાસ્ત્રીકૃત), (૧૨) ભૈમીપરિણય નાટક (શ્રીનિવાસ દીક્ષિતકૃત) (૧૩) ભૈમીપરિણય નાટક (શઠકોપાચાર્યકૃત), (૧૪) ભૈમીપરિણય નાટક (વેંકટાચાર્ય કૃત), (૧૫) ભૈમીપરિણય નાટક (રાજચૂડામણિકૃત), (૧૬) નૈષધાનંદ (શ્રીનિવાસ દીક્ષિતકૃત), (૧૭) નલભૂમિપાલ રૂપક (કોઈ અજ્ઞાન કવિકૃત), (૧૮) નલચરિત નાટક (દેવીપ્રસાદ શુક્લકૃત), (૧૯) નલદમયંતીયમ્ (કાલીપાદ તારકાચાર્યકૃત), (૨૦) પુણ્યશ્લોકોદય નાટક (દેવીગણ કવિ ચક્રવર્તીકૃત), (૨૧) દમયંતી-કલ્યાણ (કોઈ અજ્ઞાત લેખકકૃત)

નલકથા વિશે બે ચંપૂકાવ્યો લખાયેલાં છે. એમાં ત્રિવિક્રમભટ્ટકૃત 'નલચંપૂ' અથવા 'દમયંતીકથા' સુપ્રસિદ્ધ છે બીજું ચંપૂકાવ્ય 'દમયંતીપરિણય' નામનું છે. એના કર્તા કોઈ અજ્ઞાત કવિ છે. આ ઉપરાંત 'દમયંતીપ્રબંધ' નામની એક ગદ્યમાં અને એક પદ્યમાં પણ રચના મળે છે, અને પાકશાસ્ત્ર વિશે 'નલપાકશાસ્ત્રમ્' નામની એક કૃતિ પણ લખાયેલી મળે છે.

સંસ્કૃતમાં લખાયેલી કાવ્યનાટકાદિના પ્રકારની આ બધી કૃતિઓની ઘણીખરી માહિતી હસ્તપ્રતોની જુદાં જુદાં સ્થળોની સૂચીઓને આધારે આપવામાં આવી છે. પરંતુ એ બધી અપ્રસિદ્ધ કૃતિઓ વિશે હજુ ઘણું સંશોધન થવાની, એ કૃતિઓના કર્તૃત્વ અને સમય વિષે વધારે પ્રમાણભૂત નિર્ણય થવાની જરૂર છે એ બધું સાહિત્ય પ્રગટ અને ઉપલબ્ધ થવા માટે હજુ કેટલાયે દાયકાઓની રાહ જોવી પડશે.

આ થઈ નલકથા વિશે કેવળ સંસ્કૃત સાહિત્યમાં રચાયેલી કૃતિઓની વાત. પ્રાચીન જૈન સાહિત્યની, સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ ભાષામા લખાયેલી ઘણી મોટી મોટી કૃતિઓમા, એની મુખ્ય કથામાં અવાંતરકથા તરીકે નળ-દમયંતી (જૈન પરંપરા પ્રમાણે 'નળ-દવદંતી')ની કથા પણ જોવા મળે છે. આમાની કેટલીક કૃતિઓમા એ કથા સંક્ષેપમા આપવામાં આવી છે કેટલીકમાં તો તે

મહાભારતની નલકથા કરતાંયે વધારે વિસ્તારથી આપવામાં આવી છે. જે જૈન કૃતિઓમાંનલકથા અંતર્ગત રહેલી છે, તેમાંની કેટલીક ગદ્યમાં લખાયેલી છે, કેટલીક પદ્યમાં લખાયેલી છે અને કેટલીક ગદ્યપદ્યમાં લખાયેલી છે; કેટલીક કાવ્યના પ્રકારની છે, કેટલીક ચરિત્રના પ્રકારની છે અને કેટલીક ટીકા કે વૃત્તિના પ્રકારની છે. વસ્તુતઃ નલકથાના વિકાસમાં જૈનસાહિત્યનો ફાળો માત્ર સંસ્કૃત, પ્રાકૃત કે અપભ્રંશમાં જ નહિ, ગુજરાતી ભાષામાં પણ ઘણો મહત્ત્વનો અને વિશિષ્ટ કોટિનો છે. મહાભારતની નલકથાથી ભિન્ન એવુ સ્વરૂપ જૈન લેખકોને હાથે પોતાની નલકથાને અપાયું છે. આથી ઈ. સ. ના પાચમા-છઠ્ઠા સૈકાથી જૈનસાહિત્યમા નલ-દવદંતીની કથાની એક વિશિષ્ટ પરંપરા ઊતરી આવેલી આપણને જોવા મળે છે. એને જૈન પરંપરાની નલકથા તરીકે ઓળખાવી શકાય. એક-બે અપવાદ સિવાય બધા જ જૈન કવિઓ પરાપૂર્વથી પોતાની પરંપરા પ્રમાણે ચાલી આવેલી નલકથાને જ, પ્રસંગો અને એના સંકલનની દષ્ટિએ, વફાદાર રહ્યા છે. કેટલીક નાની નાની વિગતોમાં કે અમુક કેટલાક પ્રસંગોની બાબતમા થોડો ફેર પડ્યો છે. પોતપોતાની સર્જક પ્રતિભા પ્રમાણે દરેકે એનું આલેખન કરેલું હોઈ તેમાં કેટલોક ભેદ જોવા મળે એ સ્વાભાવિક છે

અત્યારે જૈન પરંપરાની નલકથાનું જૂનામા જૂનું સ્વરૂપ ઈ. સ.ના છઠ્ઠા સૈકામાં ધર્મસેનગણિએ લખેલ 'વસુદેવહિંડી'માં જોવા મળે છે. પરંતુ એ પહેલાં પણ નલ-દવદંતીની કથા જૈન પરંપરામાં મળે તો નવાઈ નહીં, કારણકે કેટલુંયે જૈન સાહિત્ય હજુ હસ્તપ્રતોમાં દટાયેલું પડ્યુ છે.

'વસુદેવહિંડી' પછી 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર' (હેમચન્દ્રાચાર્યકૃત), 'કુમારપાલપ્રતિબોધ' (સોમપ્રભાચાર્યકૃત), પાંડવચરિત્ર (મલધારી દેવપ્રભસૂરિકૃત), 'ધર્માભ્યુદય મહાકાવ્ય' અથવા સંઘાધિપતિચરિત્ર (ઉદયપ્રભસૂરિકૃત), 'મલ્લિનાથ-ચરિત્ર મહાકાવ્ય' (વિનયચંદ્રસૂરિકૃત), શીલોપદેશમાલા (જયકીર્તિસૂરિકૃત), 'શીલોપદેશમાલા બાલાવબોધ' (સોમતિલકસૂરિકૃત, મેરુસુંદરગણિકૃત ઇત્યાદિ), 'કપૂરપ્રકરટીકા' (જિનસાગરસૂરિકૃત), 'ભરતેશ્વર-બાહુબલિવૃત્તિ' 'શુભશીલગણિકૃત), 'પાંડવચરિત્ર' (દેવવિજયગણિકૃત), નેમિનાથચરિત (ગુણવિનયગણિકૃત), 'ઉપદેશપ્રાસાદ' (વિજયલક્ષ્મીસૂરિકૃત), ઇત્યાદિ સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ કૃતિઓમાં જૈન પરંપરા પ્રમાણે ઊતરી આવેલી નલકથાનું સાતત્ય જોઈ શકાય છે

# ૨. નલકથાની પ્રાચીનતા અને લોકપ્રિયતા

નળ અને દમયંતીની કથાનું સૌથી જૂનું સ્વરૂપ આપણને મહાભારતનાં આરણ્યક (વન) પર્વમા મળે છે ત્યારપછી તે ગુણાઢ્યની 'બૃહત્કથા'માં મળે છે મહાભારતનો સમય સામાન્ય રીતે ઈ સ પૂર્વેના ચોથા સૈકાથી તે ઈ. સ ના ચોથા સૈકા સુધીનો માનવામાં આવે છે ગુણાઢ્યની 'બૃહત્કથા'નો સમય સામાન્ય રીતે ઈ. સ નો પહેલો સૈકો માનવામાં આવે છે. નળ અને દમયંતીની કથાનું જૈન પ્રાચીન રૂપાતર 'હરિવંશપુરાણ', 'પાંડવપુરાણ', 'નેમિનાથપુરાણ', અને 'ત્રિષષ્ટિલક્ષણપુરાણ' એ ચાર જૈન પુરાણોમા જોવા મળે છે. પરંતુ મહાભારત અને ગુણાઢ્યની બૃહત્કથા કરતાં એ પુરાણો ઘણાં ઉત્તરકાલીન છે. એટલે નલકથાનું જૂનામા જૂનુ સ્વરૂપ અત્યારે આપણને મહાભારતમા મળે છે (જો 'બૃહત્કથા'નો સમય એથી પણ પ્રાચીન ન હોય તો) આ રીતે બે હજારથીયે વધુ વર્ષથી નલકથા લેખિત સ્વરૂપે ભારતવર્ષમાં પ્રચલિત છે એમ કહી શકાય.

પરંતુ શુ નળ અને દમયંતીની કથા તે મહાભારતકારે કે બૃહત્કથકારે પોતાની મૌલિક કલ્પનાથી ઉપજાવી કાઢેલી કથા છે ? શુ નળ અને દમયંતી જેવી વ્યક્તિઓ આ પૃથ્વી ઉપર કોઈ કાળે અસ્તિત્વમા હતી નહિ ? શું મહાભારતમા નલકથા લખાઈ તે પહેલાના લોકોને નળ અને દમયંતી વિશે ખબર નહોતી ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે નળ અને દમયંતી તે મહાભારતકારે કે બૃહત્થાકારે પોતાની કલ્પનાથી ઉપજાવી કાઢેલાં પાત્રો નથી રામ, કૃષ્ણ વગેરે જો ઐતિહાસિક ગણાતા હોય તો તેમની જેમ નળ-દમયંતીને પણ ઐતિહાસિક ગણવાં જોઈશે.

નળના નામનો ઉલ્લેખ બ્રહ્માંડપુરાણ, વાયુપુરાણ, પદ્મપુરાણ, મત્સ્યપુરાણ, હરિવંશ અને લિંગપુરાણમાં મળે છે. વળી, તેમા જણાવ્યા પ્રમાણે નળ નામની એક જ વ્યક્તિ નહિ, પણ બે વ્યક્તિઓ થઈ ગઈ છે નિષધ દેશના વીરસેન રાજાનો પુત્ર તે નળ અને ઇક્ષ્વાકુ વંશમા નિષધ રાજાનો પુત્ર તે નળ તેમાં વીરસેન રાજાનો પુત્ર નળ બીજા નળ કરતાં પૂર્વકાલીન છે. વાયુપુરાણના ઉત્તરાર્ધના અધ્યાય ૨૬માં ૧૭૩ અને ૧૭૪મા શ્લોકમા નળનો ઉલ્લેખ નીચે પ્રમાણે છે :

दिव्याक्षहृदयज्ञोऽसौ राजा नलसखो बली ।
नलौ द्वाविति विख्यातौ पुराणेषु दृढव्रतौ ॥ १७३
वीरसेनात्मजश्चैव यश्चेक्ष्वाकुकुलोद्वहः ।
ऋतुपर्णस्य पुत्रोऽभूत सर्वकामो जनेश्वरः ॥ १७४

બ્રહ્માંડ પુરાણના અધ્યાય ૬૩ મા પણ આ જ પ્રમાણે એ શ્લોક આપવામાં આવ્યા છે. લિંગપુરાણ (૧–૬૬–૨૪ અને ૨૫)માં પણ આ પ્રમાણે જ નળનો ઉલ્લેખ એ બંને શ્લોકમા કરવામા આવ્યો છે, પરંતુ બીજા શ્લોકમાં **सर्व कामो जनेश्वर:** ને બદલે ત્યા **सार्वभौम प्रजेश्वर:** છે. હરિવંશ (૧–૧૫–૧૮ અને ૧૯)મા નળનો ઉલ્લેખ છે, પણ તે માત્ર ઋતુપર્ણના મિત્ર તરીકે જ છે મત્સ્ય-પુરાણના બારમા અધ્યાયના ૫૬ મા શ્લોકમા નળનો ઉલ્લેખ નીચે પ્રમાણે છે:

नलौद्वावेवविख्यातौ वंशे कश्यपस भवे ।
वीरसेन सुतस्तद्वन्नैषधश्च नराधिपः ॥ ५६

આ રીતે પુરાણોમાં નળનો ઉલ્લેખ ઋતુપર્ણના મિત્ર તરીકે મળે છે. પુરાણોનો પ્રાચીનમા પ્રાચીન સમય સામાન્ય રીતે ઈ સ ની શરૂઆતનો ગણવામા આવે છે આ રીતે લગભગ મહાભારતના જેટલો પ્રાચીન ઉલ્લેખ નળ વિષે પુરાણોમા મળે છે પુરાણોનો ઉલ્લેખ મહાભારત પહેલા ગણવો કે પછી તેના વિવાદમા આપણે નહિ ઊતરીએ, કારણકે એ બનેથી પણ પૂર્વે નળનો ઉલ્લેખ 'વાજસનેયસહિના' અને 'શતપથબ્રાહ્મણ'મા મળે છે 'શતપથબ્રાહ્મણ'મા 'અગ્ન્યુપ-સ્થાનમ્ આહ્‌વનીય, અન્વાહાર્યપચન વગેરે અગ્નિઓમા દેવતાઓના ઉલ્લેખ સાથે 'નડનૈપિધ'નો પણ ઉલ્લેખ કરવામા આવ્યો છે·

एता ह वै देवता योऽस्ति । तस्मिन्वसन्तीन्द्रो यमो राजा नडो नैषिधोऽनश्नन्त्साङ्गमनोऽसन् पांसव ॥ १ ॥ तद्वाऽएष एवेन्द्र । यदाहवनीयोऽथैष एव गार्हपत्यो यमो राजाथैष एव नडो नैषिधो यदन्वाहार्यपचनस्तद्यदेतरमहरहर्दक्षिणतऽआहरन्ति तस्मादाहुरहरहर्न्वै नडो नैषिधो यमं राजानं दक्षिणतऽउपनयतीति ॥ २ ॥(२ २ ८. २–१)

'નલ નૈપધ'ને બદલે અહીં જૂનું સ્વરૂપ "નડનૈપિધ" જોવા મળે છે, જે મહાભારત કરતા એની પ્રાચીનતા દર્શાવે છે

'શતપથબ્રાહ્મણ' અને 'વાજસનેયસંહિતા'નો સમય સામાન્ય રીતે ઈ. સ. પૂર્વે ૧૦૦૦થી ઈ. સ. પૂર્વે ૧૨૦૦નો ગણવામાં આવે છે. આટલાં વર્ષ પૂર્વે નળનો સ્પષ્ટ ઉલ્લેખ મળે છે એ બતાવે છે કે નળ ખરેખર આ સમયની પણ પૂર્વે થયો હોવો જોઈએ. જૂનામાં જૂનો ગ્રંથ ઋગ્વેદ છે, પરંતુ તેમા ક્યાંય નળનો ઉલ્લેખ આવતો નથી. પરંતુ તેમાં ઇન્દ્રસેનાનો ઉલ્લેખ આવે છે. નળની પુત્રીનું નામ ઇન્દ્રસેના હતું, અને ઋગ્વેદના ઋષિ મુદ્ગલની પત્નીનું નામ પણ ઇન્દ્રસેના હતું. આ બને ઇન્દ્રસેના તે એક જ વ્યક્તિ હતી, કારણકે મહાભારતમાં મુદ્ગલ ઋષિની પત્નીને માટે 'નાલાયની ઇન્દ્રસેના' એવો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ વિશે ડૉ સીતાનાથ પ્રધાન 'Chronology of Ancient India' (1927) નામના પોતાના ગ્રંથમાં લખે છે.

"Now the Rgveda corrects the confusion amongst the Puranas, as to whose wife Indrasenā was We see there that Indrasenā was the wife of Mudgala and not of his son. She drove the chariot of her husband in a fight with the Dasyus, their enemies, and made huge captures of cows for them."

× × ×

Who was this Indrasenā, the wife of Mudgala? . In the Vanaparvan of the Mahabharat ..Indrasenā is called Nālāyanı i.e. Nala's daughter. She is also called the daughter of Damayanti in another place of Mahabharata...Accordingly, we take Indrasenā, the daughter of Nala, to have been the wife of Mudgala."×

આ રીતે ઇન્દ્રસેનાના ઉલ્લેખ દ્વારા નળનો સમય 'બ્રાહ્મણો' અને 'યજુર્વેદ'ની પણ પૂર્વેનો નક્કી થાય છે આ સમય તે કયો ? ડૉ. સીતાનાથ પ્રધાને વેદકાલીન વ્યક્તિઓની વંશાવલીઓ નક્કી કરી છે અને તે મુજબ આ મુદ્ગલ ઋષિ અને નળના સમય વિષે લખે છે :

× Chronology of Ancient India, page 3.

મુદ્ગલ ઋષિની પત્ની ઇન્દ્રસેના તે નળની પુત્રી હતી એવું ડૉ. વેંકટ સુબ્બૈયાએ Indian Antiquary (1918, P 280)માં પણ બતાવ્યું છે. નળ નામનો બીજો એક ગત ઇક્ષ્વાકુ વંશમાં થઈ ગયો તેની વંશાવલી ડૉ. પ્રધાને આ પ્રમાણે આપી છે : રઘુ–અજ–દશરથ–રામ–કુશ–અતિથિ–નિષધ–નળ–નભસ–પુંડરીક–(વગેરે).

" Mudgala belongs to the second step above Divōdāsa. Hence Mudgala with his wife Indrasenā Nālāyani fought the Dasyus in about 1550 B C. Accordingly, the composition Mudgala (Rv X. 102) may be dated about 1550 B.C.

Naishadha Nala was banished by his brother Puskar in about 1575 B C +"

આમ, ડૉ. પ્રધાને આપેલો સમય બરાબર એ જ પ્રમાણે આપણે સ્વીકારીએ તોપણ એટલું તો નક્કી છે કે નળ, દમયંતી, ઇન્દ્રસેના, ઋતુપર્ણ, ભીમ વગેરે કાલ્પનિક નહિ પણ વેદકાલીન ઐતિહાસિક વ્યક્તિઓ છે એટલે આપણે મહાભારતમાં જે નલકથા આજે વાચીએ છીએ તે આજથી લગભગ સાડાત્રણ હજાર વર્ષ પૂર્વેની ઘટના છે એને લેખિત કથાસ્વરૂપ મહાભારતના સમયમા અપાયું. ત્યાં સુધી, એટલે કે લગભગ બારસો-પંદરસો વર્ષ સુધી નળ-દમયંતીની વાત લોકોમાં પ્રચલિત રહી હશે. લોકમુખે ઊતરી આવેલી આ વાતમા બારસો-પંદરસો વર્ષના ગાળામા જરૂર કંઈક ફેરફારો થયા હશે અને મહાભારતકારે એને પોતાના ગ્રંથમાં સ્થાન આપ્યું હશે ત્યારે તેમાં પોતાની કલ્પનાથી કંઈક ફેરફારો પણ કર્યા હશે. આથી જ મહાભારતની નલકથા ગુણાઢ્યની 'બૃહત્કથા'ની નલકથાથી થોડીક જુદી પડી આવે છે સંભવ છે કે ગુણાઢ્યે મહાભારત પરથી નહિ, પણ લોકોમા પ્રચલિત એવી નલકથાને પોતાની કૃતિમા સ્થાન આપ્યું હોય વળી, એમ પણ સંભવ છે કે મહાભારતમા નલકથાને જે સમયે સ્થાન મળ્યુ હોય તે પહેલા ગુણાઢ્યની 'બૃહત્કથા'મા એને સ્થાન મળ્યું હોય.

આધુનિક વૈજ્ઞાનિક પાશ્ચાત્ય પદ્ધતિથી મહાભારતની નલકથાનુ પૃથક્કરણ કરનાર R Morton Smith (Toronto, Canada) નામના લેખકે "The Story of Nala in the Mahabharata"[1] નામના લેખમા નલકથાના પ્રાચીન તત્ત્વો વિશે નીચે પ્રમાણે લખ્યુ છે

" Lastly, we may note the archaisms in the story : Indra in a sort of Valhalla, Nala's immediate undertaking to do God's request (which would be good antique cellic), the personification of Kali and Dvāpar, the dice changing so easily into birds, the gift of cooking and flesh being cooked (e g 73–21), counting the leaves

+ Chronology of Ancient India, Page 176.

1 Journal of the Oriental Institute (M S University, Baroda). Vol IX. 110 4; June 1960

'શતપથબ્રાહ્મણ' અને 'વાજસનેયસંહિતા'નો સમય સામાન્ય રીતે ઈ. સ. પૂર્વે ૧૦૦૦થી ઈ. સ. પૂર્વે ૧૨૦૦નો ગણવામાં આવે છે. આટલાં વર્ષ પૂર્વે નળનો સ્પષ્ટ ઉલ્લેખ મળે છે એ બતાવે છે કે નળ ખરેખર આ સમયની પણ પૂર્વે થયો હોવો જોઈએ. જૂનામાં જૂનો ગ્રંથ ઋગ્વેદ છે, પરંતુ તેમાં ક્યાંય નળનો ઉલ્લેખ આવતો નથી પરંતુ તેમાં ઇન્દ્રસેનાનો ઉલ્લેખ આવે છે. નળની પુત્રીનું નામ ઇન્દ્રસેના હતું, અને ઋગ્વેદના ઋષિ મુદ્‌ગલની પત્નીનું નામ પણ ઇન્દ્રસેના હતું. આ બંને ઇન્દ્રસેના તે એક જ વ્યક્તિ હતી, કારણકે મહાભારતમાં મુદ્‌ગલ ઋષિની પત્નીને માટે 'નાલાયની ઇન્દ્રસેના' એવો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ વિશે ડૉ. સીતાનાથ પ્રધાન 'Chronology of Ancient India' (1927) નામના પોતાના ગ્રંથમાં લખે છે:

"Now the Rgveda corrects the confusion amongst the Puranas, as to whose wife Indrasenā was. We see there that Indrasenā was the wife of Mudgala and not of his son. She drove the chariot of her husband in a fight with the Dasyus, their enemies, and made huge captures of cows for them."

× × ×

Who was this Indrasenā, the wife of Mudgala? In the Vanaparvan of the Mahabharat...Indrasenā is called Nālāyani i. e. Nala's daughter. She is also called the daughter of Damayanti in another place of Mahabharata...Accordingly, we take Indrasenā, the daughter of Nala, to have been the wife of Mudgala."×

આ રીતે ઇન્દ્રસેનાના ઉલ્લેખ દ્વારા નળનો સમય 'બ્રાહ્મણો' અને 'યજુર્વેદ'ની પણ પૂર્વેનો નક્કી થાય છે. આ સમય તે કયો? ડૉ. સીતાનાથ પ્રધાને વેદકાલીન વ્યક્તિઓની વંશાવલીઓ નક્કી કરી છે અને તે મુજબ આ મુદ્‌ગલ ઋષિ અને નળના સમય વિષે લખે છે.

---

× Chronology of Ancient India, page 3.

મુદ્‌ગલ ઋષિની પત્ની ઇન્દ્રસેના તે નળની પુત્રી હતી એવું ડૉ. વેંકટ સુબ્બૈયાએ Indian Antiquary (1918, P. 280)માં પણ બતાવ્યું છે. નળ નામના બીજો એક ગાન ઇક્ષ્વાકુ વંશમાં થઈ ગયા તેની વંશાવલી ડૉ. પ્રધાને આ પ્રમાણે આપી છે રઘુ–અજ–દશરથ–રામ–કુશ–અતિથિ–નિષધ–નળ–નભસ્–પુંડરીક–(વગેરે).

"Mudgala belongs to the second step above Divodasa. Hence Mudgala with his wife Indrasenā Nālāyani fought the Dasyus in about 1550 BC. Accordingly, the composition Mudgala (Rv X. 102) may be dated about 1550 B.C.

Naishadha Nala was banished by his brother Puskar in about 1575 B C +"

આમ, ડૉ. પ્રધાને આપેલો સમય બરાબર એ જ પ્રમાણે આપણે સ્વીકારીએ તોપણ એટલું તો નક્કી છે કે નળ, દમયંતી, ઇન્દ્રસેના, ઋતુપર્ણ, ભીમ વગેરે કાલ્પનિક નહિ પણ વેદકાલીન ઐતિહાસિક વ્યક્તિઓ છે. એટલે આપણે મહાભારતમા જે નલકથા આજે વાચીએ છીએ તે આજથી લગભગ સાડાત્રણ હજાર વર્ષ પૂર્વેની ઘટના છે. એને લેખિત કથાસ્વરૂપ મહાભારતના સમયમાં અપાયું ત્યાં સુધી, એટલે કે લગભગ બારસો-પંદરસો વર્ષ સુધી નળ-દમયંતીની વાત લોકોમાં પ્રચલિત રહી હશે. લોકમુખે ઊતરી આવેલી આ વાતમાં બારસો-પંદરસો વર્ષના ગાળામા જરૂર કંઈક ફેરફારો થયા હશે અને મહાભારતકારે એને પોતાના ગ્રંથમાં સ્થાન આપ્યું હશે ત્યારે તેમાં પોતાની કલ્પનાથી કંઈક ફેરફારો પણ કર્યા હશે. આથી જ મહાભારતની નલકથા ગુણાઢ્યની 'બૃહત્કથા'ની નલકથાથી થોડીક જુદી પડી આવે છે સંભવ છે કે ગુણાઢ્યે મહાભારત પરથી નહિ, પણ લોકોમા પ્રચલિત એવી નલકથાને પોતાની કૃતિમા સ્થાન આપ્યું હોય વળી, એમ પણ સંભવ છે કે મહાભારતમા નલકથાને જે સમયે સ્થાન મળ્યુ હોય તે પહેલા ગુણાઢ્યની 'બૃહત્કથા'મા એને સ્થાન મળ્યુ હોય.

આધુનિક વૈજ્ઞાનિક પાશ્ચાત્ય પદ્ધતિથી મહાભારતની નલકથાનુ પૃથક્કરણ કરનાર R Morton Smith (Toronto, Canada) નામના લેખકે "The Story of Nala in the Mahabharata"[1] નામના લેખમા નલકથાના પ્રાચીન તત્ત્વો વિશે નીચે પ્રમાણે લખ્યુ છે

"Lastly, we may note the archaisms in the story : Indra in a sort of Valhalla, Nala's immediate undertaking to do God's request (which would be good antique cellic), the personification of Kali and Dvāpar, the dice changing so easily into birds, the gift of cooking and flesh being cooked (e g 73-21), counting the leaves

+ Chronology of Ancient India, Page 176.

[1] Journal of the Oriental Institute (M S. University, Baroda). Vol IX. 110 4, June 1960

on the tree - a very cellic idea - , the phrase अक्षहृदय (knowledge being in the heart), Indra's gift of his presence in the sacrifice (Vedic seers are always wanting to oust their rivals, so that the gods come to them, not their rivals), the gift of अनुत्तमम गतिम, having nothing over one (also primitive and magical, making sense in a cellic world). Perhaps also the mere addiction to dice (deplored in the Vedas) is archaic ..We might also note the virtues of Krśin horses, which explain the name Keresaspa in the Avesta : his horses are not starved but Arabs, rather than cart-horses"

આ થઈ નલકથાની પ્રાચીનતાની વાત. હવે તેની લોકપ્રિયતા જોઈએ. નળના સમયથી તે અત્યારના આપણા સમય સુધી – સાડા ત્રણ હજારથી વધુ વર્ષ સુધી – એ કથા ઊતરી આવી છે એ જ એની લોકપ્રિયતા સિદ્ધ કરી આપે છે. આપણે જોયું તેમ બારસો-પંદરસો વર્ષ સુધી તો એને કંઈ લેખિત સ્વરૂપ મળ્યું નથી એ બતાવે છે કે ઈ સ પૂર્વેના એ સમયમાં નળ-દમયંતીની કથા, પેઢી દર પેઢી, સૈકાઓ સુધી લોકમુખે કહેવાતી આવી હશે મહાભારતમા અને 'બૃહત્કથા'માં એને સ્થાન મળ્યા પછી તો એની લોકપ્રિયતા એથી પણ વધી ગઈ હશે Prof Winternitz પોતાના History of Indian Literature મા લખે છે.

"It is just this one (Nala episode) out of the countless episodes of the Mahabharata which most completely forms a separate whole and not only is one of the most charming creations of Indian poetic art ..The poem can hardly be surpassed in pathos or ethos, in the enthralling force and tenderness of sentiments."

"It is without doubt one of the most beautiful love stories of the world, striking on account of its simplicity of style and the beauty of its imagery. Owing to its innate attractiveness and transparent lucidity, it has been the custom at almost all the western universities to begin the study of Sanskrit with the reading of this romantic little poem for which purpose it is no doubt excellently suited."

"We hardly find anywhere in the oldest poetry such delicacy and so much romance in the representation of courtship and of love

itself as especially in the first cantos of the Nala poem. But how very congenial romance is to the Indian mind in general is proved by the enormous popularity of this poem, which has again and again been imitated by the later poets in Sanskrit as well as in modern Indian languages and dialects It has been translated into practically all the languages of Europe...and a dramatic adaptation by A de Cubernatis was even produced on the stage in Florence in 1869 "

આમ, નલકથા માત્ર ભારતમા જ નહિ, યુરોપમા પણ ખૂબ લોકપ્રિય બની છે. એની લોકપ્રિયતાના કારણોમા સૌથી મહત્ત્વનું કારણ એ પ્રેમકથા છે એ છે નળ અને દમયતીને, બનેએ એકબીજાને જોયા નથી એ પહેલા, પરસ્પર અનુરાગ ઉત્પન્ન થયો છે. હંસ જેવું વિશુદ્ધિનું પ્રતીક એમનું દૂતકાર્ય કરે છે એથી એ બનેનો અનુરાગ દૃઢ થાય છે. સામાન્ય રીતે વિઘ્ન વિનાની પ્રેમકથા રસિક બની ન શકે પ્રેમનો માર્ગ વિઘ્નરહિત હોતો નથી "The course of true love never did run smooth" નળ અને દમયતીના પ્રેમમાં વચ્ચે દેવો આવે છે, અને દેવો નળને જ પોતાના તરફથી દૂતકાર્ય કરવાનું કહે છે. આથી નળના મનમા પ્રેમ અને ધર્મ વચ્ચે માનસિક સઘર્ષ થાય છે નળના પાત્રની ઉચ્ચતા એ છે કે દમયતીને પોતે ચાહતો હોવા છતા દેવોનુ દૂતકાર્ય પોતે પ્રામાણિકતાથી કરે છે. દમયંતીના પાત્રની ઉચ્ચતા એમા રહેલી છે કે દેવો એને પરણવા ઇચ્છતા હોવા છતા તે દેવોને મૂકી નળને જ પતિ તરીકે વરે છે. નળ-દમયંતીના આવા અદ્વિતીય પ્રેમને કારણે પણ લોકોને આ કથા ખૂબ ગમી જાય એવી છે નળ અને દમયંતીના જીવનમા અનેક વિઘ્નો આવે છે અને છતા બનેનો એકબીજા પ્રત્યેનો પ્રેમ જરા પણ ઓછો થતો નથી. નળ ઋતુપર્ણ રાજાને ત્યા જાય છે ત્યારે રોજ રાતના દમયતીને યાદ કરીને સૂઈ જાય છે. નળ કદરૂપો બાહુક બનેલો હોય છે છતા દમયંતીનો એના પ્રત્યેનો પ્રેમ જરા સરખો પણ ઓછો થતો નથી. આમ, તેમનો પ્રેમ સ્થૂલ દેહાકર્ષણમાથી અશારીર સૂક્ષ્મ પ્રેમ સુધી પહોચે છે.

નલકથા એ જેમ પ્રેમની કથા છે તેમ દુખની પણ કથા છે સ્વયવર અને લગ્ન પછી નળ અને દમયંતીને માથે દુખ આવી પડે છે તે જોતા સૌ કોઈને તેમના પ્રત્યે સહાનુભૂતિ થાય તેમ છે. સમર્થ રાજારાણીને ચાકર તરીકે પરઘેર પેટ ભરવુ પડે છે નળનો દેહ કદરૂપો બની જાય છે અને દમયંતીને સર્પ, પારધી અને સાર્થના દુષ્ટ માણસોના વીતકો સહન કરવાં પડે છે. આવી દુઃખની કથા સ્વભાવિક રીતે બીજાને પોતાના દુ.ખમા આશ્વાસનરૂપ બની રહે. એવુ આશ્વાસન આપવાના ઉદ્દેશથી જ મહાભારતમાં એ કહેવાઈ છે.

ઉપદેશકોને માટે નલકથા ધર્મકથાનું કામ આપે એવી છે. એમાં દ્યૂતના વ્યસનની અને એને લીધે આવી પડતી આપત્તિઓની વાત આવે છે. વળી, જીવનમાં અશુદ્ધિને કારણે કલિના પ્રવેશની વાત પણ એમાં આવે છે. કલિપ્રવેશથી જીવનનું અધઃપતન અને કલિમુક્તિથી જીવનોદયનું આલેખન એમાં થયું છે. એમાં ચારિત્ર્યની દૃઢતાની અને પરમાર્થની વાત આવે છે. આથી, પુણ્યશ્લોક નળ અને સતી દમયંતીની વાત ધર્મકથા તરીકે ઉપદેશકોને અનુકૂળ આવે એવી છે.

વાર્તાકલાની આધુનિક દૃષ્ટિએ જોઈએ તો નલકથામાં એ પ્રકારનાં ઠીક લાક્ષણિક કલાતત્ત્વો રહેલાં છે. નલકથામા સતત ક્રિયા (action) નું તત્ત્વ રહેલું છે પ્રસંગોમાં વૈવિધ્ય ઘણું છે કુતૂહલ અને તંગદિલી જન્માવે એવા પ્રસંગો એમાં છે. દેવો અને કલિને કારણે આ તત્ત્વો સારી રીતે આવી શક્યાં છે કલિનું પાત્ર ખલનાયકનું કામ કરે છે. વાર્તા જેમ જેમ આગળ વધતી જાય છે તેમ તેમ 'હવે શું થશે?' એવું કુતૂહલ વાંચનાર કે સાંભળનારને સતત થયા કરે એવું એમાં બને છે. નલકથાની વસ્તુસંકલના આધુનિક વાર્તા જેવી છે. એનું સંવિધાન કુશળ રીતે થયેલું છે. એમા નાટ્યતત્ત્વ પણ ભરપૂર છે. પાત્રોનું વૈવિધ્ય પણ આકર્ષક છે. એમાં સ્થૂલ અને સૂક્ષ્મ સંઘર્ષ જોઈ શકાય છે. કથા કરુણ છે પણ એનો અંત સુખદ છે. આમ, નલકથા એ આધુનિક કલાત્મક ટૂંકી વાર્તા જેવી, વિકસાવીને લખી હોય તો આધુનિક નવલકથા જેવી છે. એનું કાઠું એવું છે કે એમાં જેટલા વિવિધ રંગો જ્યા જ્યાં પૂરવા હોય ત્યા ત્યાં પૂરી શકાય એમ છે

વિગતે રસિક આલેખન માટે કવિઓને પણ અનુકૂળ આવે એવી આ કથા છે. એમાં નાયક-નાયિકાના પ્રેમમાં શૃંગારનું, દુઃખમાં કરુણનું, અંતે ફરી શૃંગારનું, દેવો, કલિ, કર્કોટક વગેરેના નિરૂપણમાં અદ્ભુતનું અને ઋતુપર્ણ તથા બાહુકના પ્રસંગમાં હાસ્યનું નિરૂપણ કરવાનો કવિઓને પૂરતો અવકાશ મળે એવી આ કથા છે. એકંદરે, નલકથાનું સ્વરૂપ એટલું બધું અનુનેય છે કે એ લઘુકાવ્ય, કાવ્ય, મહાકાવ્ય, ચંપૂ, નાટક, રાસ, આખ્યાન ઇત્યાદિ પ્રકારોમાં રૂપાન્તર થઈ શકે એવું છે; થયું પણ છે.

નલકથા ઉપર લખાયેલી આટલી બધી કૃતિઓ કવિઓમાં અને લોકોમાં એની લોકપ્રિયતાની નિદર્શક છે. માટે જ કવિ શ્રીહર્ષે કહ્યું છે :

निपीय यस्य क्षितिरक्षिणः कथा-
स्तथाद्रियन्ते न बुधाः सुधामपि ।

# ૩. મહાભારતની નલકથા

મહાભારતના આરણ્યક (વન) પર્વના પરમા અધ્યાયમાં બૃહદશ્વ ઋષિ યુધિષ્ઠિરરાજાને નળ રાજાનો દાખલો આપી શોક ન કરવા વિશે સમજાવે છે ત્યારે યુધિષ્ઠિરરાજા તે નળરાજાનું ચરિત્ર વિસ્તારથી સાભળવાની ઇચ્છા વ્યકત કરે છે. એટલે પ૩મા અધ્યાયથી ૭૯મા અધ્યાય સુધીના ૨૭ જેટલા અધ્યાયમાં બૃહદશ્વ ઋષિ એને નળનું ચરિત્ર લગભગ હજારેક જેટલા શ્લોકમા કહી સભળાવે છે. અત્યાર સુધી નળકથા વિશે લખાયેલી લગભગ તમામ કૃતિઓનું મૂળ મહાભારતની આ કથામા રહેલું હોવાથી આપણે એ કથા સક્ષેપમા જોઈ લઈએ.

કથાનો ઉપક્રમ આ રીતે થાય છે : જનમેજયે પૂછ્યુ : “ હે વૈશપાયન ! અર્જુન અસ્ત્રો મેળવવા માટે ઇન્દ્રલોક તરફ ગયો ત્યારપછી યુધિષ્ઠિર વગેરે પાડવોએ શુ કર્યું ? ”

વૈશંપાયને કહ્યુ : “ હે જનમેજય ! એ પછી પાડવો દ્રૌપદી સાથે કામ્યક વનમા રહ્યા. એક દિવસ અર્જુનના વિયોગથી તથા રાજ્યભ્રષ્ટ થવાથી દુ:ખી પાડવો દ્રૌપદી સાથે એકાતમા બેઠા હતા ત્યારે ભીમે યુધિષ્ઠિરને કહ્યું : ‘ હે મહારાજ ! ફક્ત તમારે લીધે જ કૌરવો પ્રત્યેનો ક્રોધ અમે શમાવી રાખીએ છીએ. આપણા જેવા ક્ષત્રિયોએ વનમા રહેવું યોગ્ય નથી રાજ્ય કરવું એ જ આપણો ધર્મ છે. માટે આપણે તેર વર્ષ પૂરા થવાની રાહ ન જોતા, કપટ કરીને એ લોકોનો નાશ કરવો જોઈએ, કારણકે કપટી દુર્યોધન આપણને ગુપ્તવાસમાથી શોધી કાઢીને અથવા ફરીથી દ્યૂતમા આપણને હરાવીને ફરીથી આપણને વનમા મોકલશે ’ યુધિષ્ઠિરે કહ્યું, ‘ હે ભીમસેન, આપણે આપેલા વચનનો હું ભગ કરવા ઇચ્છતો નથી ’

યુધિષ્ઠિર જ્યારે ભીમને સાત્વન આપી સમજાવતા હતા ત્યારે ત્યા બૃહદશ્વ ઋષિ આવ્યા. ત્યારે તેમના દુ:ખની વાત જાણી ઋષિએ કહ્યુ : ‘ હે રાજન ! તમારા કરતા પણ વધારે દુ:ખી એવા રાજાઓ થઈ ગયા છે વીરસેન રાજાનો પુત્ર નળ પોતાના ભાઈ સાથે દ્યૂતમા હારી વનમા ગયો હતો, પણ તેની સાથે

ચાકરો, રથ, ભાઈઓ સગાસંબંધીઓ કોઈ ગયાં ન હતાં ત્યારે. તમે તો બધા ભાઈઓ અને વેદમૂર્તિ બ્રાહ્મણો સાથે રહો છો માટે તમારે કંઈ શોક કરવો ન જોઈએ.' યુધિષ્ઠિરે કહ્યુ . 'મને એ નળ રાજાનો વૃત્તાન્ત વિસ્તારથી કહો.'

ઋષિએ કહ્યું . 'હે યુધિષ્ઠિર ! મહાબળવાન, સદ્‌ગુણોવાળો, અશ્વ-વિદ્યામા કુશળ, સૂર્ય સરખા તેજવાળો, વેદોનો જાણનાર, પાસાની રમતમાં પ્રીતિવાળો, સત્યવાદી, ઉદાર, શરણે આવેલાંઓની રક્ષા કરનાર એવો નળ નામે રાજા હતો બીજી બાજુ, વિદર્ભ દેશમા ભીમ નામનો રાજા હતો તે નિઃસંતાન હતો તે સતાનની ઇચ્છાવાળો હતો. એક દિવસ તેની પાસે દમન નામના એક બ્રહ્મર્ષિ આવ્યા ભીમે તથા રાણીએ એમનો સારો સત્કાર કર્યો. આથી તે ઋષિએ તેમને એક પુત્રી અને ત્રણ પુત્ર પ્રાપ્ત થશે એવું વરદાન આપ્યુ . ત્યાર પછી તેમને ચાર સતાન થયાં. ભીમે પુત્રીનું નામ 'દમયતી' રાખ્યુ અને પુત્રોનાં નામ દમ, દમન અને દાન્ત એ પ્રમાણે રાખ્યાં હતા.

"દમયંતી અત્યત સ્વરૂપવાન હતી. બીજી બાજુ, નળ પણ કામદેવ જેવો સુદર હતો આથી કેટલાક માણસો તે બંને આગળ એકબીજાના ગુણોની વારવાર પ્રશસા કરતા હતા આમ તેમણે એકબીજાને નજરે જોયાં ન હતા, તો-પણ એકબીજા વિશે સાંભળવાથી તેમને પરસ્પર અનુરાગ થયો હતો.

"એક દિવસ નળ દમયતી પ્રત્યેના અનુરાગને કારણે વ્યાકુળ થયો હતો. તેથી તે પાસેના વનમાં ગયો. ત્યા તેણે હસ પક્ષીઓને જોયા તેમાંથી એક હંસને તેણે પકડ્યો. એથી હસે કહ્યુ : 'હે રાજન, તમે મને મારશો નહિ. હું તમારું પ્રિય કરીશ. દમયતી પાસે જઈ હુ તમારા ગુણની પ્રશસા કરીશ, જેથી તે બીજા પુરુષની ઇચ્છા કરે નહિ ' હસની આવી વાણી સાભળી નળે એને છોડી દીધો પછી તે હંસ બીજા હસો સાથે ઊડતો ઊડતો વિદર્ભ દેશ તરફ ગયો. તે બધા હસો આકાશમાથી નીચે ઊતરી દમયંતીના આવાસ તરફ ગયા હંસોને જોઈ દમયંતી અને એની સખીઓ તેમને પકડવા ગઈ ત્યારે દમયતી જે હંસની પાછળ દોડી તે હંસે એને કહ્યુ . 'અમે નિષધ દેશના નળરાજા જેવો બીજો કોઈ પુરુષ જોયો નથી તો તુ તેને પતિ તરીકે વરી તારું રૂપ સફળ બનાવ જેમ તું સર્વ સ્ત્રીઓમા રત્ન જેવી છે તેમ તે પણ સર્વ પુરુષોમા રત્નરૂપ છે'

દમયંતીએ કહ્યુ : 'ભલે ! જેમ તું મને કહે છે તેમ તુ નળરાજાને પણ જઈને કહેજે' હસ ઊડતો ઊડતો નળરાજા પાસે આવ્યો અને એણે તેની આગળ દમયતીનુ વર્ણન કરી બતાવ્યુ

આ પ્રમાણે, નળ વિશે હંસ પાસેથી સાંભળ્યા પછી દમયંતીની વ્યાકુળતા વધી ગઈ. એના મુખની કાંતિ બદલાઈ ગઈ. એની સખીઓ દ્વારા ભીમે જ્યારે આ વાત જાણી ત્યારે તેણે દમયંતીનો સ્વયંવર કરવાનો નિશ્ચય કરી બધા રાજાઓને તે માટે નિમંત્રણ મોકલ્યું. નિમંત્રણ મળતાં રાજાઓ વિદર્ભ આવવા લાગ્યા. ભીમરાજાએ તેમનો સારો સત્કાર કર્યો હવે એ જ વખતે નારદ તથા પર્વત ઋષિ ઇન્દ્રલોકમાં ગયા. ઇન્દ્રે તેમની પૂજા કરી પછી પૂછ્યું: 'હે ઋષિ! હમણાં ક્ષત્રિય રાજાઓ અહીં ઇન્દ્રલોકમાં કેમ દેખાતા નથી?' નારદજીએ કહ્યું: 'હે ઇન્દ્ર! હમણાં પૃથ્વી પર દમયંતીનો સ્વયંવર હોવાથી ત્યાંના રાજવીઓ દમયંતીની ઇચ્છા કરવા લાગ્યા છે. માટે તમને તે અહીં દેખાતા નથી.' આ વાત ચાલતી હતી તેવામા અગ્નિ અને બીજા દેવતાઓ પણ ત્યાં આવ્યા. નારદજીની વાત સાંભળી તેઓ પણ ઇન્દ્રની સાથે દમયંતીના સ્વયંવરમાં જવા તૈયાર થયા જ્યારે તેઓ આકાશમાંથી વિમાનમા પૃથ્વીલોક પર ઊતરી રહ્યા હતા ત્યારે તેમણે નળને જોયો. દેવતાઓએ નળને કહ્યું : 'હે નળ! તુ સત્યવ્રતવાળો છે માટે અમારો દૂત થઈને અમને સહાય કર.' નળે કહ્યુ . 'ભલે! હું તમારા કહેવા પ્રમાણે કરીશ પણ તમે કોણ છો અને મારે તમારું શું કામ કરવાનું છે તે કહો' ઇન્દ્રે કહ્યું: 'હુ ઇન્દ્ર, આ અગ્નિ, આ વરુણ અને આ યમ છે. તું દમયતી પાસે જઈ અમારામાથી કોઈ એકને એ વરે તે પ્રમાણે સમજાવ.' નળે કહ્યુ : 'હે દેવતાઓ! જેવી તમારા મનમાં ઇચ્છા છે તેવી મારા મનમા પણ ઇચ્છા છે. માટે મને મોકલો નહિ પુરુષ જે સ્ત્રી સાથે પોતાના વિવાહની ઇચ્છા રાખતો હોય તેનો ત્યાગ કેમ કરે? માટે તમે મને ક્ષમા કરો.' દેવોએ કહ્યુ: 'હે નળ! તે અમને વચન આપેલું છે. માટે તું જલદીથી દમયંતીની પાસે જા' નળે કહ્યુ : 'દમયંતીના આવાસ આગળ ઘણા ચોકીદારો છે. માટે હું ત્યાં કેવી રીતે પ્રવેશ કરી શકું?' ઇન્દ્રે કહ્યું : 'જા, તને કોઈ રક્ષકો જોઈ નહિ શકે.'

નળ દમયંતીના આવાસમાં ગયો ત્યાં સખીઓથી વીંટળાયેલી દમયંતીને જોતા જ તેના મનમા અનુરાગ ઉત્પન્ન થયો, પરંતુ પોતાના સત્યપણાને ખાતર તેણે તે શમાવી દીધો. દમયતીએ એને પૂછ્યુ : 'મારા ઘર આગળ ઘણા રક્ષકો છે, છતા તમે અહીં કેવી રીતે અને કેમ આવ્યા?' નળે કહ્યુ : 'હે કલ્યાણી! હું નળરાજા છુ અને દેવતાઓનો દૂત થઈને આવ્યો છું. ઇન્દ્ર, અગ્નિ, યમ અને વરુણ એ ચાર દેવતાઓમાથી કોઈ એકને તુ પતિરૂપે વર હું તેમના પ્રતાપથી અહીં આવ્યો છું. રક્ષકોએ મને જોયો નથી'

આ સાંભળી દમયંતીએ કહ્યુ. 'હે રાજન! હંસ પક્ષીનાં વચન સાંભળીને મે તમને જ પરણવાનો નિશ્ચય કર્યો છે જો તમે મને પરણવાની ના પાડશો તો હું વિષનું પાન કરીશ, અગ્નિ કે જળમાં પ્રવેશ કરીશ અથવા ગળે ફાંસો ખાઈશ.' નળે કહ્યુ : 'તું દેવતાઓને છોડીને મને મનુષ્યને પરણવાની ઇચ્છા કેમ કરે છે?' નળે એ રીતે દમયંતીને સમજાવવાના ઘણા પ્રયત્નો કર્યા પરંતુ દમયંતીએ તેમ કરવાની ના પાડી નળે કહ્યું : 'હું દેવતાઓનો દૂત થઈને આવ્યો છું એટલે તને પરણવાના માગ સ્વાર્થની વાત કઈ રીતે કરું? પરંતુ તેમ કરવાથી જો એ ધર્મ થતો હશે તો તે હુ કરીશ' દમયંતીએ કહ્યુ: 'તેનો ઉપાય હું જાણું છું. હુ દેવતાઓની હાજરીમા તમને વરીશ તેથી તમને કઈ દોષ લાગશે નહિ.'

तामुवाच ततो राजा वेपमानां कृताञ्जलिम् ।
दौत्येनागत्य कल्याणि कथं स्वार्थमिहोत्सहे ॥
एष धर्मो यदि स्वार्थो ममापि भविता ततः ।
एवं स्वार्थं करिष्यामि तथा भद्रे विधीयताम् ॥
उपायोऽयं मया दृष्टो निरुपायो नरेश्वर ।
येन दोषो न भविता तव राजन् कथंचन ॥

દમયંતી પાસેથી નળ દેવો પાસે આવ્યો અને જે પ્રમાણે બન્યું હતું તે પ્રમાણે કહ્યું.

ત્યાર પછી સ્વયંવર માટે આવેલા રાજાઓને ભીમે શુભ ઘડી જોઈ સ્વયંવર મંડપમાં પધારવાનું નિમંત્રણ મોકલ્યુ. દમયંતીએ મંડપમા પ્રવેશ કર્યો ત્યારે બધા રાજાઓ તેને આસક્તિથી નિહાળવા લાગ્યા એક પછી એક રાજાઓ આગળથી પસાર થતી દમયંતીએ એકસરખા પાંચ પુરુષો જોયા. તેથી એ તેમાં કોણ નળ છે તે બરાબર ઓળખી શકી નહિ. તેણે દેવોના ચિહ્નોનો વિચાર કર્યો. પણ તે તેને કોઈમા જોવા મળ્યા નહિ. આથી તેણે દેવોને શરણે જવાનું વિચાર્યું. તેણે દેવોને આજીજીભરી વિનંતી કરતા કહ્યુ 'હે દેવતાઓ! હું નળ રાજાને મનથી વરી છું અને તેથી બીજા પતિની ઇચ્છા કરતી નથી. માટે હે મહેશ્વરો! હું નળને ઓળખી શકુ એ રીતે તમે તમારાં ચિહ્નો ધારણ કરો.' દમયંતીની કરુણ વાણી સાભળી દેવોએ પોતાનાં ચિહ્નો પ્રગટ કર્યા એટલે નળરાજાને ઓળખીને દમયંતીએ તેના ગળામાં પુષ્પમાળ પહેરાવી. પછી તે ચારે દેવોએ નળને આઠ વરદાન આપ્યાં ઇન્દ્રે યજ્ઞમા પ્રત્યક્ષ થવું અને અનુત્તમ ગતિ એ બે વરદાન આપ્યાં. અગ્નિએ નળ જ્યાં ઇચ્છા કરે ત્યા ઉત્પન્ન થવું અને શ્રેષ્ઠ પ્રકાશમાન

લોકની પ્રાપ્ત એ બે વરદાન આપ્યાં. યમે અન્ન સિદ્ધ કરવાની કળા અને ધર્મમાં સ્થિતિ એ બે વરદાન આપ્યા અને વરુણે નળ ઇચ્છા કરે ત્યા પોતે ઉત્પન્ન થવું અને સુગંધવાળી, ન કરમાય એવી પુષ્પની માળા એ બે વરદાન આપ્યાં. વરદાન આપી દેવો સ્વર્ગ તરફ ગયા. નળ-દમયંતીનો વિધિપૂર્વક વિવાહોત્સવ થયો. ત્યારપછી નળ પોતાની નગરીમાં આવી સુખેથી રહેવા લાગ્યો. તેમને ઇન્દ્રસેન નામનો એક પુત્ર અને ઇન્દ્રસેના નામની એક પુત્રી એમ બે સંતાનો પ્રાપ્ત થયા.

× × ×

દેવો જ્યારે સ્વર્ગમા પાછા ફરી રહ્યા હતા ત્યારે તેમણે સામેથી દ્વાપર અને કલિને આવતા જોયા ઇન્દ્રે તેમને પૂછ્યું, 'તમે કયા જાવ છો ?' કલિએ કહ્યું: 'દમયંતીના સ્વયંવરમા' ઇન્દ્રે હસતાં હસતા કહ્યુ : 'એ સ્વયવર તો પૂરો થઈ ગયો' આથી કલિએ ક્રોધે ભરાઈને કહ્યુ : 'દમયતી દેવોને છોડી મનુષ્યને વરી છે, માટે તેને શિક્ષા કરવી જોઈશે.' દેવોએ એને સમજાવવા પ્રયત્ન કર્યો અને કહ્યુ: 'અમારી સંમતિથી જ દમયંતી નળને વરી છે.' પણ કલિએ તે માન્યુ નહિ. એણે દ્વાપરને કહ્યું: 'હું નળના શરીરમાં પ્રવેશી તેને રાજ્યભ્રષ્ટ કરવા તથા દમયંતીથી એને વિખૂટો પાડવા ઇચ્છુ છું. માટે તું પાસાઓમાં પ્રવેશ કરી મને મદદ કર'

ત્યાર પછી દ્વાપર સાથે કલિ નળના નગરમાં આવ્યો પરંતુ શુદ્ધ દેહ અને પવિત્ર મનવાળા નળના શરીરમાં બાર વર્ષ સુધી તે પ્રવેશી શક્યો નહિ એક દિવસ નળ લઘુશંકા કર્યા પછી હાથપગ ધોયા વગર સંધ્યા કરવા લાગ્યો ત્યારે કલિએ એના શરીરમા પ્રવેશ કર્યો. ત્યારપછી બીજું સ્વરૂપ ધારણ કરી કલિએ પુષ્કરને નળની સાથે દ્યૂત રમવા ઉશ્કેર્યો. તે વખતે દ્વાપર પાસાઓમાં શ્રેષ્ઠ પાસાનું સ્વરૂપ લઈ પુષ્કરની પાસે રહ્યો

પુષ્કર સાથેના દ્યૂતમા નળ ઉત્તરોત્તર વધુ અને વધુ હારતો ગયો. દમયંતીએ અને બીજાઓએ તેને અટકાવવા પ્રયત્ન કર્યો, પણ નળે તે માન્યુ નહિ. પછી પ્રધાનો અને ગ્રામલોકો નળને મળવા આવ્યા, એટલે દમયતીએ તેમને મળવા માટે નળને કહ્યું. પરંતુ કલિની અસરવાળા નળે કંઈ ઉત્તર આપ્યો નહિ. તે દ્યૂત રમવામાં જ મગ્ન રહ્યો

જ્યારે નળ દ્યૂતમા સર્વસ્વ હારી જવા લાગ્યો છે એમ દમયંતીએ જાણ્યું ત્યારે તેણે વાર્ષ્ણેય સારથિને કહ્યું. 'હે સારથિ ! તું રથમા રાજાના પ્રિય અશ્વો

જોડીને મારાં બંને સંતાનોને ભીમરાજાને ત્યાં મૂકી આવ. પછી તારે ગમે ત્યાં જવું હોય ત્યાં જજે.' વાર્ષ્ણેય બંને બાળકોને ભીમરાજાને ત્યાં કુંડિનપુર પહોંચાડી પોતે ફરતો ફરતો અયોધ્યા ગયો. ત્યાં ઋતુપર્ણ રાજાને ત્યાં તે સારથિ તરીકે રહ્યો.

નળ જ્યારે સર્વસ્વ હારી ગયો ત્યારે પુષ્કરે કહ્યું: 'હવે એક દમયંતી બાકી છે. માટે મરજી હોય તો તેને પણ હોડમા મૂકો' આ સાંભળી નળ એકદમ ક્રોધે ભરાઈ ગયો, પણ કશું બોલ્યો નહિ. એણે શરીર પરનાં આભૂષણો ઉતારીને પુષ્કરને આપ્યાં માત્ર એક જ વસ્ત્ર પહેરી તે વનમાં જવા નીકળ્યો. તેની પાછળ દમયંતી પણ નીકળી. તે સમયે પુષ્કરની આજ્ઞાથી નગરમાં કોઈએ તેમનો સત્કાર કર્યો નહિ. નગર બહાર ત્રણ દિવસ માત્ર પાણી પીને નળ દમયંતી રહ્યાં ત્યારપછી તે વનમાં ગયાં.

વનમાં નળે સોના જેવી પાંખવાળા પંખીઓ જોઈ તેમને પકડવા માટે તેમના પર પોતાનું વસ્ત્ર નાખ્યું. તે પંખીઓ તેનું વસ્ત્ર લઈ ઊડતાં ઊડતાં બોલ્યાં: 'હે નળ! તારુ વસ્ત્ર ઉપાડી જનાર અમે પાસાઓ છીએ. તારા શરીર પર આ વસ્ત્ર પણ અમે જોઈ શકતા ન હતા, માટે તે ઉપાડી જવા અમે આવ્યા છીએ' વસ્ત્ર જતાં નળ નગ્ન બન્યો એણે વનમાં આવી પડનાર આપત્તિઓનો વિચાર કરી દમયંતીને તેના પિતાને ત્યાં જવાનું કહ્યું. દમયંતીએ કહ્યું: 'જો એમ કરવું હોય તો આપણે બંને જઈએ. મારા પિતા તમારો સારો સત્કાર કરશે.' નળે કહ્યું: 'આવી સ્થિતિમાં હું ત્યા જવા ઇચ્છતો નથી.'

ત્યાર પછી થાકેલી દમયંતી ઊંઘી ગઈ નળને ઊંઘ આવતી નહોતી. એણે દમયંતીનો ત્યાગ કરવાનો વિચાર કર્યો. પોતે વસ્ત્ર વગરનો હતો, એટલે પાસે પડેલા એક ખડ્ગ વડે તેણે દમયંતીનું અડધુ વસ્ત્ર કાપી લીધું અને કલિના પ્રભાવથી એણે દમયંતીનો ત્યાગ કર્યો. પરંતુ થોડેક દૂર જઈ પાછો ફર્યો અને દમયંતીને જોઈ રડવા લાગ્યો વિચારી, વિલાપ કરી, 'દેવતાઓ તારી રક્ષા કરો અને તારા પોતાના ધર્મથી તુ રક્ષા પામેલી હો' એમ બોલી તે ચાલવા લાગ્યો ફરી તે પાછો આવ્યો અને ફરી તે કલિના પ્રભાવથી ચાલવા લાગ્યો. આમ, હિંડોળા માફક વારંવાર આવજાવ કરી, છેવટે દમયંતીનો ત્યાગ કરી તે ચાલ્યો ગયો.

દમયંતી જ્યારે જાગી ત્યારે નળને ન જોતાં વિલાપ કરવા લાગી ચારે બાજુ તે નળની તપાસમા ભમવા લાગી અને બોલી, 'અરે, જેના શાપને લીધે નળરાજાને દુખ પડે છે તેને અમારા કરતા પણ વધારે દુઃખ પડજો.' આવી

રીતે તે ભમતી હતી એવામાં એક મોટા અજગરના મુખમાં તેનો પગ પડ્યો તે અજગર તેના શરીરને ગળતો હતો તેવામા એક પારધીએ દમયતીને જોઈ એણે અજગરનું મુખ ચીરી દમયતીને બચાવી લીધી. પણ પછી તે દમયંતી તરફ કામાસક્ત થયો દમયતીએ પારધીને સમજાવવાનો પ્રયત્ન કર્યો, પરતુ તેમ છતાં તે માન્યો નહિ. પારધી તેનો સ્પર્શ કરવા ગયો ત્યારે દમયતીએ તેને શાપ આપ્યો. એટલે બળતા વૃક્ષની જેમ તે પારધી જમીન પર પડી મૃત્યુ પામ્યો

ત્યાર પછી વનમા ભમતી, વારવાર નળનો પોકાર કરતી, સિહ, પર્વત વગેરેને નળ વિષે પૂછતી દમયંતી એક આશ્રમ પાસે આવી ત્યા તપ કરતા ઋષિઓને એણે પોતાની વાત કરી. ઋષિઓએ કહ્યુ 'તને થોડા વખતમાં તારા પતિનો મેળાપ થશે' એટલુ કહી તે ઋષિઓ આશ્રમ સહિત અંતર્ધાન થઈ ગયા.

આગળ ચાલતા દમયતી એક નદી પાસે આવી. ત્યા એણે એક સાર્થ (સઘ) જોયો એટલે તે તેની સાથે થઈ ગઈ એને જોઈ સઘના કેટલાક માણસો એની મશ્કરી કરવા લાગ્યા, કેટલાક ભય પામવા લાગ્યા, કેટલાક દયાથી તેને પૂછવા લાગ્યા કે, 'તુ કોણ છે?' દમયતીએ પોતાની વાત કરી અને સઘના શુચિ નામના અધિપતિને પૂછવા લાગી કે, 'તમે નળને ક્યાંય જોયો છે?' તેણે કહ્યુ : 'અમે તારા સિવાય બીજા કોઈ મનુષ્યને જોયો નથી' દમયતીએ પૂછ્યું : 'તમારો સઘ ક્યા જાય છે?' અધિપતિએ કહ્યુ : 'ચેદિ દેશના સુબાહુ રાજાના નગર તરફ.'

દમયતી તે સંઘની સાથે ચાલવા લાગી તે પછી એક દિવસ સઘે એક સ્થળે પડાવ નાખ્યો ત્યારે રાતને વખતે ગાંડા હાથીઓએ સંઘના હાથીઓ પર આક્રમણ કર્યું. પરિણામે, સંઘના કેટલાક માણસો હાથીના પગ નીચે કચડાઈને મૃત્યુ પામ્યા બાકી રહેલા જીવતા માણસોએ આ આપત્તિ માટે દમયતીને જવાબદાર ગણી એ રાક્ષસીને મારવાનો તેમણે નિશ્ચય કર્યો આ સાભળી દમયતી ત્યાથી વેલાઓમા નાસી ગઈ અને એ રીતે બચી ગઈ બીજે દિવસે સાર્થના માણસો ચાલ્યા ગયા ત્યારપછી બીજા કેટલાક વેદમૂર્તિ બ્રાહ્મણો સાથે દમયતીએ સુબાહુ રાજાના નગરમા પ્રવેશ કર્યો તે સમયે અડધું વસ્ત્ર પહેરેલી, ગભરાયેલી, છૂટા વાળવાળી એને જોઈને લોકો આશ્ચર્ય પામવા લાગ્યા. બાળકો એની પાછળ પાછળ ચાલવા લાગ્યા એ જ્યારે રાજમહેલ આગળથી પસાર થઈ ત્યારે રાજમાતાએ એને જોઈ દાસીઓ મારફત એને પોતાની પાસે બોલાવીને પૂછ્યુ : 'તુ કોણ છે?' દમયતીએ કહ્યુ : 'હુ સૈરંધ્રી છું. મારા પતિ દ્યૂતમા હારી જતા વનમા ગયા;

તેની સાથે હું પણ નીકળી પરંતુ વનમાં પતિએ મારો ત્યાગ કર્યો છે. હું એમને શોધું છું.' રાજમાતાએ તેને પોતાની સાથે રહેવા કહ્યું. અને પોતાની પુત્રીને કહ્યું : 'હે સુનંદા! આ દાસી તારા જેટલી જ છે. એ તારી સખી થશે, માટે તું તેને તારી સાથે રાખ.' દમયંતી એ રીતે સુનંદા સાથે રહેવા લાગી

× × ×

દમયંતીનો ત્યાગ કરીને નળ વનમા આગળ ગયો. ત્યાં એણે એક સ્થળે મોટો દાવાનળ બળતો જોયો તેમાંથી એક અવાજ આવ્યો. 'હે નળ! મને બચાવ.' નળે અગ્નિમાં પ્રવેશ કર્યો. ત્યાં એણે ગૂંચળું વળીને સૂતેલા એક નાગને જોયો. નાગે કહ્યું: 'હુ કર્કોટક નામે નાગ છું નારદ મુનિના શાપથી હું અહીં બળું છું. માટે મને બચાવો હું તમારું કલ્યાણ થાય એવું કરીશ. તમારાથી ઊચકાય એવું નાનું સ્વરૂપ હું ધારણ કરીશ માટે મને આ અગ્નિમાંથી બહાર કાઢો ' એમ કહી કર્કોટકે અંગૂઠા જેટલુ સ્વરૂપ ધારણ કર્યું. નળ એને અગ્નિમાંથી બહાર કાઢીને નીચે મૂકવા જતો હતો ત્યા નાગે કહ્યુ : 'તમે તમારા ડગલાં ગણતાં ગણતાં ચાલો, અને હું કહું ત્યાં મને મૂકો' નળે ડગલાં ગણતાં ગણતા 'દશ' કહ્યુ, ત્યારે દશમે ડગલે એ નાગ નળને કરડ્યો એથી નળનો દેહ કાળો અને કદરૂપો થઈ ગયો. તે વખતે દેવસ્વરૂપ ધારણ કરી કર્કોટકે નળને સાંત્વન આપતાં કહ્યું કે, 'હે રાજન! મે નાગ સ્વરૂપને બદલી નાખ્યું છે કે જેથી તમને માણસો ઓળખી ન શકે. મારા દંશથી તમારા શરીરમા રહેતો કલિ દુ:ખ પામતો રહેશે. તમારો યુદ્ધમાં હમેશાં જય થશે. ભયંકર જંગલી પશુઓથી તમારુ રક્ષણ થશે. તમે ઋતુપર્ણ રાજાને ત્યા બાહુક નામ ધારણ કરી સારથિ તરીકે રહો તમારી અશ્વવિદ્યા આપી તેની પાસેથી અક્ષવિદ્યા શીખી લો. એથી તમને તમારુ રાજ્ય, સ્ત્રી, સંતાન બધું પાછું મળશે તમારું મૂળ સ્વરૂપ મેળવવા માટે આ બે વસ્ત્ર આપું છું તે ધારણ કરજો.' આમ કહી, નળને બે વસ્ત્ર આપી તે નાગ અંતર્ધાન થઈ ગયો.

ત્યાર પછી દસમે દિવસે નળ અયોધ્યામાં ઋતુપર્ણ રાજાને ત્યા આવ્યો ત્યાં દસ હજારના પગારથી એ સારથિ તરીકે રહ્યો રાજાના વાર્ષ્ણેય અને જીવળ નામના સારથિ નળના હાથ નીચે રહ્યા

ત્યાં નળ રોજ સાયંકાળે દમયંતીને યાદ કરતો એક શ્લોક બોલતો હતો.

क्व नु सा क्षुत्पिपासार्ता श्रान्ता शेते तपस्विनी ।
स्मरन्ती तस्य मन्दस्य कं वा साद्योपतिष्ठति ॥

× × ×

આ બાજુ ભીમરાજાને નળના સમાચાર મળ્યા ત્યારે એણે તેમની શોધ કરવા માટે બ્રાહ્મણોને કહ્યું: 'તમારામાથી જે કોઈ નળ રાજા અને દમયંતીની શોધ કરી લાવશે તેમને હું એક હજાર ગાય, કુટુંબનું ભરણપોષણ થાય એવું એક ખેતર અને એક મોટું ગામ આપીશ' આ સાભળી બ્રાહ્મણો સર્વ દિશામાં શોધ કરવા માટે ગયા. એમાંનો એક સુદેવ નામનો બ્રાહ્મણ ચેદિદેશના સુબાહુના નગરમાં આવ્યો. એણે રાજમહેલમાં દમયંતીને જોઈ. એણે એની પાસે જઈને કહ્યું 'હે દમયંતી! હું તારા ભાઈનો મિત્ર સુદેવ નામનો બ્રાહ્મણ છું. તારા પિતાની આજ્ઞાથી શોધ કરતો કરતો અહી આવ્યો છુ. તારાં માતાપિતા, ભાઈઓ તથા તારા બને સંતાનો કુશળ છે.' સુદેવને જોઈ તથા એની પાસેથી સમાચાર સાંભળી દમયતી રડવા લાગી. સુનંદાએ આ જોયું અને એણે માતાને એ વિશે ખબર આપી. રાજમાતાએ આવી સૈરંધ્રી વિશે પૂછ્યું. સુદેવે દમયંતીનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. રાજમાતાએ પોતાની બહેનની પુત્રીને આ રીતે દાસી તરીકે રાખી એટલે પોતે ઘણું દુઃખ અનુભવવા લાગી દમયંતીએ કહ્યું: 'હે માસી! તમે મારું સદૈવ રક્ષણ કર્યું છે, મને સુખ આપ્યુ છે. હવે મને જવાની રજા આપો કારણ કે મારા બાળકો મારા વગર એકલાં રહ્યા છે' પછી રાજમાતાએ પોતાના પુત્રની રજા લઈ, દમયંતીને પાલખીમા બેસાડી વિદર્ભ દેશ તરફ મોકલી

દમયંતી વિદર્ભ આવી પોતાનાં માતા-પિતા, બંધુઓ, બાળકો વગેરેને મળી. તેથી તેઓને બધાંને અત્યંત હર્ષ થયો. પછી દમયતીએ પોતાના પતિની શોધ કરવા માટે માતાને કહ્યુ એટલે ભીમરાજાએ નળની શોધ કરવા માટે બ્રાહ્મણોને મોકલ્યા. દમયંતીએ એ બ્રાહ્મણોને કેટલીક સૂચનાઓ આપી અને દરેક સ્થળે જઈને શુ બોલવું તે જણાવ્યુ.

ત્યાર પછી એક દિવસ પર્ણાદ નામના એક બ્રાહ્મણે આવીને દમયતીને કહ્યું. "હું અયોધ્યાનગરીમા ઋતુપર્ણની સભામા ગયો અને તારા કહેવા પ્રમાણે મેં વાક્યો કહ્યા. પણ મને કોઈએ ઉત્તર આપ્યો નહિ ત્યારપછી ટૂંકા હાથવાળા, રથ ચલાવવાવાળા તથા અન્ન સિદ્ધ કરવામા કુશળ એવા કદરૂપા બાહુક નામના સારથિએ મને તેનો જવાબ આપ્યો કે, 'કુળવાન સ્ત્રીએ પતિના વિયોગથી કદી ક્રોધ કરવો ન જોઈએ અને પક્ષીઓએ વસ્ત્રહરણ કરેલા અને દુઃખને લીધે સંતાપ પામતા તે પતિનો તે પાછો આવે ત્યારે સત્કાર કરવો જોઈએ"

પર્ણાદની વાત સાભળી દમયતીને લાગ્યું કે એ જવાબ આપનાર નળ જ હોવો જોઇએ એટલે તેણે પોતાની માતાને કહ્યુ: 'હું મારા પિતા ન જાણે

એ રીતે સુદેવને અયોધ્યા મોકલવા ઇચ્છુ છું.' પછી એણે સુદેવને કહ્યું : 'તું અયોધ્યામાં ઋતુપર્ણ રાજાની પાસે જઈને કહે કે, 'ભીમરાજાની પુત્રી દમયંતીની ફરી સ્વયંવર કરે છે. તે સ્વયંવર આવતી કાલે થવાનો છે. જો તમારી મરજી હોય તો તમે પણ જલદી જાઓ.' દમયંતીએ કહેલા આ શબ્દો સુદેવે ઋતુપર્ણને ત્યાં જઈને એને કહ્યા ઋતુપર્ણે આ વાત સાંભળી બાહુકને કહ્યું : 'તારી મદદથી એક દિવસમાં હું વિદર્ભ તરફ દમયંતીના સ્વયંવરમાં જવા ઇચ્છું છું.' આ વાત સાંભળી નળને ખેદ થયો. તે જુદા જુદા વિચાર કરવા લાગ્યો. પણ પછી ઋતુપર્ણ સાથે જવાનુ એણે નક્કી કર્યું. ઋતુપર્ણની આજ્ઞાથી એણે હયશાળામાં જઈ શરીરે પાતળા પણ પંથ કાપવામાં કુશળ એવા અશ્વો જોડ્યા. ઋતુપર્ણે કહ્યું : 'આવા દુર્બળ ઘોડાઓ કેમ જોડ્યા?' બાહુકે કહ્યું : 'એ દેખાય છે દુર્બળ, પણ એની નિશાનીઓ જોતાં તે તમને એક દિવસમાં વિદર્ભ લઈ જશે.' આમ, ચાર ઘોડા જોડેલા રથમાં ઋતુપર્ણ બેસવા ગયો ત્યારે તે ઘોડા ઘૂંટણભર બેસી પડ્યા. પરંતુ બાહુકે તેમને શાંત કરી ઘોડાના કાનમાં મંત્ર ફૂંક્યો એટલે તે આકાશમાં ઊડતા હોય તેમ દોડવા લાગ્યા. બાહુકની અશ્વવિદ્યા જોઈ વાર્ષ્ણેય સારથિને લાગ્યું કે આ રથ હાંકનાર ઇન્દ્રનો સારથિ માતલિ અથવા અશ્વવિદ્યાના શાસ્ત્રનો વિસ્તાર કરનાર શાલિહોત્ર અથવા નળરાજા હોવો જોઈએ. પરંતુ બાહુક કદરૂપો હતો એથી તેના મનમાં દ્વિધા થતી હતી.

રથ ચાલતો હતો એવામાં ઋતુપર્ણે કહ્યું : 'મારું ઉત્તરીય પડી ગયું છે. માટે વાર્ષ્ણેય લઈ આવે ત્યાં સુધી તું રથ ઊભો રાખ' નળે કહ્યું : 'એ હવે લાવી શકાય તેમ નથી; કારણકે એટલી વારમા રથ એક યોજન જેટલો આગળ નીકળી ગયો છે.'

આગળ જતા એક બેહેડાનું વૃક્ષ જોઈ ઋતુપર્ણે કહ્યું · 'હે બાહુક! મે તારી અશ્વવિદ્યા જોઈ. પણ હવે તું મારી ગણિતવિદ્યા જો આ બેહેડાના વૃક્ષનાં ખરી પડેલાં પાંદડાં અને ફળની સંખ્યા વૃક્ષ ઉપર છે તેના કરતા એકસો ને એક વધારે છે. વૃક્ષની આ બે શાખાઓમાં પાંચ કરોડ પાંદડા અને ૨૧૦૦માં પાચ ઓછાં ફળ છે' બાહુકે કહ્યું : 'હુ તે તમારા દેખતા ગણી જોઉં છું.' ઋતુપર્ણે કહ્યુ : 'અત્યારે આપણી પાસે સમય નથી' બાહુકે કહ્યું : 'તો તમે વાર્ષ્ણેય સારથિ પાસે રથ હંકાવીને જઈ શકો છો. હું ફળ અને પાંદડાં ગણ્યા વગર આવવાનો નથી.' ઋતુપર્ણે કહ્યુ : 'ભલે! તુ પ્રસન્ન થા' નળે તે ગણી જોયા તો બરાબર ઋતુપર્ણે કહ્યાં હતાં તેટલા થયા. એટલે એણે ઋતુપર્ણ પાસેથી તે વિદ્યા શીખવા ઇચ્છા વ્યક્ત કરી અને બદલામા પોતાની અશ્વવિદ્યા

આપવાનું જણાવ્યું ઋતુપર્ણે અક્ષવિદ્યા આપી અને એની પાસેથી અશ્વવિદ્યા વિદર્ભ પહોંચ્યા પછી લેવાનું રાખ્યું.

અક્ષવિદ્યા ગ્રહણ કરતાં જ નળના શરીરમાં રહેલો કલિ કર્કોટકનું ઝેર ઓકતો બહાર નીકળ્યો. નળ તેને શાપ આપવા જતો હતો, પણ કલિ તેને શરણે આવ્યો એટલે નળે એને જવા દીધો. કલિએ કોઈ તેને દેખે નહિ તેમ બેહેડાના વૃક્ષમાં પ્રવેશ કર્યો, અને નળ અને ઋતુપર્ણ ત્યાંથી વિદાય થયા પછી તે પોતાને ઘેર ગયો.

ઋતુપર્ણનો રથ સાજને સમયે વિદર્ભ આવી પહોંચ્યો એનો અવાજ સાભળી ભીમરાજાને ત્યા વાર્ષ્ણેયે રાખેલા અશ્વો, જેમ નળને જોઈને અવાજ કરતા હતા તેમ હણહણાટ કરવા લાગ્યા ઋતુપર્ણ રથમાથી ઊતરી ભીમ પાસે ગયા અને સ્વયંવરનાં કંઈ ચિહ્ન ન જોતાં વિચારમા પડી ગયો ભીમે એનો સત્કાર કરતા પૂછ્યું. 'ભલે પધાર્યા. ખાસ કઈ કામ માટે તો નથી આવ્યા ને?' ઋતુપર્ણે મનમાં વિચાર કરી કહ્યું: 'ના, હુ તો માત્ર તમને નમસ્કાર કરવા આવ્યો છુ.' ભીમે તેમને સારો ઉતારો આપ્યો બાહુક પણ રથશાળામા રથ છોડી, પોતે રથ ઉપર સારથિની જગ્યાએ બેઠો

નળની તપાસ કરવા માટે દમયંતીએ કેશિનીને કહ્યું: 'રથમાં સારથિની જગ્યાએ બેઠેલો કદરૂપો પુરુષ કોણ છે તે તું જોઈ આવ' કેશિનીએ દમયંતીએ કહ્યા પ્રમાણે બાહુક પાસે જઈ કેટલાક પ્રશ્નો કર્યા અને બાહુકે જે ઉત્તર આપ્યા તે દમયતીને આવીને કહ્યા એ સાભળી બાહુક એ જ નળ છે એવી દમયતીની શંકા વધારે દૃઢ થઈ દમયંતીએ ફરી કેશિનીને બાહુક પાસે મોકલી અને તેનું અવલોકન કરવાનું કહ્યુ: તે પ્રમાણે જોઈ કેશિનીએ આવી કહ્યું: 'ઘરનુ દ્વાર નાનું હોય તો પણ બાહુક તેમાં નમ્યા વગર પ્રવેશે છે વળી ઋતુપર્ણ માટે મોકલવામા આવેલુ માસ ધોવા માટે જળ વગરનો કુંભ બાહુકના માત્ર જોવાથી ભરાઈ ગયો વળી, એણે હાથમા ઘાસ રાખી તેમા કશા સાધન વગર અગ્નિ પ્રગટાવ્યો, અને અગ્નિનો સ્પર્શ કરે તો પણ તે દાઝતો નથી. આ ઉપરાત, તે પોતાના હાથમાં ફૂલ રાખીને મસળે છે તો પણ તે ફરી તાજાં સુગંધયુક્ત થઈ જાય છે' આ સાંભળી દમયતીએ કેશિનીને કહ્યું, 'બાહુકનુ ધ્યાન ન હોય એ રીતે તુ એનું રાધેલું માસ લઈ આવ' કેશિની તે લઈ આવી દમયતીએ તે ચાખી જોયું પછી એણે પોતાનાં બન્ને બાળકોને બાહુક પાસે મોકલ્યા બાહુકે તેમને છાતીસરસાં ચાંપીને પોતાના ખોળામા બેસાડયા અને તેમને જોઈ રુદન કરવા લાગ્યો. તેણે કેશિનીને કહ્યું, 'આ બન્ને બાળકોને જોઈ મને મારાં બાળકો યાદ આવ્યા અને તેથી મારી આંખમાં આસુ આવ્યા'

આ બધી વાત પરથી દમયંતીને પૂરેપૂરી પ્રતીતિ થઈ કે બાહુક એ જ નળ છે પછી એણે કેશિની મારફતે પોતાની માતાને કહેવડાવ્યું : 'બાહુક એ જ નળ છે કે નહિ એની મેં પરીક્ષા કરી છે. હવે એના સ્વરૂપ વિશે શંકા રહે છે. માટે બાહુક અહીં મારી પાસે આવે અથવા હું તેની પાસે જાઉં એવી વ્યવસ્થા મારા પિતાને કહીને કરાવો.' દમયંતીની માતાએ ભીમરાજાને પૂછીને બાહુકને દમયંતીના ઓરડામાં બોલાવી લાવવા કહ્યું. બાહુકે દમયંતીને જોઈ તરત જ એની આંખમાંથી આંસુ આવ્યા. દમયંતીએ બાહુકને પૂછ્યું : 'હે બાહુક! પોતાની સ્ત્રીનો વનમાં ત્યાગ કરીને ચાલ્યા ગયેલા નળરાજાને કોઈ દિવસ તેં નજરે જોયા છે? અપરાધ વગર તેણે મારો ત્યાગ કેમ કર્યો હશે?' બાહુકે પોતે જ નળ છે એ રીતે કહ્યું. 'હે પ્રિય દમયંતી! મારું બધું રાજ્ય ચાલ્યું ગયું અને મેં વનમાં તારો ત્યાગ કર્યો એ બધું મેં નહિ પણ કલિએ કર્યું છે. એ કલિ મારામાંથી નીકળ્યો ત્યારપછી હું અહીં આવ્યો છું મારે અહીં આવવામાં તારા સિવાય બીજું કોઈ પ્રયોજન નથી. પણ મારા મનમાં એક શંકા છે. તું બીજો સ્વયંવર કરવાની છે એમ ભીમ રાજાના દૂતો બધે કહે છે એ સાંભળી ઋતુપર્ણ રાજા અહીં આવેલ છે.'

દમયંતીએ એ વાતનો અને પોતે કરેલ યુક્તિનો ખુલાસો કર્યો અને કહ્યું : 'જો હું પાપાચરણ કરતી હોઉં અથવા અસત્ય માર્ગે જતી હોઉં તો વાયુ, સૂર્ય અને ચન્દ્ર મારા પ્રાણનો વિયોગ કરાવો' તે સમયે આકાશમાંથી વાયુએ કહ્યું: 'હે નળ! દમયંતીએ પાપાચરણ કર્યું નથી. અમે એના સાક્ષી છીએ. અમે દમયંતીનું રક્ષણ કર્યું છે. આ પ્રમાણે વાયુએ કહ્યું ત્યારે આકાશમાંથી નળ ઉપર પુષ્પની વૃષ્ટિ થઈ અને દેવતાઓનાં દુંદુભિ વાગવા લાગ્યા પછી નળે કર્કોટક નાગને યાદ કરીને એણે આપેલા વસ્ત્ર ધારણ કર્યા અને તરત પોતાનું મૂળ સ્વરૂપ પાછું મેળવ્યું. આમ, પોતાની પત્નીનો નળને ચોથે વર્ષે મેળાપ થયો.

स चतुर्थे ततो वर्षे सगम्य सह भार्यया ।
सर्वकामैः सुसिद्धार्थो लब्धवान परमां मुदम ॥

બીજે દિવસે પ્રાતઃકાળે નળે ભીમરાજાને નમ્રતાપૂર્વક નમસ્કાર કર્યા. કુંડિનપુરના લોકોએ નળનો મોટો સત્કાર કર્યો અને ઉત્સવ કર્યો. ઋતુપર્ણે નળની ક્ષમા માગી, પણ નળે કહ્યું 'હે રાજન્! તમે મારો જરા પણ અપરાધ કર્યો નથી. હું મારા ઘર કરતાં પણ અધિક સુખથી તમારે ત્યાં રહ્યો છું. તમે મારી પાસેથી અશ્વવિદ્યા લેવાની બાકી રાખી છે તે હું તમને આપવા ઇચ્છું છું'

પછી નળે ઋતુપર્ણને અશ્વવિદ્યા આપી. બીજો એક સારથિ કરીને ભીમની વિદાય લઈ ઋતુપર્ણ અયોધ્યા તરફ ગયો.

કુંડિનપુરમાં એક મહિનો રહી નળ પોતાના દેશ તરફ ગયો. પુષ્કર પાસેથી દ્યૂત રમીને અશ્વવિદ્યા વડે એણે પોતાનુ રાજ્ય પાછું મેળવી લીધું. પુષ્કરનાં દમયંતી માટેના અયોગ્ય વચનો માટે નળે એને ઉદારતાથી માફ કર્યો નળે એને પોતાને નગર પાછો જવા દીધો

ત્યાર પછી નળે પોતાની મોટી સેના મોકલી કુંડિનપુરથી દમયંતીને તેડાવી. અને બાળકો પણ સાથે આવી પહોચ્યાં નળ પોતાના કુટુંબ સાથે ઇન્દ્રની જેમ સુખ ભોગવવા લાગ્યો જંબૂદ્વીપના સર્વ રાજાઓમાં નળે મોટા યજ્ઞો કરીને અને મોટા મોટા દાનો આપીને વધુમા વધુ યશ, ઐશ્વર્ય, મહત્તા મેળવ્યાં.

આ પ્રમાણે, નળ-દમયંતીને માથે પડેલા દુ:ખોની કથા કહી બૃહદશ્વ ઋષિએ યુધિષ્ઠિરને સાંત્વન આપતા કહ્યું, 'હે રાજન્ ! કર્કોટક નાગ, દમયતી, નળરાજા તથા ઋતુપર્ણ રાજાના કીર્તનરૂપ મે તમને આ વાત કહી છે તે કળિયુગના દોષનો નાશ કરનાર છે માટે વનવાસના દુ:ખને કારણે તમે કઈ ચિંતા કરશો નહિ કૌરવો તમને ફરીથી દ્યૂત રમવા બોલાવે તો તેથી ગભરાશો નહિ કારણ કે હું અક્ષવિદ્યા જાણું છું તે તમને શીખવીશ'

વૈશપાયને કહ્યુ . "હે જનમેજય ! એ પ્રમાણે બૃહદશ્વ ઋષિએ યુધિષ્ઠિરને અક્ષવિદ્યા શીખવી વળી, ત્યાર પછી બ્રાહ્મણો પાસેથી યુધિષ્ઠિરે સાંભળ્યુ કે અર્જુને પૂર્વે કોઈએ ન કર્યું હોય એવું મોટું તપ કર્યું છે. એથી યુધિષ્ઠિરનો શોક ઓછો થઈ ગયો"

# ૪. કથાસાહિત્યમાં નલકથા

નળ અને દમયંતીની કથા મહાભારત ઉપરાંત આપણને કથાસાહિત્યમાં જોવા મળે છે કથાસાહિત્યની નલકથાનું સ્વરૂપ લગભગ મહાભારતની નલકથાના સ્વરૂપ જેટલું જ પ્રાચીન છે એમ કહી શકાય. પૈશાચી ભાષામાં લખાયેલી ગુણાઢ્યની 'બૃહત્કથા' નષ્ટ થઈ ગઈ હોવાથી ઉપલબ્ધ નથી, પરંતુ સદ્ભાગ્યે 'બૃહત્કથા'ને આધારે ક્ષેમેન્દ્રે 'બૃહત્કથામંજરી', સોમદેવે 'કથાસરિત્સાગર' અને નેપાળના બુધસ્વામીએ 'બૃહત્કથાશ્લોકસંગ્રહ'ની રચના કરી છે. એથી ગુણાઢ્યની 'બૃહત્કથા'-નો ખ્યાલ આપણને મળી શકે છે. અલબત્ત, આ ત્રણે રચનાઓ 'બૃહત્કથા'ના સંક્ષેપ જેવી છે અને કથાઓના ક્રમ તથા એની સંખ્યાની બાબતમાં કેટલીક ભિન્નતા તેમાં જોવા મળે છે. એટલે મૂળ 'બૃહત્કથા'માં નિરૂપાયેલી નલકથાનું સ્વરૂપ કેવું હશે, એનો વિસ્તાર કેટલો હશે વગેરેની બાબતમાં તો આપણે અનભિજ્ઞ જ રહેવાના. તેમ છતાં, નલકથાના કથાવસ્તુ સાથે આપણને વિશેષ સંબંધ હોવાથીઅને કથાસાહિત્યના સંક્ષેપકારો સામાન્ય રીતે કથાસંક્ષેપમાં કથાવસ્તુને જ પ્રાધાન્ય આપતા હોવાથી આ રચનાઓમાં નિરૂપાયેલી નલકથા બૃહત્કથાની નલકથાનો આપણને પૂરતો ખ્યાલ આપી રહે છે

ગુણાઢ્યની 'બૃહત્કથા' આપણી પ્રાચીન લોકવાર્તાઓની એક ખાણ તરીકે ઓળખાય છે એમાં ગુણાઢ્યે કેટલીક વાર્તાઓ પોતાની કલ્પનાથી રચી કાઢેલી હોય તેવી છે અને કેટલીક વાર્તાઓ લોકોમાં પરંપરાથી જે સ્વરૂપે પ્રચલિત હોય તે સ્વરૂપે, તેમાં સીધે સીધી લઈ લેવામા આવી હોય એમ લાગે છે.

આ રીતે બૃહત્કથામાં તત્કાલીન લોકવાર્તાનું પ્રતિબિંબ સારા પ્રમાણમાં પડ્યું હશે એમ કહી શકાય. આ વાર્તાઓમાં નળ અને દમયંતીની વાર્તા પણ આપણને જોવા મળે છે. એટલે એ વાર્તા પણ 'બૃહત્કથા'કારે લોકોમાં પ્રચલિત વાર્તાઓમાંથી લીધી હોય એવો ઘણો સંભવ છે, કારણ કે નળ–દમયંતીના ઉલ્લેખો ઠેઠ વેદકાળમાં પણ આપણને મળે છે એટલે મહાભારત અને કથાસાહિત્યમાં નલકથાને સ્થાન મળ્યું તે પહેલાં સૈકાઓ સુધી તે કથા લોકોમાં પ્રચલિત હોવી જોઈએ.

મહાભારતની નલકથા અને 'બૃહત્કથા'ની નલકથાને સરખાવી જોતાં બૃહત્કથાકારે મહાભારતમાંથી નલકથા લીધી હોય અથવા મહાભારતકારે (જો 'બૃહત્કથા' એટલી જ વધારે પ્રાચીન હોય તો) બૃહત્કથામાંથી નલકથા લીધી હોય એવો સંભવ જણાતો નથી મહાભારતકારે અને બૃહત્કથાકારે બંનેએ લોકકથાઓમાંથી આ કથા લીધી હોય એ વધારે સંભવિત જણાય છે. લોકોમાં પણ આ કથા સમયે સમયે થોડી થોડી વિગતોના ફેરફાર સાથે પ્રચલિત હશે એમ આ બંને ગ્રંથોની નલકથાને સરખાવી જોતા લાગે છે.

મહાભારતની નલકથા અને કથાસાહિત્યની નલકથા વચ્ચે શો તફાવત છે તે આપણે જોઈએ. 'બૃહત્કથા'ના ક્ષેમેન્દ્રે કરેલા સંક્ષેપ કરતા સોમદેવ ભટ્ટે કરેલો સંક્ષેપ ત્રણ ગણો મોટો છે એટલે તેમા નિરૂપાયેલી નલકથાનો આપણને વધારે સારો ખ્યાલ મળે છે. માટે આપણે અહીં સોમદેવ ભટ્ટકૃત 'કથાસરિત્સાગર'નો આધાર લઈશું.

મહાભારત અને 'બૃહત્કથા'માં નલકથા બીજી મુખ્ય કથામાં દૃષ્ટાન્તરૂપે રહેલી છે તે બન્નેમાં એ કથા કહેવાનું પ્રયોજન ભિન્ન ભિન્ન છે મહાભારતમા બૃહદશ્વ ઋષિ યુધિષ્ઠિર રાજાને દુઃખમાં આશ્વાસન આપવા માટે નળની કથા સંભળાવે છે ત્યા નળકથા કહેવાનુ પ્રયોજન યુધિષ્ઠિર રાજાનું દુઃખ હળવુ કરી એમને આશ્વાસન આપવાનું છે. જેને માથે અસહ્ય દુઃખ આવી પડયું હોય એવા સમર્થ માણસોમાંથી નળના દુ.ખની કથા યુધિષ્ઠિર માટે અનુરૂપ ગણાય, કારણ કે નળને અને યુધિષ્ઠિરને દ્યૂત રમવામાં હારી જતાં વનવાસ ભોગવવાનો પ્રસંગ આવી પડ્યો હતો

કથાસાહિત્યમાં, એક મુખ્ય કથામા બીજી કથા અને એમાં ત્રીજી કથા તરીકે નલકથા આવે છે. આ નલકથા અલંકારવતી લંબકના તરંગ છઠ્ઠામા આવે છે. રાજપુત્ર નરવાહનદત્ત પોતાની રાણી અલંકારવતી સાથે બેસીને ગોમુખ પાસેથી એક કથા સાંભળે છે એ પછી મરુભૂતિ પાસેથી એ બીજી એક કથા સાભળે છે. મરુભૂતિ મહીપાળ નામના એક બ્રાહ્મણની કથા શરૂ કરે છે. ચન્દ્રસ્વામી અને એની પત્ની દેવમતિને મહીપાળ નામનો એક પુત્ર હતો, અને ચન્દ્રવતી નામની એક પુત્રી હતી એક વખત જયારે દુકાળ પડે છે ત્યારે ચન્દ્રસ્વામી પોતાની પત્નીને કહીને પોતાના બને સંતાનોને દેવમતિના પિતાને ત્યા મૂકવા જાય છે. પરંતુ રસ્તામા એવી ઘટના બને છે કે જેથી ત્રણે જણ છૂટા પડી જાય છે. મહીપાળ જંગલમાં ભૂલો પડી જાય છે. ત્યાર પછી એક સાર્થધરને એ મળે છે અને ફરતો ફરતો કોઈ

એક નગરમાં આવે છે. તારાધર્મ નામના રાજાનો મંત્રી મહીપાળને પોતાની પાસે દત્તક તરીકે રાખે છે અને ઉછેરે છે. તે મોટો થતાં તારાધર્મ રાજા પોતાની કુંવરી બંધુમતિ ( અથવા બિંદુમતિ ) મહીપાળને પરણાવે છે, અને એને પોતાનું અડધું રાજ્ય આપે છે ત્યાર પછી કેટલેક સમયે ચન્દ્રસ્વામી અને મહીપાળનો—પિતા અને પુત્રનો—ભેટો થાય છે. એટલે પિતાના કહેવાથી મહીપાળ, બંધુમતિને જણાવ્યા વગર, રાતને વખતે પોતાના પિતાની સાથે પોતાની માતાને મળવા માટે નીકળી પડે છે. બંધુમતિ જ્યારે જાણે છે કે પોતાનો પતિ પોતાને સૂતી મૂકીને ચાલ્યો ગયો છે ત્યારે તે વ્યગ્ર બની આમતેમ ઉપવનમા દોડવા લાગે છે. તે સમયે મંત્રી એને આશ્વાસન આપે છે કે એનો પતિ થોડાક સમયમાં જ પાછો આવશે. આથી બંધુમતિ પોતાના પતિની રાહ જુએ છે. પતિના પ્રદેશમાંથી આવતા બ્રાહ્મણોને પોતાના પતિના સમાચાર પૂછે છે. એક સંગમદત્ત નામનો બ્રાહ્મણ એને પતિના મેળાપ વિશે એક પાશુપતની કથા કહે છે, તો વળી સુમન નામનો બીજો કોઈ એક બ્રાહ્મણ તેને નળ અને દમયંતીની કથા કહે છે આમ, કથાસાહિત્યમાં નળ અને દમયંતીની કથાનો ઉદ્દેશ વિયોગિની સ્રીને એના પતિના મિલનની આશા આપવાનો છે.

આમ, મહાભારતમા અને બૃહત્કથામાં નળ–દમયંતીની કથાનું સ્થાન ક્યાં અને કેવુ છે તથા ત્યાં એ કહેવાનો ઉદ્દેશ શો છે તે જોયા પછી હવે આપણે એના કથાવસ્તુને સરખાવી જોઈએ,

મહાભારતની કથામાં દમયંતીને પરણતાં પહેલાં નળને બીજી રાણીઓ હતી કે નહિ તે વિશે કશુ સ્પષ્ટ લખ્યું નથી. નહિ હોય એમ સંદર્ભ પરથી આપણે માની લઈએ છીએ. પાછળથી લખાયેલી કેટલીક કૃતિઓમાં નળને બીજી ઘણી રાણી હોવાનું બનાવાયું છે. ‘ કથાસરિત્સાગર ’ પ્રમાણે નળ પરણેલો ન હતો. પોતાને યોગ્ય ભાર્યાનો વિચાર કરતાં તેને ભીમરાજાની પુત્રી દમયંતી પોતાની ભાર્યા થવાને યોગ્ય છે એમ લાગે છે. ભીમરાજાને પણ પોતાની પુત્રી માટે યોગ્ય વર નળ છે એમ લાગે છે જુઓ :

> तेनाभार्येण सदृशी भार्याश्रावी विचिन्वता ।
> दमयन्तीति भीमस्य विदर्भाधिपतेः सुता ॥ २३९
> भीमेनापि विचिन्त्य क्ष्मां ददृशे तेन राजसु ।
> न नळादपरा राजा तुल्यः स्वदुहितु. पति. ॥ २४०

( કથાસરિત્સાગર – અલંકારવતી લંબક )

એટલે, કથાસાહિત્યમા નળને દમયંતી વિશે માહિતી છે, પરંતુ દમયંતીને નળ વિશે માહિતી નથી. આથી હંસના દૂતકાર્ય વિશે મહાભારત અને કથા-સાહિત્યમાં થોડો ફેર જોવા મળે છે મહાભારતમાં પહેલાં નળ હંસને પકડે છે અને પછી હંસ નળનું દૂતકાર્ય કરવા દમયંતી પાસે જાય છે અને તે કરીને પાછો નળ પાસે આવે છે કથાસાહિત્યમાં પહેલા દમયંતી એક હંસને પકડે છે અને તેનું દૂતકાર્ય કરવા હંસ નળ પાસે જાય છે અને ત્યાંથી પાછો દમયંતી પાસે આવે છે. વળી, મહાભારત પ્રમાણે એક નહિ પણ અસંખ્ય હંસો જંગલમા ઊડતા હોય છે. તેમાંના એક હંસને નળ પકડે છે. પછી નળ એને છોડી દે છે અને તેનું દૂતકાર્ય કરવા બધા જ હંસો ઊડતા-ઊડતા દમયંતી પાસે જાય છે. એમાથી જે હંસ દમયંતીથી પકડાય છે તે હંસ દમયંતી આગળ નળની વાત કરે છે. નળના હાથે પકડાયેલો અને દમયંતીના હાથે પકડાયેલો હંસ એક જ હતો કે જુદા જુદા હતા તે વિશે મહાભારતમા જણાવ્યું નથી.[1]

કથાસાહિત્યમાં અસંખ્ય હંસોની નહિ, પણ એક જ હંસની વાત આવે છે. વળી, મહાભારતમાં નળ વનમાં મૃગયા માટે જાય છે ત્યારે હંસને પકડે છે. કથાસાહિત્યમાં નળ ઉદ્યાનના તળાવમાં જલક્રીડા કરતો હોય છે ત્યારે હંસને પકડે છે મહાભારતમાં દમયંતી પોતાની સખીઓ સાથે જ્યારે ઉદ્યાનમાં હોય છે ત્યારે ઘણા હંસો ત્યાં ઊડતા ઊડતા આવે છે અને તેમાંથી એક હંસ પાછળ દોડી દમયંતી એને પકડે છે. કથાસાહિત્યમાં, દમયંતી જ્યારે પોતાના નગરના એક સરોવરમા જળક્રીડા કરતી હતી ત્યારે તે એક હંસને પકડે છે.

મહાભારતની નલકથા પ્રમાણે દમયંતીના સ્વયંવરની વાત સાભળી ઇન્દ્ર, અગ્નિ, વરુણ અને યમ એ ચાર દેવતાઓ ત્યાં જવા તૈયાર થાય છે. કથાસાહિત્યમા આ ચાર દેવો ઉપરાંત પાંચમો વાયુ પણ છે. આ પાંચે લોકપાલો નળને રસ્તામાં મળે છે અને દમયંતી પાસે જઈ પોતાના તરફથી દૂતકાર્ય કરવાનું એને સોંપે છે.

મહાભારતનો નળ આ વખતે દેવોની સામે દલીલ કરે છે પોતે પણ દમયંતીને વરવાની ઇચ્છાવાળો છે એમ સ્પષ્ટ કહે છે કથાસાહિત્યનો નળ 'ભલે' એમ કહી દેવોની ઇચ્છા પ્રમાણે દૂતકાર્ય કરવા તરત સંમત થઈ જાય છે.

**तथेत्येतां च देवाज्ञां प्रतिपेदे नलोऽथ सः ॥ २६३**

મહાભારતની નલકથાના દેવો કરતાં કથાસાહિત્યના દેવોનુ વલણ થોડું જુદું છે. નળ દેવો તરફથી દમયંતીને સમજાવે છે, પરંતુ તે સમજવાની ના પાડે છે.

---

૧ જુઓ મહાભારત - વનપર્વ અધ્યાય ૫૩, શ્લોક ૧૯, ૨૨, ૨૫, ૨૯.

એટલે નળ દેવો પાસે આવીને પોતાનો વૃત્તાન્ત જણાવે છે. મહાભારતના દેવો નળના સત્યપણાથી પ્રસન્ન થાય છે એટલું જ. કથાસાહિત્યમાં દેવો નળના સત્ય-પણાથી પ્રસન્ન થાય છે એટલું જ નહિ, તરત તેઓ નળને ભિન્નભિન્ન વરદાન આપે છે. આમ, મહાભારતમા દેવો સ્વયંવર પછી નળને વરદાન આપે છે, જ્યારે કથાસાહિત્યમાં દેવો સ્વયંવર પહેલા નળને વરદાન આપે છે.

મહાભારતમાં દેવો ખરેખર દમયંતીને પરણવાની ઇચ્છાથી સ્વયંવરમાં આવે છે. કથાસાહિત્યમાં દેવો ફક્ત છળ કરવાના આશયથી જ આવે છે, કારણ કે તેઓ જાણે જ છે કે દમયંતી તેમને વરવાની નથી. આથી જ્યારે દમયંતી દેવોને 'હું નળને મનથી વરી ચૂકી છું, માટે તમારે માટે હું પરસ્ત્રી કહેવાઉં' એવી વિનંતી કરે છે કે તરત જ દેવો પોતાના મૂળ સ્વરૂપે પ્રગટ થઈ જાય છે. મહાભારતમા દેવો શાસ્ત્રોમાં કહેલાં પોતાના લક્ષણો જેવા કે, આંખે મટકું ન મારે, જમીનથી થોડા અધ્ધર રહે, વસ્ત્રો રજરહિત હોય, દેહ છાયારહિત હોય વગેરેનો લોપ કરી પોતે નળ જેવા જ માનવી દેખાય છે. કથાસાહિત્યમા દેવો પોતે છાયારહિત અને મટકું માર્યા વગરના હોય છે અને નળને પણ પોતાના જેવો બનાવે છે, જેથી નળ પણ છાયારહિત અને મટકું માર્યા વગરનો દેખાય છે. આમ, મહાભારતમા દેવો જ્યારે પોતાનાં દૈવી લક્ષણોનો લોપ કરે છે ત્યારે કથાસાહિત્યમાં દેવો નળમાં પોતાનાં દૈવી લક્ષણોનું આરોપણ કરે છે વળી, મહાભારતમાં દમયંતીની સખી દમયંતી આગળ એક પછી એક રાજાઓનું સ્વયંવરમા વર્ણન કરે છે (કેટલીક કૃતિઓમાં વેત્રવતી અથવા સરસ્વતી દેવી પોતે ભિન્નભિન્ન રાજાઓનું વર્ણન દમયંતી આગળ કરે છે), કથાસાહિત્યમાં દમયંતી આગળ એક પછી એક રાજાઓનું વર્ણન કરવાનું કાર્ય દમયંતીનો ભાઈ કરે છે+

સ્વયંવર પછી ભીમરાજાએ નળદમયંતીનો વિવાહમહોત્સવ કર્યો એ પછી નળ પોતાની ઇચ્છા પ્રમાણે કેટલોક વખત ભીમરાજાને ત્યાં રહ્યો એમ મહાભારત-કારે લખ્યું છે જૈન પરંપરાની ઘણીખરી કૃતિઓમાં નળ એક મહિનો ત્યાં રહ્યો એમ બતાવ્યું છે. કથાસાહિત્યમાં નળ ભીમરાજાને ત્યા સાત દિવસ રહ્યો એમ સ્પષ્ટ બતાવવામાં આવ્યું છે

કલિના પ્રસંગના નિરૂપણમાં પણ મહાભારત અને કથાસાહિત્ય વચ્ચે થોડો વિગતફેર છે. મહાભારતની કથા પ્રમાણે નળ એક દિવસ પેશાબ કર્યા પછી હાથપગ ધોયા વગર સંધ્યાવંદન કરવા બેઠો ત્યારે કલિએ એના શરીરમાં પ્રવેશ કર્યો.

---

+ જુઓ કથાસરિત્સાગર, અલંકારવતી લંબક, શ્લોક ૨૯૯ થી ૨૭૨.

कृत्वा मूत्रमुपस्पृश्य सध्यामन्वास्त नैषध ।
अकृत्वा पादयोः शौचं तत्रैन कलिराविशत् ॥

(મહાભારત, વનપર્વ, અધ્યાય ૫૯–૩)

કથાસાહિત્ય પ્રમાણે નળે એક દિવસ મદિરાપાન કર્યું અને તેની અસરને લીધે સધ્યાવંદન કર્યા વગર અને હાથપગ ધોયા વગર તે સૂઈ ગયો આથી કલિએ તેના શરીરમા પ્રવેશ કર્યો. (કેટલીક ઉત્તરકાલીન કૃતિઓ પ્રમાણે નળે હાથપગ ધોયા, પરંતુ પગની પાની થોડી કોરી રહી ગઈ, અથવા બીજી કેટલીક કૃતિઓ પ્રમાણે પગની બે આંગળી વચ્ચેની જગ્યા કોરી રહી ગઈ, એટલે ત્યાથી કલિ તેના શરીરમા પ્રવેશી ગયો)

મહાભારતમાં નળના શરીરમાં કલિના પ્રવેશ પછી એની માઠી અસર તરીકે નળને પુષ્કર સાથે માત્ર જુગાર રમતો બનાવ્યો છે. કથાસાહિત્યમા કલિની તાત્કાલિક અસર વધારે વ્યાપક બતાવાઈ છે. તેમા વર્ણવ્યા પ્રમાણે નળ પોતાની બીજી ફરજોનો અનાદર કરવા લાગ્યો, સ્વચ્છદી આચરણ કરવા લાગ્યો, દ્યૂત રમવા લાગ્યો, જૂઠુ બોલવા લાગ્યો, દાસીઓ સાથે રતિસમાગમ કરવા લાગ્યો, રાત્રે જાગી દિવસે ઊંઘવા લાગ્યો, કારણ વગર કોપ કરવા લાગ્યો, અન્યાયથી પ્રજા પાસેથી ધન લૂટવા લાગ્યો, સજ્જનોનુ અપમાન કરવા લાગ્યો અને અસત્ પુરુષોને આદર આપવા લાગ્યા (શ્લોક ૨૮૮થી ૨૯૨)

નળ અને પુષ્કર વચ્ચેના દ્યૂતના પ્રસગનુ નિરૂપણ મહાભારત કરતાં કથાસાહિત્યકારે જુદુ કર્યું છે મહાભારતના વર્ણન પ્રમાણે કલિ નળના શરીરમા પ્રવેશ કર્યા પછી પુષ્કર પાસે જાય છે અને એને નળ સાથે દ્યૂત રમવા સમજાવે છે પછી પુષ્કર નળ પાસે જાય છે અને કલિ પાસાઓમા શ્રેષ્ઠ પાસાનું સ્વરૂપ લઈને – (**गवांवृष.**) –પુષ્કર પાસે જાય છે પછી પુષ્કરે નળને વારવાર કહ્યુ, “હે ભાઈ, આવો, આપણે બન્ને પાસાઓથી (**वृषेण**) દ્યૂત રમીએ.”

एवमुक्तस्तु कलिना पुष्करो नलमभ्ययात् ।
कलिश्चैव वृषो भूत्वा गवां पुष्करमभ्यगात् ॥
आसाद्य तु नलं वीर पुष्करः परवीरहा ।
दीव्यावेत्यब्रवीद् भ्राता वृषेणेति मुहुर्मुहुः ॥

(મહાભારત - વનપર્વ - અધ્યાય ૫૯, ૬–૭)

અહીં गवांवृषः શબ્દનો વાચ્યાર્થ લઈએ તો 'ગાયોનો વૃષ' એવો થાય. એટલે કે કલિ આખલાનુ રૂપ લઈને પુષ્કર પાસે જાય છે અને તે લઈને પુષ્કર નળ પાસે આવી એને वृषेण - આખલા વડે દ્યૂત રમવા વારંવાર કહે છે. પરંતુ મહાભારતમાં અહીં આ અર્થ બધબેસતો લાગતો નથી, એટલું જ નહિ, કલિએ શા માટે આખલાનુ રૂપ લીધું અને પુષ્કરે આખલો હોડમા મૂકી દ્યૂત રમવાનું નળને શા માટે કહ્યું, એવા પ્રશ્નો અહીં થાય છે. વળી આખલાનું બીજું કંઈ વર્ણન અહીં આવતુ નથી તેમજ 'વૃષ' શબ્દ આ બે શ્લોક સિવાય દ્યૂતના પ્રસંગમા બીજે કયાય આવતો નથી એટલે અહીં આ શબ્દોનો વાચ્યાર્થ ન લેતા લક્ષણાર્થી એનો અર્થ લેવાનો છે એમ મહાભારતના ટીકાકાર નીલકંઠ કહે છે : "गवां वृषः, अत्र गोशब्दो लक्षितलक्षणया अक्षशब्दवाच्येषु पाशेषु वर्तते। वृष श्रेष्ठ पाशश्रेष्ठो भूत्वा।—સાતમા શ્લોકની ટીકામાં પણ તેઓ લખે છે : वृषेण अक्षमुख्येन। એટલે કે गो શબ્દનો અર્થ 'અક્ષ' અથવા 'પાસો' કરવો અને 'વૃષ' શબ્દનો અર્થ 'શ્રેષ્ઠ' અથવા 'મોટો' કરવો. આ જ અર્થ સામાન્ય રીતે સ્વીકારાયો છે

કથાસાહિત્યમાં આવો અર્થ કરવાનો પ્રશ્ન ઊભો થતો નથી, કારણ કે ત્યાં બળદનુ સ્પષ્ટ વર્ણન કરવામાં આવ્યું છે, એટલું જ નહિ એનું નામ પણ આપવામા આવ્યુ છે બળદને હોડમા મૂકવાની વાત કેવી રીતે ઉપસ્થિત થઈ તે પણ ત્યાં બતાવવામાં આવ્યું છે.×

અહીં બીજી પણ એક વસ્તુ ધ્યાન ખેંચે છે. મહાભારતમાં સ્વયંવરમાંથી પાછા ફરતા દેવોને કલિ અને દ્વાપર સામા મળે છે. કલિ પોતાનો રોષ વ્યક્ત કરે છે અને દ્વાપરને કહે છે, 'તું પણ પાસાઓમા પ્રવેશ કરી મને મદદ કર.' આવી રીતે કલિ દ્વાપર સાથે યોજના કરે છે એ પછી આ પ્રસંગના નિરૂપણમાં દ્વાપરનો બીજો કંઈ ઉલ્લેખ આવતો નથી. કથાસાહિત્યમાં વર્ણવ્યા પ્રમાણે કલિ નળના દેહમા છિદ્ર જોઈ પ્રવેશે છે. દ્વાપરના પ્રવેશને લીધે પુષ્કર પણ પોતાનો ધર્મમાર્ગ છોડી દે છે અને તેનામાથી વિનયવિવેક નષ્ટ થાય છે. મહાભારતમા પુષ્કરના દેહમાં દ્વાપરના પ્રવેશનો ઉલ્લેખ નથી.

મહાભારત પ્રમાણે નળ દ્યૂતમાં હારી જાય છે, ત્યાર પછી તે વનમાં જવા નીકળે છે ત્યારે પુષ્કરના ભયને કારણે પ્રજા એનો સત્કાર કરતી નથી. એથી નળ

× જુઓ અલંકારવતી લંબક, શ્લોક ૨૯૬થી ૨૯૯

નગર બહાર ત્રણ દિવસ માત્ર જલનુ પાન કરીને રહે છે અને ત્યાર પછી વનમાં જાય છે. કથાસાહિત્યમાં પુષ્કરના સિપાઈઓ નળ અને દમયંતીને રાજ્યની બહાર કાઢી આવે છે તેમા ત્રણ દિવસ નગર બહાર માત્ર જલપાન કરીને રહેવાનો ઉલ્લેખ નથી. (જુઓ કથાસરિત્સાગર – અલકારવતી લબક, શ્લોક ૩૦૫)

કથાસાહિત્ય પ્રમાણે, નળ વનમા ગયા પછી એક તળાવની પાળ પર ભૂખ્યો બેઠો છે તે વખતે ત્યાં બે હસ આવે છે. એ હસોને પકડવા માટે તે પોતાનું ઉત્તરીય નાખે છે. પરંતુ હસો તે ઉત્તરીય લઈને ઊડી જાય છે. તે વખતે આકાશવાણી થાય છે, "હે નળ! કલિ અને દ્વાપર હંસનું રૂપ ધારણ કરી તારું ઉત્તરીય વસ્ત્ર લઈ ગયા છે." મહાભારતમા, પંખીઓ પોતે આ પ્રમાણે બોલે છે. આકાશવાણી થતી નથી વળી, મહાભારતની કથા પ્રમાણે નળ પાસે એક જ વસ્ત્ર હતું અને તે પખીઓ લઈ જતાં તે નગ્ન બને છે કથાસાહિત્યમા પંખીઓ નળનું માત્ર ઉત્તરીય લઈ જાય છે એટલે તેની પાસે માત્ર એક જ વસ્ત્ર બાકી રહે છે એટલે એમા નળની નગ્નાવસ્થાની વાત આવતી નથી. મહાભારત પ્રમાણે નગ્ન બનેલો નળ દમયંતીનો ત્યાગ કરતી વખતે તેનુ અડધુ વસ્ત્ર ફાડી લે છે. કથાસાહિત્યમાં નળદમયતીએ અડધુ-અડધું વસ્ત્ર પહેર્યાની વાત આવતી નથી. પણ દમયતીનો ત્યાગ કરતી વખતે નળ તેનું 'ઉત્તરીયાર્ધ' ફાડે છે, એવો ઉલ્લેખ છે નળની પાસે જો એક વસ્ત્ર હોય તો દમયતીનું વસ્ત્ર ફાડવાની જરૂર શી એવો પ્રશ્ન થાય. કથાસાહિત્યમા તેનો બીજો કઈ ખુલાસો કર્યો નથી એટલું જ નહિ, દમયંતીને એક વસ્ત્રવાળી બતાવી છે અને પછી ઉત્તરીયાર્ધ ફાડવાની વાત આવે છે, તે કઈ રીતે એવો પ્રશ્ન થાય છે કારણ કે, પખીઓ નળનું ઉત્તરીય લઈ ગયા પછી નળને એક વસ્ત્રવાળો વર્ણવવામા આવ્યો છે ત્યારે દમયંતી શુ પહેલેથી એક વસ્ત્રવાળી હતી? તેમ હોય તો તેના ઉત્તરીયનો ઉલ્લેખ કઈ રીતે કરવામાં આવ્યો? અથવા દમયતીના વસ્ત્રના ઉપરના ભાગને ઉત્તરીય તરીકે ગણવામાં આવ્યું હશે? આ પ્રશ્નોનો ખુલાસો બરાબર મળતો નથી ઉત્તરીયનો અર્થ માત્ર 'વસ્ત્ર' એવો કરવામા આવે તો કઈક અર્થ બેસાડી શકાય પણ તે પણ બરાબર નહિ કેટલીક જૈન પરપરાના કૃતિઓમા પંખીઓની અને નળના વસ્ત્રાહરણની વાત આવતી નથી, પરંતુ નળ દમયંતીનુ અડધું વસ્ત્ર ફાડી લે છે એવું વર્ણવવામાં આવ્યું છે તે એટલા માટે કે રખેને નળ પોતાનો ત્યાગ કરીને ચાલ્યો જશે એવી શંકાથી દમયંતીએ પોતાનું વસ્ત્ર સૂતી વખતે નળની આસપાસ એવી રીતે વીટાળ્યું હતુ કે જેથી નળ જાય કે તરત પોતે જાગી જાય, અને દમયંતી જાગી ન જાય તેથી નળને વસ્ત્ર ફાડવાની જરૂર પડે છે. આવું કઈ કારણ 'કથાસરિત્સાગર'માં આપવામા આવ્યું નથી, તેથી વસ્ત્ર ફાડવાની વાત ત્યાં થોડી અસ્પષ્ટ લાગે છે.

સંભવ છે કે 'બૃહત્કથા'ના વર્ણનને ટૂંકાવવા જતા આ અસ્પષ્ટતા આવી ગઈ હોય. 'કથાસરિત્સાગર'માં આ પ્રસંગનું વર્ણન નીચે પ્રમાણે છે:

तत्र मार्गे तया दर्भलिन्नपेशलपादया ।
स विश्रान्तः सरस्तीरे हंसौ द्वावैक्षतागतौ ॥ ૩૦૯

आहारार्थं च स तयोर्ग्रहणायोत्तरीयकम ।
चिक्षेप तच्च हृत्वैव हंसौ तौ तस्य जग्मतुः ॥ ૩૧૦

हंसरुपेण तावेतावक्षौ वासोऽप्युपेत्य ते ।
हृत्वा गताविति नलः स वाचं चाशृणोद्दिव. ॥ ૩૧૧

उपविश्यैकवस्त्रोऽथ स युक्त्या विमना नृप. ।
पन्थानं दर्शयामास दमयन्त्याः पितुर्गृहे ॥ ૩૧૨

× × ×

उत्थाय चैकवस्त्रां तां दमयन्तीं विमुच्य म. ।
छिन्नं तदुत्तरीयार्धं प्रावृत्य च ततो ययौ ॥ ૩૧૭

( કથાસરિત્સાગર – અલંકારવતી લંબક )

મહાભારતમા દમયંતી વનવાસ પછી સુબાહુ રાજાના નગરમાં જાય છે. તે વખતે સુબાહુની માતા તેને જુએ છે અને એને બોલાવી પોતાની પાસે રાખે છે એને પોતાની સખીની જેમ ગણવા માટે પોતાની પુત્રી સુનંદા(સુબાહુની બહેન)ને તે કહે છે. (મહાભારત, વનપર્વ, અધ્યાય ૬૫, શ્લોક ૬૫, ૬૬, ૬૭). કથા-સાહિત્યમાં સુબાહુ રાજાની પુત્રી દમયંતીને જુએ છે અને પછી પોતાની માતા પાસે (એટલે કે સુબાહુની રાણી પાસે) લઈ જાય છે

મહાભારતમાં, દમયંતીની તપાસ કરવા માટે ભીમરાજાએ મોકલેલા બ્રાહ્મણનું નામ સુદેવ છે. કથાસાહિત્યમા, ભીમરાજાનો મંત્રી સુષેણ બ્રાહ્મણનો વેશ લઈ દમયંતીને શોધી કાઢે છે

મહાભારતમા, નળ કર્કોટક નાગને અગ્નિમાથી બચાવે છે તે વખતે નળને પોતાનું વજન ન લાગે તે માટે કર્કોટક અંગૂઠા જેવડું સ્વરૂપ ધારણ કરે છે.

વળી, એ વાદૃછળ કરી નળને ખભે દંશ દે છે કથાસાહિત્યમા કર્કોટકે આવું નાનુ સ્વરૂપ ધારણ કર્યાનો ઉલ્લેખ નથી, અને તે નળને ખભે નહિ પણ કપાળે દશ દે છે ત્યાર પછી કર્કોટકે નળને જે બે વસ્ત્ર આપ્યા તેનું મહાભારતમા કંઈ નામ આપવામા આવ્યું નથી. કથાસાહિત્યમા એ વસ્ત્રનું 'અગ્નિશૌચ' એવુ સ્પષ્ટ નામ આપવામા આવ્યુ છે

મહાભારતમા, ઋતુપર્ણ રાજાને ત્યા કૂબડો નળ 'બાહુક' નામ ધારણ કરીને રહે છે કથાસાહિત્યમા એનુ નામ 'હ્રસ્વબાહુ' આપવામા આવ્યુ છે. (મહાભારતમા 'હ્રસ્વબાહુ' શબ્દ બાહુક માટે વપરાયો છે.) મહાભારતમા નળની તપાસ માટે ભીમરાજાએ મોકલેલા બ્રાહ્મણોને, માત્ર નળ જ સમજીને જવાબ આપી શકે એવા છએક શ્લોક બોલવાનુ દમયતી કહે છે એ શ્લોકમા સીધુ કથન છે અને નળ એનો પાંચેક શ્લોકમા જે જવાબ આપે છે તેમા પણ સીધુ કથન છે કથાસાહિત્યમા નળની તપાસ માટે નીકળેલા માણસોને ભીમરાજા પોતે અન્યોક્તિના પ્રકારની નીચેની આર્યા બોલવા કહે છે:

बालां वने प्रसुप्तां नृशंस संत्यज्य कुमुदिनीकान्ताम् ।
प्राप्यैवाम्बरखण्ड चन्द्रादृश्यः क्व यातोऽसि ॥ ૩૩૮

આમા ચન્દ્રને અને અન્યોક્તિથી નળને ઉપાલંભ છે ચન્દ્રના અર્થમાં કુમુદિની અને નળના અર્થમા દમયતી તથા ચન્દ્રના અર્થમા અબર એટલે આકાશ અને નળના અર્થમા વસ્ત્ર, એ પ્રમાણે અન્યોક્તિ ઘટાવવાની છે. એટલે તેનો અર્થ આમ થશે :

હે ક્રૂર ચન્દ્ર (નળ)! બાળા કુમુદિની કાન્તા (દમયતી)ને વનમા સૂતી મૂકી અંબર(વસ્ત્ર)નો કટકો મેળવી ક્યા અદૃશ્ય થઈ ગયો ?

આ અન્યોક્તિનો જવાબ પણ નળ નીચેની અન્યોક્તિ દ્વારા આપે છે.

क्षीणोऽम्बरैकदेशं चन्द्रः प्राप्यान्यमण्डलं प्रविशन् ।
कुमुदिन्या यददृश्यो जातस्तत्का नृशंसता तस्य ॥ ૩૬૦

અર્થાત્, ચન્દ્ર જયારે ક્ષીણ થયો અને બીજાના મંડળમા પ્રવેશ કરવા લાગ્યો ત્યારે તે અંબરના એક દેશનો આશ્રય કરી કુમુદિનીથી અદૃશ્ય થઈ ગયો તેમા તે ચન્દ્રની ક્રૂરતા શી?

મહાભારત કરતા કથાસાહિત્યનું આ પ્રશ્નોત્તરનું નિરૂપણ વિશેષ લાઘવયુક્ત, સચોટ અને કવિત્વમય છે.

નળને વિદર્ભ બોલાવવા માટે બનાવટી સ્વયંવરની જે યુક્તિ કરવામાં આવે છે તે વિશે મહાભારતમાં દમયંતી માત્ર પોતાની માતાને જણાવે છે. ભીમરાજાને એની કશી ખબર નથી. કથાસાહિત્યમાં દમયંતી તે વિશે પોતાના પિતાને જણાવે છે અને એ માટે પિતા પાસેથી સંમતિ મેળવે છે.

ઋતુપર્ણ રાજા અને નળ જ્યારે વિદર્ભ તરફ જાય છે ત્યારે, મહાભારતની નલકથા પ્રમાણે, તેઓ બંને પોતાની વિદ્યા એકબીજાને આપવાનું નક્કી કરે છે. એમા નળ ઋતુપર્ણ પાસેથી રસ્તામાં જ અક્ષવિદ્યા મેળવે છે અને ઋતુપર્ણ એની પાસેથી અશ્વવિદ્યા લેવાનું વિદર્ભ પહોંચ્યા પછી રાખે છે નળ જ્યારે અક્ષવિદ્યા મેળવે છે ત્યારે કલિ તેના શરીરમાં રહી શકતો નથી. એ બહાર નીકળે છે અને નળ એને પાસેના બહેડા વૃક્ષમા રહેવાનું કહે છે અને કલિ ત્યાં રહે છે કથા-સાહિત્યમા પોતાની વિદ્યાની પ્રતીતિ કરાવ્યા પહેલા ઋતુપર્ણ રાજા એકબીજાની વિદ્યાની આપ-લે કરવાની વાત કરે છે મહાભારતમા ઋતુપર્ણ રાજા પોતાની વિદ્યાની પ્રતીતિ કરાવે છે ત્યારે નળ એ વિદ્યા માટે પોતાની ઇચ્છા વ્યક્ત કરે છે અને બદલામા પોતાની વિદ્યા આપવાનું કહે છે કથાસાહિત્યમા ઋતુપર્ણ નળ પાસેથી વિદ્યા રસ્તામાં જ મેળવી લે છે; મહાભારત પ્રમાણે વિદર્ભ પહોંચ્યા પછી તે મેળવે છે. કથાસાહિત્ય પ્રમાણે નળના દેહમાંથી નીકળેલો કલિ તરત અંતર્ધાન થઈ જાય છે, મહાભારત પ્રમાણે કલિ નળના કહેવાથી બહેડાના વૃક્ષમાં રહે છે

મહાભારતની નલકથામાં ઋતુપર્ણ રાજા દમયંતીના સ્વયંવર માટે વિદર્ભ આવે છે, પરંતુ ત્યા કશી જ તૈયારી ન જોતા ચૂપ રહે છે. ભીમરાજા, જેને દમયંતીની આ યુક્તિની ખબર નથી તે જ્યારે ઋતુપર્ણ રાજાને આગમનનું કારણ પૂછે છે ત્યારે ઋતુપર્ણ પરિસ્થિતિને સમજી જઈ કહે છે, "હુ તો માત્ર તમને વંદન કરવા જ આવ્યો છુ" (અધ્યાય ૭૩, શ્લોક ૨૧ થી ૨૫)

કથાસાહિત્યમા ઋતુપર્ણ રાજા જ્યારે વિદર્ભ આવે છે ત્યારે સ્વયંવરની કંઈ તૈયારી તેના જોવામા આવતી નથી. તે વખતે કેટલાક દરબારી માણસો એને એના આગમનનું કારણ પૂછે છે ત્યારે દમયંતીના સ્વયંવર માટે પોતે આવેલ છે એમ તે કહે છે. આથી તે માણસો હસીને તેની મશ્કરી કરવા લાગે છે. (અલંકારવતી લંબક, શ્લોક ૩૮૯).

ભિન્નભિન્ન કસોટી કર્યા પછી કૂબડો એ જ નળ છે એવી પ્રતીતિ થતાં દમયંતી નળને એકાંતમાં બોલાવે છે. એ પ્રસંગે દમયંતી નળને ઉપાલંભ આપે છે અને નળ દમયંતીને ઉપાલંભ આપે છે તે સમયે આકાશવાણી થાય છે અને દમયંતી જે કહે છે તે સત્ય છે એમ જણાવે છે અને એ જ સમયે પુષ્પવૃષ્ટિ થાય છે મહાભારતમાં આ પ્રમાણે વિગતે વર્ણન આપ્યું છે. 'કથાસરિત્સાગર'માં વર્ણવ્યા પ્રમાણે આ પ્રસંગે નળને દમયંતી પૂછે છે, "શું રસોઈઆના રૂપમાં તમેજ નળ છો ?" અને આંખમાં આંસુ સાથે નીચું મોઢું કરી નળ કહે છે, "હા, હું જ નળ છું" મૂળ 'બૃહત્કથા'માં આ પ્રસંગનું વર્ણન આથી પણ વધારે વિગતે આપ્યું હોય એવો સંભવ છે.

આમ, મહાભારતની નલકથા અને કથાસાહિત્યની નલકથા આપણે સરખાવી જોઈ આપણી પાસે 'બૃહત્કથા'ની નલકથા નથી, પરંતુ તેના પરથી ટૂંકાવેલી નલકથા છે, એટલે પ્રત્યેક પ્રસંગના આલેખનમાં 'બૃહત્કથા'કારે કેટલી શક્તિ બતાવી છે અને વિગતોના કેવા રંગો પૂર્યા છે તેનો ખ્યાલ મળી શકતો નથી, તેમ છતા મહત્ત્વના પ્રસંગોના નિરૂપણ પરથી એટલું કહી શકાય કે મહાભારતની નલકથા એક કવિનું સર્જન લાગે છે, ત્યારે કથાસાહિત્યની નલકથા એક વાર્તાકારનું સર્જન લાગે છે. બૃહત્કથાકારે લોકોમાં પ્રચલિત એવી નલકથાને લગભગ એના એ જ સ્વરૂપે પોતાના ગ્રંથમાં સ્થાન આપી દીધું હોય એમ કંઈક લાગે છે, જ્યારે મહાભારતકારે એ કથાને સુધારી, સંસ્કારી, મઠારી, વધારી કવિત્વનો ઓપ આપ્યો છે એમ સ્પષ્ટ જણાઈ આવે છે. મહાભારતકારે નલકથાના નાનામાં નાના અંગની પણ સંભાળપૂર્વક માવજત કરી હોય એમ લાગે છે. કથાના પ્રસંગોને તેમાં સ્વાભાવિક, તર્કયુક્ત અને પ્રતીતિપૂર્ણ રીતે રજૂ કરાયા છે. આથી કથાસાહિત્યની રચના કરતા મહાભારતની રચના સંપૂર્ણ અને સુશ્લિષ્ટ લાગે છે. આમ છતા, મહાભારતની, ૨૬ અધ્યાયના લગભગ હજારેક શ્લોકની, નલકથાની સરખામણીમાં કથાસરિત્સાગરની લગભગ પોણાબસો શ્લોકમાં લખાયેલી નલકથામાં પણ ક્યાક ક્યાક કવિત્વના ચમકારા દેખાય છે. અલબત્ત, મહાભારતની નલકથા જેટલા તો નહિ જ હોય એમ કહી શકાય. પરંતુ નળદમયંતીના પ્રેમના અદ્વૈતનું નીચેના એક જ શ્લોકમાં કથાસાહિત્યકારે જેવું વર્ણન કર્યું છે તેવું મહાભારતમાં નથી :

तत्रासीत्प्रेम दंपत्योर्गौरीशर्वाधिकं तयोः ।
शर्वस्य गौरी देहार्धं तस्य त्वात्मैव साभवत् ॥ २८५

[તે દંપતીનો પાર્વતી અને શંકર કરતા પણ અધિક પ્રેમ હતો, (કારણ કે) પાર્વતી શંકરનું અડધું અંગ હતી, પરંતુ તે (દમયંતી) તો તેની (નળની) આત્મા જ હતી.]

# ૫. શ્રીહર્ષકૃત નૈષધીયચરિત

નલકથા વિશે સંસ્કૃત સાહિત્યમાં મહાભારત પછી કાવ્યનાટકાદિ પ્રકારની સંખ્યાબંધ કૃતિઓની રચના થઈ છે. આ બધી કૃતિઓમાં કાવ્યગુણની દૃષ્ટિએ સૌથી વધુ મહત્ત્વની અને ચડિયાતી કૃતિ તે શ્રીહર્ષકૃત મહાકાવ્ય 'નૈષધીયચરિત' છે. આ ઉપરાંત 'નલચંપૂ', 'નલોદય', 'નલાયન મહાકાવ્ય', 'નલવિલાસ નાટક', 'નલાભ્યુદય કાવ્ય', 'સહૃદયાનંદ', 'નૈષધાનંદ નાટક' ઇત્યાદિ કેટલીક કૃતિઓ નળદમયંતી વિશેની સર્જનાત્મક કૃતિઓ તરીકે મહત્ત્વની ગણી શકાય એવી છે. તદુપરાંત જેમાં અર્થચમત્કૃતિને જ વિશેષ પ્રાધાન્ય અપાયું હોય એવી કેટલીક કૃતિઓ પણ છે. શ્લોકનો શ્લેષયુક્ત બીજો અર્થ કરવાથી અથવા શ્લોકના અક્ષરો આડાઅવળા ક્રમમાં વાંચવાથી નળ ઉપરાંત રામને અથવા કૃષ્ણને અથવા પાંડવોને અથવા એ બધાને અર્થ લાગુ પડતો હોય અને એ રીતે આખી કૃતિમાં નળની સળંગ કથા સાથે સાથે સમાંતર બીજી કથા રામની કે કૃષ્ણની કે પાંડવોની કે હરિશ્ચન્દ્રની આપવામાં આવી હોય એવા પ્રકારની કૃતિઓ પણ સંસ્કૃત સાહિત્યમાં લખાઈ છે, જેમાં 'રાઘવનૈષધ', 'નલ-રામાયણ', 'નલ-હરિશ્ચન્દ્રીયમ્', 'નલપારિજાત', 'નલયાદવ પાંડવરાઘવીયમ્' ઇત્યાદિને ગણાવી શકાય. આવી અને કાવ્યનાટકાદિના પ્રકારની બધી મળીને પચાસ કરતાંયે વધુ કૃતિઓ સંસ્કૃતમાં નલકથા વિશે મળે છે. એમાં જેણે નલકથાના વિકાસમાં મહત્ત્વનો ફાળો આપ્યો હોય અને નલકથા વિશેની ગુજરાતી કૃતિઓ પર જેની ઊંડી અસર પડી હોય એવી મહત્ત્વની કૃતિઓ છે. (૧) નૈષધીયચરિત (૨) નલચંપૂ (૩) નલવિલાસનાટક અને (૪) નલાયન મહાકાવ્ય.

મહાકવિ શ્રીહર્ષકૃત 'નૈષધીયચરિત' એ બાવીસ સર્ગના લગભગ ૨૮૦૦ શ્લોકમાં લખાયેલું મહાકાવ્ય છે. એમાં કલિ નળના દેહમાં પ્રવેશવા માટે એના નગરમાં ભમે છે અને છેવટે એક બહેડાના વૃક્ષમાં આશ્રય લે છે ત્યાં સુધીની કથાનું નિરૂપણ છે. મહાભારતમાં બસો કરતાંયે ઓછા શ્લોકમાં કહેવાયેલી આટલે સુધીની કથાનો કવિએ આટલો બધો વિસ્તાર કર્યો છે. અલબત્ત, એનો અર્થ એ નથી કે કવિએ ઘણા બધા નવા પ્રસંગો એમાં ઉમેર્યા છે. કવિએ તો પ્રત્યેક પ્રસંગને ઝીણી ઝીણી વિગતોના મનોહર અને ચમત્કૃતિયુક્ત વર્ણનો વડે કવિતાની દૃષ્ટિએ

ખીલવ્યો છે. એ રીતે કવિએ આખી કૃતિને મહાકાવ્યનું રૂપ આપ્યુ છે. અલબત્ત, તેમ કરવામાં કવિને કેટલાંક નવા પાત્રો ઉમેરવા પડયાં છે, કેટલીક નવી વિગતો ઉમેરવી પડી છે, કયાંક નાના–મોટા ફેરફારો કરવા પડયા છે અને કવચિત્ નવો પ્રસ ગ પણ ઉમેરવો પડયો છે, કવિએ આ મહાકાવ્યમા નલકથાનું નિરૂપણ કેવું કર્યું છે તે આપણે સર્ગવાર તપાસીશું × અને મહાભારતની નલકથા સાથે તેની તુલના કરીશું.

પહેલા સર્ગમાં કવિએ નળરાજાનું વર્ણન કર્યું છે. કાવ્યના આ નાયકની મહત્તાનું, એના પ્રતાપનું અને એના દેહસૌન્દર્યનુ વર્ણન કરતાં કવિ કહે છે કે ત્રણે જગતની સ્ત્રીઓ નળનુ સૌન્દર્ય જોતા ધરાતી કે થાકતી જ નથી 'નૈષધીયચરિત'ના આરંભમા જ કવિ નળની કથા અને એની કીર્તિ વિશે કેવી ભવ્યમનોહર કલ્પના કરે છે! જુઓ :

निपीय यस्य क्षितिरक्षिण· कथा·
स्तथाद्रियन्ते न बुधाः सुधामपि ।
नलः सितच्छत्रितकीर्तिमण्डलः
स राशिरासीन्महसां महोज्ज्वल ॥ १–१

रसै कथा यस्य सुधावधीरणी
नल स भूजानिरभूद्गुणाद्भुत ।
सुवर्णदण्डैकसितातपत्रित-
ज्वलत्प्रतापावलि कीर्तिमण्डल· ॥ १-२

નળ ગુણસ પન્ન અને દોષરહિત છે. કવિ કહે છે :

किमस्य लोम्नां कपटेन काटिभि-
र्विधिर्न लेखाभिरजीगणद्गुणान् ।
न रोमकूपौघमिषाज्जगत्कृता·
कृताश्च किं दूषणशून्य विन्दव· ॥

નળના વર્ણન પછી કવિ દમયતીનું વર્ણન કરે છે. ત્યાર પછી દમયતી પ્રત્યેના નળના પ્રેમનું અને એની વિરહવ્યથાનું વર્ણન કરે છે. વિરહવ્યથાને કારણે

× 'નૈષધીયચરિત'ના શ્લોકોના અવતરણો નિર્ણય સાગર પ્રેસની ૧૯૨૮ મા છપાયેલી આવૃત્તિના આધારે આપવામા આવ્યા છે.

નળને ક્યાંય ચેન પડતું નથી. એથી તે પોતાની વ્યથા ભૂલવા માટે ઉદ્યાનમાં જવાનુ નક્કી કરે છે. તે માટે એક ઘોડો લાવવામા આવે છે. નળના આ ઘોડાનું પણ કવિએ સુદર વર્ણન કર્યુ છે. નળ ઉદ્યાનમા જાય છે ત્યા અવનવાં ખીલેલાં પુષ્પો જોવાથી તો એની વિરહવ્યથા ઘટવાને બદલે વધે છે. નળ ફરતો ફરતો એક સરોવર પાસે આવી પહોંચે છે. ત્યા એ એક સુંદર સુવર્ણમય હસને જુએ છે. નળ ધીમે ધીમે એની પાસે જાય છે અને એને પકડે છે. કવિ લખે છે :

> विधाय मूर्ति कपटेन वामनी
> स्वय वलिध्वंमिविडम्बिनीमयम्
> उपेतपार्श्वश्चरणेन मौनिना
> नृपः पतङ्ग समधत्त पाणिना ॥ १-१२४

હંસ પોતાને નળના હાથમાથી મુક્ત કરવાનો પ્રયત્ન કરે છે, પરંતુ તે મુક્ત થઈ શકતો નથી એથી જાણે મૃત્યુ નજીક આવેલુ જાણી હંસ તે સમયે કરુણ સ્વરે વિલાપ કરે છે. હંસ નળને કહે છે :

> धिगस्तु तृष्णातरलं भवन्मनः
> समीक्ष्य पक्षान्मम हेमजन्मन. ।
> तवार्णवस्येव तुषारसीकरै-
> र्भवेदमीभि. कमलोदय कियान् ॥ १-१३०

> मदेकपुत्रा जननी जरातुरा
> नवप्रसूतिर्वरटा तपस्विनी ।
> गतिस्तयोरेषः जनस्तमर्दय-
> न्नहो विधे त्वां करुणा रुणद्धि न ॥ १-१३५

હસની આ કરુણ વિલાપવાણીથી નળનુ કરુણાર્દ્ર હૃદય દ્રવે છે, તે હંસને છોડી દે છે. હસ ઊડતો ઊડતો આકાશમા પોતાના બાંધવોની સાથે થઈ જાય છે.

બીજા સર્ગમાં હંસનો પ્રસંગ આગળ વર્ણવાય છે. નળના હાથમાંથી મુક્ત થવાને લીધે પોતાનો આનદ વ્યક્ત કરતો હંસ પાછો નળ પાસે આવે છે. નળે બતાવેલી દયાને માટે પોતાની આભારની લાગણી વ્યક્ત કરી નળનું કંઈક પ્રિય કાર્ય કરી આપવાની ઇચ્છા તે વ્યક્ત કરે છે. હંસ નળ આગળ દમયંતીનું વર્ણન કરે છે અને પ્રસ્તાવ મૂકે છે કે પોતે દમયંતી પાસે જઈ નળની પ્રશંસા કરશે કે જેથી દમયંતીના હૃદયને દેવો પણ આકર્ષી શકશે નહિ. નળ તે માટે પોતાની

સમતિ સૂચવે છે અને દમયંતી પ્રત્યેની પોતાની પ્રેમની લાગણી અને પોતાની વિરહવ્યથા વ્યક્ત કરે છે. હંસ ત્યાંથી ઊડતો ઊડતો કુંડિનપુર આવે છે. નળ ત્યાં ઉપવનમાં તેની રાહ જોતો બેસી રહે છે કવિ કુંડિનપુરનું અહીં વિસ્તારથી ચાળીસેક શ્લોકમા વર્ણન કરે છે હંસ કુંડિનપુર આવે છે અને દમયંતીને એની સખીઓ સાથે ઉપવનમાં જુએ છે હંસ દમયંતી પાસે જવા માટે અને ત્યાં ઊતરવા માટેનુ અનુકૂળ સ્થળ પસંદ કરવા માટે આકાશમા જે ચક્કરો લગાવે છે એનુ કવિએ તાદૃશ વર્ણન કર્યું છે.

ત્રીજા સર્ગમાં કવિ વર્ણન કરે છે હંસ અને દમયંતી વચ્ચે થયેલા સંવાદનું. હંસ દમયંતી પાસે જઈને જમીન પર બેસે છે દમયંતી તેને જેમ જેમ પકડવા જાય છે તેમ તેમ તે એને ઉપવનની ગીચ ઝાડીમા લઈ જાય છે પછી એને ત્યાં એકલી જોઈને પોતાનો પરિચય આપે છે અને નળના ગુણોનું અને સૌન્દર્યનું વર્ણન કરે છે ત્યાર પછી હંસ અને દમયંતી વચ્ચે થોડી વાતચીત થાય છે. હંસ દમયંતીને નળ પ્રત્યેના એના અનુરાગ વિશે સ્પષ્ટ વાત કરવાનું કહે છે. દમયંતી નળ પ્રત્યેના પોનાના પ્રેમનો સ્વીકાર કરે છે એમાં મદદ કરવા માટે તે હંસને વિનંતી કરે છે હંસ દમયંતીને આશ્વાસન આપે છે અને નળની વિરહાવસ્થાનુ વર્ણન કરી નળના પ્રેમની એને પ્રતીતિ કરાવે છે.

હંસ અને દમયંતી વચ્ચે વાત થાય છે એટલી વારમાં દમયંતીની સખીઓ ત્યા આવી પહોચે છે એટલે હંસ ત્યાથી ઊડી જાય છે. હંસના ગયા પછી દમયંતી વિચારમગ્ન બને છે બીજી બાજુ હંસ ઊડતો ઊડતો નળ પાસે આવી પોતાના દૂતકાર્યની સફળતા વિશે એને જણાવે છે.

ચોથો સર્ગ મુખ્યત્વે દમયંતીની વિરહવ્યથા વર્ણવે છે. કામપીડિત દમયંતી ચંદ્રને અને કામદેવને ઉપાલંભ આપે છે તેનુ કવિ વિગતે નિરૂપણ કરે છે અહીં કવિની મૌલિક પ્રતિભાનો અને એની ઉચ્ચ કાવ્યશક્તિનો આપણને સવિશેષ પરિચય મળી રહે છે. એક પછી એક શ્લોકમાં દમયંતી પ્રથમ ચંદ્રને અને પછી કામદેવને જે ઉપાલંભ આપે છે અને પોતાની એ બંનેને કારણે થયેલી અવસ્થાને માટે એ બંને પ્રત્યે જે રોષ વ્યક્ત કરે છે તેનુ નિરૂપણ કવિત્વની ઉચ્ચ કોટિએ પહોચ્યું છે. ચંદ્રને માટે દમયંતી જે કહે છે તેમાથી કેટલીક પંક્તિઓ જુઓ .

अयि विधु परिपृच्छ गुरोः कुत  
स्फुटमशिक्ष्यत दाहवदान्यता ।  
ग्लपितशंभुगलाद्गरलात्त्वया  
किमुदधौ जड वा वडवानलात् ॥ ४-४८

× × ×

निपततापि न मन्दरभूभृता
त्वमुदधौ शशलाञ्छन चूर्णितः ।
अपि मुनेर्जठरार्चिषि जीर्णतां
वत गतोऽसि न पीतपयोनिधेः ॥ ४-५१

કામદેવને ઉપાલંભ આપતાં તે કહે છે:

उपहरन्ति न कस्य सुपर्वणः
सुमनसः कति पञ्च सुरद्रुमाः ।
तव तु हीनतया पृथगेकिकां
धिगियतापि न तेऽङ्ग विगर्हणा ॥ ४-८०

આ પછી દમયંતી અને એની સખી વચ્ચે આ અવસ્થા વિશે કવિએ સંવાદ યોજ્યો છે, જેમાં શ્લોકની એક પંક્તિ સખી બોલે છે અને બીજી પંક્તિમાં દમયંતીનો ઉત્તર હોય છે. આ સંવાદને અંતે, ઉત્કટ કામપીડાને કારણે દમયંતી મૂર્છા પામે છે. સખીઓ એને ભાનમાં લાવવા માટે શીતોપચારો કરે છે. એટલામા ભીમરાજા ત્યાં આવી પહોંચે છે. દમયંતીની આ અવસ્થા જોઈ તે સમજી જાય છે અને તેના સ્વયંવર માટે પોતે તૈયારી કરશે એમ ત્યા જાહેર કરે છે.

પાંચમા સર્ગમાં નારદમુનિ ઇન્દ્રને દમયંતી વિશે સમાચાર આપે છે અને દેવો દમયંતીના સ્વયંવરમાં જવા માટે નીકળે છે એ પ્રસંગ વર્ણવવામા આવ્યો છે. દમયંતીના રૂપનાં વખાણ સાભળી મોહિત થયેલો ઇન્દ્ર જ્યારે પૃથ્વી પર આવવા નીકળે છે ત્યારે ઇન્દ્રાણી અને બીજી અપ્સરાઓ તેને તેમ ન કરવા માટે કટાક્ષમા કહે છે એવું વર્ણન કવિએ કર્યું છે, જે મહાભારતમાં નથી. ઉપરાંત દેવો પોતાની દૂતીઓને દમયંતી પાસે મોકલે છે એવું અહીં કરવામાં આવેલું વર્ણન પણ મહાભારતમા નથી.

દેવો રસ્તામાં નળને જુએ છે અને એના તેજથી ઘડીભર પ્રભાવિત થઈ સ્થગિત થઈ જાય છે. નળ આગળ વરુણ, યમ, અગ્નિ અને ઇન્દ્ર કેટલા ઝાંખા પડી જાય છે તેનું ચાર શ્લોકમા સુચારુ વર્ણન કરતાં કવિએ સરસ કલ્પનાઓ લડાવી છે.

દેવો નળને પોતાના નમ્રપણે દમયંતી માટે દૂતકાર્ય કરવાનું કહે છે અને એ માટે દેવો અને નળ વચ્ચે જે સંવાદ થાય છે એ પ્રસંગનું નિરૂપણ કવિએ આ સર્ગમાં કર્યું છે. નળ છેવટે દૂતકાર્ય માટે સંમત થાય છે. એ માટે ઇન્દ્ર એને અદૃશ્ય થઈ શકવાની શક્તિ આપે છે.

છટ્ઠા સર્ગમાં નળ કુંડિનપુર આવી, અદશ્ય બની દમયંતીના આવાસમાં પ્રવેશ કરે છે એ પ્રસંગનું નિરૂપણ કરવામા આવ્યું છે. મહાભારત કરતાં આ વર્ણન ઘણું વિગતે અને થોડુ ક ભિન્ન કરવામાં આવ્યુ છે. અદશ્ય નળ અંત પુરની કન્યાઓ સાથે અથડાઈ પડે છે એ પ્રસંગનુ કવિએ ઘણુ રસિક નિરૂપણ કર્યુ છે. ત્યાર પછી નળ દમયંતીને એની માના પાસેથી આવતી જુએ છે. નળ એની સાથે સાથે એના ખંડ સુધી આવે છે દમયંતીના અનોખા લાવણ્યથી એને પ્રતીતિ થાય છે કે આ એ જ દમયંતી છે દરમ્યાન દૂતીઓએ કહેલો સંદેશો અને દમયંતીએ એનો કરેલો અસ્વીકાર – એ બંનેને નળ સાભળે છે. તેમા છેલ્લે ઇન્દ્રની દૂતીનો સંદેશો સાભળી દમયંતીની સખીઓ એને ટેકો આપે છે ત્યારે અલબત્ત નળ ચિંતાતુર બની જાય છે. પરંતુ દમયંતી એનો પણ અસ્વીકાર કરે છે એટલે દૂતીઓ ચાલી જાય છે. નળને આથી અત્યંત હર્ષ થાય છે. નળ હજુ સુધી ત્યા આગળ અદશ્ય રહીને જ આ બધુ જોઈ અને સાભળી રહ્યો છે

સાતમો આખો સર્ગ કવિએ દમયંતીનુ વર્ણન કરવામા રોકયો છે અદશ્ય રહેલો નળ દમયંતીનાં અંગાગો નિહાળે છે. અહી દમયંતીના મસ્તકથી એના પગ સુધીના અંગોનુ ઉપમા, ઉત્પ્રેક્ષાદિ અલંકારો વડે સવિગત વર્ણન થયુ છે આ આખુ વર્ણન કવિએ એકસો સાત જેટલા શ્લોકમા કર્યું છે દમયંતી વિશેની કવિની અવનવી કલ્પનાઓમાથી થોડીક જુઓ .

पद्माङ्क सद्मानमवेक्ष्य लक्ष्मी-
मेकस्य विष्णोः श्रयणात्सपत्नीम ।
आस्येन्दुमस्या भजते जिताब्ज
सरस्वती तद्विजिगीषया किम ॥ ७ ४९

× × ×

त्रिलोकितास्या मुखमुन्नमय्य
किं वेधसेय सुषमा समाप्तौ ।
धृत्युद्भवा यच्चिबुके चकास्ति
निम्ने मनागङ्गुलियन्त्रणेव ॥ ७-५१

આ રીતે દમયંતીને નિહાળતો અને એના દેહસૌન્દર્યનુ પોતે વર્ણન કરતો, પરંતુ હજુ સુધી અદષ્ટ રહેલો નળ દમયંતી અને એની સખીઓ આગળ પ્રગટ થવાનો નિશ્ચય કરે છે

આઠમા સર્ગમાં નળ દમયંતી આગળ દેવોનો સંદેશો રજૂ કરે છે. નળ પ્રગટ થાય છે તે સમયે એની દેહકાંતિ નિહાળીને દમયંતી આશ્ચર્યચકિત થઈ જાય છે. દમયંતી નળને અનિમેષ નયને જોઈ રહે છે. દમયંતી એને એનું નામઠામ પૂછે છે. નળ પોતાની જાતને દેવોના દૂત તરીકે ઓળખાવે છે. તે કામપીડિત દેવોનું વર્ણન કરે છે આ દેવો દમયંતીને મેળવવા માટે પૃથ્વી પર આવ્યા છે એમ તે જણાવે છે તે દમયંતીને દેવોનો સંદેશો આપે છે અને કહે છે કે "કોઈ પણ એક દેવની પત્ની બનીને તેમના પર કૃપા કરી તું સ્વર્ગલોકને શોભાવ અથવા જો તારી ઇચ્છા હશે તો તારે માટે દેવો પૃથ્વી પર પણ સ્વર્ગ ઊભું કરેશે" જુઓ.

> दयोदयश्चेतसि चेत्तवाप्-
> दलं कुरु द्यां विफलो विलम्ब ।
> भुवः स्वरादेशमथाचरामो
> भूमौ धृतिं यासि यदि स्वभूमौ ॥ ८-९६

નવમા સર્ગમાં દેવોના આ દૂતકાર્ય વિશે નળ અને દમયંતી વચ્ચેનો સંવાદ આગળ ચાલે છે દેવોનો સંદેશો સાંભળવામાં દમયંતીને કશો જ રસ નથી નળની મધુર વાણી સાંભળવા માટે જ તે એ સંદેશો સાંભળ્યા કરે છે તે ફરી નળને એનું નામઠામ પૂછે છે. પરંતુ નળ યુક્તિપૂર્વક જવાબ આપે છે, "માણસે પોતાનું નામ પોતાના મુખે ન આપવું જોઈએ" એટલે દમયંતી કહે છે, "તો પછી અજાણ્યા પુરુષ તરીકે તમારી સાથે મારે વાત ન કરવી જોઈએ." નળ દેવોના સંદેશાનો ઉત્તર આપવા માટે એને વિનંતી કરે છે. આવા સુંદર, તેજસ્વી પુરુષને દૂત તરીકે મોકલવામાં દેવોમાં સામાન્ય બુદ્ધિનો પણ અભાવ જણાય છે એમ દમયંતી વિચારે છે. પછી તે જણાવે છે કે દેવોને માટે પોતે એક માનવસ્ત્રી તરીકે અયોગ્ય છે, એટલું જ નહિ દેવોએ પોતાના જ્ઞાન વડે પણ જાણવું જોઈએ કે પોતે નળને ચાહે છે. આ રીતે દેવો વિશે દમયંતી અને નળ વચ્ચે વિવાદ થાય છે. છેલ્લા એક પ્રયત્ન તરીકે ફરી નળ દમયંતીને કહે છે કે જો તું દેવોને નહિ વરે તો દેવો પોતાની શક્તિ વડે નળ સાથેનું તારું લગ્ન જ અશક્ય બનાવી દેશે ઇન્દ્ર, વરુણ, યમ કે અગ્નિ કલ્પવૃક્ષ કે કામધેનુ વડે અથવા યજ્ઞના ફળ તરીકે તને અચૂક મેળવી શકે એમ છે એમ ન કરે તો પણ કોપે ભરાઈને તેઓ નળ સાથેનું તારું લગ્ન અટકાવી શકે એમ છે. લગ્નવિધિ વખતે અગ્નિ પ્રગટ જ ન થાય તો ? અથવા વરુણ જલને અટકાવે તો ? અથવા યમરાજા વરપક્ષના કે કન્યાપક્ષના એકાદ માણસને બરાબર સ્વયંવર વખતે જ યમસદનમાં ખેંચી જાય તો ? અથવા કોપે ભરાયેલી ઇન્દ્રપત્ની સ્વયંવરમાં હાજર ન રહે તો સ્વયંવર નિર્વિઘ્ને કઈ રીતે થઈ શકે ?

(લોકમાન્યતા પ્રમાણે ઇન્દ્રપત્ની સ્વયવરમાં હાજર રહે તો જ સ્વયંવર નિર્વિઘ્ને પાર પડે.)

નળ આ રીતે દમયંતીને સમજાવે છે પરંતુ એથી તો દમયતી વધારે ગભરાય છે, ગૂચવાય છે અને રુદન કરવા લાગે છે. આથી દમયંતીનો એ વિલાપ વધુ સમય સહન ન કરી શકવાને લીધે નળ પોતે નળ છે એમ કહી આશ્વાસન આપે છે પરંતુ આ રીતે પોતાનું નામ જણાવી દેવાની કરેલી ભૂલ તરત એને સમજાય છે અને એ માટે પશ્ચાત્તાપ કરે છે. જો કે નામ જણાવવાનો પોતાનો આશય નિર્દોષ અને પ્રામાણિક હતો એમ તેને લાગે છે. દેવોના ઠપકાનો હિંમતપૂર્વક સામનો કરવાનો તે નિશ્ચય કરે છે.

આ પ્રસંગે હંસ ત્યાં અચાનક આવે છે અને દમયંતીને માનસિક ત્રાસ ન આપવા માટે તથા દેવોની કંઈ પણ બીક ન રાખવા માટે નળને સલાહ આપે છે. આથી દમયતીને અત્યંત હર્ષ થાય છે. તે થોડી લજ્જા પણ અનુભવે છે. દમયંતીની સખીઓ નળને દમયતીના એના પ્રત્યેના પ્રેમની ખાતરી આપે છે. નળ દમયતીની વિદાય લે છે તે વખતે દમયતી નળને દેવોની સાથે સ્વયવરમા આવવાનુ કહે છે. નળ તે માટે પોતાની સંમતિ દર્શાવે છે ત્યાથી પછી તે વિદાય થાય છે દમયતી બીજે દિવસે થનારા સ્વયંવરની આતુરતાપૂર્વક રાહ જુએ છે. નળ દમયતી પાસેથી આવી દેવોને પોતાના કાર્યનો અહેવાલ આપે છે.

દશમાથી ચૌદમા સર્ગ સુધીમા કવિએ સ્વયવરમંડપનુ, રાજાઓનું, દમયતીનું અને છેવટે દમયંતી નળને વરે છે ત્યાં સુધીના પ્રસંગનું વર્ણન કર્યું છે

દશમો સર્ગ જુદા જુદા દેશના આવેલા રાજાઓના વર્ણનથી શરૂ થાય છે. ઇન્દ્ર અને બીજા દેવો પણ ત્યા આવી પહોચે છે અને નળનુ સ્વરૂપ ધારણ કરે છે ભીમરાજા તે બધાઓનુ સ્વાગત કરે છે. બીજે દિવસે સ્વયંવર શરૂ થાય છે. સ્વયંવરમાં નળ આવે છે તેથી તેના તેજ આગળ બીજા રાજાઓ ઝાખા પડી જાય છે તેઓ નળની ઈર્ષ્યા કરે છે પણ મનમા સંતોષ માને છે કે નળ જેવા બીજા પણ ચાર રાજાઓ (વસ્તુતઃ દેવો) છે

પોતાના જેવું રૂપ ધારણ કરીને આવેલા દેવોને જોઈને નળ પણ વિચારમાં પડી જાય છે એ તેમને પૂછે છે "તમે કોણ છો? કામદેવ છો? અશ્વિનીકુમાર છો કે પુરુરવ છો?"

દેવો પોતે અશ્વિનીકુમાર કે પુરુરવ નથી એમ કહે છે તેઓ નળના રૂપ આગળ પોતાને ઝાંખા પડતા જુએ છે દમયંતી માટેની પોતાની હતાશા નળ આગળ તેઓ વ્યક્ત કરે છે

સ્વયંવર શરૂ થાય છે. વાલ્મીકિ સ્વયંવરની પ્રશંસા કરે છે અને શુક્રાચાર્ય તેનુ વર્ણન કરે છે જે ગાધર્વો ગાય છે પરંતુ ભીમરાજાની મોટી ચિંતા એ છે કે આટલા બધા રાજાઓનો પરિચય કોણ આપી શકશે ? ભગવાન વિષ્ણુ કે જે પણ ત્યાં હાજર હોય છે તે એની ચિંતા ટાળે છે. તે આ કામ કરવાની સરસ્વતીને વિનંતી કરે છે. કવિ અહીં સરસ્વતીનું વર્ણન કરે છે. સરસ્વતી ભીમરાજાને આશ્વાસન આપે છે ભીમરાજા ત્યાર પછી દમયંતીને સ્વયવરમંડપમાં આવવા માટે કહેવડાવે છે દમયંતી જ્યારે મંડપમાં પ્રવેશે છે ત્યારે રાજાઓ પોતાની લાગણીઓ અને પોતાના વિચારો વ્યક્ત કરે છે કેટલાકની બોલતાં બોલતા જીભ થોથવાય છે. ઇન્દ્ર પણ દમયંતીનું વર્ણન કરવા જતા ભૂલથી સ્વર્ગની અપ્સરાઓનાં નામ બોલી દે છે, જેનો પાછળથી તે ચતુરાઈથી જુદો અર્થ કરી બનાવી પોતાની ભૂલ ઢાંકે છે દમયંતીને જોઈને લોકો હર્ષના પોકારો કરે છે.

અગિયારમા અને બારમા સર્ગમા દેવો, વિદ્યાધરો, ઇત્યાદિનું વર્ણન કર્યા પછી સરસ્વતી માનવરાજાઓ પાસે આવે છે તેમા અવન્તી, મથુરા, કાશી, અયોધ્યા, કલિંગ, નેપાલ, ઉત્કલ, મગધ ઇત્યાદિ દેશના રાજાઓનું તે વર્ણન કરે છે. પરંતુ તે દરમિયાન દમયંતી તો નળના જ વિચારમાં મગ્ન હોય છે

તેરમા સર્ગમાં પાચ નળ પાસે દમયંતીને લાવવામાં આવે છે તેનુ વર્ણન છે. પાંચ નળ જોઈ દમયતી મૂંઝાય છે સરસ્વતી દેવી એક તરફ દેવોને નારાજ કરવા ઇચ્છતી નથી અને બીજી બાજુ પોતાનુ કર્તવ્ય બરાબર બજાવવા ઇચ્છે છે. એટલે તે ઇન્દ્ર, અગ્નિ, યમ અને વરુણનો એવી રીતે એવા શબ્દોમા પરિચય આપે છે કે તે દેવોને પણ લાગુ પડે અને નળને પણ લાગુ પડે. ત્યાર પછી તે નળનો પરિચય એવી રીતે આપે છે કે જે નળને લાગુ પડે અને એ દરેક શ્લોક એક એક દેવને પણ લાગુ પડે કવિએ દેવોના પરિચય માટે આવી શ્લેષયુક્ત રચના અઢારેક શ્લોકમાં કરી છે ત્યાર પછી નળના પરિચય માટે એવી શ્લેષયુક્ત રચના ચાર શ્લોકમા કરી છે જેમાં પહેલો શ્લોક નળ અને ઇન્દ્રને, બીજો નળ અને અગ્નિને, ત્રીજો નળ અને યમને તથા ચોથો નળ અને વરુણને લાગુ પડે છે શ્લેષયુક્ત રચનાવાળા અને કવિત્વગુણથી મંડિત 'નૈષધીયચરિત'ના આ શ્લોકો સંસ્કૃત સાહિત્યમા સુવિખ્યાત છે.

ત્યાર પછી સરસ્વતી નળને વરવા માટે દમયંતીને કહે છે. પણ તે એવી રીતે કે તે શ્લોક ઇન્દ્રને પણ લાગુ પડે, અગ્નિને પણ લાગુ પડે, યમને પણ લાગુ પડે અને વરુણને પણ લાગુ પડે. આમ, એક સાથે પાંચ અર્થ નીકળે એવો એ શ્લોક નીચે પ્રમાણે છે :

देवः पतिर्विदुषि नैष धराजगत्या-
निर्णीयते न किमु न व्रियते भवत्या ।
नायं नलः खलु तवातिमहानलाभो
यद्येनमुज्झसि वरः कतरः परस्ते ॥ १३-३४

આથી દમયંતીની મૂંઝવણ વધી જાય છે. તે સાચા નળને પારખી શકતી નથી. આ પરિસ્થિતિમાં શું કરવું તેનો તે વિચાર કરવા લાગે છે.

ચૌદમા સર્ગમાં, દમયંતી દેવોની પૂજા કરે છે. આથી દેવો પ્રસન્ન થઈ પોતાનાં કેટલાંક વિશિષ્ટ લક્ષણો પ્રકાશિત કરે છે. એથી દમયંતી દેવોને અને નળને ઓળખી શકે છે. નળને જોઈ તે લજ્જા અનુભવે છે. સરસ્વતી એને દેવોની પાસે લઈ જાય છે અને દમયંતી શા માટે દેવોને વરી શકતી નથી તે સમજાવે છે. નળને વરવા માટે દમયંતીને દેવો સંમતિ આપે છે. નળના કંઠમાં દમયંતી હાર પહેરાવે છે. કવિ આ પ્રસંગે નળ અને દમયંતીની અને ત્યાં હાજર રહેલ સ્ત્રીઓની હર્ષની લાગણીનુ સરસ વર્ણન કરે છે. દેવો હવે પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કરે છે. સરસ્વતી પણ પોતાનું દિવ્ય સ્વરૂપ ધારણ કરે છે. ત્યારપછી દેવો અને સરસ્વતી નળને વરદાનો આપે છે એ પછી તેઓ દમયંતીને આશીર્વાદ આપે છે. દેવો હવે આકાશમાર્ગે ચાલ્યા જાય છે. દમયંતી નળને વરી ચૂકી એથી અસંતુષ્ટ થયેલા રાજાઓ કંઈ બોલી શકયા નહિ, પણ નિઃશ્વાસ મૂકવા લાગ્યા. આથી દમયંતીને એમના પ્રત્યે દયા આવી. એણે તરત પોતાના પિતાને કહી તે રાજાઓને પોતાની કેટલીક સખીઓ વરાવી.

આ પછી આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થાય છે સૌ હર્ષપૂર્વક વિખરાય છે.

પંદરમા અને સોળમા સર્ગમા નળ-દમયંતીના વિવાહનું કવિએ વર્ણન કર્યું છે.

સ્વયંવર પછી ભીમરાજા અંતઃપુરમાં જઈ રાણીને સમાચાર આપે છે અને લગ્નની તૈયારી કરવા માટે બધાંને આજ્ઞા કરે છે જ્યોતિષીઓ લગ્નનું શુભ મુહૂર્ત કાઢી આપે છે. ભીમરાજા એ વિશે નળને સંદેશવાહક મારફત જણાવે છે. દરમિયાન, એક બાજુ દમયંતીને શણગારવામાં આવે છે. બીજી બાજુ નળને એના માણસો

સજ્જ કરે છે. દમયંતી સજ્જ થઈ પોતાનાં માતાપિતાને, બ્રાહ્મણોને અને સૌભાગ્યવતી સ્ત્રીઓને પ્રણામ કરે છે. નળ રથમાં બેસી ભીમરાજાના મહેલે આવી પહોંચે છે. એ સમયે એકત્ર થયેલી સ્ત્રીઓ નળને આતુરતાપૂર્વક જોઈ રહે છે. દમયંતીનો ભાઈ નળનો સત્કાર કરે છે. નળદમયંતીનાં વિધિપૂર્વક લગ્ન થાય છે. ભીમરાજા પોતાના જમાઈને ઘણી ભેટો આપે છે. ત્યારપછી ભોજનસમારંભ યોજવામાં આવે છે. કવિએ પાંસઠ જેટલા શ્લોકમા એનુ વર્ણન કર્યું છે.

ભીમરાજાને ત્યા પાચ–છ દિવસ રહી નળ પોતાના દેશ તરફ જવા માટે નીકળે છે. દીકરીની વિદાય વખતે ભીમરાજા વિયોગની લાગણી અનુભવે છે. નળદમયંતીને વળાવવા માટે તેમની સાથે કેટલેક સુધી તે જાય છે અને દમયંતીને કેટલાક શિખામણ આપી પાછો ફરે છે. નળ પોતાના નગરમાં આવી પહોંચે છે ત્યારે કુમારિકાઓ તેનું સ્વાગત કરે છે. સ્ત્રીઓ નળદમયંતીને જોવા માટે એકત્ર થયેલી છે. નળ પોતાના રાજમહેલમાં પ્રવેશ કરે છે

દેવો, જે હજુ સુધી આકાશમાર્ગે હતા તેઓ, સ્વર્ગલોક તરફ જવા લાગે છે.

સત્તરમા સર્ગમા કવિએ કલિનો પ્રસંગ વર્ણવ્યો છે. દેવો જ્યારે સ્વર્ગલોકમાં જઈ રહ્યા હતા ત્યારે તેઓ વચ્ચે એક ટોળાને જુએ છે, જેમાં લોભ, ક્રોધ, માયા, કામ વગેરેને તેઓ ઓળખી શકે છે. આ ટોળાનો એક મોવડી છે જે શાસ્ત્રોને પડકાર ફેંકે છે અને ચાર્વાકના સિદ્ધાન્તની — માત્ર ભૌતિક સુખોની – ભલામણ કરે છે. દેવો એની સાથે વિવાદ કરે છે અને શાસ્ત્રોનો બચાવ કરે છે. પછીથી તે ટોળાનો નાયક પોતાનો પરિચય આપે છે અને પોતાને કલિના બંદીજન તરીકે ઓળખાવે છે. ત્યાં તો દેવો કલિ અને દ્વાપરને જુએ છે કવિએ આ રીતે લગભગ એકસોદસ શ્લોકમાં ભૂમિકા તૈયાર કરી છે અને ત્યાર પછી કલિનો પ્રવેશ કરાવ્યો છે કલિ દેવોને જણાવે છે કે પોતે દમયંતીના સ્વયંવરમાં જઈ રહ્યો છે. દેવો કહે છે કે એ સ્વયંવર તો પૂરો થઈ ગયો. આથી કલિ અત્યંત કોપે ભરાય છે. દમયંતીને મેળવવા માટે તે દેવોને મદદ કરવાનું કહે છે દેવો તેને સમજાવે છે. સરસ્વતી પણ તેને સમજાવે છે અને પોતે સ્વયંવરમા શા માટે ગયાં હતાં તેનો ખુલાસો કરે છે. પરંતુ કલિ સરસ્વતી સાથે વાત કરી શકતો નથી. તે નળને એના રાજ્યથી અને દમયંતીથી વિખૂટો પાડવાની પ્રતિજ્ઞા લે છે.

ઇન્દ્રાદિ દેવો ફરી કલિને સમજાવે છે. પરંતુ કલિ કંઈ માનતો નથી. અહીં કવિએ કલિ અને દેવો વચ્ચેનો વિવાદ આપ્યો છે, જેમા ઇન્દ્ર, અગ્નિ, યમ અને વરુણ જે શબ્દોમા કલિને ઠપકો આપે છે બરાબર એ જ શબ્દોમા કલિ, તે તે

દેવને સામો ઉત્તર વાળે છે. કવિએ એ ચાર ચાતુર્યભરેલા, શ્લેષયુક્ત શ્લોકની રચના એવી રીતે કરી છે કે જે દેવોની દૃષ્ટિએ વાંચીએ તો કલિને લાગુ પડે અને કલિની દૃષ્ટિએ વાચીએ તો દેવોને લાગુ પડે. જુઓ :

कलिं प्रति कलिं देवा देवान्प्रत्येकश कलि· ।
सोपहास समैर्वर्णैरित्य व्यररचन्मिथ· ॥ १७-१५३

तवाऽगमनमेवार्हं वैरसेनौ तया वृते ।
उद्गगेन विमानेन किमनेनापि धावता ॥ १७-१५४

पुरा यासि वरीतुं यामग्र पत्र तया वृते ।
अन्यस्मिन्भवतो हास्य वृत्तमेतत्रपाकरम् ॥ १७-१५५

पत्यौ तया वृतेऽन्यस्मिन्यदर्थं गतवानसि ।
भवत· कोपरोधस्तादक्षमस्य वृथारुषः ॥ १७-१५६

यासि स्मरञ्जयन्कान्त्या योजनौघं महार्वता ।
समूढस्तं वृतेऽन्यस्मिन्किं न क्लीस्तेऽत्र पामर ॥ १७-१५७

આ રીતે કલિને એના વિચારમા મક્કમ જોઈ ને દેવો પોતાને માર્ગે સ્વર્ગલોકમાં ચાલ્યા જાય છે કલિ દ્વાપરની સાથે નળના નગરમા પ્રવેશ કરે છે. પરંતુ ત્યાંની પ્રજાના ધર્મપાલનને લીધે કલિને પોતાના રહેઠાણ માટે ક્યાય સ્થાન મળતું નથી. નળના દેહમાં પ્રવેશવા માટે એ તકની રાહ જોઈ ને આમતેમ ભમ્યા કરે છે, પરંતુ નળની અશુદ્ધિ વિશે જરાસરખી વાત પણ તેને કાને આવતી નથી છેવટે તે નળના મહેલ પાસેના ઉદ્યાનમા એક બેહેડાના વૃક્ષમાં આશ્રય લે છે.

કલિનો પ્રસંગ કવિ અહીં પૂરો કરે છે આ પછી ૧૮થી ૨૨મા સુધીના પાંચ સર્ગમા કથાવસ્તુની દૃષ્ટિએ કશો ખાસ વિકાસ થતો નથી, કારણ કે એ સર્ગો કવિએ વિવિધ પ્રકારનાં વર્ણનો માટે જ યોજ્યા છે કવિનો આશય નળ-દમયંતીના દુઃખોની કથાને સ્પર્શ કરવાનો હોય એમ લાગતો નથી. કારણ કે તેમ કરવા જતા દુખની કથાને નળદમયતીના અતિમ મિલન સુધી લઈ જવી જોઈએ તો જ તે પૂર્ણ અને સુખાન્ત બને. તેમ કરવા માટે, બહુ વિસ્તાર ન કરે તોપણ, કવિને બીજા ઘણા સર્ગોની રચના કરવાની જરૂર પડે.× માટે કવિ વિવિધ પ્રકારના વર્ણનો વડે આ મહાકાવ્યનું સમાપન કરે છે. અઢારમા સર્ગમાં

× વન્દારુભટ્ટકૃત 'ઉત્તરનૈષધ'મા અહીંથી આગળની કથા ૧૯ સર્ગમા વર્ણવાઈ છે

કવિ નળદમયંતીના કામવિલાસનું વર્ણન કરે છે; ઓગણીસમા સર્ગમાં પ્રભાતનું વર્ણન કરે છે; વીસમા સર્ગમા નળની દમયંતી સાથેની વિનોદચેષ્ટાઓનું, કામોપભોગના સ્મરણનુ અને મધ્યાહ્ન થતાં સ્નાન માટે જતા નળનુ વર્ણન કરે છે; એકવીસમા સર્ગમા નળદમયતીના દૈનિક કાર્યોનું વર્ણન કરે છે; અને છેલ્લા બાવીસમા સર્ગમાં નળ અને દમયંતીએ રાત્રિ શરૂ થતા ઉદય પામેલા ચન્દ્રનુ એકબીજા આગળ કરાવેલું વર્ણન કવિ આપે છે આ રીતે આ મહાકાવ્યનું સમાપન થાય છે. ( જો, કેટલાકનો મત છે તેમ, આ કાવ્ય અપૂર્ણ ન રહ્યું હોય તો. )

મહાભારતની કથા સાથે 'નૈષધીયચરિત'ને સરખાવતાં જોઈ શકાય છે કે 'નૈષધીયચરિત'માં કવિએ મહાભારતના કેટલાક પ્રસંગો વિસ્તારથી વિકસાવીને આલેખ્યા છે, કેટલાક પ્રસંગોમાં થોડા ફેરફારો કર્યા છે, કેટલાક નવા પ્રસંગો અને નવાં પાત્રો ઉમેર્યાં છે અને કેટલાંક વર્ણનો નવાં દાખલ કર્યાં છે.+ મહાભારતની નલકથાના શરૂઆતના લગભગ ૧૫૮ જેટલા શ્લોકની કથાને લગભગ ૨૮૦૦ જેટલા શ્લોકના મહાકાવ્યમાં આલેખવા જતાં આમ બનવું તદ્દન સ્વાભાવિક છે.

નળ, દમયંતી, એ બંનેનો પરસ્પર અનુરાગ, નળની વિરહવ્યથા અને તે ભૂલવા માટે એનું વનમાં જવું, હંસને પકડવો, હંસની વાણી, હંસનું કુંડિનપુર જવું, ત્યાં હંસ અને દમયંતી વચ્ચેનો સંવાદ, દમયંતીની વિરહવ્યથા, નારદ અને પર્વતમુનિનું ઇન્દ્ર પાસે જવું, દેવોનું સ્વયવર માટે નીકળવુ અને નળને માર્ગમા મળવું, દેવો અને નળ વચ્ચેનો સંવાદ, નળનુ દૂત તરીકે દમયંતી પાસે જવું, તે બંને વચ્ચેનો સંવાદ, સ્વયંવરમાં આવેલા રાજાઓ, સ્વયંવરમંડપ, રાજાઓનો પરિચય, દમયંતીનાં નળ સાથે લગ્ન, દેવો અને કલિ વચ્ચેનો સંવાદ ઇત્યાદિ પ્રસંગો કે જે પ્રત્યેક બે, ત્રણ કે વધુમાં વધુ આઠદસ શ્લોકમા મહાભારતમાં વર્ણવવામાં આવ્યા છે તેનુ આલેખન 'નૈષધીયચરિત'કારે સહેજે પચીસપચાસ શ્લોકમા કર્યું છે હસ અને દમયંતી વચ્ચે સવાદ, દમયંતીની વિરહાવસ્થા, દમયંતીનુ નળે કરેલું વર્ણન, નળ અને દમયંતી વચ્ચે સંવાદ, સ્વયંવરમાં પધારેલા રાજાઓનો પરિચય, નળદમયતીનાં લગ્ન, નળનું ધર્મપાલન અને દેવો અને કલિ વચ્ચે સંવાદ—આ પ્રસગોનુ વર્ણન તો 'નૈષધીયચરિત'કારે સો કરતાયે વધુ શ્લોકમા કર્યું છે, અને એમાના કેટલાક પ્રસંગો માટે એક કે એકથી વધુ સર્ગ રોકયા છે આ ઉપરાત ઘોડાઓ, વૃક્ષો, સરોવર, સ્વપ્ન, કુંડિનપુર નગર, દમયંતીનો

---

+ જુઓ A critical study of Sriharsa's Naisadhiyacharita ( by Dr. A. N. Jani) chapter II, page 13.

મહેલ, દેવોની કામપીડા, દમયંતીના મહેલમાં દૂત તરીકે ગયેલા નળના અનુભવો, સરસ્વતી, લગ્નની તૈયારી, લગ્નવિધિ, ભોજનસમારંભ, કલિના અનુચરો, ચાર્વાક-ફિલસૂફી અને દેવો તરફથી તેનો પ્રતિકાર, નળનું પાટનગર, નળનો દૈનિક કાર્યક્રમ, સંધ્યા, રાત્રિ અને ચંદ્રોદય ઇત્યાદિનું વર્ણન, જે મહાભારતમાં નથી તે શ્રીહર્ષે પોતાની મૌલિક કલ્પનાથી આ મહાકાવ્યમા નવું ઉમેર્યું છે.

મહાભારતના કેટલાક પ્રસંગો આ કવિએ મહાભારત કરતા ભિન્ન રીતે મૂક્યા છે. જેમ કે, મહાભારતમા નળ હંસને ઉપવનમાં જુએ છે, 'નૈષધીય-ચરિત'મા તે ઉપવનમા આવેલા સરોવરમાં જુએ છે મહાભારતમાં નળ હંસને પકડે છે એટલો જ ઉલ્લેખ છે. 'નૈષધીયચરિત' પ્રમાણે હંસ જ્યારે ઊંઘી જાય છે ત્યારે નળ ચૂપચાપ તેની પાસે જઈ તેને પકડી લે છે. મહાભારતમાં હંસ પાસેથી નળ પોતાનું દૂતકાર્ય કરવાનું વચન લઈ પછી એને છોડી દે છે. 'નૈષધીયચરિત' પ્રમાણે નળ હંસની વિલાપવાણી સાંભળી દયાભાવથી એને છોડી દે છે અને ત્યારપછી હંસ પાછો આવી નળનું પ્રિયકાર્ય કરી આપવાનું વચન આપે છે. મહાભારતમાં બધા જ હંસો ઊડતા ઊડતા કુંડિનપુર જાય છે અને ત્યાં દમયંતીના આવાસ પાસે આવે છે દમયંતી અને એની સખીઓ એકએક હંસની પાછળ જાય છે અને તેમા દમયંતી જેની પાછળ ગઈ તે હંસ દમયંતીને નળનો સંદેશો આપે છે. 'નૈષધીયચરિત'મા માત્ર એક જ હંસ દમયંતી પાસે નળના દૂતકાર્ય માટે જાય છે મહાભારત પ્રમાણે દમયંતીની સખીઓ દમયંતીની વિરહાવસ્થા વિશે ભીમરાજાને જણાવે છે 'નૈષધીયચરિત'માં દમયંતી મૂર્છા પામે છે અને એની સખીઓ શીતોપચાર કરે છે તે વખતે સખીઓનો ઘોઘાટ સાંભળી ભીમરાજા ત્યાં આવી પહોંચે છે અને તે દમયંતીની વિરહાવસ્થા વિશે જાણે છે. ત્યાં ભીમરાજાની પાછળ પ્રધાન અને વૈદ્ય પણ આવી પહોંચે છે. તેઓ આ અવસ્થાનો ઉપાય સૂચવે છે. તે સમયે ત્યા જ ભીમરાજા દમયંતીના સ્વયં-વરની જાહેરાત કરે છે. મહાભારત પ્રમાણે નારદમુનિ જ્યારે ઇન્દ્ર સમક્ષ દમયંતીના સ્વયંવરની વાત કરે છે ત્યારે ત્યાં અગ્નિ, યમ, વરુણ એ ત્રણે દેવો આવી પહોંચે છે અને દમયંતીના સ્વયંવરની વાત સાંભળી તેઓ ત્યા જવાનું નક્કી કરે છે. 'નૈષધીયચરિત'મા નારદમુનિ ઇન્દ્રને દમયંતીના સ્વયંવરની વાત કરી ચાલ્યા જાય છે ત્યારપછી ઇન્દ્ર જ્યારે તે સ્વયંવર માટે પૃથ્વી પર જવાની તૈયારી કરે છે તે વખતે અગ્નિ, યમ અને વરુણ પણ ત્યાં આવી પહોંચે છે. મહાભારતમાં આ પ્રસંગે ઇન્દ્રાણી વગેરેના પ્રત્યાઘાતો આપવામા આવ્યા નથી. 'નૈષધીયચરિત'માં એ નિરૂપવામાં આવ્યા છે.

મહાભારત પ્રમાણે દેવો સ્વયંવરમાં જવા નીકળે છે. ત્યારપછી તેઓ નળને મળે છે અને એને પોતાના તરફથી દૂતકાર્ય કરવાનું સોંપે છે 'નૈષધીયચરિત' પ્રમાણે દેવો દમયંતીના સ્વયંવરમાં જવાનો વિચાર કર્યા પછી, નળને પોતાનું દૂતકાર્ય કરવાનું સોંપ્યુ તે પહેલા, પોતાની દૂતીઓને દમયંતી પાસે મોકલે છે. દૂતીઓનો આ પ્રસંગ 'નૈષધીયચરિત'કારની પોતાની મૌલિક કલ્પનાનો છે.

વિવેચકોના મતે એક સૌથી મહત્ત્વનો ફેરફાર તે દૂતકાર્યના પ્રસંગે નળના વર્ણનનો અને એ રીતે નળના પાત્રાલેખનનો છે. મહાભારતમાં દેવો જ્યારે નળને દમયંતીની પાસે જવાનુ કહે છે ત્યારે નળ કહે છે કે 'દમયંતીના આવાસમાં બીજાથી દેખાયા વિના હું કેવી રીતે જઈ શકીશ?' ત્યારે ઇન્દ્ર એને કહે છે કે 'તારે જવું જ પડશે.' પછી નળ દમયંતી પાસે જઈ પોતે નળ છે અને દેવોના દૂતકાર્ય માટે આવેલ છે એમ તરત જ જણાવે છે. વળી, ત્યાં દમયંતીને તે કહે છે, 'દેવતાઓના દૂતકાર્ય માટે આવેલો એવો હું તને પરણવારૂપી મારા સ્વાર્થની વાત કેવી રીતે કરું? પરંતુ જો આ ધર્મમાં મારો સ્વાર્થ સિદ્ધ થતો હશે તો તે સ્વાર્થ હું સિદ્ધ કરીશ.' આમ, અહીં સ્વાર્થ અને ધર્મ વચ્ચે ઉકેલ શોધવાની નળની ચિંતા છે. બીજી બાજુ, 'નૈષધીયચરિત'માં નળ પોતે દમયંતીના આવાસમાં દેખાયા વિના કેવી રીતે જઈ શકશે એવી દલીલ કરતો નથી. તે હિંમતપૂર્વક દેવોની માગણીનો અસ્વીકાર કરે છે, પરંતુ પછી દેવો એને વચન પાળવાથી મળતી અપૂર્વ કીર્તિની વાત કરે છે અને એને ખૂબ સમજાવે છે, ત્યારે નળ દમયંતી પાસે જવા તૈયાર થાય છે. એટલે ઇન્દ્ર પ્રસન્ન થઈ એને અદૃષ્ટ બનવાની શક્તિ આપે છે વળી, નળ દમયંતી પાસે જઈને પોતાનું નામ આપતો નથી, દમયંતી ફરી ફરી પૂછે છે છતા. અને જ્યારે દમયંતી વિલાપ કરે છે ત્યારે તે પોતાનું નામ આપે છે. પરંતુ તે આપ્યા પછી એને ઘણો પશ્ચાત્તાપ થાય છે. તદુપરાંત, 'નૈષધીયચરિત'માં નળ પોતાના સ્વાર્થનો વિચાર નથી કરતો, પણ પોતાના સ્વમાનનો વિચાર કરે છે. મહાભારતમાં નળને દેવોની બીક લાગે છે. 'નૈષધીયચરિત'માં નળને પોતાની સત્યનિષ્ઠાને કારણે આવી કંઈ બીક નથી. નળના આ પાત્રાલેખન વિશે Prof Handiqui લખે છે, "In Sriharsha's Poem, Nala's anxiety is not how to reconcile self-interest with Dharma, but how to reconcile his honour with the failure of his mission. The emphasis on the individual judgement and moral responsibility makes Sriharsha's portrait of Nala one of the noblest creations of Sanskrit Poetry, at least so far as conception of character is concerned."✓

✓ The Naishadhacharita of Shriharsha - Prof. Handiqui, પ્રસ્તાવના, પૃ. ૨૯.

સ્વયંવરના પ્રસંગના આલેખનમાં પણ 'નૈષધીયચરિત'કારે મહાભારત કરતાં થોડુંક ભિન્ન નિરૂપણ કર્યું છે. મહાભારતમા દેવો નળનું સ્વરૂપ ધારણ કરે છે, પરંતુ એનો ઉલ્લેખ દમયંતી જ્યારે દેવો પાસે આવે છે અને જુએ છે ત્યારે કરવામાં આવ્યો છે. વળી, નળને એ વિશે ખબર છે કે નહિ તે ત્યાં જણાવવામાં આવ્યું નથી. 'નૈષધીયચરિત'માં સ્વયંવરમંડપમાં દમયંતી આવે છે તે પહેલાં દેવોનુ આ રૂપ બીજા રાજાઓ જુએ છે અને તેઓ તે સાચું માની નળ જેવા બીજા રાજાઓ પણ છે એમ વિચારી સંતોષ અનુભવે છે. નળ પણ તેઓ ચારેને એકસરખાં પોતાના જેવાં રૂપ ધારણ કરેલાં જોઈ તેઓને પૂછી જુએ છે કે "તમે કામદેવ છો? પુરુરવ છો? કે અશ્વિનીકુમાર છો?"

મહાભારત પ્રમાણે સ્વયવરમાં માત્ર માનવરાજાઓ અને આ ચાર દેવો આવેલા છે, જ્યારે 'નૈષધીયચરિત' પ્રમાણે દેવો, વિદ્યાધરો, સર્પો વગેરે પણ આવેલા છે. મહાભારતમાં રાજાઓનો પરિચય દમયતીની સખી કરાવે છે 'નૈષધીય-ચરિત'માં સરસ્વતી કરાવે છે. મહાભારતમાં સખી રાજાઓનો પરિચય કરાવે છે, પરંતુ દમયતી દેવો આગળ આવે છે ત્યા સખીને કશું બોલતી બતાવી નથી. 'નૈષધીયચરિત'મા સરસ્વતી દેવો આગળ આવે છે ત્યારે તે દેવોને ઓળખી જાય છે. પરંતુ તે દેવો અને નળનો પરિચય યુક્તિપૂર્વક એવી શ્લેષયુક્ત ભાષામાં આપે છે કે જેથી દેવોનો દેવો તરીકે અને નળ તરીકે પરિચય આપવાથી દેવો નાગજ પણ ન થાય અને સરસ્વતીએ પોતે સાચો પરિચય આપ્યો ગણાય કવિએ આ પ્રસંગે સુંદર યુક્તિ શોધી કાઢી છે.

મહાભારતમા દેવો નળને આઠ વરદાન આપે છે અને દમયતીને એક પણ વરદાન આપના નથી 'નૈષધીયચરિત'માં દેવો અને સરસ્વતી નળ અને દમયંતી બંનેને વરદાનો આપે છે. તેમાના કેટલાક વરદાનો મહાભારત કરતાં ભિન્ન છે. વળી, વરદાનોની કુલ સંખ્યા પણ મહાભારન કરતાં વધારે છે. ઇન્દ્ર નળને ત્રણ વરદાન આપે છે જેમા બે મહાભારત પ્રમાણે છે અને ત્રીજું વરદાન અસિ નદીને કિનારે નલપુર નામનુ નગર નળને રહેવા માટે ઊભુ થશે તેને લગતું છે. અગ્નિ નળને ત્રણ વરદાન આપે છે, જેમા એક અગ્નિ પર પ્રભુત્વનું વરદાન મહાભારત પ્રમાણે છે બીજાં બે તે કામધેનુના દૂધ જેવી સમૃદ્ધિ મેળવવાનું અને અન્ન સિદ્ધ કરવાની કલાનુ છે (જે મહાભારતમા યમ આપે છે). યમ બે વરદાન આપે છે, જેમા ધર્મમા પરમ સ્થિતિ પ્રાપ્ત કરવાને લગતું મહાભારત પ્રમાણે છે અને બીજુ વરદાન તે શસ્ત્રોના ઉપયોગમાં નિપુણતા મેળવવાનું છે. વરુણના બને વરદાનો મહાભારત પ્રમાણે જ છે આ ઉપરાત દેવો અને સરસ્વતી

દમયંતીને વરદાન આપે છે કે 'તારા પતિવ્રતનો ભંગ કરવાની જરા પણ ઇચ્છા કરનાર ભસ્મ થશે અને તું તારી ઇચ્છા પ્રમાણે ગમે તે સ્વરૂપ ધારણ કરવાની શક્તિ મેળવીશ.' આ વરદાનો મહાભારતમા નથી. તદુપરાંત સરસ્વતી નળને ચિંતામણિમંત્રનું જે વરદાન આપે છે તે પણ મહાભારતમાં નથી.

કલિનો પ્રસંગ પણ 'નૈષધીયચરિત'કારે મહાભારત કરતાં કંઈક ભિન્ન રીતે અને વધારે વિગતે વર્ણવ્યો છે. મહાભારતમાં ક્રોધ, મોહ, લોભ, અને કામ એ કલિના અનુચરો તથા ચાર્વાક એ કલિનો બંદીજન – એવું કંઈ નિરૂપણ નથી. એ 'નૈષધીયચરિત'કારની પોતાની મૌલિક કલ્પનાનું સર્જન છે. દેવો અને સરસ્વતીને કલિ સાથે જે વાત અને વિવાદ થાય છે તે પણ બહુધા 'નૈષધીય-ચરિત'કારનું કાલ્પનિક નિરૂપણ છે. કલિ નળના ઉદ્યાનમાં બેહેડાના વૃક્ષમા આશ્રય લે છે એવું મહાભારતમા નથી. એ પણ 'નૈષધીયચરિત'કારની મૌલિક કલ્પના છે.

આમ, 'નૈષધીયચરિત' એ મહાકાવ્યનો પ્રકાર હોવાથી એમાં મહાભારતની નાની કથાને ખીલવવાનો કવિને પૂરો અવકાશ મળ્યો છે. તેમ કરવામા એક મહાકવિને શોભે એ રીતે કવિએ તેનું વિવિધ રસાલંકાર વડે નિરૂપણ કર્યું છે.

ઈ.સ.ના અગિયારમા-બારમા સૈકાના મનાતા આ કવિના કાવ્યને આપણાં પાચ સર્વોત્તમ સંસ્કૃત મહાકાવ્યોમાંનું એક ગણાવવામાં આવે છે એ જ બતાવે છે કે 'નૈષધીયચરિત'નું સ્થાન સંસ્કૃત સાહિત્યમાં કયા અને કેવું છે. ઘણા ટીકાકારોએ અને કવિઓએ એની પ્રશસ્તિ કરેલી છે. અર્વાચીન સમયમાં કેટલાક પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય વિદ્વાનોએ આધુનિક કલાદૃષ્ટિથી એનું વિવેચન કર્યું છે. 'નૈષધીયચરિત'ની કેટલીક મર્યાદાઓ નથી એમ નથી. તેમ છતાં એક દરે ત્રણસોથી સાડાત્રણસો જેટલા આપણાં સંસ્કૃત કાવ્યોમાં પહેલાં પાંચમાં જેને મૂકી શકાય એવી અને નલકથા વિશેની કાવ્યકૃતિઓમાં જેને પ્રથમ સ્થાને મૂકી શકાય એવી એ કૃતિ છે, એ નિર્વિવાદ હકીકત છે 'નૈષધીયચરિત'ની લોકપ્રિયતામાં અને એના સૌથી વધુ પ્રચારમા ગુજરાત અગ્રસ્થાને છે એ એની મળતી હસ્તપ્રતો અને એના પર રચાયેલી ટીકાઓ પરથી જોઈ શકાય છે. એમા આવતી ભરપૂર શાસ્ત્રીય માહિતીને કારણે એને 'શાસ્ત્રકાવ્ય' તરીકે ઓળખવામા આવ્યું છે અને એથી જ્ઞાન, ચાતુર્ય, બુદ્ધિનિપુણતા માટે એનો અભ્યાસ પ્રાચીન સમયમા આવશ્યક મનાયો હતો ડૉ અરુણોદય જાનીએ બતાવ્યું છે તેમ તે સમયે મહામહોપાધ્યાયની પદવી માટે 'નૈષધીયચરિત'નો અભ્યાસ આવશ્યક ગણાતો. આથી જ તેઓ લખે છે,

"Again, the Naishadhiyacharita has its own importance in the history of Sanskrit literature as it supplies historical, geographical, political, lexicographical and social and religious data which are most important for the study of the cultural history of the medieval India Thus it serves the purpose of an encyclopaedia of the medieval India."+

+ A critical study of Sriharsa's Naisadhiyacharita - by Dr. A. N. Jani - Page 280

# ૬. ત્રિવિક્રમ ભટ્ટકૃત નલચમ્પૂ

નલકથા વિશે લખાયેલી સંસ્કૃત કૃતિઓમાં 'નૈષધીયચરિત' ઉપરાંત 'નલચંપૂ'ની પણ ઇતર સંસ્કૃત કૃતિઓ અને કેટલીક ગુજરાતી કૃતિઓ ઉપર અસર પડી છે. અલબત્ત, 'નૈષધીયચરિત' જેટલી અસર 'નલચંપૂ'ની પડી નથી, તોપણ માણિક્યદેવસૂરિકૃત 'નલાયન' મહાકાવ્ય પર અને એ દ્વારા નયસુંદરકૃત 'નળદમયંતી રાસ' ઉપર 'નલચંપૂ'ની ઠીક ઠીક અસર પડી છે. જૈનેતર ગુજરાતી કવિઓમાં ભાલણે પોતાના 'નળાખ્યાન'માં 'નલચમ્પૂ'નો ઉલ્લેખ પણ કર્યો છે અને એમાંથી પોતે થોડીક છાયા લીધી હોવાનું સ્વીકાર્યું છે. અલબત્ત, 'નૈષધીયચરિત'ની સરખામણીમાં એણે 'નલચંપૂ'માંથી ઘણું જ ઓછું લીધું છે એમ કહી શકાય.

'નૈષધીયચરિત'ની જેમ 'નલચંપૂ' પણ કેવળ કથાત્મક કૃતિ નહિ પણ, ચંપૂનો કાવ્યપ્રકાર સૂચવે છે તેમ, કવિતાવિલાસની કૃતિ છે. અલબત્ત, કાવ્યગુણમાં 'નલચંપૂ' કરતા 'નૈષધીયચરિત' ઘણી ચડિયાતી કૃતિ છે, તોપણ ચંપૂના પ્રકારની આ કૃતિ હોવાથી 'નૈષધીયચરિત'ની જેમ આમાં પણ કથાને પ્રાધાન્ય આપવામાં આવ્યું નથી કવિનું લક્ષ્ય તો કથાને નિમિત્તે અવનવા, વિવિધ પ્રકારનાં કવિત્વમય વર્ણનોનું આલેખન કરવાનું છે. એથી જ દમયંતીના સ્વયંવર પૂર્વે દેવો નળને દમયંતી પાસે મોકલે છે અને નળ ત્યાંથી પાછો ફરે છે ત્યાં સુધીનું કથાવસ્તુ 'નલચંપૂ'માં નિરૂપાયું છે.

'નલચંપૂ' સાત ઉચ્છ્વાસમાં લખાયેલું છે. આ પ્રત્યેક ઉચ્છ્વાસમાં એનું કથાવસ્તુ કવિએ કેવી રીતે વિકસાવ્યું છે તે આપણે ક્રમવાર જોઈશું.

પ્રથમ ઉચ્છ્વાસમાં આરંભમાં કવિ કાવ્ય અને કવિ વિશે પોતાના વિચારો વ્યક્ત કરી તથા વ્યાસવાલ્મીકિ જેવા મહાકવિઓનું સ્મરણ કરીને પછી આર્યાવર્તનું વર્ણન કરે છે. આર્યાવર્તની પ્રજાનું, એની સુખસમૃદ્ધિનું, એની ધર્મપાલનવૃત્તિનું વિગતે વર્ણન કર્યા પછી કવિ નિષધદેશનું વર્ણન કરે છે. એ પછી ત્યાં રાજ્ય કરતા નળ રાજાના ગુણોનું અલંકારયુક્ત વર્ણન પ્રત્યેક પંક્તિમાં કવિ કરે છે એમાંથી થોડીક પંક્તિઓ જુઓ :

... चिन्तामणि प्रणयिनाम्, अग्रणीः सांग्रामिकाणाम्, उपाध्यायोऽध्ययनविदाम्, आदर्शो दर्शनानाम, आचार्यः शौर्यशालिनाम्, उपदेशकः शस्त्रशास्त्रस्य, परिवृढो दृढप्रहारिणाम्, अग्रगण्यः पुण्यकारिणाम्, अपश्चिमो विपश्चिताम्,...श्री वीरसेनसूनुः, समस्तजगत्प्रासादशिरःशेखरीभूतकान्तकीर्तिध्वजो, राजा, राज्यलक्ष्मीकरेणुकाचापलसंयमनशृङ्खलः, खलवृन्दकन्दलदावानलो नलो नाम ॥

એ પછી કવિ નળનાં અંગાગોનું, એના આભૂષણોનું, એની વિજયશ્રીનું વર્ણન કરે છે. કવિ લખે છે:

धन्यास्ते दिवसाः स येषु समभूद् भूपालचूडामणि-
र्लोकालोक गिरीन्द्रमुद्रितमहीविश्रान्तकीर्तिर्नलः ।

નળના વર્ણન પછી એના મંત્રી શ્રુતશીલનું વર્ણન કરવામાં આવ્યું છે. કવિ એની ગુણશક્તિનો અને એની યોગ્યતાનો પરિચય આપી લખે છે:

मित्रं च मन्त्री च सुहृत्प्रियश्च विद्यावय शीलगुणैः समानः ।
बभूव भूपस्य स तस्य विप्रो विश्वंभराभारसहः सहायः ॥
ब्रह्मण्योऽपि ब्रह्मवित्तापहारी स्त्रीयुक्तोऽपि प्रायशो विप्रयुक्तः ।
सद्वेषोऽपि द्वेषनिर्मुक्तचेताः को वा तादृग्दृश्यते श्रूयते वा ॥

નળ પોતાનો સમય કેવી વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓમાં પસાર કરે છે એ બતાવી કવિ વર્ષાઋતુનું વર્ણન કરે છે પછી લખે છે.. जीमूतसमये कदाचिदम्भसि दिवसे मृगयावनपालकः प्रविश्य राजानं विज्ञापयामास। વનપાલકે આવી સૂકરે વનમાં કરેલા વિનાશની વાત કરી એ સાંભળી નળ પોતાના સેનાપતિ બાહુકે આણેલા ઘોડા પર સૈન્ય સાથે સૂકરનો શિકાર કરવા માટે વનમાં તરત જાય છે. કવિએ અહીં વનનું અને સૂકરના શિકારનું વર્ણન કર્યું છે. સૂકરની મૃગયા પછી નળ વનમાં બેઠો હતો ત્યારે દક્ષિણ દિશા તરફથી આવેલો કોઈ એક પથિક નળ પાસે આવે છે અને દક્ષિણ દેશનું વર્ણન કરે છે, અને તેમાં તે પોતે જોયેલી દક્ષિણ દેશના રાજાની પુત્રી દમયંતીનું વર્ણન કરે છે. વળી, એ એમ પણ જણાવે છે કે જ્યારે પોતે દમયંતીને જોઈ ત્યારે કોઈક પથિક તેની આગળ નળના સૌન્દર્યનું વર્ણન કરતો હતો. આ રીતે દમયંતી પ્રત્યે નળનું હૃદય આકર્ષાય છે અને પેલા પથિકે દમયંતી આગળ કરેલા નળના વર્ણનથી દમયંતીનું હૃદય નળ પ્રત્યે આકર્ષાય છે.

બીજા ઉચ્છ્વાસમાં નળ એક કિંનરયુગલના ગાનથી ઉત્કંઠિત થઈ વનમાં જાય છે. ત્યા વનપાલિકા એની આગળ વનની શોભાનું, ચક્રવાક, મયૂર, દ્વિરેફ, હરિણયૂથ ઇત્યાદિની પ્રવૃત્તિઓનું મનોહર વર્ણન કરે છે. રાજા એથી પ્રસન્ન થઈ એને બક્ષિસ તરીકે આભરણો આપી પ્રસન્ન કરે છે. ત્યારપછી ત્યાં ઊડતા આવેલા હંસોમાથી નળ એક હંસને પકડે છે હંસને જોઈ નળ વિચાર કરે છે કે જરૂર એ પોતાને કંઈક કામ લાગશે.

નળ હંસને પકડે છે તેથી હંસી ગુસ્સે થાય છે અને તે રાજાને કટાક્ષમાં કેટલાક વચનો કહે છે એથી રાજા શ્લેષયુક્ત વાણી બોલી હંસ અને હંસી વચ્ચે પ્રણયકલહ કરાવે છે. એ વખતે આકાશવાણી થાય છે કે 'હે રાજન્! તું હંસને છોડી દે દમયંતી માટે એ તારું દૂતકાર્ય કરી આપશે.'

अत्रान्तरेऽन्तरिक्षमण्डलाददतिस्पष्टवर्णव्यक्तिमनोहारिणी वागश्रूयत ।

राजन्राजीवपत्राक्ष क्षिप्रं हंसो विमुच्यताम् ।
भविष्यत्येष ते दूतो दमयन्त्याः प्रलोभने ॥

આ દમયંતી તે કોણ છે, કોની પુત્રી છે, કયાં રહે છે વગેરે વિશે જાણવા માટે રાજાએ હંસને પૂછ્યું. એટલે હંસે તે વિશે રાજાને માહિતી આપવી શરૂ કરી.

હંસ પ્રથમ દક્ષિણ દેશનું વર્ણન કરે છે. ત્યારપછી ત્યાંની પ્રજાનું વર્ણન કરે છે અને તેમાયે ત્યાંની સ્ત્રીઓનું વર્ણન કરે છે. તે પછી કુંડિનપુરનું વર્ણન કરે છે. કુંડિનપુરનુ મહત્ત્વ બતાવતાં એ કહે છે.

देशानां दक्षिणो देशस्तत्र वैदर्भमण्डलम् ।
तत्रापि वरदातीरमण्डनं कुण्डिनं पुरम् ।

ત્યાર પછી હંસ ભીમરાજાનું અને એની રાણી પ્રિયંગુમંજરીનુ વર્ણન કરે છે. તેઓ બંનેના દિવસો અત્યંત સુખમાં પસાર થતા હતા. એક દિવસ તેઓ એક વાનરકુટુંબને બચ્ચા સાથે જુએ છે. અને તે જોઈ, પોતાને સંતાન નથી તેના વિચારે વિષાદ અનુભવે છે

આથી, રાજા ભીમ અને રાણી પ્રિયંગુમંજરી ભગવાન શંકરની આરાધના કરે છે. આ પ્રસંગે કવિએ ચાંદનીનું વર્ણન કર્યું છે

ત્રીજા ઉચ્છ્વાસમાં નળ આગળ હંસે શરૂ કરેલી દમયંતીના પરિચયની વાત આગળ ચાલે છે.

શંકર ભગવાનની આરાધનાથી પ્રિયંગુમંજરીને સ્વપ્નમાં ભગવાન ચંદ્રમંડળમાંથી ઊતરી, એની પાસે આવી, એને પારિજાતની મંજરી આપીને કહે છે કે "સવારના પહોરમાં દમનક મુનિ તારી પાસે આવશે અને તારા પર અનુગ્રહ કરશે." ભીમરાજાને પણ સ્વપ્નમા શંકર ભગવાનનાં દર્શન થાય છે પ્રિયંગુમંજરી પ્રાતઃકાળે ઊઠીને સૂર્યની સ્તુતિ કરે છે રાજા પુરોહિતને આ સ્વપ્નની વાત કરે છે અને પુરોહિત તેમને સ્વપ્નનુ ફળ સમજાવે છે.

આ પછી કવિ દમનક મુનિનું આગમન વર્ણવે છે. વિવિધ અલંકારો વડે દમનક મુનિનુ પાત્રીસેક પંક્તિના માત્ર એક જ વાક્યમાં કવિએ બાણભટ્ટની શૈલીએ વર્ણન કર્યું છે. દમનક મુનિ ભીમરાજાને કહે છે કે "તને કન્યારત્નરૂપી સંતાનની પ્રાપ્તિ થશે" કન્યા માટે દમનક મુનિએ આપેલા વરદાનથી પ્રિયંગુમંજરીને અસંતોષ થાય છે. એટલે તે દમનક મુનિ આગળ પોતાનો અસંતોષ શ્લેષયુક્ત ભાષામાં વ્યક્ત કરે છે. દમનક મુનિ પણ પ્રિયંગુમંજરીને શ્લેષયુક્ત ભાષામાં જવાબ આપે છે એ પછી દમનક મુનિ ત્યાંથી વિદાય લે છે ત્યાર પછી સમય થયો હોવાથી ભીમરાજા સ્નાન કરે છે અને ત્યાર પછી આહાર લે છે. કવિએ અહીં ભીમરાજાના સ્નાન, આહાર ઇત્યાદિનુ વિગતે વર્ણન કર્યું છે.

દમનક મુનિના વરદાન પછી પ્રિયંગુમંજરી ગર્ભ ધારણ કરે છે અને પ્રસવ-વેદનાને અંતે કન્યારત્નને જન્મ આપે છે. કવિએ અહીં પ્રિયંગુમંજરીની ગર્ભાવસ્થાનું, એના દોહદોનુ અને એની પ્રસવવેદનાનું વર્ણન કર્યું છે. આ પછી કવિએ દમયંતીના નામકરણનું, એના શૈશવનું, એના વિદ્યાભ્યાસનું અને એના યૌવનપ્રવેશનું ક્રમશ. વર્ણન કર્યું છે

દમયંતીના નામકરણ માટે કવિ લખે છે:

**एवमस्याः सततविस्तीर्णस्वर्णपूर्णपात्रपूजितपूज्य द्विजन्मनिसंपन्ने नामकर्मसमये समान्य मान्यजनं जनेश्वरो वरप्रदानमनुस्मृत्य दमनकमुने. 'दमयन्ती' इति नाम प्रतिष्ठितवान् ।**

દમયંતીના શૈશવ અને કલાનૈપુણ્ય કરતાં પણ વધારે વિગતે એના યૌવનનું વર્ણન કવિએ કર્યું છે. હંસે કરેલા અત્યાર સુધીના વર્ણનમા વચ્ચે પ્રશ્ન ન કરનાર નળ પણ દમયંતીના તારુણ્યનુ વર્ણન હંસ પાસેથી ફરી સાભળવાની ઇચ્છા કરે છે એ પછી હંસ ફરી દમયંતીના દેહસૌન્દર્યનુ વર્ણન કરે છે. આ વર્ણન સાભળી નળની દમયંતી માટેની ઉત્કંઠા ઘણી વધી જાય છે

ચોથા ઉચ્છ્વાસમાં કવિએ નળની આ ઉત્કંઠાનું વિગતે વર્ણન કર્યું છે. ત્યાર પછી હંસ કુંડિનપુર જાય છે. ત્યાં તે દમયંતીની નજીક જઈ નળના ગુણોનું વર્ણન કરે છે. એ સાંભળી દમયંતીને પેલા પથિકે એની આગળ કરેલ નળની વાત યાદ આવે છે. નળનું વર્ણન સાંભળી દમયંતી હંસને, નળ વિશે વધારે જાણવા માટે, પ્રશ્ન કરે છે. જેવી રીતે હંસે નળ આગળ દમયંતીનું જન્મથી માંડીને યૌવન સુધીનું વર્ણન કર્યું તેવી રીતે અહીં એણે દમયંતી આગળ નળનું એના જન્મથી માંડીને યૌવન સુધીનું વર્ણન કર્યું. 'નલચંપૂ' પ્રમાણે ભીમરાજાની જેમ વીરસેન રાજા પણ સંતાનપ્રાપ્તિ માટે ભગવાન શંકરની આરાધના કરે છે. એની ધર્મપત્ની રૂપવતી ગર્ભ ધારણ કરે છે અને પુત્રને જન્મ આપે છે. આ પુત્રનું નામ 'નળ' રાખવામાં આવે છે નળના નામકરણ વિશે કવિ લખે છે :

भूते च विभवभूयिष्ठे षष्ठीजागरणव्यतिकरे, अतिक्रान्तेषु च सूतकदिवसेषु नामकरणोचितेऽह्नि 'न लास्यति धर्मधनान्येष साधुभ्यः' इति ब्राह्मणाः प्रविश्य तस्य 'नलः' इति नाम प्रतिष्ठापयामासुः ।

ત્યાર પછી નળના વિદ્યાભ્યાસનું, નળના યૌવનનું અને રાજા વીરસેનના મંત્રી સાલંકાયનના પુત્ર શ્રુતશીલની સાથેની નળની મૈત્રીનું વર્ણન કરવામાં આવ્યું છે.

અહીં હંસ નળનો એક પ્રસંગ ટાંકે છે. એક દિવસ નળ પોતાના પિતાની પાસે ગયા. તે વખતે સાલંકાયન મંત્રી પાસે જ બેઠેલા હતા નળે સાલંકાયન મંત્રીને પ્રણામ ન કર્યા. એથી મંત્રી નળ ઉપર ગુસ્સે થાય છે અને નળને નીતિનો ઉપદેશ આપે છે. સાલંકાયનનો આ ઉપદેશ શ્લેષયુક્ત છે એના ઉપદેશને રાજા વીરસેન ટેકો આપે છે.

ત્યાર પછી નળને ગાદીએ સ્થાપવામાં આવે છે અને એનો મહોત્સવ કરવામા આવે છે. નળને ગાદી સોંપી વીરસેન રાજા પોતાની રાણી સાથે વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરે છે. આવી રીતે હંસ દમયંતી આગળ નળના ગુણોનુ વર્ણન કરે છે અને નળની એના રાજ્યમહોત્સવ સુધીની કથા કહે છે.

પાંચમા ઉચ્છ્વાસમાં, દમયંતી આગળ હંસે કરેલ નળના ગુણવર્ણન પછી હંસ અને દમયંતી વચ્ચે નળ વિશે વિશેષ વાતચીત થાય છે. દમયંતી નળને આપવા માટે હંસ સાથે હાર મોકલાવે છે. હંસના ગયા પછી દમયંતીની અવસ્થાનું કવિ વર્ણન કરે છે. ત્યારપછી હંસ કુંડિનપુરથી નળ પાસે આવે છે અને દમયંતીએ આપેલા હાર સુધીની ઘટના નળને કહીને દમયંતીએ આપેલો હાર નળને આપે

છે. કવિ આ હારનુ તથા હંસ પોતાનું દૂતકાર્ય પૂરું કરી પાછો સ્વદેશ ચાલ્યો જાય છે તેનું વર્ણન કરે છે.

હંસના દૂતકાર્ય પછી દમયંતીની અને નળની વિરહવ્યથા ઘણી વધી જાય છે દમયતી યૌવનમાં આવી એટલે ભીમરાજાએ એના સ્વયંવરની તૈયારી કરી. ભિન્નભિન્ન દિશાઓમા પોતાના દૂતો મોકલીને એણે રાજાઓને નિમત્રણો પાઠવ્યાં. ઉત્તર દિશામા જે દૂત જવાનો હતો તેની સાથે દમયંતીએ શ્લેષયુક્ત સંદેશો નળરાજાને કહેવડાવ્યો. નળે પણ એનો શ્લેષયુક્ત ઉત્તર દૂત દ્વારા મોકલાવ્યો.

આ પછી દમયંતીના સ્વયવરમાં વિદર્ભ દેશ તરફ જવા માટે નળ પોતાના સૈન્ય સાથે નીકળે છે. માર્ગમાં એક સ્થળે શ્રુતશીલ મત્રી નળ આગળ વનની શોભાનુ વર્ણન કરે છે કવિએ આ વર્ણન વિસ્તારથી કર્યું છે. ત્યાર પછી નર્મદાના કિનારે નળના સૈન્યે પડાવ નાખ્યો

નળ અને શ્રુતશીલ મંત્રી ફરતા ફરતા ગોષ્ઠી કરતા હોય છે ત્યાં થોડે દૂર નળ એક ચક્રવાકી પાછળ પડેલા ચાર રાજહંસને જુએ છે. શ્રુતશીલ મંત્રીને તે બતાવતા કહે છે, 'મિત્ર, આ અસમજસ ઘટના જો. આ રાજહંસો થઈને પેલી ચક્રવાકીની ઇચ્છા કરે છે.'' કવિએ અહીં નળ પ્રત્યે આસક્ત દમયંતીને મેળવવા માટે ચાર દેવો હવે પછી સ્વયવરમાં આવવાના છે એ પ્રસગનું સૂચન મૂકયું છે.

આ પછી તરત જ કવિ સ્વયંવર માટે નીકળેલા ઇન્દ્ર, વરુણ, અગ્નિ અને યમ એ ચાર લોકપાલોના આગમનનું વર્ણન કરે છે તેઓ નળને જુએ છે તેની પાસે આવે છે. દમયતી માટે પોતાના તરફથી દૂતકાર્ય કરવાનું કહે છે પોતાને માથે આ દૂતકાર્ય કરવાનું આવી પડયુ એથી નળ ખૂબ ચિન્તાતુર બને છે. શ્રુતશીલ મંત્રી એની ચિંતા દૂર કરવા માટે એને સમજાવે છે તે પછી શ્રુતશીલ અને નળ ચિત્તવિનોદાર્થે વનમાં એકાન્તમાં ફરતા હોય છે. એવામા એક કિરાત-કામિની તેમના જોવામા આવે છે. નળ એનુ સૌન્દર્ય જોઈ વિચારમા પડી જાય છે તે સમયે શ્રુતશીલ મંત્રી રેવા નદીના પ્રદેશનુ વર્ણન કરી એ તરફ નળનું મન વાળી લે છે ત્યાર પછી સાજ પડતાં નળ અને શ્રુનશીલ મત્રી પોતાની શિબિરમાં આવે છે અને નળ સંધ્યાવંદન કરે છે.

છટ્ઠો ઉચ્છ્વાસ નળે પ્રાત.સમયે કરેલી નારાયણની સ્તુતિથી શરૂ થાય છે. એ સમયે વિદર્ભ દેશથી એક પથિક નળ પાસે આવે છે અને જણાવે છે કે પોતે

પુષ્કરાક્ષ નામનો દમયતીનો દૂત છે. દમયતીએ એની સાથે નળને માટે એક કિન્નરયુગલ અને એક પત્ર મોકલાવ્યાં છે નળ દમયતીનો પત્ર વાંચે છે. ત્યાર પછી એ પથિક સાથે કેટલીક વાતચીત કરે છે. એ પછી મધ્યાહ્ન સમયે એની એના પયોષ્ણી નદીના કિનારે પડાવ નાખે છે. તે સમયે ત્યાં કેટલાક મુનિઓ મળે છે તેની સાથે વાતચીત થાય છે. નળ દમયંતીએ મોકલાવેલ કિંનરયુગલને મળે છે. એમનુ ગીત સાંભળે છે રાત્રે ફરીથી નળ એ કિન્નરયુગલ પાસેથી દમયંતીના વર્ણનનું ગીત સાંભળે છે. ત્યાર પછી નળ પુષ્કરાક્ષની સાથે કુડિનપુર જવા નીકળે છે. માર્ગમાં એક હાથી જોવામાં આવે છે. તેનું વર્ણન કવિ કરે છે ત્યાર પછી વિંધ્યાચલ પર્વતનું અને કુંડિનપુરની આસપાસના પ્રદેશનુ તથા કુંડિનપુરનું વિગતે વર્ણન કવિએ કર્યું છે

સાતમા ઉચ્છ્વાસમાં નળ કુંડિનપુરમાં જાય છે અને દમયંતી પાસે જઈ દેવોનુ દૂતકાર્ય કરી પાછો ફરે છે ત્યાં સુધીની ઘટનાઓનું વર્ણન કરવામાં આવ્યું છે.

નળ જ્યારે કુડિનપુરમાં આવી પહોંચે છે ત્યારે ભીમરાજા એનું સ્વાગત કરે છે. ત્યાર પછી દમયંતીએ મોકલેલી એક નીચી, કદરૂપી કિરાતકન્યા નળને દમયંતીના કુશળ સમાચાર આપે છે. ત્યાંથી પાછી તે દમયતી પાસે આવે છે. ત્યાર પછી નળ પોતે પોતાના મંત્રી પુષ્કરાક્ષ સાથે પર્વતક નામના પોતાના સેવકને દમયંતી પાસે મોકલે છે અને પોતે દેવોના દૂતકાર્ય માટે આવેલ છે એમ એને જણાવે છે.

દરમિયાન નળની સેના પડાવ નાખે છે કવિએ અહીં સેનાનું તથા વિવિધ પ્રકારના ભોજન ઇત્યાદિનું વર્ણન કર્યું છે. એ સમયે નળ કુંડિનપુરની શોભા નીરખતો હોય છે. એવામા નળે મોકલેલો સેવક દમયતી પાસે જઈને પાછો આવે છે એ નળ આગળ પ્રથમ દમયંતીના અંતઃપુરનું વર્ણન કરે છે. ત્યાર પછી દમયંતીનું વર્ણન કરે છે અને દમયંતીએ નળના સદેશાથી કેવો વિષાદ અનુભવ્યો તેનું વર્ણન કરે છે

રાત્રિ પડતાં ચન્દ્રનો ઉદય થાય છે કવિ ચદ્રોદયનું વર્ણન કરે છે. ત્યાર પછી નળ, ઇન્દ્રે આપેલ શક્તિ વડે અદૃશ્યમાન બનીને, દમયંતી પાસે આવે છે દમયતી અને એની સખીઓ આ રીતે રાતને વખતે પોતાના અંતઃપુરમાં કોણ આવ્યું એના વિચારમાં પડી જાય છે ત્યાર પછી નળ અને દમયંતી વચ્ચે દેવોના દૂતકાર્ય વિશે વાત થાય છે. દમયંતી દેવોને વરવાની ના પાડે છે. નળને વરવાના પોતાના નિર્ણયમા તે મક્કમ રહે છે. નળ દમયંતીની રજા લઈ પાછો ફરે છે.

આમ, સાત ઉચ્છ્વાસમા કવિએ દેવોના દૂતકાર્ય સુધીની ઘટનાનું નિરૂપણ કર્યું છે ચપૂના પ્રકારની આ કૃતિ હોવાથી એમા કથાના ઝડપી આલેખનની

અપેક્ષા રાખવી અસ્થાને ગણાય. ચંપૂકાવ્યનો કવિ કથાનું તો માત્ર આલંબન જ લેતો હોય છે એ દ્વારા એને તો પોતાની કૃતિમાં વિવિધ પ્રકારની વસ્તુઓનું કાવ્યગુણયુક્ત મનોહર વર્ણન જ આપવું હોય છે. આ કવિનો પણ એ જ આશય છે અને માટે પ્રત્યેક નાની નાની વસ્તુનું કેટલું વિગતે અને કેટલું વિસ્તારથી, અવનવી ઉપમાઓ આપીને કે ઉત્પ્રેક્ષાદિ અન્ય અલંકારો વડે વર્ણન કવિ કરે છે તે આપણે જોઈ શકીએ છીએ. કવિના આ અલંકારયુક્ત વર્ણનોમા કવિ બાણભટ્ટની કાદમ્બરીની કેટલેક સ્થળે સ્પષ્ટ છાયા પડેલી છે.

નલદમયંતીની કથાના વસ્તુની દૃષ્ટિએ વિચાર કરીએ તો આ કૃતિમા કવિની મૌલિક કલ્પનાનું આપણને સ્થળે સ્થળે દર્શન થશે કવિએ મહાભારતની કથાનો માત્ર જરાસરખો તંતુ જ લીધો છે નળ અને દમયંતી વચ્ચે હંસના દૂતકાર્યથી અનુરાગ થાય છે અને સ્વયંવરમાં નળ એને વરવા આવે છે ત્યારે માર્ગમા દેવો નળને પોતાના તરફથી દૂતકાર્ય કરવાનુ કહે છે એટલી મૂળ ઘટના કવિએ મહાભારત પ્રમાણે આપી છે અને તેમા પણ પોતાના કાલ્પનિક ફેરફારો ઘણા કર્યા છે. બાકીની કથામા કવિએ દક્ષિણ દિશાના પથિકનો પ્રસંગ, કિંનરમિથુનનો પ્રસંગ, પ્રિયંગુમંજરી અને ભીમરાજાએ જોયેલ વાનરનો પ્રસંગ, સ્વપ્નનો પ્રસંગ, શંકર ભગવાનનાં દર્શનનો પ્રસંગ, સાલંકાયનના ઉપદેશનો પ્રસંગ, દમયંતીના હારનો પ્રસંગ, દમયંતીએ મોકલાવેલ શ્લેષયુક્ત સંદેશાનો પ્રસંગ, ચક્રવાકી અને રાજહંસોનો પ્રસંગ, કિરાતકામિનીનો પ્રસંગ, દમયંતીએ મોકલાવેલ કિંનરમિથુનનો પ્રસંગ, મુનિઓનો પ્રસંગ, કુંડિનપુર પહોંચ્યા પછી નળદમયંતીએ એકબીજાને મોકલાવેલ સંદેશાઓનો પ્રસંગ – આવા કેટલાયે પ્રસંગો પોતાની મૌલિક કલ્પનાથી ઉમેર્યા છે.

અને પાત્રો પણ કેટકેટલાં નવા કવિએ આ ચંપૂકાવ્યમા આલેખ્યાં છે! એમા નળના સેવકોની અને દમયંતીની સખીઓ અને ચેટીઓની સંખ્યા પણ ઠીક ઠીક છે કવિએ પ્રિયંગુમંજરી (ભીમની રાણી), રૂપવતી (વીરસેન રાજાની રાણી), સાલંકાયન અને શ્રુતશીલ, બાહુક (નળનો સેનાપતિ), પુષ્કરાક્ષ, સોમશર્મા જેવાં મહત્ત્વનાં પાત્રોનાં નામ મહાભારતથી ભિન્ન અને નવા પ્રયોજાયેલા આપણને આપ્યાં છે

એક દરે, નલકથાના વિકાસમા નવા પ્રસંગો દ્વારા પોતાનો વિશિષ્ટ ફાળો આપનાર અને પછીની કૃતિઓ ઉપર પ્રબળ અસર પાડનાર આ ચંપૂકાવ્ય નલકથાના વિકાસમા કથાની દૃષ્ટિએ અને કાવ્યમય આલેખનની દૃષ્ટિએ મહત્ત્વની નોંધપાત્ર કૃતિ છે.

# ૭. જૈન પરંપરાની નલકથા

જૈન પરપરાની નળ અને દમયતીની કથા વસુદેવ અને કનકવતીની કથામા જોવા મળે છે. વસુદેવ અને કનકવતીની કથા એ મુખ્ય કથા છે. તેમાં નળ અને દમયતી (જૈન પરંપરા પ્રમાણે દવદતી) ની કથા કનકવતીના પૂર્વભવની એક કથા તરીકે ગૂથી લેવામાં આવી છે. કનકવતી હરિશ્ચન્દ્ર રાજાની કુંવરી છે રાજાએ કનકવતીનો સ્વયંવર–મહોત્સવ કર્યો છે તેમાં અનેક રાજાઓ આવેલા છે. તેમાંથી વસુદેવને વરવાનો કનકવતીએ નિશ્ચય કરેલો છે. પરંતુ એ વખતે તેનો પૂર્વભવનો પતિ કુબેર પણ આવ્યો છે. એણે વસુદેવને પોતાની એક મુદ્રા પહેરાવી એનું રૂપ પોતાના જેવું કરી નાખ્યું છે, કુબેરે કનકવતીને મેળવવાની ઇચ્છાથી નહિ, પણ મજાક કરવા ખાતર આમ કર્યું છે, કારણ કે પોતે તો અત્યારે સ્વર્ગલોકમાં દેવ તરીકે રહે છે કનકવતી સ્વયંવરમાં વસુદેવને ન જોતાં અને બે કુબેરને જોતા વિચારમાં પડી જાય છે. પરંતુ તરત કુબેરની એ યુક્તિ સમજી જતાં તે એને વિનતી કરે છે આથી કુબેર વસુદેવ પાસેથી પોતાની મુદ્રા પાછી માગી લે છે. આમ થતાં વસુદેવ પોતાના મૂળ સ્વરૂપે દેખાય છે. કનકવતી સ્વયંવરમાં વસુદેવને વરે છે. ત્યાર પછી તેમનો વિવાહ-મહોત્સવ થાય છે. એ પછી વસુદેવ કુબેરને સ્વયંવરમાં પધારવાનુ અને આવી યુક્તિ કરવાનું કારણ પૂછે છે. એના જવાબમા કુબેર પોતાના અને કનકવતીના પૂર્વભવોનો વૃત્તાંત કહે છે એ વૃત્તાતમાં નળ-દવદંતીના ભવનો વૃત્તાંત વિસ્તારથી કહેવાયો છે. કુબેરે વસુદેવને કહેલી પોતાની કથા ટૂંકમાં આ પ્રમાણે છે :

આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં અષ્ટાપદગિરિ પાસે સગર નામે નગર છે. તે નગરમાં મમ્મણ નામે રાજા રાજ્ય કરતો હતો. તેની રાણીનું નામ વીરમતી હતુ. એક વખત રાજા રાણીની સાથે શિકાર કરવા માટે બહાર ગયો. એવામાં એણે સામેથી એક સંઘની સાથે ચાલ્યા આવતા મલિન વેશવાળા એક સાધુને જોયા. એથી રાજાને લાગ્યું કે "આ સાધુના મને અપશુકન થયા છે, જે મને મૃગયામાં વિઘ્નકારી થશે." આ પ્રમાણે વિચાર કરી એણે એ મુનિને સંઘથી છૂટા પાડી અષ્ટાપદગિરિ તરફ જતા રોક્યા. ત્યાર પછી શિકાર કરીને રાજા રાણીની સાથે રાજદ્વારમાં પાછો ગયો અને પોતાને અપશુકન કરાવનાર મુનિને એણે પોતાના સેવકો મારફત બંધનમાં નાખી બાર ઘડી સુધી કષ્ટમય દુઃખ આપ્યું.

ત્યાર પછી શાંતિથી કષ્ટ સહન કરનાર મુનિને રાજાએ પૂછ્યું, "તમે ક્યાંથી આવો છો ? અને ક્યાં જાવ છો ?" મુનિએ કહ્યું, "હું રોહિતક નગરથી અષ્ટાપદગિરિ પર આવેલા અર્હંત્ ભગવાનના બિંબને વંદન કરવા માટે સંઘની સાથે જતો હતો. પરંતુ તમે મને સંઘથી છૂટો પાડી રોક્યો તેથી હુ જઈ શક્યો નહિ આ ધર્મકાર્ય કરવામા મને અટકાવવાથી તમે મોટું અંતરાયકર્મ બાંધ્યું છે" મુનિ સાથે વધુ વાતચીત થતાં તે રાજદંપતી મુનિ પ્રત્યેનો પોતાનો ક્રોધ ભૂલી ગયાં. એ પછી મુનિએ તેમને ધર્મોપદેશ આપ્યો. રાજા અને રાણી મુનિનાં વચન સાંભળી ધર્માભિમુખ બનવા લાગ્યાં તેમણે મુનિને સારા સ્થાનમા નિવાસ કરાવ્યો અને પોતે મુનિની સેવાચાકરી કરવા તત્પર બન્યા. આમ, રાજા અને રાણીને કેટલોક સમય ધર્મોપદેશ આપીને તે મુનિ અષ્ટાપદ તીર્થની યાત્રાએ ગયા.

મુનિના સદુપદેશથી વીરમતીને અષ્ટાપદ તીર્થની યાત્રા કરવાનુ મન થયું. ત્યા જઈ ચોવીશે અરિહંતના બિબની પૂજા કરીને એ પોતાને નગર પાછી ફરી. ત્યાર પછી એણે ચોવીશે તીર્થંકરો માટે રત્નજડિત સુવર્ણનાં તિલક તૈયાર કરાવ્યાં. એ લઈ ફરી તે અષ્ટાપદ તીર્થની યાત્રાએ આવી. ત્યાં એણે તીર્થંકરોની પ્રતિમાની સ્નાત્રપૂજા કરી અને પ્રતિમાઓના લલાટ ઉપર પોતે તૈયાર કરાવેલા તિલક ચોડચાં. ત્યાં બીજી કેટલીક તપશ્ચર્યા કર્યા પછી તે પોતાને નગર પાછી ફરી વીરમતી અને મમ્મણે ત્યાર પછી પોતાનું શેષ આયુષ્ય ધર્મકાર્યમાં પસાર કર્યું. અંતે સમાધિ લઈ અવસાન પામી બને દેવલોકમા દેવદપતી તરીકે જન્મ્યાં.

દેવલોકમાં આયુષ્ય પૂર્ણ થતાં, મમ્મણ રાજાનો જીવ દેવલોકમાથી ચ્યવીને બહલી નામના દેશમા પોતનપુર નામના નગરમા ધમ્મિલ નામના એક આહિરની પત્ની રેણુકાની કૂખે પુત્રરૂપે અવતર્યો એનું નામ ધન્ય રાખવામા આવ્યુ વીરમતી રાણીનો જીવ પણ દેવલોકમાંથી ચ્યવી આ જ નગરના આહિરલોકમા કન્યારૂપે અવતર્યો એનું નામ ધૂસરી રાખવામાં આવ્યુ. ધૂસરી ધન્યની પત્ની બની. ધન્ય હમેશા અરણ્યમા જઈ ભેંસો ચરાવતો. એક વખત વર્ષાઋતુમા મેઘ વરસતો હતો તેવે વખતે ધન્ય માથે છત્ર ધરીને વનમા ભેશો ચરાવતો હતો ત્યાં એણે એક પગે ઊભા રહીને કાઉસગ્ગ ધ્યાનમાં નિશ્ચલ રહેલા એક મુનિને જોયા. તે મુનિનું શરીર ઉપવાસથી ક્ષીણ થઈ ગયું હતું. વરસાદમા પલળતું એમનુ શરીર કંપતું હતું. એ વખતે ધન્યના હૃદયમાં મુનિ પ્રત્યે અનુકંપા જન્મી. એણે પોતાનુ છત્ર એ મુનિને માથે ધર્યું, અને પોતે વરસાદમાં પલળવા લાગ્યો. જ્યારે એ મુનિ ધ્યાનમાંથી નિવૃત્ત થયા ત્યારે તેમણે પોતાની પાસે ધન્યને છત્ર ધરીને ઊભેલો જોયો. ધન્યે પૂછ્યું, "હે મહર્ષિ! આવા વરસાદના સમયમા આપ અહી ક્યાંથી આવી ચડયા ?" મુનિએ કહ્યું, "હે ભદ્ર! હુ પાંડુ દેશથી આવું છું અને લંકા

નગરી તરફ જઈ રહ્યો છું. માર્ગમાં અહીં વૃષ્ટિ થવા લાગી. મેઘ વરસતો હોય ત્યારે સાધુઓએ માર્ગમાં સ્થિર થઈ જવું જોઈએ. એટલે વૃષ્ટિનો અંત આવે ત્યાં સુધીનો અભિગ્રહ કરી કાયોત્સર્ગ કરીને હું અહીં રહ્યો હતો. આજે સાતમે દિવસે વરસાદ બંધ રહ્યો એટલે મારો અભિગ્રહ પૂરો થવાથી હું કોઈ નિવાસ-સ્થાનમા જઈશ."

ધન્ય એ સાધુ સાથે પોતાના નગરમાં આવ્યો એણે પોતાની ભેંશના દૂધ વડે મુનિને પારણું કરાવ્યું. મહર્ષિએ એ નગરીમાં રહી વર્ષાઋતુ નિર્ગમન કરી ત્યાર પછી એમણે પોતાને જવાની દિશામા વિહાર કર્યો, ચોમાસાના ચાર માસ દરમિયાન સાધુની પાસેથી સદુપદેશ ગ્રહણ કરી, સમકિત ધારણ કરી ધન્ય પોતાની સ્ત્રી સાથે શ્રાવકવ્રત પાળવા લાગ્યો. કેટલાક કાળ પછી તેમણે બંનેએ ચારિત્ર ગ્રહણ કર્યું અને સાત વર્ષ સુધી તેનું પાલન કરી, સમાધિ લઈ બંનેએ પોતાનો દેહ છોડયો

પવિત્ર જીવનથી અને મુનિને દૂધનુ પારણું કરાવવાથી ઉપાર્જન કરેલ પુણ્ય વડે તેઓ બને ત્યાંથી હિમવત ક્ષેત્રમા યુગલિયા તરીકે ઉત્પન્ન થયાં.

ત્યાર પછી કેટલેક સમયે યુગલિયા તરીકેનું પોતાનું જીવન પૂરું થતા તેઓ બંને દેવલોકમાં ક્ષીરડિંડીર અને ક્ષીરડિંડીરા નામે દંપતી તરીકે જન્મ્યા

દેવલોકમા આયુષ્ય પૂર્ણ થતાં ક્ષીરડિંડીર ત્યાથી ચ્યવીને ભરતક્ષેત્રમાં કોશલ દેશમાં કોશલા નગરીમા નિષધ રાજાની રાણી સુદરાને કૂખે જન્મ્યો. એનું નામ નળ રાખવામાં આવ્યું. રાણીએ બીજા એક પુત્રને જન્મ આપ્યો, જે નળના ભાઈ કૂબર તરીકે ઓળખાયો

આ તરફ વિદર્ભ દેશમાં કુંડિનપુર નગરમાં ભીમરાજા રાજ્ય કરતો હતો. એની સ્વરૂપવાન અને નિષ્કપટ રાણીનુ નામ પુષ્પદંતી હતું. રાજા અને રાણી બને નિર્વિઘ્ને સુખ ભોગવતાં હતા હવે ક્ષીરડિંડીરની પત્ની ક્ષીરડિંડીરાનો જીવ દેવલોકમાથી ચ્યવીને પુષ્પદતી રાણીના ઉદરમા પુત્રીરૂપે ઉત્પન્ન થયો. એ વખતે શય્યામાં સુખથી સૂતેલી રાણીએ રાત્રિના પાછલા ભાગમા એક શુભ સ્વપ્ન જોયું. રાણીએ સવારે રાજાને સ્વપ્નની વાત કરતા જણાવ્યુ, "હે સ્વામી! આજે મેં સ્વપ્નમા વનાગ્નિથી ભય પામીને નાસતો નાસતો આપણા ઘર તરફ આવતો એક શ્વેત હાથી જોયો. આ સ્વપ્નનો અર્થ શો?" રાજાએ કહ્યુ, "હે દેવી! આ સ્વપ્નથી એમ જણાય છે કે કોઈ પુણ્યાત્મા ગર્ભ આજે તારા ઉદરમાં આવીને ઉત્પન્ન થયો છે."

ગર્ભકાળ પૂર્ણ થતા રાણીએ એક કન્યારત્નને જન્મ આપ્યો. એના કપાળમા સૂર્યના જેવું તેજસ્વી તિલક જન્મની સાથે જ પ્રગટ થયેલું હતું તે કન્યાના

જન્મના પ્રભાવથી બીજા રાજાઓ ભીમરાજાના શાસનને તાબે થવા લાગ્યા વળી, કન્યા પોતાના ઉદરમાં હતી ત્યારે રાણીએ દાવાનળથી ભય પામેલા શ્વેત દતી (હાથી) ને જોયો હતો આથી રાજાએ કુંવરીનું નામ દવ-દંતી રાખ્યુ દવદંતી જેમ જેમ મોટી થતી ગઈ તેમ તેમ ભિન્ન ભિન્ન કળાઓમાં તે નિપુણ થતી ગઈ. એણે યૌવનાવસ્થા પ્રાપ્ત કરી. એ જોઈ એના પિતાએ એનો સ્વયવર કરવાનું નક્કી કરી તેમાં પધારવા માટે મોટા મોટા રાજાઓને નિમંત્રણો પોતાના દૂત મારફત મોકલાવ્યા.

દવદંતીના સ્વયવર માટે દેશદેશના રાજાઓ કુંડિનપુર આવી પહોંચ્યા. કોશલપતિ નિષધ રાજા પણ નળ અને કૂબર – બને કુવરોને લઈ આવી પહોચ્યા. ભીમરાજાએ તેમનું બધાનું ભાવપૂર્વક સ્વાગત કર્યું. સ્વયવરને દિવસે બધા રાજાઓ સુંદર વસ્ત્રાલકારો ધારણ કરી સ્વયવરમ ડપમાં આવ્યા અને પોતપોતાના આસને બિરાજમાન થયા. ત્યાર પછી ભીમરાજાની આજ્ઞા થતા દવદતી સ્વયંવર-મ ડપમા દાખલ થઈ. તેની સાથે એક ચતુર પ્રતિહારી પણ આવી. પ્રતિહારી દવદતીને પ્રત્યેક રાજાનો પરિચય કરાવવા લાગી. પરંતુ દવદંતીને કોઈપણ રાજા પસદ પડતો ન હતો પછી જયારે નિષધ રાજાના પુત્ર નળનો પરિચય કરાવવામાં આવ્યો ત્યારે દવદતીએ એના કઠમાં વરમાળા પહેરાવી. એ વખતે 'દવદતી યોગ્ય વરને વરી' એવી આકાશવાણી થઈ. પરતુ તે વખતે કૃષ્ણરાજ નામના એક રાજકુમારે તત્કાળ ખડ્ગ ખેંચી, ઊભા થતા નળને કહ્યુ, "અરે મૂઢ! દવદતીને પરણવાને મારા સિવાય બીજો કોઈ સમર્થ નથી. માટે તું તેને છોડી દે અથવા તો હથિયાર લઈને સામો થઈ જા." નળે પણ એને દવદતીની અયોગ્ય ઇચ્છા કરવા માટે યુદ્ધનુ આહ્વાન આપ્યુ બનેના સૈન્યો પણ આયુધો સાથે સજ્જ થઈ ગયા. એ વખતે દવદંતીએ અનર્થની શાતિને માટે પાણીની એક ઝારી લઈ, અરિહંતનું સ્મરણ કરી બને સૈન્યો પર અજલિ છાટી કૃષ્ણરાજ પર કેટલાક છાંટા પડતા તે સાવ નિસ્તેજ થઈ ગયો તેના હાથમાથી ખડ્ગ પડી ગયુ પોતાની ભૂલ માટે તે નળરાજાની ક્ષમા માગવા લાગ્યો. નળે એને ક્ષમા આપીને પ્રેમથી પોતાની પાસે બોલાવ્યો અને વિદાય કર્યો

ભીમરાજાએ સર્વ રાજાઓને સત્કારપૂર્વક વિદાય આપી અને પછી નળ અને દવદતીનો વિવાહોત્સવ કર્યો વિવાહમાં ભીમે નળને હાથી, ઘોડા વગેરેની ઘણી સમૃદ્ધિ આપી ઉત્સવ પૂર્ણ થતાં નલ-દવદંતીએ વિદાય લીધી વિદાય લેતી પુત્રીને માતાએ શિખામણ આપી, "હે પુત્રી! આપત્તિ આવે તોપણ તુ દેહની છાયાની જેમ તારા પતિની સાથે જ રહેજે."

નિષધરાજાએ કૂબર અને નલ-દવદંતી સાથે કોશલા નગરી તરફ પ્રયાણ કર્યું. માર્ગમાં એક સ્થળે અંધકાર છવાઈ ગયો હતો. એથી સૈન્યની ગતિ અટકી ગઈ હતી એ વખતે નળના કહેવાથી દવદંતીએ પોતાના કપાળના તિલકને ઘસ્યું. એના પ્રકાશથી અંધકાર દૂર થયો અને સૈન્ય આગળ ચાલવા લાગ્યું. તેવામાં એક ધ્યાનસ્થ મુનિ નળના જોવામાં આવ્યા. એ મુનિના શરીરે કોઈ મદઝરતા હાથીએ પોતાનું ગંડસ્થળ ઘસવાથી મદ ચોંટી ગયો હતો અને એની ગંધથી ભમરાઓ ત્યાં આવીને એમના શરીરે ડંખ દેતા હતા. આમ છતાં, મુનિ પોતાના કાઉસગ્ગમાંથી ચલિત થયા નહોતા. એ વખતે નળે એ મુનિને ભમરાના ઉપદ્રવમાંથી મુક્ત કર્યા. ત્યાર પછી તેમની ઇતર સેવા કરી, જંગમ તીર્થ જેવા એ મુનિને વંદન કરી નળ પોતાની નગરી તરફ આગળ ચાલ્યો. કેટલેક દિવસે નલ-દવદંતી પોતાની નગરીમાં આવી પહોંચ્યાં. તે વખતે લોકોએ એમનો સારો સત્કાર કર્યો

નળ-દવદંતી અપાર સુખ ભોગવવા લાગ્યાં. નિષધ રાજાએ નળને ગાદી પર સ્થાપ્યો અને કૂબરને યુવરાજના પદે સ્થાપ્યો. ત્યાર પછી એમણે વનમાં જઈ વ્રત ધારણ કર્યું.

નળ પોતાની પ્રજાનું પાલન કરવા લાગ્યો. બધા રાજાઓ નળની આજ્ઞા માનતા હતા. એક વખત સામંતોએ નળને કહ્યું, “અહીંથી બસો યોજન ઉપર તક્ષશિલા નામે નગરી છે. ત્યાં કદંબ નામનો રાજા રાજ્ય કરે છે તે તમારી આજ્ઞા માનતો નથી.” આથી નળે પ્રથમ એક દૂતને મોટા સૈન્ય સાથે કદંબ રાજા પાસે મોકલ્યો. પરંતુ કદંબ રાજાએ નળની આજ્ઞાનું પાલન કરવાને બદલે સામેથી નળને યુદ્ધ માટે આહ્વાન આપ્યું. નળે કદંબના રાજ્ય ઉપર મોટી ચડાઈ કરી. બંનેના સૈન્યો વચ્ચે ભયંકર મોટું યુદ્ધ થયું. અકારણ સૈન્યનો સંહાર થતો જોઈને નળે કદંબને દ્વંદ્વયુદ્ધ માટે કહ્યું. કદંબે તે માન્યું. બંને વચ્ચે દ્વંદ્વયુદ્ધ થયું અને તેમાં કદંબનો પરાજય થવા લાગ્યો તે વખતે કદંબે વિચાર કર્યો, “મેં નળની શક્તિનું માપ બરાબર કાઢી જોયું. હવે હું શા માટે તેના હાથે મૃત્યુ પામું? એના કરતાં તો આ રણભૂમિમાંથી પલાયન કરી જઈને વ્રત ગ્રહણ કરું તો?” આ પ્રમાણે યુદ્ધમાંથી પલાયન કરી, વ્રત ધારણ કરી, મુનિપણામાં કાઉસગ્ગ કરીને કદંબ રહ્યો રાજા રાજા મટી મુનિ બન્યો એટલે વંદનીય. નળે કદંબ મુનિને વંદન કર્યાં. ત્યાર પછી નળે એના પુત્ર જયશક્તિને એની ગાદી પર બેસાડ્યો.

નળનો નાનો ભાઈ કૂબર રાજ્યનો લોભી હતો નળમાં તે છિદ્ર શોધવા લાગ્યો હતો નળને અક્ષદ્યૂત રમવા તરફ વિશેષ આસક્તિ હતી. ‘હું નળરાજા પાસેથી દ્યૂત રમીને આખી પૃથ્વી જીતી લઉં’ એવા દુષ્ટ આશયથી કૂબર નળને દ્યૂત રમવા માટે પ્રોત્સાહન આપતો હતો. દ્યુત રમવામાં નળ ધીમે ધીમે પોતાની

લક્ષ્મી હારવા લાગ્યો. આમ છતા, નળ રાજાએ દ્યૂતક્રીડા છોડી નહિ ત્યારે આખા નગરમાં હાહાકાર થઈ ગયો. ખુદ દવદતીએ પણ નળને દ્યૂતક્રીડા છોડવા માટે સમજાવ્યું, પરંતુ નળે તે માન્યુ નહિ એણે દવદંતીની સામે દૃષ્ટિસુધ્ધાં પણ કરી નહિ. આથી દવદંતીએ રોતા રોતાં કુલપ્રધાનોને એ વાત કરી, પરતુ પ્રધાનોનાં વચનોની અસર પણ નળના મન પર કંઈ થઈ નહિ.

દ્યૂતમા નળ પોતાનું રાજ્ય હારી ગયો. ત્યાર પછી દવદતીને પણ એ દ્યૂતમાં હારી ગયો. એ વખતે કૂબરે એને કહ્યું, "હે નળ, તું સર્વસ્વ હારી ગયો છે. માટે હવે તું મારા રાજયમા રહી શકે નહિ. મારી ભૂમિ છોડીને તુ ચાલ્યો જા, કેમકે તને તો પિતાએ રાજય આપ્યું હતુ અને મને તો પાસાએ રાજ્ય આપ્યું છે." કૂબરના આવાં ગર્વયુક્ત વચન સાંભળી માત્ર પહેરેલા વસ્ત્ર સાથે નળ ત્યાંથી ચાલી નીકળ્યો, એ વખતે દવદંતી તેની પાછળ જવા લાગી. તેને અટકાવતાં કૂબર બોલ્યો. "અરે, તુ કયાં જાય છે? તને તો દ્યૂતમા હુ જીત્યો છું. હવે તારું સ્થાન મારા અંત:પુરમાં છે" કૂબરના આવાં વચન સાંભળીને, સતી જેવી અને વળી જયેષ્ઠ બધુની પત્ની એટલે તો માતા સમાન એવી દવદતીને નળની પાછળ જતી ન અટકાવવા માટે મંત્રીઓએ એને સમજાવ્યો. વળી મંત્રીઓએ કૂબરને સારથિ સાથે એક રથ નળ માટે આપવા સમજાવ્યો અને એ સ્વીકારવા નળને આગ્રહ કર્યો

નગર છોડતાં પહેલાં નળે નગરની મધ્યમા આવેલો દિગ્ગજના આલાન સ્તંભ જેવો પાંચસો હાથ ઊચો એક સ્તંભ ઉખેડી લીધો અને પાછો તેને ત્યાં જ આરોપણ કર્યો. આથી નળે ઉઠાડીને બેસાડવારૂપ રાજાઓના વ્રતને સત્ય કરી બતાવ્યુ નળે બાળપણમાં એક મુનિ પાસેથી સાંભળ્યુ હતુ કે જે કોઈ આ સ્તંભ ઉખેડીને પાછો સ્થાપી શકે તે સમર્થ ગજવી બને. નળના આ પરાક્રમથી લોકોને પણ ખાતરી થઈ કે નળ જરૂર ફરીથી કોશલા નગરીનો અધિપતિ બનશે.

નળ દવદંતી સાથે નગર છોડી ચાલી નીકળ્યો. એણે દવદંતીને પૂછ્યું, "આપણે કઈ દિશામાં જઈશું?" દવદંતીએ કહ્યુ, "હે નાથ! આપણે કુડિનપુર ચાલો. ત્યાં મારા પિતાના અતિથિ થઈને એમના ઉપર અનુગ્રહ કરો" નળે સમતિ દર્શાવી એટલે સારથિએ રથ કુડિનપુર તરફ લીધો એવામાં માર્ગમાં એક ભયકર અટવી આવી. તેમા રહેના કેટલાક ભીલોએ નળને ઘેરી લીધો. નળ તરત પોતાની તલવાર લઈ રથમાથી ઊતર્યો અને ભીલોનો સંહાર કરવા એમની પાછળ દોડયો. દવદંતીએ તરત નળને અટકાવ્યો અને આવા પશુ જેવા લોકો ઉપર શસ્ત્ર ન વાપરવા એને સમજાવ્યો ભીલોને ભગાડવા માટે દવદતીએ હુકાર કરવા માંડયા

જે ભીલોના કાનમાં સોયની જેમ ભોંકાવા લાગ્યા. એથી ભીલો નાસી ગયા. પરંતુ તેવામાં બીજા કેટલાક ભીલો તેમનો રથ ઉપાડીને ચાલ્યા ગયા

હવે નળ અને દવદંતી બંને એકલાં વનમાં ચાલવા લાગ્યા. દવદંતીના પગમાંથી કાંટા ભોંકાવાને લીધે લોહી નીકળતું હતું. ચાલતાં ચાલતાં થાકી જવાથી દવદંતી એક વૃક્ષ નીચે બેસી ગઈ એણે નળને પૂછ્યું, "આપણે કેટલું અંતર કાપ્યુ હશે?" નળે કહ્યુ, "સો જોજનની અટવીમાથી હજુ પાંચ જોજનનું અંતર જ આપણે કાપ્યું છે" દવદંતીએ કહ્યું, "હે નાથ! અહીથી પશ્ચિમ દિશા તરફ નજીકમાં કોઈ ગામ હોય એમ લાગે છે. માટે ચાલો આપણે ત્યાં જઈએ" નળે કહ્યું, "અરે, ભીરુ! એ ગામ નથી પણ તાપસોનો આશ્રમ છે માટે ત્યાં જવાનુ કંઈ પ્રયોજન નથી તુ અહી જ સુખેથી સૂઈ જા. હુ તારુ રક્ષણ કરુ છું."

જ્યારે દવદંતી નિદ્રાવશ થઈ ગઈ ત્યારે નળે વિચાર કર્યો કે "જે પુરુષો શ્વશુરગૃહનું શરણ કરે છે તેઓ અધમ નર કહેવાય છે. તો પછી મારે દવદંતીના પિતાને ઘેરે શા માટે જવું? એના કરતાં દવદંતીનો હુ અહી ત્યાગ કરીને બીજે ગમે ત્યાં એકલો ચાલ્યો જાઉ, જેથી દવદંતીને મારી સાથે વનમાં કષ્ટ ભોગવવાં પડે નહિ અને તે સીધી પોતાના પિતાને ત્યાં ચાલી જાય વળી વૈદર્ભીને એના શિયળના પ્રભાવથી કંઈપણ ઉપદ્રવ નહિ થાય." આમ વિચાર કરી નળે છરી વડે દવદતી સાથે ઓઢેલું પોતાનું વસ્ત્ર અરધું છેદી નાખ્યું અને એણે પોતાના રુધિર વડે દવદંતીના વસ્ત્ર ઉપર આ પ્રમાણે અક્ષર લખ્યા: "હે પ્રિય! વડના વૃક્ષવાળી દિશામાં જે માર્ગ છે તે વિદર્ભ દેશ તરફ જાય છે અને દક્ષિણ દિશાનો માર્ગ કોશલ દેશ તરફ જાય છે. માટે તે બંનેમાંથી કોઈ એક માર્ગે ચાલીને પિના કે શ્વશુરને ઘેર તું જજે. મને બનેમાંથી કોઈપણ સ્થળે રહેવાની ઇચ્છા નથી" આવા અક્ષર લખી નિઃશબ્દ રુદન કરતો અને ચોરની જેમ હળવે હળવે પગલા ભરતો નળ ત્યાંથી ચાલ્યો ગયો. પણ વળી રાતને વખતે દવદતીને વનમાં એકલી મૂકીને જતાં તેના મનમા સંશય થયો. એટલે છેટેથી દૃષ્ટિ રાખી પ્રાતઃકાળ સુધી તેનું રક્ષણ કરવાના આશયથી તે પાછો આવ્યો. રાત દરમિયાન તેના મનમા કઈ કંઈ વિચારો ચાલવા લાગ્યા. પોતાને લીધે દવદંતીને પડના દુઃખને માટે તે પશ્ચાત્તાપ કરવા લાગ્યો છેવટે, સવાર પડતાં દવદંની ઊઠે તે પહેલાં તે પોતાનું મન મક્કમ કરી ત્યાથી ચાલી નીકળ્યો.

દવદંતીને એ વખતે ઊઘમા એક સ્વપ્ન આવ્યું. એમા તે એક ઘટાદાર આંબાના વૃક્ષ પર ચઢી ફળ ખાવા લાગી. તે વખતે ભમરાઓ ત્યા આગળ ગુંજન કરતા હતા. એવામાં કોઈ એક હાથીએ આવીને તે વૃક્ષનું ઉન્મૂલન કર્યું. એથી દવદંતી

એકદમ જાગી ઊઠી. એણે પોતાની આસપાસ નજર કરી તો નળને એણે જોયો નહિ આથી તે કંઈક અમંગળ શંકાઓ કરવા લાગી જ્યારે એને લાગ્યું કે પોતાનો પતિ એનો ત્યાગ કરીને ચાલ્યો ગયો છે ત્યારે તે સ્વપ્નનો વિચાર કરવા લાગી કે "જરૂર, મને આવેલુ સ્વપ્ન સહેતુક હોવુ જોઈએ સ્વપ્નમા જે આમ્રવૃક્ષ જોયું તે નળરાજા પુષ્પફળ તે રાજ્ય ફળનો સ્વાદ તે રાજ્યસુખ. ભમરાઓ તે મારો પરિવાર વનના હાથીએ આવી વૃક્ષ ઉખેડી નાખ્યુ તે દૈવે મારા પતિને રાજ્યભ્રષ્ટ કરીને પ્રવાસી કર્યા એમ સમજવુ. અને હુ વૃક્ષ ઉપરથી નીચે પડી તે મારા નાથથી વિખૂટી પડી એમ સમજવું. આ સ્વપ્નનો વિચાર કરતાં હવે અહીં મને નળના દર્શન થવાં દુર્લભ છે" આમ વિચાર કરતા કરતાં દવદંતીએ કેટલીયે વાર સુધી રુદન કર્યું.

પછી દવદંતી વનમાં ભમવા લાગી. એવામાં એણે પોતાના વસ્ત્ર ઉપર નળે લખેલા અક્ષર વાચ્યા એ પરથી નળ પોતાનો ત્યાગ કરીને ગયો છે એનીં એને ખાતરી થઈ. પતિના વચનને આદેશરૂપ માની એણે પોતાના પિતાને ત્યા જવાનું નક્કી કર્યું. વનમાં વ્યાઘ્ર, સર્પ, ઉન્મત્ત હાથીઓ ઇત્યાદિ હતાં છતા એનો એને કંઈ પણ ઉપદ્રવ થયો નહિ. વનમા રખડવાથી, શરીરે રજ ચોંટવાથી એનુ શરીર મલિન થઈ ગયું હતુ વૃક્ષોની ઝાડી અને કાંટાઓને લીધે એને શરીરે ઉઝરડા પડી ગયા હતા અને તેમાથી લોહી નીકળતું હતું

એવામાં એણે મોટી સમૃદ્ધિવાળો એક સાર્થ પડાવ નાખીને પડેલો જોયો. એ સાર્થ (અથવા સંઘ)ની સાથે થઈ જઈ વન ઓળગવાનો એણે વિચાર કર્યો. એ વખતે ચોર લોકોએ આવી સંઘને ચારે બાજુથી ઘેરી લીધો. આથી સાર્થજનો ભય પામી ગયા. એ સમયે દવદંતીએ ચોરો પ્રતિ બૂમ પાડી કહ્યુ, "અહીથી ચાલ્યા જાઓ હું આ સંઘની રક્ષક છુ માટે જો તમે કંઈ પણ ઉપદ્રવ કરશો તો અનર્થ પામશો." આ પ્રમાણે કહેતી દવદંતીને, જાણે તે કોઈ ભૂત કે ડાકણ હોય તેમ, ચોરોએ ગણકારી નહિ એટલે દવદંતીએ હુંકાર શબ્દ કર્યા કાનમાં તીરની જેમ વાગતા આવા મોટા હુંકાર શબ્દથી ચોરો નાસી ગયા, એ જોઈ સાર્થજનો કહેવા લાગ્યા, "આપણા પુણ્યથી ખેચાઈને આ કોઈ દેવી આવેલ છે. તેણે ચોર લોકોથી આપણી રક્ષા કરી છે" એ પછી સાર્થપતિએ દવદંતી પાસે આવી એને પ્રણામ કરી પૂછ્યું, "તમે કોણ છો? આ અરણ્યમા કેમ ભમો છો?" દવદંતીએ પોતાનો બધો વૃત્તાંત કહ્યો. એ જાણી સંઘપતિ એને પોતાના આવાસમાં લઈ ગયો અને ત્યા માતાની જેમ પૂજ્ય ભાવથી એની સેવાભક્તિ કરવા લાગ્યો.

દવદંતી સાર્થની સાથે રહી એવામાં ત્યાં ત્રણ દિવસ સુધી ભારે વર્ષા થઈ. જ્યારે મેઘ વરસીને રહ્યો ત્યારે દવદંતી સાર્થને છોડીને એકલી ચાલી નીકળી. આગળ ચાલતાં એક કાળો ભયંકર રાક્ષસ તેના જોવામાં આવ્યો. દવદંતીને જોઈ રાક્ષસ બોલ્યો, "ઓહો ! આજે મને સારું ભક્ષણ મળ્યું છે." એ સાંભળી દવદંતી બોલી, "અરે મૂઢ રાક્ષસ, મૃત્યુ તો બધાને પ્રાપ્ત થવાનું છે. એટલે મારા મૃત્યુનો મને ભય નથી. પણ મારો સ્પર્શ કરવાથી તું સુખી થઈશ નહિ. મારા આક્રોશથી તું હતો ન હતો થઈ જઈશ." આવું દવદંતીનું ધૈર્ય જોઈને તે રાક્ષસ તેના પર પ્રસન્ન થયો પોતે દેવયોનિનો છે અને અવધિજ્ઞાનનો જાણકાર છે અને દવંદતીને જ્યાં જવુ હોય ત્યા મૂકી જવા તત્પર છે એમ એણે જણાવ્યું. દવદંતીએ એની સાથે જવાની ના પાડી, પણ પોતાના પતિનો સમાગમ ક્યારે થશે એ વિશે એણે પ્રશ્ન કર્યો. એ રાક્ષસે કહ્યુ, "હે કલ્યાણી! જ્યારે પ્રવાસના દિવસથી બાર વર્ષ સંપૂર્ણ થશે ત્યારે તને તારા પિતાને ઘેર તારા પતિનો મેળાપ થશે." આમ કહી તે રાક્ષસ આકાશમાં ઊડી ગયો

પતિનો બાર વર્ષનો વિયોગ જાણી, કેટલાક અભિગ્રહ ધારણ કરી દવદંતીએ એક ગિરિગુફામા નિવાસ કરી, તીર્થંકર શાંતિનાથ ભગવાનની મૂર્તિ બનાવી એની પૂજા કરવી શરૂ કરી.

હવે પેલા સાર્થવાહે જ્યારે પોતાના સાર્થમા દવદંતીને જોઈ નહિ ત્યારે તે ચિંતા કરતો કરતો તેને પગલે પગલે તેની પાછળ ગયો. તેમ કરતા તે પેલી ગુફામાં આવી પહોચ્યો. દવદંતી તે વખતે અર્હત્પૂજા કરતી હતી પૂજા પૂરી થયે સાર્થવાહે દવદંતીના કુશળક્ષેમના સમાચાર પૂછ્યા. દવદંતી અને સાર્થ-વાહની વાત સાંભળી કેટલાક તાપસો ત્યાં આવ્યા. એવામા મુશળધાર વરસાદ વરસવા લાગ્યો. આસપાસ પાણી ભરાવા લાગ્યાં. એ જોઈ 'હવે ક્યાં જઈશું ?' એમ વિચાર કરી તાપસો ગભરાવા લાગ્યા. એ વખતે દવદંતીએ તેમને હિંમત આપીને ન ગભરાવા માટે કહ્યું અને એક મર્યાદાકુંડ કરી એણે ઊંચે સ્વરે કહ્યુ, "જો હું ખરેખર સતી હોઉં તો આ વરસાદ આ કુંડની બહાર બીજે વરસો" તત્કાળ, જાણે તેના સતીત્વના પ્રભાવથી બન્યું હોય તેમ, કુંડ ઉપર વરસાદ પડતો બંધ થયો. એ પછી પોતાના સતીત્વના પ્રભાવથી પ્રભાવિત થયેલા એવા વસંત સાર્થ-વાહને અને તાપસોને દવદંતીએ ધર્મોપદેશ આપ્યો. એ પછી વસંત સાર્થવાહે ત્યા એક નગર વસાવ્યું. એ સ્થળે પાંચસો જેટલા તાપસો દવદંતીના ધર્મોપદેશથી પ્રતિબોધ પામ્યા અને નિવાસ કરવા લાગ્યા એટલે એ નગરનુ નામ તાપસપુર એવું રાખવામાં આવ્યું. એ નગરમા બીજા કેટલાક શાહુકારો પણ આવીને વસ્યા.

એક વખતે દવદંતીએ અડધી રાતે એ પર્વતના શિખર ઉપર સૂર્યનાં કિરણો જેવો પ્રકાશ જોયો, અને એની આગળ પતંગની જેમ ઊછળતા અને પડતા દેવ, અસુર અને વિદ્યાધરોને જોયા. એ સમયે કોલાહલથી તાપસો અને વણિકજનો પણ જાગી ગયા. વસંત સાર્થવાહ પણ જાગી ગયો. દવદંતી અને એ બધા પર્વતનાં શિખર પર ગયાં. ત્યાં જઈને જોયુ તો સિંહકેશરી મુનિને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું હતું એટલે દેવતાઓએ તેમના કેવળજ્ઞાનના મહિમા માટે સમારંભ આરંભ્યો હતો દવદંતી, તાપસો, સાર્થવાહ, નગરજનો વગેરે સિંહકેશરીના ચરણ આગળ બેસી ગયા એ વખતે સિંહકેશરીના ગુરુ મુનિ યશોભદ્રસૂરિ ત્યાં આવ્યા. પછી સિંહકેશરી મુનિએ સર્વને ધર્મોપદેશ આપ્યો અને કેવળજ્ઞાનના પ્રભાવથી દવદંતીને માથે વનમાં આવી પડેલી આપત્તિઓ, જુદે જુદે પ્રસંગે પોતાના સતીત્વના ચમત્કાર-યુક્ત પ્રભાવથી પોતે કેવી રીતે બચી ગઈ હતી તે અને તાપસોને પણ એણે કેવી રીતે બચાવી લીધા હતા તે જાણી લઈને સર્વને તે વિશે વાત કરી

એ સમયે તાપસોના કુળપતિ વિમલમતિએ સિંહકેશરી કેવળી પાસે ચારિત્ર્ય-ધર્મની યાચના કરી. સિંહકેશરીએ કહ્યું, “તમને યશોભદ્રસૂરિ તે વ્રત આપશે તેઓ મારા ગુરુ છે ” કુળપતિએ કેવળીને પૂછ્યુ, “હે ભગવન્! તમે શા કારણે દીક્ષા લીધી હતી?” કેવળીએ કહ્યું, “કોશલા નગરીમાં નળરાજાનો નાનો ભાઈ કૂબર રાજય કરે છે. એનો હું પુત્ર છું. સંગા નગરીના રાજા કેશરીએ પોતાની પુત્રી બંધુમતીની મારી સાથે સગાઈ કરી. પિતાની આજ્ઞાથી ત્યાં જઇને હું તેને પરણ્યો તેને લઈને કોશલા નગર તરફ હુ પાછો ફરી રહ્યો હતો. ત્યા માર્ગમાં મેં અનેક શિષ્યવાળા આ યશોભદ્રસૂરિને જોયા મે તેમને વંદના કરી અને તેમની ધર્મોપદેશના સાંભળવા હું બેઠો. દેશનાને અંતે મે પૂછ્યું, ‘હે ભગવન્! મારું આયુષ્ય કેટલું છે?’ એટલે તરત તેમણે ધ્યાન ધરી કહ્યું, ‘ફક્ત પાંચ દિવસનુ ’ આ પ્રમાણે મૃત્યુ એકદમ નજીક આવેલું જાણી હું ગભરાઈ ગયો તે વખતે સૂરિએ મને કહ્યુ, ‘વત્સ, ભય પામીશ નહિ તુ મુનિપણુ ધારણ કર એક દિવસની દીક્ષાથી પણ સ્વર્ગ અને મોક્ષ પામી શકાય છે.’ પછી દીક્ષા લઈને તેમની આજ્ઞાથી હુ અહીં આવ્યો છું. અહીં શુકલ ધ્યાનમાં વર્તવાથી મારાં ઘાતીકર્મનો ક્ષય થતા મને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે ” આટલુ કહી એ જ વખતે પોતાનો અંતકાળ તરત આવેલો જાણી તે સિંહકેશરી યોગનિરોધ કરી પરમપદને પ્રાપ્ત થયા પછી દેવતાઓએ તેમના દેહને પુણ્યક્ષેત્રમાં લઈ જઈ તેનો અગ્નિસંસ્કાર કર્યો.

કુળપતિ વિમલમતિએ યશોભદ્રસૂરિ પાસે દીક્ષા ગ્રહણ કરી. એ જોઈ દવદંતીએ પણ દીક્ષા લેવાનો પોતાનો વિચાર વ્યક્ત કર્યો. પરંતુ યશોભદ્રસૂરિએ એને કહ્યું,

"તારે હજી નળ રાજા સાથે ભોગ ભોગવવાના બાકી છે. એટલે અત્યારે વ્રત લેવાને તું યોગ્ય નથી."

પ્રાત:કાળ થતાં યશોભદ્રસૂરિ પર્વત પરથી ઊતર્યા અને તાપસપુર નગરને પવિત્ર કરી, ત્યાંના ચૈત્યને નમસ્કાર કરી ચાલ્યા ગયા.

એ પછી દવદંતી એ ગુફામાં લગભગ સાત વર્ષ રહી એક દિવસ કોઈ એક મુસાફરે ત્યાંથી પસાર થતા કહ્યું, "હે દવદંતી! મેં તારા પતિને જોયા છે" આ સાંભળતા જ દવદંતી આનંદમા આવી ગઈ. ગુફાની બહાર નીકળીને જે દિશામાંથી અવાજ આવ્યો હતો તે તરફ તે ગઈ. પરંતુ ત્યાં તો કોઈ જોવામાં આવ્યું નહિ કદાચ સંદેશો કહેનાર મુસાફર આગળ ચાલી ગયો હશે એમ માની તે આગળ ચાલી. પરંતુ તે મુસાફર ક્યાય નજરે પડ્યો નહિ. અંતે થાકીને દવદંતી પાછી ફરવા લાગી, પણ તેને પોતાની ગુફાનો માર્ગ મળ્યો નહિ આમ, તે વનમાં ભૂલી પડી ગઈ. તે ખૂબ થાકી ગઈ અને વિલાપ કરવા લાગી એવામાં 'ખાઉં' 'ખાઉં' કરતી એક રાક્ષસી ત્યાં આવી એને જોઈ દવદંતી બોલી, "જો હું નળ સિવાય બીજા કોઈ પણ પુરૂષનો વિચાર ન કરતી હોઉં તો મારા સતીત્વના પ્રભાવથી અને મારા હૃદયમાં રહેલા આર્હત્ ધર્મના પ્રભાવથી તુ હતાશ થઇ જા." દવદંતીના આવા વચનો સાભળી તે રાક્ષસી હતાશ થઇ. દવદંતીને પ્રણામ કરીને તે તત્કાળ અંતર્ધાન થઈ ગઈ.

દવદંતી વનમા ત્યાંથી આગળ ચાલતી ચાલતાં એક નિર્જળ નદી પાસે આવી પહોચી એ વખતે એને ખૂબ તરસ લાગી હતી નદીમાં બિલકુલ પાણી નહોતું. એ વખતે તેણે નદીમાં પગની પાનીથી પ્રહાર કર્યો અને એના શીલના પ્રભાવથી નદીમા પાણી વહેતું થયું. જલપાન કરી દવદંતી એટલામાં એક વડના વૃક્ષ નીચે બેઠી. થોડી વારમા પાણી પીવા નીકળેલા કેટલાક પથિકોએ ત્યાંથી પસાર થતા દવદંતીને જોઈ. થોડીવાર પહેલાં જે નદીમા પાણી ન હતુ એ નદીમા અત્યારે પાણી જોઈ તેઓ આશ્ચર્યચકિત થઈ ગયા હતા. તેમણે દવદંતીને પૂછ્યું, "હે દેવી! તમે કોણ છો?" દવદંતીએ કહ્યું, "હું દેવી નથી, પણ માનવ સ્ત્રી છું. કોઈ સાર્થમાથી છૂટી પડી જવાથી આ અરણ્યમાં વસુ છું મારે તાપસપુર જવું છે. માટે મને તેનો માર્ગ બતાવો" પથિકોએ કહ્યું, "જે દિશામાં સૂર્ય અસ્ત થાય છે એ દિશામા તમે જાવ. અમે તમારી સાથે આવી શકીએ એમ નથી, કારણ કે અમારે બીજી દિશામા જવાનુ છે. અહીં નજીકમા અમારો સાર્થ ઊતર્યો છે. તેથી જો તમે ત્યા આવશો તો તમને અમે કોઈ વસતીવાળા નગરમાં લઈ જઈશું." દવદંતી તેમની સાથે ત્યાં ગઈ ત્યાં સાર્થવાહ ધનદેવે દયાભાવથી એને પૂછ્યું, "હે ભદ્રે, તુ કોણ છે? અને અહી ક્યાંથી આવી છે?" દવદંતીએ કહ્યું, "હે

મહાભાગ ! પતિની સાથે હું પિતાને ઘેર જતી હતી માર્ગમા મારા પતિ મને રાત્રે સૂતી મૂકીને ચાલ્યા ગયા છે. તો મને હવે કોઈ નગરમાં પહોંચાડો " ધનદેવે કહ્યું, "અમારો સાર્થ હવે અહીથી અચલપુર તરફ જવાનો છે. તો તું અમારી સાથે ચાલ."

દવદતી સાર્થવાહની સાથે અચલપુર પહોંચી સાર્થ દવદતીને અચલપુર નગરને પાદર મૂકી ત્યાથી આગળ ગયો. દવદંતીને ખૂબ તરસ લાગી હતી એટલે એક વાવમા તે જળ પીવા ગઈ. જળ પીને એ બહાર કાઠા ઉપર ઊભી હતી તે વખતે અચલપુરના રાજા ઋતુપર્ણની રાણી ચન્દ્રયશાની દાસીઓએ વાવમા પાણી ભરવા જતાં એને જોઈ. તેમણે આવીને રાણીને વાત કરી રાણીએ દાસી મારફત દવદતીને પોતાની પાસે તેડાવી આ ચન્દ્રયશા રાણી દવદંતીની માતા પુષ્પદંતીની બહેન હતી. એટલે કે તે દવદંતીની માસી થતી હતી. પરંતુ બને ઘણા લાબા કાળે મળવાથી ચન્દ્રયશા દવદંતીને ઓળખી શકી નહિ. તોપણ રાણીએ તેને પ્રેમાદરથી બોલાવી કહ્યું, "હે કલ્યાણી ! રાજકુમારી ચન્દ્રવતીની જેમ તું પણ મારે ઘરે સુખેથી રહે "

ત્યાર પછી દવદંતીએ સાર્થવાહને કહ્યો હતો તે પ્રમાણે પોતાનો વૃત્તાંત ચન્દ્રયશા રાણીને કહ્યો.

ચન્દ્રયશા રાણી નગરની બહાર જઈ પોતાની દાનશાળામા દરરોજ ગરીબ લોકોને, મુસાફરોને યથારુચિ દાન આપતી હતી. એક વખત દવદતીએ રાણીને કહ્યું, "આપની આજ્ઞા હોય તો હું રોજ દાનશાળામાં જઈ દાન આપું, જેથી મારા પતિ યાચકને વેશે કદી આવી ચડે તો તેને ઓળખી શકાય " આ પ્રમાણે દવદતી દાનશાળામા જઈ રોજ યાચકોને દાન આપવા લાગી અને પથિકોને પોતાના પતિની પૂછપરછ કરવા લાગી.

એક દિવસ દવદંતી દાનશાળામાં ઊભી હતી તેવામાં રક્ષકો ત્યા આગળથી ડિડિમ વગાડતા વગાડતા એક ચોરને વધસ્થાને લઈ જતા હતા દવદંતીએ તેમને પૂછ્યું, "આ ચોરે એવો શો અપરાધ કર્યો છે કે જેથી તેને વધની શિક્ષા થઈ છે ?" રક્ષકોએ કહ્યુ, "આ પુરુષે રાજકુમારી ચન્દ્રવતીનો રત્નનો કરંડીઓ ચોર્યો છે તેથી તેને વધની શિક્ષા થઈ છે " દવદતીને જોઈને પેલો ચોર ખૂબ કરગરવા લાગ્યો અને પોતાનો જીવ બચાવવા માટે વિનવવા લાગ્યો. એ જોઈ દયાર્દ્ર બનેલી દવદતીએ 'જો હું સતી હોઉ તો આ ચોરનાં બંધન છૂટી જાઓ', એમ બોલી એક ઝારીમાંથી જળ લઈ ત્રણ વાર છાંટ્યું. એટલે તરત ચોરનાં બંધન તૂટી ગયાં. એ વખતે કોલાહલ થતાં રાજા ઋતુપર્ણ પરિવાર સહિત ત્યા આવ્યો. રાજાએ

દવદંતીને આમ કરવાનું કારણ પૂછ્યું. દવદંતીએ કહ્યું, "આ ચોર મારે શરણે આવ્યો છે. મારી નજર સામે એના જીવનનો અંત આવતો હું કેવી રીતે જોઈ શકું ? માટે તેનો અપરાધ ક્ષમા કરો." દવદંતીની વિનંતીથી રાજાએ ચોરને છોડી દીધો.

બંધનમાંથી મુક્ત થયેલો ચોર દવદંતી પાસે આવીને એને પ્રણામ કરતો. એક વખત દવદંતીએ એને પૂછ્યું, "તું કોણ છે? અને કયાંથી આવે છે?" ચોરે કહ્યું, "તાપસપુર નામના નગરમાં વસંત નામનો સાર્થવાહ છે. તેનો પિંગલ નામે હું દાસ છું. ચોરીનું વ્યસન મને પડી જવાથી મેં એક દિવસ વસંત શેઠના ઘરમાં ખાતર પાડ્યું અને તેનો ખજાનો લઈ રાત્રે નાઠો. પણ રસ્તામાં મને લૂટારાઓ મળ્યા. તેમણે મને લૂંટી લીધો. એ પછી હું અહીં આવી ઋતુપર્ણ રાજાને ત્યાં સેવક તરીકે રહ્યો. એક વખત મેં ચન્દ્રવતીનો રત્નકરંડક જોયો. એ ચોરીને હું નાસી જતો હતો ત્યાં ઋતુપર્ણ રાજાએ મને જોયો. તરત રાજાની આજ્ઞાથી રક્ષક પુરુષોએ મને પકડી લીધો અને બંધનમાં નાખ્યો. ત્યાર પછી તેઓ રાજાની આજ્ઞાથી મને વધ કરવા લઈ જતા હતા તે વખતે, હે માતા, તમે મને છોડાવ્યો અને બચાવ્યો."

ત્યાર પછી દવદંતીના ઉપદેશથી પિંગલ ચોરનું મન ધર્મ તરફ વળ્યું. એણે એ બાજુ વિહાર કરતાં આવી ચડેલા બે મુનિઓ પાસે દીક્ષા ગ્રહણ કરી.

એક દિવસ વિદર્ભના ભીમરાજાને ખબર પડી કે નળરાજા પોતાના નાના ભાઈ કૂબર સાથે જુગાર રમતાં હારી ગયા છે અને દવદંતી સાથે વનમાં ગયા છે પછી તેમનું શું થયું તે ખબર પડી નથી. આ સમાચાર સાંભળી ભીમરાજા તથા પુષ્પદંતી રાણીને ખૂબ દુઃખ થયું. પછી રાજાએ હરિમિત્ર નામના એક બ્રાહ્મણને નળ-દમયંતીની શોધ માટે મોકલ્યો. એ બ્રાહ્મણ ફરતો ફરતો અચલપુરમાં આવ્યો અને રાજસભામાં એણે પ્રવેશ કર્યો. હરિમિત્ર પાસેથી જ્યારે ઋતુપર્ણ અને ચન્દ્રયશાએ નળ-દવદંતીની વાત સાંભળી ત્યારે તેમને પણ ખૂબ દુઃખ થયું ત્યાર પછી ભૂખ લાગવાથી હરિમિત્ર દાનશાળામાં ગયો તો ત્યાં એણે દવદંતીને ઓળખી કાઢી. દવદંતીની ભાળ લાગતાં એને ખૂબ હર્ષ થયો તરત એણે રાણી ચન્દ્રયશાને આ વધામણી આપી. પોતાની દાનશાળામાં જ દવદંતી છે એ જાણી આટલા વખત સુધી દવદંતીને ન ઓળખવા માટે તેને ખૂબ દુઃખ અને પશ્ચાત્તાપ થયાં પછી તેણે દવદંતી પાસેથી એના દુઃખની વાત સાંભળી. એના લલાટમાં ઝાંખું બની ગયેલું અને એથી ન દેખાતું તિલક પણ હાથ વડે ઘસીને તપાસી જોયું. પછી રાણી દવદંતીને લઈ રાજા પાસે રાજસભામાં આવી. એ વખતે સૂર્યાસ્ત થતાં રાજસભામાં અંધારું થવા આવ્યું હતું, છતાં દવદંતીના તિલક વડે ત્યાં પ્રકાશ ફેલાયો હતો.

રાજાએ એના પ્રકાશની ખાતરી કરવા દવદંતીના કપાળ પર હાથ મૂકયો. તેથી આખી રાજસભામાં ઘોર અંધકાર ફેલાઈ ગયો.

ત્યાર પછી રાજાએ પણ દવદતી પાસેથી એનો બધો વૃત્તાંત સાંભળ્યો.

એ સમયે કોઈ દેવ આકાશમાંથી ઊતરી રાજસભામાં આવ્યો. અંજલિ જોડી તે દવદંતીને કહેવા લાગ્યો, "હે દેવી! હું પિંગલ ચોર છું. તમારી આજ્ઞાથી દીક્ષા લઈ વિહાર કરતો કરતો હુ તાપસપુર પહોંચ્યો. ત્યાં સ્મશાનમા કાઉસગ્ગ કરીને હું ઊભો રહ્યો હતો તેવામા એક ચિતામાથી અગ્નિની જવાળા ફેલાવા લાગી અને મારા તરફ આવવા લાગી આમ છતા હું ધર્મધ્યાનમાં જ અને નવકારમ ત્રના સ્મરણમા જ મગ્ન રહ્યો એથી મારુ શરીર અગ્નિમા બળી ગયુ. ત્યાથી મૃત્યુ પામીને હુ દેવલોકમા પિંગળ નામે દેવ થયો છું. દેવગતિમાં જન્મતા જ મને અવધિજ્ઞાન વડે જણાયું કે જો તમારો ઉપદેશ ન હોત તો હું મૃત્યુ પામી નરકે જાત આથી તમને નમસ્કાર કરવા હું આવ્યો છું" આમ કહી સાત કોટિ સુવર્ણની વૃષ્ટિ કરીને તે દેવ અતર્ધાન થઈ ગયો.

ત્યાર પછી ઋતુપર્ણ રાજા અને ચંદ્રયશા રાણીની અનુજ્ઞા લઈને દવદતી હરિમિત્ર બ્રાહ્મણની સાથે વિદર્ભ દેશમા આવી પહોંચી ભીમરાજા અને પુષ્પદન્તી રાણી દવદતીના આગમનના સમાચાર જાણી તેને સામે તેડવા ગયાં દવદતીએ માતાપિતાને પોતાના દુઃખની બધી વાત કરી દવદંતીની તપાસ કરી લાવવા માટે ભીમરાજાએ હરિમિત્ર બ્રાહ્મણને પાચસો ગામ બક્ષિસ તરીકે આપ્યાં ત્યાર પછી રાજાએ નળની શોધ કરવા માટે બ્રાહ્મણો મોકલ્યા.

હવે આ બાજુ, જ્યારે નળ સૂતેલી દવદંતીનો ત્યાગ કરીને ગયો ત્યારે વનમાં એક સ્થળે ઘાસમાંથી ધૂમાડો નીકળતો તેના જોવામાં આવ્યો. થોડીવારમા તો તેમાથી જવાળાઓ નીકળતી તેણે જોઈ અને તેના કાને શબ્દો પડયા કે, "હે ઇક્ષ્વાકુવંશી નળ રાજા! તમે મારી રક્ષા કરો. આ બળતા અગ્નિમાંથી તમે મને બચાવો" નળ તે તરફ ગયો. બળતા અગ્નિમાંથી એણે સાપને બહાર કાઢ્યો. તેવામાં સાપે નળને દંશ દીધો. તરત એના વિષથી નળનું શરીર એકદમ કાળુ અને કૂબડું બની ગયું. નળે એને કહ્યુ, "વાહ, તે મારા ઉપકારનો સારો બદલો આપ્યો" તે વખતે સર્પે દિવ્ય રૂપ ધારણ કરી કહ્યું, "હે વત્સ! તું ખેદ કર નહિ. હું તારો પિતા નિષધ છું. અત્યારે હુ બ્રહ્મલોકમા દેવતા થયો છું. અવધિજ્ઞાનથી તારી દુર્દશા જાણી હું અહી આવ્યો છું. બીજા શત્રુ રાજાઓ તને ઓળખી ન શકે તે માટે મેં સાપનુ રૂપ લઈ તને દંશ દઈ તારા શરીરને કદરૂપું બનાવી દીધું છે હે પુત્ર! તુ આ શ્રીફળ અને રત્નનો કરંડક લે. આ શ્રીફળમાં સુંદર દેવદૂષ્યો છે અને કરંડકમા મનોહર આભરણો છે. જ્યારે તને તારું મૂળ

સ્વરૂપ પાછું મેળવવાની ઇચ્છા થાય ત્યારે તું એ ધારણ કરજે. તેમ કરવાથી તને તારુ મૂળ સ્વરૂપ પાછું મળશે.'' નળે અવધિજ્ઞાન ધરાવતા પોતાના પિતાને દવદંતીના સમાચાર પૂછયા. નિષધદેવે દવદંતીનો વૃત્તાંત નળને કહ્યો. એ પછી નળને અરણ્યમાંથી સુસુમાર નગરે પહોચાડી નિષધદેવ અદૃશ્ય થઈ ગયો.

નળે જ્યારે સુસુમાર નગરમાં પ્રવેશ કર્યો ત્યારે નગરમા એક મદોન્મત્ત હાથી બંધન તોડી ભમતો હતો અને ચારે બાજુ નુકસાન પહોચાડતો હતો. એ હાથીને નગરજનોમાં કોઈ વશ કરી શકતું નહોતું. એ વખતે નગરના રાજા દધિપર્ણે પોતાના કિલ્લા ઉપર ચઢી જાહેરાત કરી કે જે કોઈ આ ગાંડા હાથીને વશ કરશે તેને મોટી બક્ષિસ આપવામા આવશે. એ સાંભળી કૂબડો નળ હાથી સામે દોડયો. એને જોઈ નગરજનો બૂમ પાડવા લાગ્યા "બાજુ ખસી જા, બાજુ ખસી જા, હે કૂબડા, નહિ તો મરી જઈશ." પણ નળ એની પરવા ન કરતા હાથીની સામે ગયો. એણે હાથીને આમતેમ પોતાની પાછળ દોડાવીને ખૂબ થકવી નાખ્યા અને પછી એના ઉપર ચઢી બેસીને અંકુશ વડે હાથીને વશ કરી લીધો. એ જોઈ નગરજનો એની જયઘોષણા કરવા લાગ્યા. રાજાએ પોતાના કંઠમાથી સુવર્ણમાળા કાઢી નળ તરફ ફેંકી. હાથીને આલાનસ્તંભમા બાધી નળ દધિપર્ણ રાજા પાસે ગયો. રાજાએ એને આદરથી બોલાવ્યો અને પૂછ્યું, "ગજવિદ્યા ઉપરાત બીજી કોઈ વિદ્યા તને આવડે છે?" નળે કહ્યું, "રાજન્! મને સૂર્યપાક રસવતી બનાવતા આવડે છે." એ સાંભળી રાજાએ એને એ બનાવી આપવાનુ કહ્યું. નળે સૂર્યના તડકામાં અન્નસહિત પાત્રો મૂકી સૌરી વિદ્યાનું સ્મરણ કરી દિવ્ય રસોઈ તૈયાર કરી આપી. રસોઇનો અપૂર્વ સ્વાદ ચાખીને દધિપર્ણ રાજાએ નળને એક લાખ ટકા બક્ષિસ આપી અને પૂછ્યું, "હે કૂબડા, આવી સરસ રસોઈ તો એક નળરાજાને બનાવતાં આવડે છે. તને બનાવતાં કયાંથી આવડી? તું કોણ છે? અને કયાંથી આવે છે?"

નળે કહ્યું, "હે રાજન્! હું નળરાજાનો હુંડિક નામે રસોઈઓ છું. હું નળરાજા પાસેથી બધી કળાઓ શીખ્યો છુ. નળરાજા પોતાના નાના ભાઈ કૂબર સાથે જુગાર રમવામાં હારી ગયા તેથી દવદંતી સાથે તેઓ વનમા ચાલ્યા ગયા છે સાંભળ્યુ છે તે પ્રમાણે તેઓ કદાચ વનમા મૃત્યુ પામ્યા છે. હું તેમનો રસોઈઓ કૂબરનો આશ્રિત ન થતા ચાલી નીકળ્યો છું."

નળના અવસાનના સમાચાર કૂબડા પાસેથી સાભળી દધિપર્ણ રાજાને ઘણું દુઃખ થયું.

એક વખત દધિપર્ણ રાજાનો કોઈ એક દૂત ભીમરાજા પાસે ગયેલો. એણે ભીમરાજાને વાતવાતમા પોતાના રાજાને ત્યાં આવેલા સૂર્યપાક રસવતીના જાણકાર રસોઇયાની વાત કરી એ સાંભળી દવદંતીએ ભીમરાજાને કહ્યું, "નળરાજા સિવાય

બીજું કોઈ સૂર્યપાક રસોઈ જાણતુ નથી. માટે તમે એની તપાસ કરાવો. કદાચ એ ગુપ્તવેશધારી નળરાજા જ હોય ''

ભીમરાજાએ એક બ્રાહ્મણને સુસુમારપુર જઈ એ રસોઈયાની તપાસ કરવાનું કહ્યુ. એ બ્રાહ્મણ સુસુમારપુર પહોંચી કુબડા પાસે ગયો. પરંતુ એનો કદરૂપો અને કાળો દેહ જોતાં એ નળ હશે કે કેમ એ વિશે એને શંકા થવા લાગી છતા એની ખાતરી કરવા માટે એણે એની આગળ નળે દવદંતીના કરેલા ત્યાગની વાત કરી. એ સાભળી નળની આંખમાંથી આંસુ આવ્યા. ત્યાર પછી કુબડાએ બ્રાહ્મણને સૂર્યપાક રસોઈ ખવડાવી બ્રાહ્મણે વિદર્ભમા આવી ભીમરાજાને બધો વૃત્તાંત કહ્યો. એ સાભળી દવદંતીએ ભીમરાજાને કહ્યુ, "જરૂર, એ કુબડો નળ જ હોવો જોઈએ. આહાર-દોષથી કે કર્મદોષથી તેના શરીરમાં વિરૂપતા આવી ગઈ જણાય છે માટે તમે એને જરૂર અહીં બોલાવો હુ એની પરીક્ષા કરી એ નળ છે કે નહિ તેની ખાતરી કરી લઈશ ''

ભીમરાજાએ કહ્યુ, "હે પુત્રી ! તારો ખોટો સ્વયવર માડી દધિપર્ણ રાજાને બોલાવવા હુ મોકલું છુ તારા સ્વયંવરની વાત સાભળી તે તરત અહી આવશે. વળી, સ્વયવરની વાત સાંભળી નળ પણ અહીં આવશે. આપણે દધિપર્ણ રાજાને સમય પણ એટલો ઓછો આપીશુ કે જેથી જો કુબડાને અશ્વવિદ્યા આવડતી હશે તો જ દધિપર્ણ રાજા અહી આવી શકશે.''

આ પ્રમાણે યોજના કરી ભીમરાજાએ દૂત મોકલીને દધિપર્ણ રાજાને દવદંતીના સ્વયવરમા આવવાનું નિમંત્રણ મોકલ્યુ.

દવદંતીના સ્વયવરનુ નિમત્રણ મળતા દધિપર્ણ રાજા ખેદપૂર્વક વિચાર કરવા લાગ્યો કે "સ્વયંવરમા જવાની તો મારી ઘણી ઇચ્છા છે. પરંતુ વિદર્ભ તો ઘણું દૂર છે, અને સ્વયંવર તો આવતી કાલે જ છે તો પછી ત્યા પહોચાશે કેવી રીતે ?" આમ દધિપર્ણ રાજાને ખેદ કરતો નિહાળી અને એની પાસેથી દવદંતીના સ્વયં-વરની વાત સાંભળી કુબડાએ કહ્યુ, "હે રાજન્! તમે જરા પણ ખેદ કરો નહિ. હું તમને થોડા વખતમા વિદર્ભ નગરીમાં પહોંચાડી શકું એમ છુ. માટે તમે મને રથ જોડવાની આજ્ઞા આપો, કેમકે હું અશ્વવિદ્યાનો જાણકાર છું '' રાજાની આજ્ઞા મળતાં કુબડાએ બે અશ્વો જોડી રથ તૈયાર કર્યો તેમા રાજા, તાંબૂલવાહક, છત્રધારક, બે ચામરધારીઓ અને કુબડો એમ છ જણ બેઠા. કુબડાએ પેલાં શ્રીફળ અને રત્નકરંડક પણ પોતાની સાથે લઈ લીધાં.

અશ્વવિદ્યાના જાણકાર કુબડા નળે અશ્વમંત્ર ભણી રથ હંકાર્યો કે તે પવન વેગે, જાણે ઊડતો હોય તેમ, ચાલવા લાગ્યો. એવામાં એકાએક દધિપર્ણ રાજાનું ઉત્તરીય વસ્ત્ર ઊડી ગયું દધિપર્ણે તરત કહ્યું, "રે કુબડા! થોડીવાર તું રથ થોભાવ, જેથી હું મારું ઊડી ગયેલું વસ્ત્ર લઈ આવું." પરંતુ કુબડાએ કહ્યું, "હે રાજન! તમારું વસ્ત્ર ઊડી ગયું એટલીવારમાં તો આપણે પચ્ચીસ જોજન દૂર નીકળી ગયા છીએ." એથી દધિપર્ણે તે વસ્ત્ર લેવાનું માંડી વાળ્યું.

આગળ જતા રસ્તામાં એક બેડાનું વૃક્ષ આવ્યુ. એ ફળથી લચી પડેલું હતું એ જોઈ દધિપર્ણે કુબડાને કહ્યું, "આ વૃક્ષ પર કેટલાં ફળ છે તે ગણ્યા વગર હું કહી શકું એમ છું. એ કૌતુક પાછા ફરતી વખતે હું તને બતાવીશ." એ સાભળી કુબડાએ કહ્યુ, "હે રાજન! તમે કાલક્ષેપની બીક ન રાખો, કારણકે હુ અશ્વવિદ્યાનો જાણકાર છું. વળી વૃક્ષ ઉપર ચડીને બધા ફળ ઉતારવા નહિ પડે. હું એક મુષ્ટિના પ્રહારથી આ વૃક્ષના બધાં જ ફળો તમારી સામે જ પાડી નાખીશ" રાજાએ કહ્યુ, "તો જો, ફળની સંખ્યા બરાબર અઢાર હજારની થશે." કુબડાએ એ વૃક્ષના ફળો મુષ્ટિપ્રહારથી પાડીને ગણ્યા તો બરાબર એટલાં થયાં.

આમ, કુબડાને અશ્વવિદ્યા આવડતી હતી અને દધિપર્ણને ગણિતવિદ્યા (અક્ષવિદ્યા) આવડતી હતી એટલે બંનેએ એકબીજાને પોતાની વિદ્યા આપવાનુ નક્કી કર્યું આવી રીતે પરસ્પર વિદ્યાની આપલે કરી તેઓ પ્રાતઃકાળ થતાં વિદર્ભા નગરી પાસે આવી પહોંચ્યા

આ બાજુ એ જ રાતે દવદંતીને એક સ્વપ્નું આવ્યું હતું. એ વિશે તેણે પોતાના પિતાને વાત કરતાં કહ્યુ, "આજે રાતના સ્વપ્નમાં નિર્વૃતિ દેવીએ આકાશમાર્ગે કોશલા નગરીનું ઉદ્યાન અહીં લાવેલુ મેં દીઠું. તેમાં પુષ્પફળથી શોભતું એક આમ્રવૃક્ષ હતું. દેવીની આજ્ઞાથી હું તેના પર ચડી ગઈ. પછી દેવીએ મારા હાથમાં એક પ્રફુલ્લિત કમળ આપ્યું. બગબર એ જ વખતે વૃક્ષ ઉપર ચઢેલું એક પક્ષી પૃથ્વી ઉપર પડી ગયુ" સ્વપ્નની આ વાત સાંભળી ભીમરાજાએ કહ્યું, "હે પુત્રી! આ સ્વપ્ન શુભ શુકનવાળું અને ફળદાયક છે. તેં જે નિર્વૃતિ દેવી જોઈ તે તારો ઉદય પામેલો પુણ્યરાશિ છે તેણે આણેલું કોશલાનુ ઉદ્યાન તે તને કોશલા નગરીનું ઐશ્વર્ય પાછું અપાવશે. આમ્રવૃક્ષ પર ચડવાથી એમ સમજાય છે કે તને તારા પતિનો મેળાપ જલદી થશે બરાબર તે વખતે વૃક્ષ ઉપરથી પક્ષી પડ્યું તેનો અર્થ એ કે કૂબર રાજ્યથી ભ્રષ્ટ થશે."

આમ ભીમરાજા જ્યારે દવદંતીને એના સ્વપ્નનો અર્થ સમજાવતો હતો ત્યારે દધિપર્ણના આગમનના સમાચાર આવ્યા તરત ભીમરાજા તેનો સત્કાર

કરવા માટે સામે ગયો. તેમને ઉતારો આપ્યા પછી ભીમરાજાએ કુબડાની સૂર્યપાક રસોઈની વાત કાઢી એ ચાખવાની પોતે ઇચ્છા દર્શાવી. એટલે કુબડાએ સૂર્યપાક રસોઈ બનાવી, જે ભીમરાજાએ સપરિવાર ખાધી. એ ખાતાં કુબડો એ નળ જ છે એવી દવદંતીને પૂરેપૂરી પ્રતીતિ થઈ. એણે ભીમરાજાને એ વિશે વાત કરી. ભીમે કુબડાને પૂછ્યું, "તને આવી સરસ સૂર્યપાક રસોઈ બનાવતા આવડે છે તો તું નળ તો નથી ને?" કુબડાએ કહ્યું, "તમને કઈ ભ્રમ થયો છે કે શું? કયા દેવ જેવો સ્વરૂપવાન નળ અને કયાં હું કાળો કદરૂપો કુબડો?"

દવદંતીને નળ વિશે પૂરી ખાતરી તો થઈ જ હતી, છતાં તેણે બીજી એક પરીક્ષા કરવાની વાત પિતાને કહી. એણે કહ્યું, "નળરાજાની આંગળીનો મને સ્પર્શ થાય તો તરત મારા શરીર પર રોમાચ ખડા થાય છે. માટે કુબડો પોતાની આંગળીથી તિલક કરતો હોય તેમ મને સ્પર્શ કરે તો એ નિશાનીથી તે નળ છે કે નહિ તે હું પારખી શકીશ" પછી ભીમરાજાના અત્યંત આગ્રહથી કુબડાએ પત્ર ઉપર લખેલા નાના લીલા અક્ષરનું જેમ આંગળી વડે માર્જન કરે તેમ, દવદંતીના વક્ષ:સ્થળને આંગળીથી સ્પર્શ કર્યો સહજ માત્ર સ્પર્શ થતાં દવદંતીનું શરીર રોમાચિત થઈ ગયું એટલે દવદંતીએ તરત કુબડાને કહ્યું, "હે નાથ! તે સમયે તો તમે મને વનમા સૂતી મૂકીને ચાલ્યા ગયા, પરંતુ હવે કયા જશો?" એમ કહી તે એને અંતર્ગૃહમાં લઈ ગઈ ત્યા નળે પેલા શ્રીફળ અને કરંડકમાંથી વસ્ત્રાલંકાર કાઢી ધારણ કર્યા કે તરત જ એણે પોતાનુ મૂળ સ્વરૂપ પ્રાપ્ત કર્યું.

કુબડો એ નળરાજા જ હતો એ જાણી દધિપર્ણને ખૂબ પશ્ચાત્તાપ થયો. એણે પોતાના અપરાધ માટે નળની ક્ષમા માગી. એ દિવસોમા ધનદેવ સાર્થવાહ મોટી ભેટ લઈ ભીમરાજાને મળવા આવ્યો. એણે વનમા દવદંતી ઉપર મોટો ઉપકાર કર્યો હતો. રાજાએ એનો પ્રેમથી સત્કાર કર્યો. આ ઉપરાંત રાજાએ દવદંતીની ઇચ્છાથી ઋતુપર્ણ, ચંદ્રયશા, ચંદ્રાવતી, સાર્થવાહ વસંત કે જે હવે તાપસપુરનો રાજા વસંતશેખર બન્યો હતો તે, આ બધા કે જેમણે દવદંતી ઉપર ઉપકાર કર્યો હતો તેમને પોતાને ત્યા તેડાવ્યા અને એક માસ સુધી પોતાને ત્યાં મહેમાન તરીકે રાખ્યા એવામાં એક દિવસ ભીમરાજાની સભામાં એક દેવ આવ્યો એણે દવદંતીને અંજલિ જોડી કહ્યુ, "હે દેવી! હું વિમળમતિ નામે તાપસપતિ છું. પૂર્વે તમે મને ધર્મોપદેશ આપી મારા જીવનનો ઉદ્ધાર કર્યો હતો. અત્યારે હુ સૌધર્મ દેવલોકમા શ્રીકેસર નામનો દેવ થયો છુ." આમ કહી સાત કરોડ સુવર્ણની વૃષ્ટિ કરી એ દેવ અંતર્ધાન થઈ ગયો.

ત્યાર પછી ભીમ, ઋતુપર્ણ, દધિપર્ણ, વસંતશેખર અને બીજા મહાન રાજાઓએ એકત્ર થઈ નળનો રાજ્યાભિષેક કર્યો અને એને માટે મોટું સૈન્ય એકઠું

કરી આપ્યું. તે પછી નળે સૈન્ય સાથે પોતાની રાજધાની કોશલા નગરી તરફ પ્રયાણ કર્યું. ત્યાં જઈ એણે કૂબરને યુદ્ધ કરવાનું અથવા દ્યૂત રમવાનું કહેવડાવ્યું. યુદ્ધમાં પોતાના પ્રાણ જાય અને દ્યૂતમાં તો કદાચ પોતે ફરીથી જીતી જાય એ માટે કૂબરે દ્યૂત રમવાનું સ્વીકાર્યું. પરંતુ તેમાં આ વખતે અક્ષવિદ્યાના જાણકાર નળનો વિજય થયો. નળને પોતાનું રાજ્ય ફરી મળ્યું એણે દૂપબુદ્ધિથી પોતાના ભાઈ કૂબરને દેશનિકાલ ન કરતા પ્રેમભાવથી એને યુવરાજપદ આપ્યુ.

ત્યાર પછી નળે ઘણાં હજાર વર્ષ કોશલામા રાજ્ય કર્યું. દિવસે દિવસે નળ વિલાસમાં મગ્ન બનતો જતો હતો. એ વખતે એના પિતા નિપધદેવે એક દિવસ દેવલોકમાંથી એની પાસે આવી એને રાજ્ય છોડી દીક્ષા ગ્રહણ કરવા માટે ઉપદેશ આપ્યો. ઉપદેશ આપી નિપધદેવ અંતર્ધાન થઈ ગયા. એ વખતે કોશલામાં જિનસેન નામના એક અવધિજ્ઞાની આચાર્ય પધાર્યા હતા એમણે નલ–દવદંતીને રાજ્યસુખનો ત્યાગ કરી વિરક્તિમા જીવન પસાર કરવાનો ઉપદેશ આપ્યો. નળ-દવદંતીના પૂછવાથી એમણે આ જન્મના સુખદુઃખ માટે આ જન્મના કે પૂર્વ-જન્મનાં કર્મ કારણરૂપ હોય છે તેમ સમજાવી, પોતાના અવધિજ્ઞાન વડે જાણી નળ–દવદંતીને એમના પૂર્વભવોનો વૃત્તાત કહેતાં જણાવ્યું, "પૂર્વે તમે ધણ અને ધૂસરીના ભવમાં એક મુનિને ક્ષીરદાન કર્યું હતું તેથી આ ભવમા તમને રાજ્યસુખ પ્રાપ્ત થયું છે પૂર્વે મમ્મણ રાજા અને વીરમતીના ભવમાં તમે એક મુનિને બાર ઘડી સુધી કષ્ટ આપ્યુ હતું, તેથી આ ભવમાં તમને બાર વર્ષ સુધી વિયોગનું દુઃખ પડ્યું દવદંતીએ વીરમતી રાણીના ભવમાં અષ્ટાપદ તીર્થ પર જઈ તીર્થંકરની પ્રતિમાને રત્નતિલક ચોડ્યા હતાં, તેથી આ ભવમાં એને કપાળમા કુદરતી તેજસ્વી તિલક પ્રાપ્ત થયું હતુ."

ત્યાર પછી જિનસેનાચાર્યના ઉપદેશથી પોતાના પુત્ર પુષ્કરને પોતાની ગાદીએ સ્થાપી નળે અને દવદંતીએ એ મુનિ પાસે દીક્ષા ગ્રહણ કરી. કેટલાંક વર્ષ દીક્ષા પાળ્યા પછી ફરી નળનું મન દવદંતી પ્રત્યે આસક્ત થયું. એથી મુનિએ નળનો પોતાના સાધુસમુદાયમાથી ત્યાગ કર્યો. નળની આવી દશા જાણી ફરી નિપધદેવે આવી નળને વિપયવાસનાની આસક્તિ છોડી દેવા સમજાવ્યું. પરંતુ નળનું મન સંયમવ્રતમાં લીન ન થતા આસક્તિમા જ રમતું હતું. બીજી બાજુ પિતાનો ઉપદેશ સાચો લાગતો હતો. એટલે એણે અનશન કરી દેહ છોડયો. નળની પાછળ સંયમ વ્રત ધારણ કરી રહેલી દવદંતીએ પણ અનશન કરી દેહ છોડ્યો.

ત્યાર પછી નળ દેવલોકમા કુબેર દેવ થયો અને દવદંતી દેવલોકમાં એની પત્ની થઈ

આમ, પોતાના પૂર્વભવોની કથા કહેતાં કુબેરે વસુદેવને કહ્યું, "હે વસુદેવ! તે નળ મૃત્યુ પામીને હું કુબેર થયો છું અને દવદંતી દેવલોકમાં મારી પ્રિયા થઈ. અત્યારે હુ હજુ દેવલોકમાં છું, પરતુ દવદંતી ત્યાંથી ચ્યવીને કનકવતી થઈ છે. એટલે પૂર્વભવના સ્નેહથી મોહિત થઈ હું અહીં આ સ્વયંવરમાં આવ્યો છું. એટલા માટે જ મેં સ્વયંવરમા તમારુ સ્વરૂપ બદલી નાખ્યુ હતુ પરંતુ કનક-વતીની વિનતીથી મેં તમને તમારું મૂળ સ્વરૂપ પાછું લાવી આપ્યુ"

કનકવતીનાં વસુદેવ સાથે લગ્ન થયા. નળ સ્વર્ગલોકમાં કુબેર (ધનદ) જ રહ્યો. કનકવતીને ગૃહસ્થાશ્રમમા ધર્મજ્ઞાન થતાં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું અને એ મોક્ષે ગઈ. કુબેર હવે પછી માનવ તરીકે જન્મી, કેવળજ્ઞાન પામી ભવિષ્યમાં મોક્ષે જશે.

# ૮. મહાભારતની અને જૈન પરંપરાની નલકથા વચ્ચે સામ્યભેદ

જૈન ગ્રંથકારોએ જેમ રામ, કૃષ્ણ, પાંડવો વગેરેની કથા હિંદુ ધર્મગ્રંથોમાંથી લીધી છે, તેમ નળ અને દમયંતીની કથા પણ લીધી છે. જેમ રામ, કૃષ્ણ, પાંડવો વગેરેની કથામા એ ગ્રંથકારોએ ઘણા મોટા ફેરફારો કરીને એના મૂળ સ્વરૂપને બદલી નાખ્યું છે અને એ કથાને પોતાના ધર્મની દૃષ્ટિથી રંગી નાખી છે તેવું જ નળદમયંતીની કથામાં બન્યું છે. (જોકે જૈનોમાં એક મત એવો છે કે તેમની આ બધી કથાઓ એ જ રૂપે હજારો વર્ષથી ચાલી આવે છે.) માટે જ જૈન પરંપરાની નલકથામાં નળ અને દમયંતી તથા તેમનાં માતાપિતા અને અન્ય સ્વજનોને જૈન સંપ્રદાયમાં જન્મેલાં અને જૈન ધર્મ પ્રમાણે આચરણ કરતા બનાવાયા છે અને આખી કથામાં, આરંભથી તે અંત સુધી, વાતાવરણ પણ જૈન ધર્મનું નિરૂપાયું છે. એક મત પ્રમાણે હિંદુ પરંપરાની નલકથાનુ જૈનીકરણ કરવાનો આ એક સબળ અને સભાન પ્રયાસ છે સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને ગુજરાતી સાહિત્યમાં સંખ્યાબંધ કવિઓ અને લેખકોને હાથે આ જૈન પરંપરાનુસારી નલકથાનું આલેખન થયું છે

મહાભારતની નલકથા અને જૈન પરંપરાની નલકથામાં સ્થલ પાત્રાદિનો ભેદ પ્રથમ દૃષ્ટિએ જ જણાઈ આવે છે. દમયંતીનુ નામ જૈન કથામા દવદંતી છે. નળના પિતાનું નામ વીરસેનને બદલે નિષધ છે નળના ભાઈનુ નામ પુષ્કરને બદલે કૂબર છે. મહાભારતમા દમયંતીની માતાનું નામ આપવામા આવ્યું નથી જૈન કથામા એનુ નામ પુષ્પવતી અથવા પુષ્ફદંતી છે. મહાભારતમા નળના પુત્રનું નામ ઇન્દ્રસેન છે; જૈન કથામા એનું નામ પુષ્કલ છે. મહાભારતમા કદરૂપા નળનું નામ બાહુક છે જૈન કથામા હુંડિક અથવા કુબડો છે. મહાભારતમા દમયંતી નળના વિયોગ પછી ચેદિરાજ સુબાહુને ઘેર જાય છે, જૈન કથામાં તે અચલપુરના ઋતુપર્ણ રાજા (વસુદેવહિંડી પ્રમાણે રિપુશત્રુ રાજા)ને ત્યા જાય છે મહાભારતમાં ચેદિરાજ સુબાહુની માતાને દમયંતીની માસી તરીકે ઓળખાવી છે જૈન કથામાં ઋતુપર્ણની રાણીને દમયંતીની માસી તરીકે ઓળખાવી છે મહાભારતમા દમયંતીની માસીનું નામ આપવામા આવ્યું નથી જૈન કથામાં એનું નામ ચંદ્રયશા છે.

મહાભારતમાં માસીની પુત્રીનું નામ સુનંદા છે, જૈન કથામાં એનુ નામ ચંદ્રવતી છે. મહાભારતમાં દમયંતીની તપાસ કરનાર બ્રાહ્મણનું નામ સુદેવ છે, જૈન કથામાં એનું નામ હરિમિત્ર બ્રાહ્મણ છે. મહાભારતમાં બાહુક અયોધ્યાના ઋતુપર્ણ રાજાને ત્યાં જાય છે, જૈન કથામા હુંડિક સુસમારપુરના દધિપર્ણ રાજાને ત્યાં જાય છે. મહાભારતમાં નળની તપાસ પર્ણાદ નામનો બ્રાહ્મણ કરે છે, જૈન કથામાં કુશલ નામનો બ્રાહ્મણ કરે છે.

મહાભારતની અને જૈન પરંપરાની નલકથામાં સૌથી મહત્ત્વનો તફાવત એ છે કે મહાભારતની કથામા નળના પૂર્વ ભવની વાત આવતી નથી. જૈન કથામાં નળદવદંતીના આગળપાછળના ભવની વાત આવે છે. એમાં આગળના પાંચ ભવની અને પાછળના બે ભવની વાત કહેવામા આવી છે અને અંતે એ બંનેના મોક્ષગમન સુધીની ઘટનાનો ઉલ્લેખ છે. આ આગળપાછળના ભવની કથા આપવાનો એક હેતુ કથાને વિસ્તૃત કરવાનો પણ હોઈ શકે. પરંતુ જૈન ધર્મકથાઓમા ફક્ત નળ-દવદંતીની બાબતમાં જ નહિ, તીર્થંકરો અને બીજી મહાન વિભૂતિઓની બાબતમાં પણ પૂર્વજન્મોની કથા આવે છે અને એ આપવા પાછળ એક મહત્ત્વનો હેતુ તે કર્મના સિદ્ધાંતનું પ્રતિપાદન કરવાનો હોય છે આથી જૈન કથામા આગળ-પાછળના ભવની કથા આવે એ સાંભળનાર તથા વાચનાર માટે સ્વાભાવિક હોય છે એટલે નળદવદંતીના પૂર્વભવોની કથા માત્ર ગમે તેમ કલ્પનાથી જોડી કાઢવામાં આવી નથી, પરંતુ તેની પાછળ કર્મનું કંઈક રહસ્ય સમજાવવાનો આશય રહેલો છે.

નળદવદંતીના બાર વર્ષના વિયોગનું કારણ એ બંનેએ પોતાના પૂર્વભવમાં – મમ્મણ અને વીરમતીના ભવમા – એક સાધુને સાર્થથી બાર ઘડી સુધી છૂટા પાડીને કષ્ટ આપ્યુ હતુ તે હતું એ કર્મનો ઉદય થતાં નળદવદંતીને વિયોગનું દુઃખ આવી પડ્યું. કર્મના સિદ્ધાંત પ્રમાણે કેટલાક કર્મોનાં ફળ માણસને એ જ ભવમા ભોગવવા પડે છે, તો કેટલાંક કર્મોના ફળ બીજા, ત્રીજા કે એ પછીના કોઈ ભવમાં ભોગવવા પડે છે. કર્મનુ ફળ તેવા ને તેટલા જ પ્રમાણમા બરાબર એ જ પ્રમાણે ભોગવવાનું આવતું નથી હોતુ કર્મ કેવા પ્રકારનું, કેટલી તીવ્રતાથી અને કેટલા પ્રમાણમા બંધાય છે એના પર એનો આધાર રહે છે સાધુને બાર ઘડી સુધી સાર્થથી વિખૂટા પાડવામાં આવ્યા, પરંતુ તેના ફળ રૂપે બાર વર્ષનો વિયોગ નળદવદંતીને સહન કરવો પડ્યો વીરમતીએ અષ્ટાપદ તીર્થ પર જઈ જિનપ્રતિમાઓને રત્નતિલક ચોડ્યા તે શુભ કર્મથી દવદંતીના ભવમા તેને કપાળમા કુદરતી પ્રકાશમય તિલક મળ્યું.

વીરમતી અને મમ્મણ દેવલોકમા દેવદંપતી તરીકે ઉત્પન્ન થાય છે. એ પછીના ભવમાં તેઓ આહીર અને આહીરાણી તરીકે જન્મે છે એક ભવના રાજારાણી

ત્રીજા ભવમાં આહીર અને આહીરાણી બને છે. પરંતુ એ ભવમાં કાઉસગ્ગ ધ્યાનમાં રહેલા સાધુની સેવાચાકરીના પુણ્ય કર્મને લીધે તેઓ એ પછીના ભવમાં હિમવંત ક્ષેત્રમાં યુગલિક તરીકે જન્મે છે. ત્યાર પછી ત્યાંથી તેઓ દેવલોકમાં દેવદંપતી તરીકે ઉત્પન્ન થાય છે. કર્મની ગતિ માણસને ક્યાંથી કયા લઈ જાય છે એ અહીં બતાવવામાં આવે છે. દેવદંપતી તરીકેના અને યુગલિક તરીકેના ભવમાં ખાસ કશી ઘટનાઓ બનતી હોતી નથી. ત્યાં તો માત્ર મનવાછિત સુખ જ ભોગવવાનું હોય છે. એટલે કથામાં પણ એ ભવોનો માત્ર નિર્દેશ જ કરવામાં આવ્યો છે.

જૈન ધર્મની માન્યતા પ્રમાણે સ્વર્ગસુખનો પણ અંતે તો ક્ષય થાય છે. સાચું સુખ તે મોક્ષસુખ છે, જે અનંત છે અને જયાંથી પછી જન્મમરણના ફેરામાં ફરવાનુ હોતું નથી એટલે જૈનકથામાં નળદવદંતીના મોક્ષગમન સુધીની કથાનુ નિરૂપણ થયુ છે

કર્મના સિદ્ધાન્તનું પ્રતિપાદન અહીં બીજી એક રીતે થયેલું પણ આપણે જોઈ શકીશું. ધનદ અને ધનદપ્રિયાના ભવ પછી દવદંતી કનકવતી તરીકે અવતરે છે અને સ્વયંવરમાં એ વસુદેવને વરે છે કલાની દૃષ્ટિએ આ નિરૂપણ આપણને કદાચ ખૂંચે પણ ખરુ. નળદવદંતીના આગળના પાંચ ભવના સંબંધ પછી અને નળદવદંતીના આવા પરસ્પરના પ્રેમના નિરૂપણ પછી કનકવતીને વસુદેવને વરતી બતાવવી એ કલામીમાંસકો અને પ્રણયમીમાંસકોને ન રુચે એવી વાત છે. પરંતુ કર્મમીમાંસકો પ્રમાણે આમ બનવું સ્વાભાવિક છે, કારણ કે એક ભવનાં પતિપત્ની તે દરેક ભવનાં પતિપત્ની નથી રહેતાં એક ભવનાં પતિપત્ની તે બીજા ભવના માતા અને પુત્ર, માતા અને પુત્રી, પિતા અને પુત્રી, પતિ અને પત્ની, ભાઈ અને બહેન કે એવું બીજું કોઈપણ સગપણ કે સંબંધ ધરાવતાં હોય છે અથવા કર્મની ગતિ ભિન્નભિન્ન હોય તો બંને એકબીજાથી દૂર દૂર જન્મ ધારણ કરી અપરિચિત પણ રહે છે; કોઈક સ્વર્ગલોકમાં હોય છે, કોઈક તિર્યંચ ગતિમાં હોય છે, તો કોઈક નરકમા પણ હોય છે; કોઈના ભવની ગતિ અને સંખ્યા ઝડપી હોય છે અને કોઈની ઓછી અને મંદ હોય છે. માટે દવદંતી સ્વર્ગલોકમાંથી વહેલી આવી કનકવતી તરીકે જન્મે છે વસુદેવને તે વરે છે. ધનદ દેવલોકમાં હજુ ધનદ જ છે ત્યા તો દવદંતી મોક્ષસુખ પણ પ્રાપ્ત કરે છે એ બતાવે છે કે કર્મની ગતિ અત્યંત વિચિત્ર હોય છે

મહાભારતમાં વનવાસ દરમિયાન યુધિષ્ઠિર રાજાને આશ્વાસન આપવા માટે બૃહદશ્વ ઋષિ નળની કથા કહે છે. જૈન કથામાં કનકવતીના સ્વયંવરમાં વસુદેવ ધનદને એના આગમનનું કારણ પૂછે છે અને એના જવાબમાં ધનદ પોતાની કથા

કહે છે. એ રીતે નળદવદંતીની કથા કહેવાય છે. મહાભારતમાં નલકથાનો ઉદ્દેશ દ્યૂતના વ્યસનની અનિષ્ટતા બતાવી, નળદમયંતીના દુઃખની વાત કરી યુધિષ્ઠિરનું દુઃખ હળવું કરવાનો છે. જૈન પરંપરાની નલકથાનો ઉદ્દેશ કર્મની વિચિત્ર ગતિ બતાવવાનો અને શીલ તથા સદ્ધર્મનો ઉપદેશ આપવાનો છે.

મહાભારતની અને જૈન પરંપરાની નલકથામા એક મહત્ત્વનો ભેદ એ છે કે મહાભારતમાં દમયંતી અને નળ વચ્ચે પરસ્પર અનુરાગ જન્માવવાનું કાર્ય હંસ કરે છે જૈન કથામાં હંસના દૂતકાર્યનો પ્રસંગ નથી. તેમા નળને સ્વયંવરમા જોતા જ દમયતી હર્ષ અનુભવે છે અને એને વરે છે પરંતુ હસના દૂતકાર્યની મનોહર કલ્પના જૈન કથાકારો કેમ જવા દે ? તેમણે કનકવતીના પ્રસગમાં તે મૂકી દીધી છે. કનકવતીના સ્વયંવર પહેલાં કોઈ ચદ્રાતપ નામનો વિદ્યાધર હંસનું રૂપ ધારણ કરીને એની પાસે આવે છે અને વસુદેવ તરફથી દૂતકાર્ય કરે છે.

સ્વયવરના પ્રસગના નિરૂપણમાં પણ મહાભારત અને જૈન કથા વચ્ચે તફાવત છે તેમાં સૌથી મહત્ત્વની ઘટના દેવોના પ્રસગની છે નારદ મુનિનું દેવો પાસે જવું, દેવોએ સ્વયંવર માટે નીકળવું, નળને પોતાના તરફથી દૂતકાર્ય કરવાને કહેવુ અને તેમા નિષ્ફળ જતા સ્વયવરમાં નળનુ રૂપ ધારણ કરવું – એ ઘટનાઓ જૈન કથામાં દવદંતીના સ્વયવરમાં બનતી નથી પણ દેવોના આગમનની આ કલ્પના જૈન ગ્રથકારોએ બીજી રીતે લીધી છે. દવદંતી ધનદપ્રિયાના ભવ પછી જયારે કનકવતી તરીકે જન્મી છે ત્યારે એ ભવમા એના સ્વયંવરમાં ધનદ આવે છે અને વસુદેવને પોતાના તરફથી દૂતકાર્ય કરવાનુ કહે છે. પરતુ તેમા નિષ્ફળ જતા તે સ્વયવરમા વસુદેવનું રૂપ પોતાના જેવુ કરે છે. આમ, હંસના પ્રસગની જેમ દેવોનો પ્રસગ પણ જૈન કથામાં નળ અને દમયતી સબધે નહિ, પણ થોડા ફેરફાર સાથે વસુદેવ અને કનકવતીના સબંધમા જોવા મળે છે મહાભારતમા ચાર દેવો દમયતીના સ્વયંવરમા આવે છે. જૈન કથામા ફક્ત દેવ ધનદ કનકવતીના સ્વયંવરમા આવે છે મહાભારતમા દેવો નળને પોતાના તરફથી દૂતકાર્ય કરવાનુ કહે છે જૈન કથામા ધનદ પોતાના તરફથી દૂતકાર્ય કરવાનું વસુદેવને કહે છે. મહાભારતમા દેવો પોતાનુ રૂપ બદલી નળના જેવુ કરે છે જૈન કથામા કનકવતીના સ્વયવરમા ધનદ વસુદેવનું રૂપ બદલી પોતાના જેવું કરી નાખે છે.

મહાભારતમા દમયંતીના સ્વયંવરમા બીજા રાજાઓની જેમ નળ પણ ગયો એમ બતાવવામા આવ્યું છે. જૈન કથામા નળની સાથે એનો ભાઈ કૂબર પણ દવદંતીના સ્વયંવરમાં જાય છે. વસ્તુતઃ નિષધ રાજા પોતે પોતાના બંને પુત્રોને સ્વયંવર માટે લઈ જાય છે.

મહાભારતની કથામાં કલિનુ પાત્ર જોવા મળે છે. નળને દ્યૂત રમવા પ્રેરનાર અને એને માથે આપત્તિઓ આણનાર કલિ છે. જૈન કથામાં કલિનું પાત્ર જોવા મળતું નથી ત્યાં વનવાસ અને વિયોગની આપત્તિ આવી પડવાનુ કારણ પૂર્વ જન્મના, વીરમતી અને મમ્મણના ભવનાં કર્મ છે એમ બતાવવામાં આવ્યું છે.

જૈન કથામાં કલિનું પાત્ર નથી, પણ એનો અર્થ એ નથી કે દવદંતીનો સ્વયંવર નિર્વિઘ્ને પતી જાય છે. દવદંતી જ્યારે નળને વરે છે ત્યારે નિરાશ થયેલો કૃષ્ણરાજ નામનો રાજા તત્કાળ ખડ્ગ ખેંચીને નળને પડકાર કરે છે. નળ એ પડકાર ઝીલી લે છે. બંને વચ્ચે યુદ્ધ થાય છે. તેમાં કૃષ્ણરાજનો પરાજય થાય છે. કૃષ્ણરાજનો પ્રસંગ જૈન પરંપરાની નળકથાનો પોતાનો છે.

સ્વયંવર પછી નળ પોતાના નગરમાં પાછો ફરે છે ત્યારે માર્ગમા કોઈ પ્રસંગ બનતો મહાભારતમાં વર્ણવવામા આવ્યો નથી જૈન કથામા ભમરાવાળા મુનિનો પ્રસંગ વર્ણવવામા આવ્યો છે મહાભારતમાં દમયંતીના કપાળમાં રહેલા સૂર્ય જેવા ચળકતા તિલકનો ઉપયોગ એને ઓળખી કાઢવાની એક નિશાની તરીકે જ થયેલો છે જૈન કથામાં, આ પ્રસંગે, માર્ગમાં જ્યારે અંધકાર વ્યાપી ગયેલો હોય છે ત્યારે દવદંતી પોતાનુ તિલક ઘસે છે. અને એથી અંધકાર દૂર થાય છે. એટલે જૈન કથામાં દવદંતીના તિલકનો આવો ભૌતિક ઉપયોગ પણ બતાવવામા આવ્યો છે.

પોતાના નગરમાં પહોંચ્યા પછી નળ દ્યૂત રમે છે એ પ્રસંગના નિરૂપણ સુધીમા બીજી કોઈ ઘટના મહાભારતકારે બનતી બતાવી નથી. જૈન કથામાં નિષધ રાજા નિવૃત્ત થઈ વ્રત ધારણ કરે છે અને નળને રાજ્ય સોંપી કૂબરને યુવરાજપદે સ્થાપે છે એમ બતાવ્યું છે મહાભારતમાં તો વીરસેન રાજાનો પુત્ર નળ રાજ્ય કરતો હતો એ રીતે જ કથા શરૂ થાય છે. જૈન કથામાં નિષધ રાજાની નિવૃત્તિ પછી નળ પોતાના સામંતોને બોલાવી પોતાની આણ ક્યાં ક્યાં સુધી પ્રવર્તે છે તે વિશે પૂછે છે અને તક્ષશિલાનો કદંબ નામનો રાજા પોતાની આજ્ઞા માનતો નથી એમ સામંતો પાસેથી જાણીને, પહેલાં તેને સમજાવવા માટે દૂત મોકલે છે અને તેથી તે ન માનતાં તેની સાથે યુદ્ધ કરી એને પરાજય પમાડે છે. નળના પરાક્રમનો આવો કોઈ પ્રસંગ મહાભારતમાં નથી.

મહાભારતમાં દ્યૂતના પ્રસંગમાં કલિ અને દ્વાપર નળ અને પુષ્કરને દ્યૂત રમવા પ્રેરે છે. જૈન કથામાં કૂબર નળની પાસેથી રાજ્ય જીતી લેવાના આશયથી એને દ્યૂત રમવાનુ કહે છે. અને દ્યૂત રમવામા કુશળ એવો નળ ધીમે ધીમે પોતાનું બધું હારવા લાગે છે. આ પ્રસંગે, મહાભારતમા દમયંતી પોતાના બાળકોને પિયર મોકલાવી દે છે. જૈન કથામા બાળકોનો અહીં કશો ઉલ્લેખ આવતો નથી.

મહાભારતમા પુષ્કર દમયંતીને હોડમાં મૂકવા માટે નળને કહે છે. પરંતુ નળ તેને હોડમા મૂકતો નથી જૈન કથામા નળ દવદતીને પણ હોડમાં મૂકે છે અને તેને પણ હારી જાય છે. આથી કૂબર પોતે જીતેલી દવદંતીને નળની સાથે વનમાં જતી અટકાવે છે પણ પ્રધાનોના સમજાવ્યાથી અને દવદંતીના કહેવાથી એ તેને નળની સાથે જવા દે છે. મહાભારતમા, નળદમયતી જ્યારે નગર છોડી જાય છે ત્યારે પુષ્કર નગરમાં સાદ ફેરવાવે છે કે 'જે કોઈ નળનો સત્કાર કરશે તે દેહાંતની સજાને પાત્ર થશે.' આથી નળ નગર બહાર દમયતી સાથે ત્રણ દિવસ માત્ર જળનુ પાન કરીને ભૂખ્યો રહ્યો, પરંતુ કોઈએ તેનો સત્કાર કર્યો નહિ જૈન કથામા આવો કંઈ ઉલ્લેખ આવતો નથી. તેમાં તો પ્રધાનોના સમજાવ્યાથી કૂબર નળદવદંતીને વનમાં જવા માટે સારથિ સહિત એક રથ આપે છે. નળ નગરમાથી બહાર જતો હોય છે તે વખતે ત્યાં આવેલો પાંચસો હાથ ઊંચો સ્તભ ઉખેડીને ઉપાડી પાછો રોપે છે. આગળ જતાં, વનમા ભીલો સાથે યુદ્ધ થાય છે અને ભીલો નળનો રથ ઉપાડી જાય છે મહાભારતની કથામા આવું કશું આવતું નથી મહાભારતમા પંખીઓ નળનું વસ્ત્ર લઈ જાય છે એટલે નળ નગ્ન બની જાય છે, અને દમયંતીનો ત્યાગ કરતી વખતે તે એનુ અડધું વસ્ત્ર ફાડી લે છે જૈન કથામા પંખીઓનો પ્રસંગ નથી અને તેથી નળની નગ્નાવસ્થાની વાત નથી.

જૈન કથામા નળ દવદંતીનો ત્યાગ કરીને જાય છે. બરાબર એજ વખતે દવદતીને સ્વપ્ન આવે છે. મહાભારતમાં દમયંતીના સ્વપ્નની કોઈ વાત આવતી નથી. જૈન કથામા દવદંતીનો ત્યાગ કરતી વખતે નળ પોતાના રુધિરથી એના વસ્ત્ર પર શબ્દો લખી એને પોતાને પિયર જવાનુ કહે છે. મહાભારતમાં દમયતીના વસ્ત્ર પર શબ્દો લખવાનો કઈ ઉલ્લેખ નથી મહાભારતમા વર્ણવ્યા પ્રમાણે દમયંતીનો ત્યાગ કરવાના વિચાર વખતે અને ત્યાગ કરીને જતી વખતે નળ ઘણું રુદન કરે છે જૈન કથામા નળને એ વખતે શોકમગ્ન, ચિતાતુર અને પોતાની જાતને ધિક્કારતો બતાવ્યો છે પરતુ એને રુદન કરતો બતાવ્યો નથી.

વનવાસ દરમિયાન એકલી દમયંતીને માથે આવી પડેલી આપત્તિઓ અને એને થયેલા બીજા અનુભવોના પ્રસગો મહાભારતમા વર્ણવવામા આવ્યા છે તેના કરતા જૈન કથામા જુદા વર્ણવવામા આવ્યા છે મહાભારતમા અજગર, પારધી અને તાપસોના પ્રસંગો આવે છે, તે જૈન કથામાં નથી. તેમા રાક્ષસનો અને રાક્ષસીનો એમ બે પ્રસગો આવે છે. એ બને આપત્તિમાથી દવદંતી પોતાના શીલના પ્રભાવથી બચી જાય છે જૈન કથામા તાપસોના પ્રસગ આવે છે, પણ તે

જુદી રીતે તેમાં દવદંતી તાપસોને વૃષ્ટિમાંથી બચાવી લઈ પ્રતિબોધ પમાડે છે. પછી ત્યાં એક નગર વસાવવામાં આવે છે. એનું નામ તાપસપુર રાખવામાં આવે છે.

મહાભારતમાં અને જૈન કથામાં સાર્થવાહનો પ્રસંગ આવે છે. મહાભારતમાં શુચિ નામના સાર્થવાહનો પ્રસંગ છે, જેમાં ગાંડા હાથીઓની આપત્તિની ઘટના બને છે. દમયંતી સાર્થથી છૂટી પડી બ્રાહ્મણો સાથે પોતાની માસીને ત્યા આવી પહોંચે છે. જૈન કથામાં સાર્થના બે પ્રસંગ દવદંતીના વનવાસ દરમિયાન વર્ણવવામાં આવ્યા છે. પહેલો પ્રસંગ વસંત સાર્થવાહનો છે અને બીજો પ્રસંગ ધનદેવ સાર્થવાહનો છે. વસંત સાર્થવાહના સાર્થને ચોરો જ્યારે લૂંટવા માટે ઘેરી લે છે ત્યારે દવદંતીના શીલના પ્રભાવને કારણે એના હુંકારાથી ચોરો નાસી જાય છે અને એથી સાર્થના માણસો દવદંતીની દેવીની જેમ ભક્તિ કરે છે. એ પછી દવદંતી એકલી એક ગિરિગુફામાં સાત વર્ષ રહે છે. ત્યાર પછી નળની તપાસ માટે એ ભમતી હોય છે ત્યારે ધનદેવના સાર્થનો એને મેળાપ થાય છે એની સાથે એ પોતાની માસીને ત્યાં જાય છે. દવદંતીના વનવાસ દરમિયાન આ ઉપરાંત, જૈન કથામાં, યશોભદ્ર મુનિ અને સિંહકેસરી કેવળીનો પ્રસંગ, પથિકનો પ્રસંગ અને વનમાં તરસી થયેલી દવદંતી પોતાના પગની પાનીના પ્રહારથી નિર્જળી નદીમાં જળ વહેતું કરે છે એ પ્રસંગ – ઇત્યાદિ વર્ણવવામાં આવ્યા છે. એકંદરે મહાભારત કરતા જૈન કથામા દવદંતીના વનવાસ દરમિયાન વધુ પ્રસંગો મૂકવામાં આવ્યા છે. પરંતુ મહાભારતમાં દમયંતી નળની તપાસ માટે સિંહને, પર્વતને, અશોક વૃક્ષને, નળનું વર્ણન આપી, પૂછે છે તેવું જૈન કથામાં નિરૂપણ નથી.

વનવાસ પછી દમયંતી પોતાની માસીના ઘરે આવે છે મહાભારત પ્રમાણે દમયંતી નગરમાં પ્રવેશી સુબાહુ રાજાના આવાસ આગળથી પસાર થાય છે ત્યારે રાજમાતા એને જુએ છે અને દાસી મારફત એને પોતાને ત્યાં બોલાવે છે. જૈન કથામાં દવદંતી નગરમાં પ્રવેશતાં પહેલાં એક વાવમા પાણી પીવા માટે જાય છે તે વખતે ત્યાં જળ ભરતી રાણીની દાસીઓ એને જુએ છે તેઓ રાણીને વાત કરે છે અને રાણી દાસીઓ મારફત તેને પોતાને ત્યા બોલાવે છે.

દમયંતી માસીને ઘરે રહે છે એ દરમિયાન બીજી કોઈ ઘટના બનતી મહાભારતમાં બતાવી નથી જૈન કથામાં દવદંતી દાનશાળામાં જઈ દાન આપે છે એનો, અને પોતાની માસીની દીકરીના ઘરેણા ચોરનાર પિંગળ ચોરને દવદંતી સજામાંથી બચાવે છે એનો પ્રસંગ નિરૂપવામાં આવ્યો છે.

દમયંતીનો ત્યાગ કરીને નીકળેલો નળ અગ્નિમાં બળતા સાપને બચાવે છે એ પ્રસંગ મહાભારતમા અને જૈન કથામાં છે, પરંતુ તેનું નિરૂપણ ભિન્નભિન્ન રીતે

થયુ છે મહાભારતમાં સાપનું નામ કર્કોટક છે અને નારદમુનિના શાપને લીધે તે બળે છે. નળ તેને અગ્નિમાંથી બહાર કાઢે છે ત્યારે તે અંગૂઠા જેટલુ નાનુ સ્વરૂપ ધારણ કરે છે અને 'દશ' શબ્દની ગેરસમજથી એને કરડે છે. તેથી નળનુ રૂપ બદલાઈ જાય છે જૈન કથામાં નળને કરડનાર સાપ આગલા ભવમાં નળનો પિતા નિષધ હતો. દેવ બનેલ નિષધ અવધિજ્ઞાનથી નળની દશા જાણી, સાપનું એટલા સમય માટે રૂપ ધારણ કરી, જાણી જોઈને નળને કરડીને એનું રૂપ બદલી નાખે છે. જૈન કથામાં સાપ અંગૂઠા જેટલુ સ્વરૂપ ધારણ કરે છે અને નળ 'દશ' સુધી ગણતા તેને કરડે છે એવું આવતુ નથી તેમા નિષધ દેવ પછી પ્રકટ થઈ, દવદંતી વિશે માહિતી આપી, નળને ત્યાંથી ઉપાડી સુસમારપુર આગળ મૂકી તરત અંતર્ધાન થઈ જાય છે મહાભારતમાં કર્કોટક નળને 'બાહુક નામનો સારથિ છુ' એમ કહી ઋતુપર્ણ રાજાને ત્યાં જવાની અને એની પાસેથી અક્ષવિદ્યા મેળવવાની ભલામણ કરે છે. ત્યાર પછી નળ દસમે દિવસે ઋતુપર્ણ રાજાને ત્યા પહોચે છે. મહાભારતમા કર્કોટક નળને રૂપ બદલવા માટે બે વસ્ત્ર આપે છે. જૈન કથામા નિષધ દેવ વસ્ત્ર ઉપરાત આભરણ પણ આપે છે.

મહાભારતમાં નળ પોતે સામેથી સીધો ઋતુપર્ણ રાજા પાસે જઈ દસ હજારના પગારથી સારથિ તરીકે રહે છે જૈન કથામા નળ એક ગાંડા હાથીને વશ કરે છે અને દધિપર્ણ રાજા પાસેથી એ માટે એને ઇનામ મળે છે અને એ રીતે બંનેનો સંપર્ક થાય છે. નળ પોતે હુંડિક નામનો નળ રાજાનો રસોઈઓ છે એમ કહે છે અને 'સાંભળ્યા પ્રમાણે વનમાં ગયા પછી નળરાજાનુ અવસાન થયું છે', એમ જણાવે છે. એથી દધિપર્ણ રાજા સપરિવાર રુદન કરે છે અને પછી નળરાજાનું પ્રેતકાર્ય કરે છે. મહાભારતમાં નળના પ્રેતકાર્યની વાત આવતી નથી.

મહાભારતમાં સુદેવ દમયંતીને રાજાના મહેલમા ઓળખી કાઢે છે જૈન કથામાં હરિમિત્ર દવદંતીને દાનશાળામા, પોતે જમવા બેસે છે તે વખતે, ઓળખી કાઢે છે. મહાભારતમા સુદેવ, રાજાના મહેલમાં આવીને તરત, પોતે દમયંતીની તપાસ માટે નીકળ્યો છે એવી વાત કરતો નથી પરંતુ દમયંતીને ઓળખી કાઢ્યા પછી એની સાથે એકાંતમા વાત કરે છે ત્યારે દમયંતી રડે છે. એ સાંભળી સુનંદા પોતાની માતાને બધી વાત કરે છે. તે પછી સુદેવ બધી હકીકત જણાવે છે. જૈન કથામા હરિમિત્ર બ્રાહ્મણ પહેલા, દવદંતીની તપાસ માટે પોતે નીકળ્યો છે એવી રાજારાણીને વાત કરે છે. દવદંતીના સમાચાર જાણી રાણી રોવા લાગે છે.

ભારતમાં આવતુ વર્ણન જૈન કથામા નથી. નળે મૂળ સ્વરૂપ ધારણ કર્યા પછી અને ભીમરાજાને તેના સમાચાર અપાયા પછી, મહાભારત પ્રમાણે, બીજે દિવસે સવારે સ્નાનસંધ્યા કર્યા પછી ભીમરાજા નળને મળે છે, જૈન કથામાં ભીમરાજા નળને તરત જ મળે છે અને એને પોતાના સિંહાસન પર બેસાડે છે. મહાભારતમા નળ દમયંતીને ત્રણ વર્ષના વિયોગ પછી મળે છે. જૈન કથામાં તે બાર વર્ષના વિયોગ પછી મળે છે.

નળદવદંતીના મિલન પછી, જૈન કથામાં, ભીમરાજાને ત્યાં ધનદેવ સાર્થવાહ, ચંદ્રયશા, ઋતુપર્ણ, વસંતશેખર વગેરે આવે છે અને આ મિલનોત્સવમા લગભગ એક માસ રહે છે, તથા વિમળમતિ તાપસ હવે દેવ થઈ ત્યાં આવી સુવર્ણની વૃષ્ટિ કરે છે એનું વર્ણન કરવામાં આવ્યું છે.

ત્યાર પછી નળે પોતાનું રાજ્ય ભાઈ સાથે દ્યૂત રમી પાછુ મેળવ્યાનો પ્રસંગ આવે છે. મહાભારતમા, નળ પોતે હોડમા દમયંતીને પણ મૂકશે એમ પુષ્કરને લાલચ આપે છે અને પુષ્કર દમયંતી માટેની પોતાની અયોગ્ય ઇચ્છા વ્યક્ત કરે છે જૈન કથામાં આ દ્યૂતના પ્રસંગમા દવદંતીનો ઉલ્લેખ નથી. મહાભારતમાં, નળ દમયંતીને હોડમાં મૂકવાની વાત કરે છે તે સમયે દમયંતી હજુ ભીમરાજાના નગરમાં જ છે. નળ દ્યૂતમાં પોતાનું રાજ્ય જીતી લીધા પછી દમયંતીને તેડવા માટે મોટી સેના મોકલે છે જૈન કથામા દવદંતી નળ સાથે ગઈ એવો સ્પષ્ટ ઉલ્લેખ નથી અને નળે એને પાછળથી તેડવા માટે સેના મોકલી એવો પણ કંઈ ઉલ્લેખ નથી.

રાજ્યની પુનઃપ્રાપ્તિ સાથે મહાભારતની નલકથા પૂરી થાય છે. જૈન પરંપરાની નલકથામા એ પછી નિષધ દેવતાનો નળને ઉપદેશ, નળદવદંતીએ લીધેલી દીક્ષા, નળની કામાસક્તિ, અનશન કરીને દેહનો અંત આણી નળદવદંતીનું દેવલોકમાં ઉત્પન્ન થવુ, ત્યાંથી દવદંતીનું કનકવતી તરીકે અવતરવું, વસુદેવને પરણવું અને કેવળજ્ઞાન પામી મોક્ષે જવુ ઇત્યાદિ ઘટનાઓ વર્ણવવામા આવી છે.

આમ, મહાભારતની નલકથા સાથે જૈન પરંપરાની નલકથાને આપણે સરખાવી જોઈ. અહીં ફક્ત જૈન પરંપરાની નલકથાના પ્રસંગો સાથે જ સરખામણી કરવામાં આવી છે. વ્યક્તિગત જૈન કવિઓએ પોતાની કૃતિમાં કરેલા મૌલિક ફેરફારો કે ઉમેરેલા નવા પ્રસંગોને અહીં આ સરખામણીમાં લક્ષમાં લેવામાં આવ્યા નથી. આપણે જોયું છે તે પ્રમાણે જૈન પરંપરાની નલકથા કરતાં મહાભારતની નલકથા વધારે પ્રાચીન સમયની છે. તેમ છતાં કથાની મૂળ, મુખ્ય અનિવાર્ય ઘટનાઓ સિવાય ઘણી જ મહત્ત્વની ઘટનાઓમા અને નાની નાની વિગતોમાં જૈન કથાકારોએ ઘણા ફેરફારો કરી નાખ્યા છે અને એનું સ્વરૂપ સાવ બદલી નાખ્યું છે.

એકંદરે મહાભારતની કથા કરતાં જૈન કથામા પ્રસંગો વધારે મૂકવામાં આવ્યા છે, અને એમાંના કેટલાક તો ધર્મનો મહિમા બતાવવાના અને કર્મવાદનું સદૃષ્ટાન્ત રહસ્ય સમજાવવાના આશયથી મૂકવામાં આવ્યા છે. આથી એમાં ધર્મનું સાંપ્રદાયિક વાતાવરણ તરત આપણું લક્ષ ખેંચે એવું ખડું થયું છે. જૈન કથાએ મહાભારતના ઇન્દ્ર, અગ્નિ, વરુણ અને યમ એ ચાર દેવોની વાત લીધી નથી, પણ એથી જૈન નલકથા દેવશૂન્ય બની નથી, કારણ કે તેમાં નિષધદેવ, પિંગળદેવ, વિમળમતિ દેવ, ધનદદેવ વગેરે દેવોની વાતો આવે જ છે.

મહાભારતની નળદમયંતીની કથામા ભિન્નભિન્ન સમયે ભિન્નભિન્ન કવિઓએ જેમ ફેરફારો કર્યા છે અને નવા પ્રસંગો ઉમેર્યા છે, તેમ જૈન પરંપરાની મૂળ કથામા પણ સમયે સમયે જૈન કવિઓએ ફેરફાર કર્યા છે અને નવા પ્રસંગો ઉમેર્યા છે આમ, મૂળ મહાભારતની નળદમયંતીની કથાના આ બે સ્પષ્ટ પ્રવાહો પડી ગયા અને તેમાં પણ ખુદ મહાભારતકારે નહિ કલ્પ્યા હોય એટલા ફેરફારો થયા છે અને નવા પ્રસંગો ઉમેરાયા છે. અલબત્ત, આવા ફેરફારો પાછળ કર્તાનું લક્ષ્ય હમેશાં કવિત્વનું કે કલાનું જ રહ્યું છે એવુ નથી. ક્યાંક દ્યૂતની અનિષ્ટતા બતાવવાનુ, કયાંક શીલનું માહાત્મ્ય દર્શાવવાનું, ક્યાંક પ્રગટ ધર્મોપદેશ આપવાનું, તો ક્યાંક વધુમાં વધુ પ્રસંગો સમાવિષ્ટ કરી લેવાનું લક્ષ્ય પણ રહ્યુ છે કેટલીક વાર નવી કલ્પના અને નવા રસ વડે કાવ્યને પુષ્ટિ મળી છે, તો કેટલીકવાર કાવ્યને એવા ફેરફાર કે ઉમેરાથી હાનિ પણ પહોંચી છે

ત્યાર પછી હરિમિત્ર દાનશાળામાં દવદંતીને જુએ છે અને તરત દોડતો આવી રાણીને એ સમાચાર આપે છે. આ પ્રસંગે મહાભારતમા અને જૈન કથામાં માસી દમયંતીના કપાળમાં રહેલું તિલક ઘસીને પ્રકાશિત કરી જુએ છે. મહાભારતમાં વર્ણવ્યા પ્રમાણે એ તિલક ચંદ્રની જેમ પ્રકાશે છે; જૈન કથા પ્રમાણે એ સૂર્યની જેમ પ્રકાશે છે. જૈન કથામા આ પ્રસંગ વધારે વિગતે બતાવ્યો છે. તે વખતે સૂર્યાસ્ત થયો હોય છે. માસી દવદંતીને લઈ રાજા પાસે રાજસભામાં આવે છે તે સમયે અંધકાર થઈ ગયો હોવા છતાં દવદંતીના તિલકથી રાજસભા પ્રકાશિત થઈ છે એની ખાતરી કરવા માટે રાજા પોતાની હથેળી વડે થોડીવાર દવદંતીનું એ તિલક ઢાંકી દે છે અને ત્યારે રાજસભામા અંધકાર વ્યાપી જાય છે. જૈન કથામાં આ પ્રસંગે બીજો એક પ્રસંગ પણ બનતો બતાવ્યો છે, જેમાં દવદંતીએ બચાવેલ પિંગળ ચોર ઉગ્ર તપશ્ચર્યા કરી દેવ બની, ત્યાં આવીને દવદંતીએ કરેલા ઉપકાર બદલ પ્રણામ કરે છે અને ત્યાં આગળ સાત કરોડ સુવર્ણની વૃષ્ટિ કરી અંતર્ધાન થઈ જાય છે.

મહાભારતમાં, દમયંતી પોતાની માતા મારફત ભીમરાજાને નળની તપાસ માટે કહેવડાવે છે. ત્યાર પછી ભીમરાજા નળની તપાસ કરાવે છે એ તપાસ પછી, ભીમરાજાની જાણ વગર, દમયંતી એની માતાને પૂછીને બનાવટી સ્વયંવરની વાત ઊભી કરી ઋતુપર્ણ રાજા પાસે સુદેવને મોકલે છે. જૈન કથામાં દવદંતીના આગમન પછી ભીમરાજા પોતે નળની તપાસ માટે શીઘ્ર પ્રયત્નો કરશે એમ દવદંતીને કહે છે. ત્યાર પછી દધિપર્ણના કોઈ એક દૂત મારફત સૂર્યપાક રસવતી કરનાર એના રાજાના રસોઈઆ વિશે જાણતાં તેની તપાસ કરાવી, પછી ભીમરાજા પોતે દમયંતીનો ખોટો સ્વયંવર માંડવાનું સૂચન કરે છે આમ, મહાભારતમાં બીજા સ્વયંવરની વાત ભીમરાજા જાણતા નથી. જૈન કથામા એમના કહેવાથી જ એ વાત ગોઠવવામાં આવી છે.

મહાભારતમા અને જૈન પરંપરાની નલકથામા બીજા સ્વયંવરના પ્રસંગના નિરૂપણમાં કેટલોક ફેર છે. કદરૂપો નળ મહાભારતમાં અયોધ્યાના ઋતુપર્ણ રાજાને ત્યાં રહે છે, જૈન કથામા તે સુસમારપુરના દધિપર્ણ રાજાને ત્યા રહે છે. મહાભારતમાં રાજાના રથને ચાર અશ્વો જોડવામાં આવે છે. જૈન કથા પ્રમાણે બે અશ્વો જોડવામાં આવે છે. મહાભારતમા રથમાં રાજા, વાર્ષ્ણેય સારથિ અને બાહુક એમ ત્રણ જણ હોય છે. જૈન કથા પ્રમાણે રાજા, હુંડિક, તાંબૂલવાહક, છત્રધર અને બે ચામરધારીઓ એમ છ જણ રથમાં હોય છે મહાભારતમાં રાજાનું વસ્ત્ર પડી ગયા પછી

તે બાહુકને રથ થોભાવવાનું કહે છે એટલીવારમાં રથ એક યોજન આગળ નીકળી ગયો હોય છે. જૈન કથામાં એટલીવારમાં રથ પચ્ચીસ યોજન દૂર નીકળી ગયો હોય છે. મહાભારતમા ઋતુપર્ણ રાજા પોતાની અક્ષવિદ્યાની પ્રતીતિ કરાવવા માટે બહેડાના વૃક્ષના પાંદડા તથા ફળની સખ્યા જુદી જુદી (અને તે પણ વૃક્ષ પરની અને નીચે પડેલાની જુદી જુદી) કહે છે. જૈન કથામાં પાંદડાંની વાત આવતી નથી માત્ર વૃક્ષ પરનાં તમામ ફળની જ વાત છે અને તેની સખ્યા અઢાર હજારની આપવામાં આવી છે મહાભારતમા રાજા પોતાની વિદ્યા તે જ વખતે નળને આપે છે અને નળ પાસેથી લેવાની વિદ્યા લેણી રાખી વિદર્ભ પહોંચ્યા પછી તે લેવાનું કહે છે. જૈન કથામા રાજા અને નળ પોતપોતાની વિદ્યા ત્યા જ એકબીજાને આપે છે મહાભારતમા તેમનો રથ ભીમરાજાના નગરમાં સાંજે પહોચે છે, સ્વયંવરના આપેલા સમય કરતા લગભગ બાર કલાક વહેલો જૈન કથામા તે સવારના, સ્વયં-વરના આપેલા સમયે પહોચે છે. મહાભારતમા આ પ્રસગે વાર્ષ્ણેય સારથિને બાહુક એ જ નળ હોવાની શંકા, અક્ષવિદ્યા મળ્યા પછી નળના દેહમાથી કલિનું નીકળી જવુ, રથ જ્યારે વિદર્ભ પહોંચે છે ત્યારે નળના રથનો અવાજ સાભળી દમયંતીએ પોતાના સંતાનો સાથે ભીમરાજાને ત્યા મોકલાવેલ અશ્વોનુ હણહણાટ કરવું અને એ પરથી રથ હાકનાર બાહુક એ નળ હોવો જોઈએ એવું દમયતીએ અનુમાન કરવુ, ઇત્યાદિનુ નિરૂપણ થયુ છે, જે જૈન કથામા નથી તો આ સમયે દવદંતીને જે સૂચક સ્વપ્ન આવતુ જૈન કથામાં બતાવ્યું છે તે મહાભારતમાં નથી.

મહાભારતમા ભીમરાજા ઋતુપર્ણ રાજાની સરભરા કરાવે છે તે દરમિયાન દમયતી કેશિની મારફત બાહુક વિશે પૂછપરછ કરે છે, અને એની કેટલીક કસોટી કરાવી જુએ છે. ભીમરાજાને આ કસોટીઓની કઈ ખબર નથી જૈન કથામાં દધિપર્ણ રાજા અને હુંડિક આવે છે એટલે તરત ભીમરાજા હુંડિક પાસે સૂર્યપાક રસવતી કરાવે છે; અને બધાં તે જમે છે ત્યાર પછી દવદતીની ઇચ્છાથી ભીમરાજા હુંડિક પાસે અંગુલિસ્પર્શની કસોટી કરાવી જુએ છે મહાભારતમા નળને દેવોએ આપેલા વરદાનની કસોટી અને નળનાં બંને સતાનો એની પાસે લઈ જઈ એની લાગણીની કસોટી કરવાની વાત આવે છે, જે જૈન કથામા નથી કદરૂપા નળની કસોટીઓ પછી નળ પોતે નળ છે એમ કબૂલ કરી મૂળ સ્વરૂપે પ્રગટ થાય છે તે પહેલા એની અને દમયતી વચ્ચે એકાતમા જે વાતચીત થાય છે તેનુ નિરૂપણ જૈન કથાકાર કરતા મહાભારતકારે વધારે વિગતે કર્યું છે. વળી એ પ્રસંગે નળ દમયતીના બીજા સ્વયવર વિશે શકા વ્યક્ત કરે છે ત્યારે દમયતીના ચારિત્ર અને સત્યપણા વિશે વાયુ આકાશમાથી વાણી ઉચ્ચારી, પુષ્પવૃષ્ટિ કરે છે તેનુ મહા-

ભારતમાં આવતું વર્ણન જૈન કથામાં નથી. નળે મૂળ સ્વરૂપ ધારણ કર્યાં પછી અને ભીમરાજાને તેના સમાચાર અપાયા પછી, મહાભારત પ્રમાણે, બીજે દિવસે સવારે સ્નાનસંધ્યા કર્યા પછી ભીમરાજા નળને મળે છે, જૈન કથામાં ભીમરાજા નળને તરત જ મળે છે અને એને પોતાના સિંહાસન પર બેસાડે છે. મહાભારતમાં નળ દમયંતીને ત્રણ વર્ષના વિયોગ પછી મળે છે. જૈન કથામાં તે બાર વર્ષના વિયોગ પછી મળે છે.

નળદવદંતીના મિલન પછી, જૈન કથામાં, ભીમરાજાને ત્યાં ધનદેવ સાર્થવાહ, ચંદ્રયશા, ઋતુપર્ણ, વસંતશેખર વગેરે આવે છે અને આ મિલનોત્સવમાં લગભગ એક માસ રહે છે, તથા વિમળમતિ તાપસ હવે દેવ થઈ ત્યાં આવી સુવર્ણની વૃષ્ટિ કરે છે એનુ વર્ણન કરવામાં આવ્યું છે.

ત્યાર પછી નળે પોતાનું રાજ્ય ભાઈ સાથે દ્યૂત રમી પાછુ મેળવ્યાનો પ્રસંગ આવે છે. મહાભારતમા, નળ પોતે હોડમાં દમયંતીને પણ મૂકશે એમ પુષ્કરને લાલચ આપે છે અને પુષ્કર દમયંતી માટેની પોતાની અયોગ્ય ઇચ્છા વ્યક્ત કરે છે જૈન કથામાં આ દ્યૂતના પ્રસંગમાં દવદંતીનો ઉલ્લેખ નથી મહાભારતમાં, નળ દમયંતીને હોડમાં મૂકવાની વાત કરે છે તે સમયે દમયંતી હજુ ભીમરાજાના નગરમા જ છે. નળ દ્યૂતમાં પોતાનુ રાજ્ય જીતી લીધા પછી દમયંતીને તેડવા માટે મોટી સેના મોકલે છે જૈન કથામાં દવદંતી નળ સાથે ગઈ એવો સ્પષ્ટ ઉલ્લેખ નથી અને નળે એને પાછળથી તેડવા માટે સેના મોકલી એવો પણ કંઈ ઉલ્લેખ નથી

રાજ્યની પુનઃપ્રાપ્તિ સાથે મહાભારતની નલકથા પૂરી થાય છે. જૈન પરંપરાની નલકથામાં એ પછી નિષધ દેવનાનો નળને ઉપદેશ, નળદવદંતીએ લીધેલી દીક્ષા, નળની કામાસક્તિ, અનશન કરીને દેહનો અંત આણી નળદવદંતીનું દેવલોકમા ઉત્પન્ન થવુ, ત્યાંથી દવદંતીનું કનકવતી તરીકે અવતરવું, વસુદેવને પરણવું અને કેવળજ્ઞાન પામી મોક્ષે જવુ ઇત્યાદિ ઘટનાઓ વર્ણવવામા આવી છે.

આમ, મહાભારતની નલકથા સાથે જૈન પરંપરાની નલકથાને આપણે સરખાવી જોઈ. અહીં ફક્ત જૈન પરંપરાની નલકથાના પ્રસંગો સાથે જ સરખામણી કરવામાં આવી છે વ્યક્તિગત જૈન કવિઓએ પોતાની કૃતિમા કરેલા મૌલિક ફેરફારો કે ઉમેરેલા નવા પ્રસંગોને અહીં આ સરખામણીમાં લક્ષમાં લેવામાં આવ્યા નથી. આપણે જોયું છે તે પ્રમાણે જૈન પરંપરાની નલકથા કરતાં મહાભારતની નલકથા વધારે પ્રાચીન સમયની છે. તેમ છતાં કથાની મૂળ, મુખ્ય અનિવાર્ય ઘટનાઓ સિવાય ઘણી જ મહત્ત્વની ઘટનાઓમા અને નાની નાની વિગતોમાં જૈન કથાકારોએ ઘણા ફેરફારો કરી નાખ્યા છે અને એનું સ્વરૂપ સાવ બદલી નાખ્યું છે.

એકંદરે મહાભારતની કથા કરતા જૈન કથામા પ્રસંગો વધારે મૂકવામા આવ્યા છે, અને એમાંના કેટલાક તો ધર્મનો મહિમા બતાવવાના અને કર્મવાદનું સદૃષ્ટાન્ત રહસ્ય સમજાવવાના આશયથી મૂકવામાં આવ્યા છે. આથી એમાં ધર્મનું સાંપ્રદાયિક વાતાવરણ તરત આપણું લક્ષ ખેંચે એવું ખડુ થયું છે. જૈન કથાએ મહાભારતના ઇન્દ્ર, અગ્નિ, વરુણ અને યમ એ ચાર દેવોની વાત લીધી નથી, પણ એથી જૈન નલકથા દેવશૂન્ય બની નથી, કારણ કે તેમાં નિષધદેવ, પિંગળદેવ, વિમળમતિ દેવ, ધનદદેવ વગેરે દેવોની વાતો આવે જ છે.

મહાભારતની નળદમયંતીની કથામા ભિન્નભિન્ન સમયે ભિન્નભિન્ન કવિઓએ જેમ ફેરફારો કર્યા છે અને નવા પ્રસંગો ઉમેર્યા છે, તેમ જૈન પરંપરાની મૂળ કથામાં પણ સમયે સમયે જૈન કવિઓએ ફેરફાર કર્યા છે અને નવા પ્રસંગો ઉમેર્યા છે આમ, મૂળ મહાભારતની નળદમયંતીની કથાના આ બે સ્પષ્ટ પ્રવાહો પડી ગયા અને તેમાં પણ ખુદ મહાભારતકારે નહિ કલ્પ્યા હોય એટલા ફેરફારો થયા છે અને નવા પ્રસંગો ઉમેરાયા છે. અલબત્ત, આવા ફેરફારો પાછળ કર્તાનું લક્ષ્ય હમેશાં કવિત્વનું કે કલાનું જ રહ્યું છે એવું નથી. ક્યાંક દ્યૂતની અનિષ્ટતા બતાવવાનું, ક્યાંક શીલનું માહાત્મ્ય દર્શાવવાનું, ક્યાંક પ્રગટ ધર્મોપદેશ આપવાનું, તો ક્યાંક વધુમા વધુ પ્રસંગો સમાવિષ્ટ કરી લેવાનું લક્ષ્ય પણ રહ્યું છે કેટલીક વાર નવી કલ્પના અને નવા રસ વડે કાવ્યને પુષ્ટિ મળી છે, તો કેટલીકવાર કાવ્યને એવા ફેરફાર કે ઉમેરાથી હાનિ પણ પહોચી છે

# ૯. રામચન્દ્રસૂરિકૃત નલવિલાસ નાટક

કવિ રામચન્દ્રસૂરિકૃત 'નલવિલાસ નાટક' નલકથાના વિકાસમાં સાવ અનોખી ભાત પાડે છે.*

વિક્રમના બારમા સૈકાના અંતભાગમાં અથવા તેરમા સૈકાની શરૂઆતમાં કવિએ આ નાટકની રચના કરી છે. તેઓ જૈન સાધુ હતા અને હેમચન્દ્રાચાર્યના શિષ્ય હતા, છતાં એમણે 'નલવિલાસ'માં કેવળ જૈન પરંપરાની નલકથાનું નિરૂપણ કર્યું નથી. એમણે નાટકની મુખ્ય મુખ્ય ઘટનાઓ માટે મહાભારતની અને જૈન પરંપરાની નલકથાનો -બંનેનો આધાર લીધો છે. તેમાં પણ એમણે નાટકની દૃષ્ટિએ ઘણા ઘણા ફેરફાર કરી નાખ્યા છે. એના દરેક અંકમાં એમણે નવા નવા કાલ્પનિક પ્રસંગો ઉમેર્યા છે. સામાન્ય રીતે, જૈન કવિઓ પોતાની પરંપરાની નલકથાથી વેગળા જતા નથી. પરંતુ રામચન્દ્રસૂરિએ તેમ કર્યું છે અને તેમાં પોતાની સ્વતંત્ર સર્જનશક્તિ બતાવી છે.

'નલવિલાસ' વાચતા પ્રથમ ધ્યાન ખેંચે એવી વસ્તુ એ છે કે તેમાં નળદમયંતીના આગળ પાછળના ભવની કથા આવતી નથી, એટલું જ નહિ, એનું સૂચન પણ કવિએ ક્યાંય મૂક્યું નથી. એનું નિરૂપણ સહેલાઈથી નાટકમાં કરી શકાય એમ નથી. તેમ છતાં કવિએ જૈન પરંપરાને જ બરાબર અનુસરવાનું ધાર્યું હોત તો તેનું સૂચન તેઓ જરૂર ક્યાંક મૂકી શક્યા હોત. વસ્તુતઃ આ નાટકનું સર્જન કરતી વખતે કવિએ ધર્મપ્રચારની દૃષ્ટિ રાખી નથી. કવિએ આખા નાટકમાં ક્યાંય પ્રચારાર્થે ધર્મોપદેશ આપ્યો નથી. એમણે તો કલાસર્જનની દૃષ્ટિથી જ પરંપરાપ્રાપ્ત કથાવસ્તુમાંથી કેટલુંક ઉપયોગી લીધું છે અને બાકીનું છોડી દીધું છે.

નાટકમાં કવિએ નલકથાનાં મુખ્ય મુખ્ય પાત્રો લીધાં છે અને બાકીનાં પોતાની કલ્પનાથી નવાં સર્જેલાં છે. જૈન નલકથાનાં પાત્રોમાંથી નળ, દમયંતી, ભીમરથ, પુષ્પવતી, દધિપર્ણ, ઋતુપર્ણ, ધનદેવ, કૂબર વગેરે પાત્રો લીધાં છે. એમાં પણ

* [illegible] 'નલવિલાસ' નાટકનું [illegible] શ્રી [illegible] ડૉ. [illegible] પંડિત [illegible] ગાયકવાડ [illegible] સને ૧૯૨૬માં પ્રગટ [illegible] ૧૯૯૨ની [illegible]

દમયંતીનું નામ 'દમયંતી' જ રાખવામા આવ્યુ છે; 'દવદંતી' નહિ. અને કદરૂપા નળનું નામ 'બાહુક' જ રાખ્યુ છે, 'હુડિક' નહિ. નળના બન્ને સંતાનો ઇન્દ્રસેન અને ઇન્દ્રસેનાનો આ નાટકમા ક્યાંય ઉલ્લેખ નથી. ત્રિવિક્રમ ભટ્ટ પછી વધુમાં વધુ કાલ્પનિક પાત્રો રામચન્દ્રસૂરિએ 'નલવિલાસ'મા આપ્યાં છે. કિંપુરુષ (નળનો અમાત્ય), ખરપુરુષ (વિદૂષક), લંબોદર (કાપાલિક), ઘોરઘોણ (કાપાલિક), લંબસ્તની (ઘોરઘોણની પત્ની), ચિત્રસેન (ચેદિ દેશનો રાજા) ઇત્યાદિ કેટલાંક મહત્ત્વના પાત્રો ઉપરાત, રાજપુરુષો, ગુપ્તચરો, રક્ષકો, સખીઓ, ચેટીઓ વગેરે ઘણા નવા પાત્રો આ નાટકમા આવે છે.

'નલવિલાસ' સપ્તાંકી નાટક વાચતા એના પ્રથમ અંકથી એવી પ્રતીતિ થાય છે કે કવિએ નવેસરથી આખી નલકથાનું પોતાની મૌલિક દૃષ્ટિએ નિરૂપણ કર્યું છે. નાટકમા નાન્દી પછી આમુખમાં સૂત્રધાર અને નટ વચ્ચેની વાતચીતમાં કવિપરિચય અને કથાપરિચય આપવામાં આવ્યો છે. આમુખમા અંતે નલરાજા કલહંસને કહે છે, "ઉદ્યાનમાં કોઈ છાયાવાળી જગ્યા શોધી રાખવાનુ ખરમુખને કહે" ત્યારપછી રાજા, કલહંસ અને વિદૂષક ઉદ્યાનમા આવીને બેસે છે એ વખતે એક પ્રતિહારી આવીને રાજાને જણાવે છે કે બહાર કોઈ બ્રાહ્મણ આવીને ઊભો છે. એ નૈમિત્તિક હોવો જોઈએ એમ રાજાને લાગે છે નળે પોતાને આવેલા એક સ્વપ્નનુ ફળ જાણવા માટે નૈમિત્તિકને બોલાવ્યો હતો નૈમિત્તિક આવતાં રાજા એને કહે છે, "રાત્રિના ચોથા પહોરે મે એક સ્વપ્ન જોયું. એમા ક્યાંકથી મારા હાથમાં એક મુક્તાવલી આવી, પણ તે પાછી પડી ગઈ અને ફરીથી પાછી તે મારા કંઠમા પહેરાઈ ગઈ. તેથી હું તેજસ્વી બની ગયો" નૈમિત્તિકે કહ્યુ, "સ્ત્રીરત્નના લાભથી અને મોટા પ્રતાપથી એ ફળશે જો કે માળા એકવાર હાથમાથી પડી ગઈ તેથી કંઈક વિઘ્ન છે, પણ અંતે એ શુભપ્રદ છે."

નૈમિત્તિકના ગયા પછી તરત એક સાધુ કાપાલિક આવે છે એને જોતાં પ્રથમ વિદૂષક બી જાય છે, પણ પછી હિંમત ધારણ કરે છે. નળ કાપાલિક સાથે વાતચીત કરે છે, પરંતુ કાપાલિક જે રીતે ઉડાઉ જવાબ આપે છે તે જોતા નળને વહેમ આવે છે કે એ સાધુ નહિ પણ જરૂર કોઈ ગુપ્તચર હોવો જોઈએ. એવામાં વિદૂષક અને કાપાલિક વચ્ચે ટપાટપી થાય છે. બંને એકબીજાને મારવા જાય છે ત્યા કાપાલિકની કૂખમાથી એક પોટકી પડી જાય છે તેમાથી મહારાજ ચિત્રસેન ઉપરનો લેખ નીકળે છે. સાથે એક સુંદર સ્ત્રીની છબી પણ નીકળે છે. કાપાલિકને એ છબી વિશે પૂછવામા આવે છે ત્યારે તે એક દેવીની હોવાનું જણાવે છે પરંતુ એટલી વારમા નળની એક પરિચારિકા મકરિકા ત્યા આવી પહોચે છે એનું પિયર

વિદર્ભ દેશમાં હોવાથી તે તરત પેલી છબી ઓળખી શકે છે અને તે ભીમરથની પુત્રી દમયંતીની હોવાનું જણાવે છે.

કાપાલિક વિદર્ભથી આવતો હતો એ આના પરથી નક્કી થાય છે. વળી એ ગુપ્તચર હોવાનું પણ પુરવાર થાય છે. એથી એને કેદમાં નાખવામાં આવે છે. કાપાલિક ચેદિ દેશના રાજા કલચુરિપતિ ચિત્રસેનનો ગુપ્તચર હતો. દમયંતીનો વિવાહ પોતાના રાજા સાથે થાય એ માટે તે ખટપટ કરતો હતો એવી માહિતી બહાર આવે છે.

દમયંતીની છબી જોતાં જ નળ એના પ્રત્યે મુગ્ધ બને છે. દમયંતીનો વિવાહ પોતાની સાથે થાય એ માટે તે કલહંસ અને મકરિકાને દૂત તરીકે વિદર્ભ મોકલવાનું નક્કી કરે છે

આમ, પહેલા અંકમા કવિએ જે ઘટના બનતી બતાવી છે તે તદ્દન નવી છે સ્વપ્નનો અર્થ, કાપાલિકની ખટપટ તથા નળનો દમયંતી પ્રત્યેનો પ્રેમ – એની ભૂમિકા આ અંકમા રજૂ કરવામા આવી છે. સાથે સાથે સ્વપ્નાર્થ દ્વારા કવિએ નળદમયંતીના ભાવિ જીવનમાં આવી પડનાર આપત્તિનું સૂચન પણ મૂક્યું છે.

મહાભારતની નળકથામા નળદમયંતીનો પ્રેમ હંસના દૂતકાર્યથી જન્મતો બતાવાયો છે. પરંતુ એવી ઘટના નાટકમાં બનતી બતાવવી અશક્ય નહિ, તો અઘરી તો ખરી જ એથી કવિએ દમયંતીની છબી જોતાં નળના ચિત્તમાં એના પ્રત્યે અનુરાગ જન્મે અને કલહંસ અને મકરિકા એનું દૂતકાર્ય કરે એ પ્રમાણે મૂળ કથામાં ફેરફાર કર્યો છે

બીજા અંકની શરૂઆતમાં, કલહંસ અને મકરિકા વિદર્ભથી પાછાં ફરી રાજાને નિવેદન કરે છે મકરિકાએ દમયંતીને રાજાની છબી બતાવીને કેવી રીતે મોહિત કરી તે કહેવામાં આવે છે. પરંતુ દમયંતી મેળવવામાં એક વિઘ્ન રહેલું છે એમ કલહંસ કહે છે ઘોરઘોણ નામના એક કાપાલિક પર ભીમરથ રાજાને ઘણો વિશ્વાસ છે. આ કાપાલિકે એવી આગાહી કરી છે કે દમયંતી ચિત્રસેન રાજાની રાણી બનશે.

कलहंस – घोरघोणेन च भीमरथाय सन्दिष्टम्, यथेयं दमयन्ती कलचुरिपतेर्भार्या भविष्यति ।

આથી રાજા દમયંતીને ચિત્રસેન સાથે પરણાવવા ઇચ્છે છે. પરંતુ દમયંતીએ એવી યુક્તિ બનાવી છે કે જો ઘોરઘોણની પત્ની લંબસ્તની એવી આગાહી કરે

કે 'દમયંતી નળરાજાની રાણી થશે.' તો ઘોરઘોણ અને લંબસ્તનીના વચનોમાં ભેદ પડવાને લીધે રાજા દમયંતી માટે સ્વયંવર યોજશે. માટે નળરાજાએ લંબ-સ્તનીને કંઈક લાલચ આપી અનુકૂળ કરી લેવી આ યુક્તિ સાંભળતા જ રાજા કલહંસને પૂછે છે કે તે પોતાની સાથે લંબસ્તનીને લાવ્યો છે કે નહિ.

राजा – (सत्वरम्) किं पुनर्लम्बस्तनी सहैव नानीता?

कलहंस – आनीताऽस्ति ।

राजा – क्वासौ ।

कलहंस – अस्ति मत्तमयूरोद्याने ।

राजा – अये शेखर । लम्बस्तनीं शीघ्रमाकारय ।

એ વખતે લંબસ્તની પ્રવેશે છે નળ એને ભીમરથ આગળ એ પ્રમાણે આગાહી કરવા સમજાવે છે લંબસ્તની તે માટે માની જાય છે એટલે નળ એને કેટલાક આભરણો બક્ષિસ તરીકે આપવા માટે ભાણ્ડાગારને કહે છે આમ, દમ-યંતીને મેળવવા માટેની નળની ચિંતા થોડી ઓછી થઈ. એટલામા એને કંઈક યાદ આવતા તે કિંપુરુષને પૂછે છે, 'હમણા લંબોદર કાપાલિક શું કરે છે ? કિં-પુરુષ જણાવે છે, "યુવરાજ કૂબર (નળનો નાનો ભાઈ) હમણા લંબોદરની સોબતે ચડ્યો છે." આથી નળને ચિંતા થાય છે કે "મારા કુળમાં કંઈ અનિષ્ટ તો નહિ બને ને? કારણ કે કાપાલિક અને ઘોરઘોણની જેમ લંબોદર પણ ચિત્ર-સેનનો જ માણસ છે."

આવી ચિંતા વ્યક્ત કરતા રાજા નળ ત્યાર પછી મધ્યાહ્નના સ્નાન માટે ઊઠે છે

આમ આ બીજા અંકની ઘટનાઓ પણ કવિની પોતાની મૌલિક કલ્પનાની છે. તેમાં એમણે કૂબરની પ્રવૃત્તિથી ભવિષ્યમા આવી પડનાર અન્ય આપત્તિનું સૂચન મૂક્યું છે

ત્રીજા અંકમાં બે અનુચરોની વાત પરથી આપણને સમજાય છે કે આવતી કાલે દમયંતીનો સ્વયંવર થવાનો છે મકરિકાએ દમયંતીને આપેલી એની છબી દમયંતીએ એના પિતાને બતાવી અને ઘોરઘોણના હાથમાં તે કેવી રીતે ગઈ તેની તપાસ કરવા કહ્યું આથી ઘોરઘોણની યુક્તિ પકડાઈ ગઈ ઘોરઘોણ એ ગુપ્તચર છે એની રાજાને ખાતરી થઈ ગઈ રાજાએ ઘોરઘોણના નાક, કાન અને હોઠ કાપી, લંબસ્તની સાથે એને ગધેડા પર બેસાડી રાજ્યમાથી કાઢી મૂક્યો

સસરાને ત્યાં જવુ એ તો શરમાવા જેવું છે' નળના હૃદયમાં તાપસની શિખામણ વસી જાય છે

ત્યાર પછી નળ પાણી લઈ દમયંતી પાસે આવે છે એ વખતે દમયંતી ઊંઘતી હોવાથી એનો ત્યાગ કરી ચાલ્યા જવાની નળને ઇચ્છા થાય છે પણ દમયંતી તરસી સૂતેલી છે માટે એને પાણી આપવા એ જગાડે છે ત્યાર પછી વિદર્ભ જવાનો રસ્તો એ દમયંતીને બતાવે છે આથી દમયતીના મનમાં શકા થાય છે કે નળ આમ બોલે છે તો રખેને પોતાનો ત્યાગ તો નહિ કરે ને? પણ મનમાં શાતિ રાખી તે ફરી સૂઈ જાય છે. સૂતી વખતે દમયંતી પોતાના વસ્ત્રનો છેડો નળને લપેટે છે, એવી ભીતિથી કે રખેને નળ પોતાને સૂતી મૂકીને ચાલ્યો જાય

દમયંતીના ઊંઘી ગયા બાદ, ઘણી વિમાસણ અનુભવ્યા પછી, નળ દમયંતીનો ત્યાગ કરીને ચાલ્યો જાય છે એવામા કોઈ એક સાર્થનો માણસ ત્યા આગળ પાણીની તપાસ માટે આવે છે ત્યાં એ દમયંતીને સૂતેલી જુએ છે પરંતુ દમયતી ગાઢ નિદ્રામાં હોવાથી જાગતી નથી આવી રૂપવતી એકાકિની સ્ત્રીને કોઈ રાક્ષસ ખાઈ જશે માટે એને કોઈ સુરક્ષિત સ્થળે લઈ જવી જોઈએ એમ વિચારી તે એને ઉપાડીને લઈ જાય છે, અને સુરક્ષિત સ્થળે મૂકે છે

છઠ્ઠો અંક કવિએ દમયંતીનો ત્યાગ કરીને ગયેલા નળના વૃત્તાન્તથી શરૂ કર્યો છે નળ બાહુકના વેશે પ્રવેશી દમયતીનો ત્યાગ કરવા માટે પશ્ચાત્તાપ કરે છે પોતાના પિતા નિષધ રાજાએ સ્વર્ગમાથી આવી સર્પનું રૂપ લઈ પોતાને દશ મારી પોતાનો દેહ કેવી રીતે કદરૂપો કરી નાખ્યો તે વિશે તે કહે છે પોતે હવે અયોધ્યાપતિ દધિપર્ણ રાજાને ત્યા રસોઈયા તરીકે કામ કરે છે એ વિશે પણ તે વાત કરે છે

વળી, નળને યાદ આવે છે કે વિદર્ભથી આવેલા નટો નાટક ભજવવાના છે, માટે તેમની પાસેથી દમયંતીનો કંઈક વૃત્તાન્ત જાણવા મળશે એવામાં દધિપર્ણ રાજા તેના અમાત્ય સપર્ણ અને એક રાજપુરુષ જીવલક સાથે પ્રવેશે છે ત્યારપછી નટોને નાટક ભજવવાનુ કહેવામાં આવે છે તરત સૂત્રધાર પ્રવેશે છે. અને 'નલાન્વેષણ' નામનું નાટક ભજવવાની શરૂઆત કરે છે આ નળ તે કોણ એવો પ્રશ્ન નળના મનમાં થાય છે :

> **नलः—(स्वगतम्) कोऽयं नलः? किमहमेव? यदि वाऽपारे जगत्पारावारे न दुर्लभो नामसंवादः।**

ગર્ભાંકમા ગંધાર અને પિંગલક નામના બે માણસો સાથે દમયંતી પ્રવેશે છે. નળ, દધિપર્ણ, સપર્ણ, જીવલક વગેરે આ નાટક જુએ છે. વનમાં દમયંતીના

ત્યાગનું દૃશ્ય રજૂ થાય છે દમયંતીનો દુખભર્યો અભિનય જોઈ નાટક જોનાર નળ – બાહુકથી વારંવાર કેટલાક ઉદ્દગારો થઈ જાય છે. એ વખતે રાજા એને યાદ અપાવે છે કે આ તો માત્ર નાટક છે. એક પ્રસગ આવતાં નળ આવેશમાં આવી કબૂલ કરે છે કે "એ નિર્લજ્જ નળ તે હું જ છુ" દધિપર્ણ રાજા તરત તેને પૂછે છે, "તું કોણ છે ?" એટલે નળને યુક્તિપૂર્વક જવાબ આપવો પડે છે કે પોતે તો બાહુક રસોઈઓ છે

ગર્ભાંકમાં દૃશ્ય પ્રમાણે દમયતી વનમાં એક કેસરીને જુએ છે એ કેસરી પોતાનુ ભક્ષણ જો કરે તો પોતે દુઃખમાંથી મુક્ત થઈ શકે એમ વિચારી દમયંતી તેની પાસે જાય છે તે વખતે સામાજિક નળ (નાટક જોનાર નળ) એને અટકાવવા માટે અચાનક ઊભો થઈ જાય છે ફરી રાજા તેને અટકાવીને કહે છે કે આ તો માત્ર નાટક છે ગર્ભાંકમા કેસરી પોતાને ખાઈ જતો નથી એ જોઈને દમયંતી એક આંબાની ડાળે લટકી ગળે ફાંસો ખાવા લાગે છે એ જોઈ રાજા, જીવલક. સપર્ણ સુધ્ધા સંભ્રમમાં પડી જાય છે. તેઓ ઊભા થઈ દમયંતીને તેમ ન કરવા સમજાવે છે જીવલક દમયંતીને કહે છે, "પતિની ખાતર પ્રાણ આપવા યોગ્ય નથી" નળ એ વખતે બોલે છે, "મારા જેવા પાપીઓની ખાતર સતીઓના ભૂષણ રૂપ તું આત્માનો વધ ન કર." નાટકમાં દમયંતીનો ફાંસો કાપી નાખવા માટે ગાધાર પિંગલકને કહે છે પિંગલક તે કાપી નાખી દમયંતીને બચાવે છે. દમયંતી મૂર્છા ખાઈને નીચે પડે છે ગંધાર અને પિંગલક એને ઉપાડીને ચાલ્યા જાય છે ત્યાં ગર્ભાંક સમાપ્ત થાય છે

નાટક ચાલતું હતું ત્યારે નળ વારંવાર પોતે જ નળ છે એમ બોલતો હતો. તેથી રાજા એને ફરી પૂછે છે, "તુ કોણ છે ?" પણ એટલામા પ્રતીહાર આવી ખબર આપે છે કે વિદર્ભથી ભદ્ર નામનો સંદેશવાહક આવેલો છે. ભદ્ર દમયંતીના દ્વિતીય સ્વયંવરના સમાચાર આપે છે સ્વયવર બીજે દિવસે થવાનો છે એટલે એક રાતમાં સો યોજન જેટલું અંતર કેવી રીતે કપાય ? બાહુક રાજાને કહે છે કે પોતે એ બધું કરી આપશે. એટલે રાજા સ્વયંવરમા જવાની હા પાડે છે.

સાતમા અંકમા દધિપર્ણ રાજા બાહુક સાથે દમયંતીના સ્વયંવર માટે વિદર્ભ આવી પહોચે છે પરંતુ ત્યાં તો સ્વયવરને બદલે ઊલટું જ દૃશ્ય જોવા મળે છે. લોકો બધા શોકાતુર છે એક સ્ત્રીનું આક્રંદ સંભળાય છે. શી હકીકત છે તે જાણવા નળ એક વૃદ્ધ બ્રાહ્મણને પૂછે છે બ્રાહ્મણ કહે છે કે "સવારે કોઈ પરદેશીએ રાજકુલમાં જઈ કઈક માઠા સમાચાર આપ્યા છે એટલે રાજાની પુત્રી દમયંતી અત્યારે ચિતાપ્રવેશ કરવા માટે સજ્જ થઈ છે સામે દૂર એની ચિતા દેખાય છે. એની પાસેની ચિતાઓમા તેનો દાસવર્ગ ચિતાપ્રવેશ કરવાનો છે. માટે હવે મને

कुरङ्गक – ततो धर्मकर्मविप्लवमवधार्य छिन्नकर्णौष्ठनासिकया लम्बस्तनिकयासह गर्दभमारोप्य देवेन घोरघोणो निर्विषयकृतः।

મુકુલે ત્યાર પછી કુરંગકને પૂછ્યું, "એ કાપાલિક હવે ક્યાં રહેવા ગયા છે?" કુરંગકે કહ્યું, "નિષધ દેશમાં" એવામા ત્યાં સ્વયંવર માટે આવેલા નળે પૂછ્યુ, "કોણ નિષધ દેશમા રહેવા ગયુ છે?" કુરંગકે કહ્યું "કાપાલિક ઘોરઘોણ" આથી નળને થયું છે કે કદાચ કૂબરે લંબોદરની સોબતથી ઘોરઘોણને બોલાવ્યો હશે

નળ ઉદ્યાનમા મકરિકા, વિદૂષક અને કલહંસ સાથે પ્રવેશે છે એવામા દૂરથી કંઈ ગીતધ્વનિ સંભળાય છે રાજા પૂછે છે, "એ કોણ ગાય છે?" મકરિકા તપાસ કરીને કહે છે, "ઉદ્યાનમા મદનપૂજા કરવા આવેલી દમયંતી એ ગાય છે" રાજા દમયંતીને જોવા માટે એક વૃક્ષ પાછળ સંતાઈ જાય છે પછી પોતાના તરફ દમયંતીને લઈ આવવા માટે મકરિકાને કહે છે મકરિકા કંઈક બહાનું કાઢી દમયંતીને નળરાજા તરફ લઈ આવે છે નળ અને દમયંતી આ રીતે સ્વયંવર પહેલા એકબીજાને મળે છે નળ પોતે લખી રાખેલો એક શ્લોક દમયંતીને આપે છે તેઓ વચ્ચે થતી કેટલીક શૃંગારચેષ્ટાઓ કવિ અહીં બતાવે છે એટલામા 'દમયંતીને દેવી બોલાવે છે' એવી બૂમ ચેટી પાડે છે દમયંતી તરત જવા લાગે છે રાજા એથી નિરાશ થઈ 'હવે દમયંતીને ફરી ક્યારે મળાશે?' એવો નિસાસો નાખે છે વિદૂષક તરત કહે છે, 'ઊભા રહો તમને તરત દમયંતીનો મેળાપ કરાવુ' એમ કહી ગધેડું ભૂકવાનો અવાજ તે કરે છે આથી પોતાને અપશુકન થયા એમ સમજી દમયંતી નળ પાસે પાછી ફરે છે એટલે વિદૂષક એને કહે છે, "એ અપશુકન નથી થયા પણ મને બ્રાહ્મણને સ્વસ્તિવચન આપવાનું રહી ગયુ છે" દમયંતી એને સ્વસ્તિવચન તરીકે એક શ્લોક આપીને જાય છે આ શ્લોકનો અર્થ એવો થાય છે કે મેઘ સૌદામિનીનો ત્યાગ કરે છે, પણ સૌદામિની મેઘનો ત્યાગ કરતી નથી એ વખતે કલહંસે કહ્યુ, "આ દ્વારા દમયંતી પોતાનું અનન્ય શરણત્વ સૂચવે છે પરંતુ તેમા દમયંતીના ત્યાગનુ પણ સૂચન છે"

ચોથા અંકમા દમયંતીના સ્વયંવરનો પ્રસંગ રજૂ થયો છે શરૂઆતમા અમાત્ય વસુદત્ત અને રાજા ભીમરથ વચ્ચે સ્વયંવર વિશે વાતચીત થાય છે નળ સ્વયંવરમા આવે છે ભીમરથ પણ કંચુકી માધવસેન સાથે આવે છે એ પછી દમયંતીને સ્વયંવરમંડપમા બોલાવવામા આવે છે દમયંતી પોતાની સખી

કપિંજલા સાથે આવે છે કંચુકી માધવસેન દમયંતી આગળ કાશી, કાશ્મીર, કૌશામ્બી, અવંતી, કલિંગ વગેરે દેશોના રાજાઓનુ વર્ણન કરે છે પરંતુ દમયંતીને તે કોઈ રાજા પસંદ નથી લગ્નવેળા નજીક આવતી હોવાથી ભીમરથ દમયંતીને ઉતાવળ કરવાનું કહે છે એ પછી માધવસેન નળરાજાનું વર્ણન કરે છે દમયંતી ત્યાં આગળ થોડીવાર ઊભી રહી જાય છે તે વખતે ભીમરથ રાજા નળનું શરણ સ્વીકારવાનું દમયંતીને કહે છે :

राजा—(विलोक्य) कथमद्यापि वत्सा विलम्बते ? (पुनरुच्चै. स्वरम्) वत्से ।

स्थिर कृत्वा चेत सुदति । वृणु रामैकशरणं ।
तमेतं भूपालं य इह ननु नव्य किल नलः ॥
यदेतस्याक्रान्ता. क्षणमपि करेणाचलघने ।
वने मज्जन्त्यासु स्फुटकटकवन्त. क्षितिभृतः ॥

ત્યાર પછી દમયંતી નળના કંઠમાં વરમાળા આરોપે છે એ સમયે બંદી 'સંધ્યાસમય થઈ ગયો છે,' એવી ખબર આપે છે એ સમયનુ વર્ણન કરતાં તે કહે છે, 'માત્ર અબરના વૈભવવાળો સૂર્ય દ્યૂતથી હારેલા રાજા જેવો ધૂસરકર, ઘેરાતાં લોચનવાળી કમલિનીને છોડીને દેશાન્તર જાય છે' ભીમરથ રાજાનો અમાત્ય કહે છે કે નળ દમયંતીને છોડી દેશે એવું સૂચન આમાં જણાય છે ભીમરથ રાજા સર્વનું કલ્યાણ થાય એમ ઇચ્છે છે

પાંચમા અકમાં કવિએ નળદમયતીના વનવાસનો પ્રસંગ મૂક્યો છે અંકની શરૂઆતમાં જ કલહંસ પાસેથી આપણે સાંભળીએ છીએ કે નળ પોતાના ભાઈ કૂબર સાથે દ્યૂત રમતાં સર્વસ્વ હારી ગયો છે વિદૂષક અને કલહંસ નળની સાથે વનમાં જવાની ઇચ્છા વ્યક્ત કરે છે, પણ નળ તેમને ના પાડે છે સર્વ પરિજનોની વિદાય લઈ નળદમયંતી વનમા પ્રવેશે છે રસ્તામા દમયંતી થાકી જાય છે એને તરસ લાગે છે રાજા પાણીની તપાસમા આસપાસ ફરે છે ત્યાં એને એક તાપસનો આશ્રમ જોવા મળે છે તાપસને જોતા નળને વહેમ આવે છે કે લંબોદર તો નહિ હોય ને ? પણ તાપસને લંગડો અને ખૂંધો જોતાં નળનો એ વહેમ ચાલ્યો જાય છે નળ તાપસને વિદર્ભનો માર્ગ પૂછે છે ત્યાર પછી એની સાથે વાત કરતા પોતાને માથે આવી પડેલી આપત્તિ જણાવે છે. તાપસ નળને શિખામણ આપે છે કે 'રાજ્યભ્રંશ અને સ્ત્રીસંગ એ બે મોટી આપત્તિ છે તેમાં પણ આવા સજોગોમા સ્ત્રી વિના છૂટથી ફરી શકાય છે. આવી સ્થિતિમાં

સસરાને ત્યાં જવું એ તો શરમાવા જેવું છે' નળના હૃદયમાં તાપસની શિખામણ વસી જાય છે

ત્યાર પછી નળ પાણી લઈ દમયંતી પાસે આવે છે એ વખતે દમયંતી ઊંઘતી હોવાથી એનો ત્યાગ કરી ચાલ્યા જવાની નળને ઇચ્છા થાય છે પણ દમયંતી તરસી સૂતેલી છે માટે એને પાણી આપવા એ જગાડે છે ત્યાર પછી વિદર્ભ જવાનો રસ્તો એ દમયંતીને બતાવે છે આથી દમયંતીના મનમાં શંકા થાય છે કે નળ આમ બોલે છે તો રખેને પોતાનો ત્યાગ તો નહિ કરે ને ? પણ મનમાં શાંતિ રાખી તે ફરી સૂઈ જાય છે. સૂતી વખતે દમયંતી પોતાના વસ્ત્રનો છેડો નળને લપેટે છે, એવી બીતિથી કે રખેને નળ પોતાને સૂતી મૂકીને ચાલ્યો જાય

દમયંતીના ઊંઘી ગયા બાદ, ઘણી વિમાસણ અનુભવ્યા પછી, નળ દમયંતીનો ત્યાગ કરીને ચાલ્યો જાય છે એવામા કોઈ એક સાર્થનો માણસ ત્યા આગળ પાણીની તપાસ માટે આવે છે. ત્યાં એ દમયંતીને સૂતેલી જુએ છે પરંતુ દમયંતી ગાઢ નિદ્રામા હોવાથી જાગતી નથી આવી રૂપવતી એકાકિની સ્ત્રીને કોઈ રાક્ષસ ખાઈ જશે માટે એને કોઈ સુરક્ષિત સ્થળે લઈ જવી જોઈએ એમ વિચારી તે એને ઉપાડીને લઈ જાય છે, અને સુરક્ષિત સ્થળે મૂકે છે

છટ્ઠો અંક કવિએ દમયંતીનો ત્યાગ કરીને ગયેલા નળના વૃત્તાન્તથી શરૂ કર્યો છે નળ બાહુકના વેશે પ્રવેશી દમયંતીનો ત્યાગ કરવા માટે પશ્ચાત્તાપ કરે છે પોતાના પિતા નિષધ રાજાએ સ્વર્ગમાંથી આવી સર્પનું રૂપ લઈ પોતાને દંશ મારી પોતાનો દેહ કેવી રીતે કદરૂપો કરી નાખ્યો તે વિશે તે કહે છે પોતે હવે અયોધ્યાપતિ દધિપર્ણ રાજાને ત્યાં રસોઈયા તરીકે કામ કરે છે એ વિશે પણ તે વાત કરે છે.

વળી, નળને યાદ આવે છે કે વિદર્ભથી આવેલા નટો નાટક ભજવવાના છે, માટે તેમની પાસેથી દમયંતીનો કંઈક વૃત્તાન્ત જાણવા મળશે. એવામાં દધિપર્ણ રાજા તેના અમાત્ય સુપર્ણ અને એક રાજપુરુષ જીવલક સાથે પ્રવેશે છે ત્યારપછી નટોને નાટક ભજવવાનુ કહેવામાં આવે છે તરત સૂત્રધાર પ્રવેશે છે અને 'નલાન્વેષણ' નામનું નાટક ભજવવાની શરૂઆત કરે છે આ નળ તે કોણ એવો પ્રશ્ન નળના મનમાં થાય છે :

> नलः—(स्वगतम) कोऽयं नलः ? किमहमेव ? यदि वाऽपारे जगत्पारावारे न दुर्लभो नामसवादः ।

ગર્ભાંકમાં ગંધાર અને પિંગલક નામના બે માણસો સાથે દમયંતી પ્રવેશે છે નળ, દધિપર્ણ, સપર્ણ, જીવલક વગેરે આ નાટક જુએ છે. વનમાં દમયંતીના

ત્યાગનું દૃશ્ય રજૂ થાય છે. દમયંતીનો દુ:ખભર્યો અભિનય જોઈ નાટક જોનાર નળ – બાહુકથી વારંવાર કેટલાક ઉદ્‌ગારો થઈ જાય છે. એ વખતે રાજા એને યાદ અપાવે છે કે આ તો માત્ર નાટક છે. એક પ્રસંગ આવતાં નળ આવેશમાં આવી કબૂલ કરે છે કે-"એ નિર્લજ્જ નળ તે હું જ છું" દધિપર્ણ રાજા તરત તેને પૂછે છે, "તું કોણ છે ?" એટલે નળને યુક્તિપૂર્વક જવાબ આપવો પડે છે કે પોતે તો બાહુક રસોઈઓ છે

ગર્ભાંકમાં દૃશ્ય પ્રમાણે દમયંતી વનમાં એક કેસરીને જુએ છે એ કેસરી પોતાનું ભક્ષણ જો કરે તો પોતે દુ:ખમાથી મુક્ત થઈ શકે એમ વિચારી દમયંતી તેની પાસે જાય છે તે વખતે સામાજિક નળ ( નાટક જોનાર નળ ) એને અટકાવવા માટે અચાનક ઊભો થઈ જાય છે ફરી રાજા તેને અટકાવીને કહે છે કે આ તો માત્ર નાટક છે ગર્ભાંકમા કેસરી પોતાને ખાઈ જતો નથી એ જોઈને દમયંતી એક આંબાની ડાળે લટકી ગળે ફાંસો ખાવા લાગે છે એ જોઈ રાજા, જીવલક. સપર્ણ સુધ્ધા સંભ્રમમાં પડી જાય છે. તેઓ ઊભા થઈ દમયંતીને તેમ ન કરવા સમજાવે છે જીવલક દમયંતીને કહે છે, "પતિની ખાતર પ્રાણ આપવા યોગ્ય નથી" નળ એ વખતે બોલે છે, "મારા જેવા પાપીઓની ખાતર સતીઓના ભૂષણ રૂપ તું આત્માનો વધ ન કર." નાટકમાં દમયંતીનો ફાંસો કાપી નાખવા માટે ગાંધાર પિંગલકને કહે છે પિંગલક તે કાપી નાખી દમયંતીને બચાવે છે. દમયંતી મૂર્છા ખાઈને નીચે પડે છે ગંધાર અને પિંગલક એને ઉપાડીને ચાલ્યા જાય છે ત્યાં ગર્ભાંક સમાપ્ત થાય છે

નાટક ચાલતું હતું ત્યારે નળ વારંવાર પોતે જ નળ છે એમ બોલતો હતો. તેથી રાજા એને ફરી પૂછે છે, "તુ કોણ છે ?" પણ એટલામાં પ્રતીહાર આવી ખબર આપે છે કે વિદર્ભથી ભદ્ર નામનો સંદેશવાહક આવેલો છે. ભદ્ર દમયંતીના દ્વિતીય સ્વયવરના સમાચાર આપે છે સ્વયવર બીજે દિવસે થવાનો છે એટલે એક રાતમાં સો યોજન જેટલું અંતર કેવી રીતે કપાય ? બાહુક રાજાને કહે છે કે પોતે એ બધું કરી આપશે. એટલે રાજા સ્વયંવરમાં જવાની હા પાડે છે.

સાતમા અંકમાં દધિપર્ણ રાજા બાહુક સાથે દમયંતીના સ્વયંવર માટે વિદર્ભ આવી પહોંચે છે પરંતુ ત્યાં તો સ્વયવરને બદલે ઊલટું જ દૃશ્ય જોવા મળે છે. લોકો બધા શોકાતુર છે એક સ્ત્રીનું આક્રંદ સંભળાય છે શી હકીકત છે તે જાણવા નળ એક વૃદ્ધ બ્રાહ્મણને પૂછે છે બ્રાહ્મણ કહે છે કે "સવારે કોઈ પરદેશીએ રાજકુલમાં જઈ કંઈક માઠા સમાચાર આપ્યા છે એટલે રાજાની પુત્રી દમયંતી અત્યારે ચિતાપ્રવેશ કરવા માટે સજ્જ થઈ છે સામે દૂર એની ચિતા દેખાય છે. એની પાસેની ચિતાઓમાં તેનો દાસવર્ગ ચિતાપ્રવેશ કરવાનો છે. માટે હવે મને

જવા દો, કારણ કે મારે અંતકાળનું દાન લેવા જવું છે" દાન લેવાની બ્રાહ્મણોની આવી મનોવૃત્તિ પર દધિપર્ણ રાજા અહીં ટીકા કરે છે.

દધિપર્ણ બાહુકને કહે છે કે કોઈકે સ્વયંવરની વાત કરી આપણને છેતર્યા છે માટે કોઈ ન દેખે એવી રીતે રથ અહીથી આપણે લઈ જઈએ બાહુક કહે છે, "તમે અહીં ઊભા રહો. હુ આગળ જઈને તપાસ કરી આવું છું કે ચોક્કસ શી હકીકત છે"

આગળ જઈ બાહુક જુએ છે તો દમયંતી ચિતાપ્રવેશ માટે સજ્જ થયેલી છે તેની પાસે કપિંજલા, કલહંસ વગેરે છે બાહુક દમયંતીને પૂછે છે, "આ શી બાબત છે?" દમયંતી કહે છે, "અરે પરદેશી! આ મારું ચરિત કહેવાનો અવસર નથી. તારે દાન જોઈતું હોય તો લે, નહિ તો તારે રસ્તે જા" પરંતુ કલહંસ બાહુકને ખરી હકીકત કહે છે: "નિષધપતિ નળે દોષ વિના દમયંતીનો વનમાં ત્યાગ કર્યો છે" બાહુકે કહ્યુ, "આવા ચાંડાલનું અત્યારે સવારના પહોરમાં કયા નામ દીધુ?" તરત જ દમયંતી રોષે ભરાઈ કહે છે, "આર્યપુત્રની નિંદા કરનાર તમે કોણ? નળે મારો ત્યાગ કર્યો નથી, પણ હું જ વનમાં ભૂલી પડી ગઈ છું"

બાહુક દમયંતીને અગ્નિપ્રવેશ ન કરવા સમજાવે છે, પરંતુ દમયંતી તે માનતી નથી દમયંતી હવે કપિંજલાને અગ્નિ પ્રગટાવવાનું કહે છે કપિંજલા પણ હવે અગ્નિપ્રવેશ માટે સજ્જ થાય છે બીજી બાજુ અરમુખ અને કલહંસ વચ્ચે અગ્નિપ્રવેશ માટે સ્પર્ધા થાય છે બાહુક નળ તે વખતે કહે છે, "જો અત્યારે ગમે ત્યાંથી દમયંતીનો પતિ આવે તો તમે ચિતાપ્રવેશ બંધ કરો કે નહિ?" દમયંતી કહે છે, "અરે પથિક! શા માટે મારી મશ્કરી કરો છો?" એ વખતે નળને લાગે છે કે હવે તો પોતે પ્રગટ થઈ જવું જોઈએ. એટલે તે પોતાના પિતાએ આપેલું વસ્ત્ર ધારણ કરે છે અને પોતાના મૂળ સ્વરૂપે પ્રગટ થાય છે. પરંતુ દમયંતીનું એ પ્રત્યે ધ્યાન નથી નળ તેની પાસે એકદમ જઈને તેનો હાથ ઝાલી લે છે તેને ચિતાપ્રવેશ કરતી અટકાવે છે પોતે જ નિર્લજ્જ વિશ્વાસઘાતી નળ છે એમ તે કહે છે અને દમયંતીને દુ:ખ આપવા માટે પશ્ચાત્તાપ વ્યક્ત કરે છે તે વખતે કલહંસ તેને તેમ કરતા અટકાવે છે નળ પૂછે છે, "આવા અમંગળ સમાચાર કોણે આપ્યા?" કલહંસ કહે છે, "કોઈ લૂલા પરદેશીએ." નળ એ પરદેશીને બોલાવી લાવવાનું કહે છે. પરદેશી આવે છે. એને આવતા જોઈને જ નળ ઓળખી જાય છે કે વનમાં દમયંતીનો ત્યાગ કરવાની સલાહ આપનાર પણ એ જ હતો પરંતુ તે પરદેશી પોતે વનમા નળને મળ્યો હોવાનો ઇન્કાર કરે છે.

નળ એને માર મરાવે છે, ત્યારે તે માની જાય છે તે બીજો કોઈ નહિ પણ લંબોદર કાપાલિક હતો વિદર્ભમાંથી દેશવટો મળ્યા પછી એણે જ ઘોરઘોણને મોકલેલો અને ઘોરઘોણના કપટથી જ એ હાર્યો હતો આથી નળ લંબોદરને અને ઘોરઘોણને દેહાંત દંડની સજા કરે છે

ત્યાર પછી, નળદમયંતી એકબીજાને પોતાનો વૃત્તાન્ત કહે છે તે વખતે ભીમરથ રાજા ત્યા આવી પહોંચે છે તે નળને કહે છે, "હવે હું વૃદ્ધ થયો છું માટે મારું રાજ્ય તમે સભાળો" નળ, પ્રથમ પોતાનું રાજ્ય પાછું મેળવવાની ઇચ્છા વ્યક્ત કરે છે દમયતીની માતા પોતાની પુત્રીને ફરીથી નળને સોપે છે નળ પોતે હમેશાં દમયતીનો જ રહેશે એમ કહે છે

આ રીતે 'નલવિલાસ' નાટકનો મગલ અત આવે છે

આમ, મહાભારતની અને જૈન પરપરાની નલકથાના કથાવસ્તુ સાથે સરખાવતાં જણાશે કે કવિએ એ બંનેમાથી કેટલીક મુખ્ય ઘટનાઓ લીધી છે અને બીજા ઘણા પ્રસગોનુ નિરૂપણ પોતાની મૌલિક કલ્પનાથી કર્યું છે સ્વ શ્રી રામનારાયણ પાઠકે આ નાટકના કથાવસ્તુ માટે લખ્યું છે. "જૈન ધર્મસાહિત્યમા જે નળનું આખ્યાન આવે છે તેવા આખ્યાન ઉપરથી આ વસ્તુ લીધેલું લાગતું નથી પણ નાટ્યકારે મૂળ મહાભારતના વસ્તુનો બને ત્યા સુધી આધાર લીધો છે, એમ સ્પષ્ટ જણાય છે +" પરતુ બને પરપરાની નલકથા સાથે આ નાટકને સરખાવતા જોઈ શકાશે કે શ્રી પાઠકનો આ અભિપ્રાય સંપૂર્ણપણે સાચો નથી, કારણ કે કવિએ જૈન પરંપરાની કથાનો પણ આધાર લીધો જ છે વસ્તુતઃ એ બંનેના આધારે લીધેલા કથાવસ્તુ કરતા પણ કવિની મૌલિક કલ્પનાના પ્રસંગો નાટકમાં ઘણા વધારે છે

નળદમયતીનો પરસ્પર અનુરાગ, દમયતીએ સ્વયંવરમાં નળને વરવુ, ભાઈ સાથે દ્યૂતમા હારી જતાં નળ અને દમયતીએ વનમા જવુ, વનમા નળે દમયંતીનો ત્યાગ કરવો, દમયંતીએ પોતાના પિતાને ત્યા જવુ, વનમાં સાપ કરડતા નળનો દેહ કદરૂપો થવો, નળે ઋતુપર્ણ (અથવા દધિપર્ણ) રાજાને ત્યા રહેવું, દમ-યતીના દ્વિતીય સ્વયવર માટે રાજા સાથે કદરૂપા નળનું જવુ, નળનુ મૂળ સ્વરૂપે પ્રગટ થવુ, અને પોતાનું રાજ્ય પાછું મેળવવુ – નળકથાના માળખારૂપ આટલી ઘટનાઓ મહાભારતની કથામા છે અને જૈન પરંપરાની કથામા પણ છે વસ્તુતઃ મહાભારતની કે જૈન પરંપરાની નલકથાને આધારે જે જે કૃતિઓની

+આલોચના, પૃ ૨૧૨, 'નલવિલાસ નાટક' વિશેનો લેખ

રચના થઈ છે તેમાં આટલી ઘટનાઓ તો અવશ્ય આવે જ છે. એટલે આ ઘટનાઓના નિરૂપણ માટે કવિએ મહાભારતની નહિ પણ જૈન પરંપરાની કથાનો આધાર લીધો છે અથવા જૈન પરંપરાની નહિ પણ મહાભારતની કથાનો આધાર લીધો છે એમ કહેવુ યોગ્ય નથી, કારણ કે આ ઘટનાઓ બંને કથામાં છે.

પરંતુ, 'નલવિલાસ' નાટકમા કર્તાએ દમયંતીનું નામ જૈન પરંપરા પ્રમાણે 'દવદતી' ન રાખતાં 'દમયતી' રાખ્યુ છે તેવી જ રીતે કદરૂપા નળનુ નામ જૈન પરપરા પ્રમાણે 'હુંડિક' ન રાખતાં મહાભારત પ્રમાણે 'બાહુક' રાખ્યું છે મહાભારતમાં નળનું દૂતકાર્ય હસ કરે છે જૈન કથામા નળના દૂતકાર્યનો પ્રસંગ આવતો નથી. 'નલવિલાસ'માં કવિએ નળના મિત્ર કલહંસ દ્વારા દૂતકાર્ય કરાવ્યુ છે. આ સિવાય જૈન કથામાં ન હોય અને મહાભ-રતની કથામાં જ હોય એવો કોઈ વિશિષ્ટ પ્રસંગ નાટકમાં નિરૂપાયો હોય એવું ખાસ જોવા મળતું નથી દેવો તરફથી નળે દમયંતી માટે દૂતકાર્ય કરવુ, સ્વયંવરમાં દેવોનું આવવું, કળિએ નળના દેહમા પ્રવેશવુ, ઇત્યાદિ ઘટનાઓ જે મહાભારતમા જ ખાસ જોવા મળે છે અને જૈન કથામા નહિ, તેનું નિરૂપણ 'નલવિલાસ'માં થયું નથી

બીજી બાજુ 'નલવિલાસ' નાટકમાં કવિએ દમયંતીના પિતાનું નામ મહાભારત પ્રમાણે માત્ર 'ભીમ' નહિ રાખતા જૈન કથા પ્રમાણે 'ભીમરથ' રાખ્યું છે. નળના ભાઈનુ નામ મહાભારત પ્રમાણે પુષ્કર ન રાખતા, જૈન કથા પ્રમાણે 'કૂબર' રાખ્યુ છે દમયંતીની માતાનું નામ મહાભારતની કથામાં નથી; કવિએ તે જૈન કથા પ્રમાણે 'પુષ્પાવતી' રાખ્યું છે તેવી જ રીતે દમયંતીને વનમાં મળેલા સાર્થવાહનું નામ મહાભારત પ્રમાણે નહિ પણ જૈન કથા પ્રમાણે 'ધનદેવ' રાખ્યું છે. મહાભારતની કથા પ્રમાણે ચેદિરાજ સુબાહુને ઘરે જાય છે અને નળ અયોધ્યાના રાજા ઋતુપર્ણને ત્યા જાય છે જૈન કથા પ્રમાણે દમયતી અચલપુરના ઋતુપર્ણ રાજાને ત્યા જાય છે અને નળ દધિપર્ણ રાજાને ત્યાં જાય છે. કવિએ નાટકમાં તેનું જૈન કથા પ્રમાણે નિરૂપણ કર્યું છે, મહાભારત પ્રમાણે નહિ વળી આ નાટકમા દમયતીના દ્વિતીય સ્વયંવર માટે દધિપર્ણ અને નળ વિદર્ભના રાજાને ત્યા, મહાભારતની કથા પ્રમાણે સાંજના નહિ, પણ જૈન કથા પ્રમાણે, સવારે પહોચે છે તેવી જ રીતે કવિએ નાટકમાં નળ-દમયંતીનો વિયોગ મહાભારત પ્રમાણે ચાર વર્ષનો નહિ પણ જૈન કથા પ્રમાણે બાર વર્ષનો બતાવ્યો છે આ ઉપરાંત, વનમાં નળને સાપ કરડયાનો પ્રસંગ કવિએ મહાભારત પ્રમાણે નહિ પણ જૈન કથા પ્રમાણે બતાવ્યો છે આમ, સ્પષ્ટ જોઈ શકાય છે કે કવિએ આ નાટકના નિરૂપણમા જેટલો આધાર મહાભારતની કથાનો લીધો છે તેથી વિશેષ આધાર

જૈન કથાનો લીધો છે અલબત્ત, મહાભારતની કથાના કેટલાક મહત્ત્વના પ્રસંગો કવિએ છોડી દીધા છે, તેવી જ રીતે નળદમયંતીના પૂર્વભવોના પ્રસંગો, સ્વયંવર પછી કૃષ્ણરાજ સાથે નળનું યુદ્ધ, સ્વયંવરમાંથી પાછા ફરતાં રસ્તામાં દીઠેલા મુનિ, પાચસો હાથ ઊંચા સ્તંભનો પ્રસંગ, દવદંતીને વનમાં મળેલાં રાક્ષસ, રાક્ષસી, તાપસો, યશોભદ્રમુનિ વગેરે અને પિંગળચોરનો પ્રસંગ ઇત્યાદિ જૈન કથાના પ્રસંગો છોડી દીધા છે.

આમ, આપણે જોઈ શકીશું કે નળદમયતીની કથાનું માત્ર માળખું લઈ, તેમા મહાભારત અને જૈન કથાના થોડા રંગો રહેવા દઈ કવિએ તેમા પોનાની સ્વતંત્ર કલ્પનાથી નવીન રંગો પૂર્યા છે કવિને આવી રીતે સ્વતંત્ર રંગો પૂરવાનુ પ્રિય છે એવુ આ જ નાટકના સૂત્રધાર પાસેથી જાણવા મળે છે

नट – (विमृश्य) भाव । अय कवि स्वयमुत्पादक उताहो परोपजीवक ?

सूत्रधारः – अत्रार्थे तेनैव कविनादत्तमुत्तरम्–

जनः प्रज्ञाप्राप्तं पदमथ पदार्थं घटयत
पराध्वाध्वन्यान् नः कथयतु गिरां वर्तनिरियम् ।
अमावास्यायामप्यविकल विकासिनी कुमुदा-
न्यय लोकश्चन्द्र व्यतिकर विकासीनि वदति ॥

સાત અંકના આ નાટકમા ચોથો અંક સ્વયંવરવર્ણનનો અને પાંચમો અંક દમયંતીત્યાગનો બાદ કરતાં બાકીના બધા જ અંકોની લગભગ ઘણીખરી ઘટનાઓ કવિની મૌલિક પ્રતિભાનું સર્જન છે. ચોથા અને પાચમા અંકમા પણ કવિની પોતાની સ્વતંત્ર કલ્પનાનું દર્શન આપણને વારવાર થાય છે પહેલા અંકમા નળને આવેલું સ્વપ્ન, કાપાલિક પાસેથી દમયતીની છબી મળી આવવી, ચેદિ દેશના રાજા સાથે એનો વિવાહ કરાવી આપવાની કાપાલિકની ખટપટ, બીજા અંકમાં, કલહંસ અને મકરિકાએ દમયતી આગળ નળનુ કરેલું દૂતકાર્ય, ઘોરઘોણની આગાહી, તે સામે દમયંતીએ લંબસ્તનીને સાધવાની બતાવેલી યુક્તિ, તે પ્રમાણે નળનું કરવું, કૂબરની લંબોદર કાપાલિક સાથે સોબત, ઘોરઘોણ કાપાલિકનો પ્રપંચ ફૂટી જવો, સ્વયંવર પહેલા નળે દમયતીને ગાતી સાંભળવી અને પછી તેને મળવુ, ચોથા અંકમા, કંચુકી માધવસેને દમયંતી આગળ રાજાઓનું વર્ણન કરવું, ભીમરથે ઉતાવળ કરવી અને નળને શરણે જવાનું દમયતીને કહેવુ અને એ વખતે બંદીજને કરેલા સંધ્યાવર્ણનમાં દમયતીના ત્યાગનું અમાત્ય અને રાજાએ સૂચન સમજવું, પાચમા અંકમા, વનમા લંબોદર તાપસની સલાહથી નળે દમયંતીનો ત્યાગ કરવો, છઠ્ઠા અંકમા, વિદર્ભથી આવેલા નટોએ દધિપર્ણ રાજાને ત્યા 'નલાન્વેષણ' નાટક ભજવવું, નાટકમા ભજવાતી ઘટનાઓ અને તે જોઈ નળે ભાવાવેશમાં આવી

જઈ અમુક રીતે વર્ણવું, સાતમા અંકમાં નળના અવસાનના સમાચાર સાંભળી દમયંતીએ ચિતાપ્રવેશ કરવો, એની સાથે કપિંજલા, મકરિકા, કલહંસ અને ખરમુખે પણ ચિતાપ્રવેશ કરવો, વૃદ્ધ બ્રાહ્મણ સાથેની નળની વાતચીત, ચિતા પાસે નળનું પહોંચવું અને ત્યાં દમયંતી સાથે થયેલો સંવાદ, લંબોદર અને ઘોરઘોણનું કાવતરું પકડાઈ જવું અને બંનેને દેહાંતદંડની સજા થવી – આમ, આટઆટલી નવીન ઘટનાઓનું નિરૂપણ કવિએ આ નાટકમાં કર્યું છે માટે જ નલકથાના વિકાસમાં નવા પ્રસંગો દ્વારા મૌલિક ફાળો આપનારાઓમાં 'નલવિલાસ'-ના કર્તાનું સ્થાન ઘણું મહત્ત્વનું છે.

સ્વ શ્રી રામનારાયણ પાઠક બતાવે છે તેમ આ નાટકનો સ્વયંવરનો પ્રસંગ રઘુવંશના 'ઇન્દુમતી સ્વયંવરવર્ણન'ની કંઈક સ્મૃતિ આપે છે. અને ગર્ભાંકનો પ્રસંગ 'ઉત્તરરામચરિત'માં આવતાં ગર્ભાંકની યાદ અપાવે છે.

વનમાં નળને સાપ કરડે છે એ ઘટના કવિએ જૈન પરંપરાની કથાને અનુસરીને આલેખી છે. નળને એના સ્વર્ગસ્થ પિતા નિષધદેવ સર્પનું રૂપ લઈને કરડે છે એવી ઘટના નાટકમાં બનતી બતાવાઈ નથી, પણ પૂર્વે બની ગયેલી ઘટના તરીકે નળના મુખે એનો ઉલ્લેખ નાટકકારે કરાવ્યો છે. મહાભારતના કર્કોટકના વૃત્તાન્તને બદલે કવિએ નાટકમાં આ ફેરફાર આપણી તત્કાલીન માન્યતાને અનુસરીને કર્યો છે એવો અભિપ્રાય શ્રી પાઠકનો હોય એમ લાગે છે. તેઓ લખે છે : "અહીં પણ વાર્તામાંથી અલૌકિક ચમત્કારનો અંશ કંઈક ઓછો થયો છે કર્કોટકનું વૃત્તાન્ત કેવળ ચમત્કાર જ ગણાય. પણ પૂર્વજ સર્પ થાય એવી માન્યતા ગુજરાતમાં આજ સુધી છે. નળનો પિતા સર્પ થયો એ આપણી માન્યતાને અનુકૂળ કલ્પના છે, પણ સર્પયોનિ અવગતિ બતાવે છે અને સર્પના દવદહનનો ખુલાસો મળતો નથી." +

આ પ્રસંગ વિશે થોડી સ્પષ્ટતા કરવાની આવશ્યકતા લાગે છે. પહેલું તો એ કે કર્કોટક નાગનું વૃત્તાન્ત બદલીને નળના પિતા સાપ થયા એવી કરેલી કલ્પના કવિ રામચન્દ્રની મૌલિક નથી આવું નિરૂપણ રામચંદ્રના ગુરુ હેમચંદ્રાચાર્યના 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'માંના નલકથામાં આવે છે. એથી પણ પૂર્વેની જૈન

+ આલોચના-પૃ ૨૨૩. આ પ્રસંગ વિશે ડૉ ભોગીલાલ સાંડેસરાએ મહીરાજકૃત 'નલદવદંતી રાસ'ના સંપાદનમાં લખ્યું છે (પૃ. ૧૪) : "પૂર્વજ નાગ થાય એ ગુજરાતી લોકસમાજની માન્યતા ઘણી જૂની છે આચાર્ય હેમચન્દ્રના શિષ્ય રામચન્દ્રના (વિક્રમનો બારમો સૈકો) સંસ્કૃત નલવિલાસ નાટકમાં પણ આ પ્રસંગનું નિરૂપણ છે લોકપ્રચલિત માન્યતાનો જૈન લેખકોએ એક ધાર્મિક પ્રયોજન (motif) લેખે અહીં ઉપયોગ કર્યો જણાય છે"

પરંપરાની નલકથામાં એ જોવા મળે છે. એટલે આ પ્રસંગની યોજના કે કલ્પના 'નલવિલાસ'મા પ્રથમ વાર આવે છે એમ કહી શકાશે નહિ બીજું, નળના પિતાની સર્પયોનિમા ગતિ થઈ, સર્પયોનિ અવગતિ બતાવે છે, પૂર્વજ સર્પ થાય એવી આપણી માન્યતાનો અહી આધાર લેવાયો છે, એવો શ્રી પાઠકનો અભિપ્રાય પણ યથાર્થ લાગતો નથી, કારણ કે નળના પિતાની સર્પયોનિમાં ગતિ થઈ નથી અવસાન પછી તેઓ બ્રહ્મ નામના પાંચમા દેવલોકમાં દેવ થયા છે તેમણે અવધિજ્ઞાન વડે પોતાના પુત્રની સ્થિતિ જાણી અને એથી, (દેવતાઓ ગમે તે સ્વરૂપ ધારણ કરી શકતા હોવાથી) તેમણે સર્પનુ સ્વરૂપ ધારણ કર્યું અને ગુપ્ત વાસ માટે નળને મદદરૂપ થવાના આશયથી તેમણે નળના દેહને દંશ મારી કદરૂપો બનાવી દીધો ત્યાર પછી દેવસ્વરૂપે પ્રગટ થઈ, નળને દિવ્ય વસ્ત્રાભરણ આપીને નળને ઉપાડીને સુસમારપુર આગળ મૂકી પોતે અંતર્ધાન થઈ જાય છે આવુ આલેખન જૈન પરંપરાની નલકથામાં છે એટલે અવસાન પછી નળના પિતાની સર્પયોનિમા ગતિ થઈ એવુ માનવાની જરૂર રહેશે નહિ એથી લોક-માન્યતાના આધારનો પ્રશ્ન પણ રહેશે નહિ તથા સર્પના દવદહનના ખુલાસાની પણ જરૂર રહેશે નહિ વળી કર્કોટકના વૃત્તાન્તોને બદલે આ વૃત્તાન્ત આવવાથી ચમત્કારનો અંશ કંઈક ઓછો થયો છે એમ પણ કહેવાશે નહિ

મહાભારતની નલકથા સાથે આ નાટકના કથાવસ્તુને સરખાવતા શ્રી રામ-નારાયણ પાઠક લખે છે: "રામચન્દ્રના નિરૂપણથી નલનુ વસ્તુ વધારે માનવ-ભૂમિકા ઉપર આવેલું છે તેના નિરૂપણમા ચમત્કાર લગભગ ચાલ્યો જાય છે વાસ્તવિક રીતે કહેતા મૂળ આખ્યાનમાથી કાઢી શકાય તેટલો ચમત્કાર તેણે કાઢી નાખેલો છે આમ કરવાનુ એક કારણ વસ્તુને નાટકને અનુકૂળ કરવુ એ પણ છે હંસની મારફત સંદેશા પહોચાડવા, રાજાના પંડમા કલિને પ્રવેશ કરાવવો, પક્ષીઓ પાસે વસ્ત્ર ઉપડાવી લેવરાવવું, એ સર્વ નાટકમાં ભજવી બતાવવુ અશકય છે અને ભજવવાનુ ના હોય તો કથન તરીકે જણાવવાથી નાટકના રસમા ચમત્કૃતિ આવી શકે તેમ નથી, માટે આપણા નાટકકારે સૂક્ષ્મ વિવેકદષ્ટિથી તેને એકદમ છોડી જ દીધા છે પણ નળરાજાની શરીરવિકૃતિ મૂળ કથાનો રહસ્યભાગ છે તે વિના બાહુક આવી શકે નહિ, ગુપ્તવાસ અશકય થઈ જાય અને દમયંતીના પ્રેમની લોકોત્તરતા પણ પ્રગટ કરી શકાય નહિ, માટે તે પ્રસંગો ગળેલા છે જો કે તેને પણ, આપણે આગળ જોઈશું તેમ, પોતાના સમયના મંતવ્યોને અનુકૂળ કરી માનવભૂમિકા પર લાવવા પ્રયત્ન કર્યો છે" શ્રી પાઠકના આ અભિપ્રાયમા ઘણો તથ્યાશ રહેલો છે, તો પણ થોડીક સ્પષ્ટતા કરવાની જરૂર લાગે છે નાટકકારે જો કેવળ મહાભારતની કથાનો જ આધાર લીધો

હોત તો હંસ, કલિ વગેરેના પ્રસંગો એમણે સાવ છોડી જ દીધા છે અને તે પણ આવી દષ્ટિથી એમ કહેવું યોગ્ય લેખાત પરંતુ આપણે આગળ જોયું તેમ નાટકકારે કોઈ પણ એક જ પરંપરાનો આધાર લીધો નથી. એટલે નાટકકારે આવો વિચાર ન પણ કર્યો હોય એમ બનવાં સંભવ છે અલબત્ત, આ પ્રસગો નાટકમાં લેવાયા નથી અને નાટકમાં એ બનાવવા અનુકૂળ પણ નથી, પરંતુ એથી 'નલવિલાસ'ના વસ્તુના નિરૂપણમાં ચમત્કાર લગભગ ચાલ્યો જાય છે એમ કહેવું યોગ્ય નથી, કારણ કે ઊલટાનું, કવિએ નાટકમાં ચમત્કારના અંશોવાળા કેટલાક નવા પ્રસંગો—નળના સ્વપ્નનું નૈમિત્તિકે બનાવેલું અંતરાયવાળુ ફળ (જે સાચું પડે છે), ઘોરઘોણ કાપાલિક, લંબોદરે લંગડા તાપસનું રૂપ ધારણ કરવુ —ઇત્યાદિ ઉમેર્યા છે.

આ નાટકની મહત્તા વિશે પોતાના લેખમાં અંતે શ્રી પાઠક લખે છે, "વિશેપ ચર્ચા વિના જોઈ શકાશે કે નાટક ઉપર સંસ્કૃત નાટકોની પુષ્કળ અસર છે. શ્લોકોનો પ્રવાહ અને શૈલી 'ઉત્તરરામચરિત'ની સચોટ છાપ બતાવે છે. પણ ભવભૂતિ કરતાં આમાં પાત્રો ઘણાં છે. .મહાભારત કરતાં દમયંતીનુ પાત્ર કવિએ ઘણું જ કોમળ બનાવેલું છે. .કવિનો ભાપાવિભવ સમૃદ્ધ છે. સર્વત્ર વૈદર્ભી રીતિ છે એટલે વાંચવામાં પણ સરળતા. માધુર્ય, પ્રસાદ સારાં જણાય છે. પણ માનવસ્વભાવના જે ગભીર નિરૂપણથી, કોઈ મહાન સત્યના દર્શનથી, કે રસની કોઈ પરાકોટિથી કવિઓ અમરત્વ પ્રાપ્ત કરે છે તે તો આમાં નથી જ એમ કહેવું જોઈએ. કવિઓના પ્રથમ વર્ગમાં આને ન મૂકી શકાય, પણ ગુજરાતના ૧૩મા સૈકામાં આવું નાટક લખાયું-ભજવાયું પણ હશે-તેને માટે ગુજરાત મગરૂર જરૂર થઈ શકે +

કવિ રામચન્દ્રસૂરિના આ નાટકની સોમપ્રભાચાર્યકૃત 'કુમારપાલપ્રતિબોધ'માં આવતી નલકથા ઉપર અને ઋષિવર્ધન તથા મેઘરાજના 'નલદવદંતી' વિશેના રાસ પર કેટલીક અસર પડેલી છે.

---

+ આલોચના-લે૦ રા. વિ પાઠક—'નલવિલાસ' વિશે લેખ

## ૧૦. માણિક્યદેવસૂરિકૃત નલાયન મહાકાવ્ય

મહાકવિ શ્રી માણિક્યદેવસૂરિએ સંસ્કૃત ભાષામા રચેલું 'નલાયન' નામનું મહાકાવ્ય નળદમયતીની કથાના વિકાસમાં મહત્ત્વનો ફાળો આપનાર એક અત્યંત વિશિષ્ટ કોટિની કૃતિ છે.

માણિક્યદેવસૂરિનો આ ગ્રંથ ઉપલબ્ધ નથી એમ ઘણાં વર્ષો પહેલા મનાતું હતુ.* પરંતુ ત્યારપછી ભાવનગર, આગરા, મુબઈ અને જેસલમેરમાથી એની હસ્તપ્રતો મળી આવી છે. એ હસ્તપ્રતોને આધારે શ્રી વિજયેન્દ્રસૂરિએ આ ગ્રથનું સશોધન-સપાદન કર્યું અને ભાવનગરની શ્રી યશોવિજયજી ગ્રથમાળા તરફથી ઈ. સ. ૧૯૩૮મા એનું પ્રકાશન થયુ છે

માણિક્યસૂરિના આ મહાકાવ્યનુ બીજુ નામ 'કુબેરપુરાણ' પણ છે × આ મહાકાવ્ય પરથી કવિ નયસુદરે સં. ૧૬૬૫મા ગુજરાતીમા 'નળદમયંતીરાસ'ની રચના કરી છે

માણિક્યદેવસૂરિએ પોતાના ગ્રથમા પોતાના ગચ્છનો તથા પોતાની અન્ય કેટલીક કવિઓનો ઉલ્લેખ કર્યો છે. એ સિવાય તેમનાં જન્મ, દીક્ષા, ગુરુપરંપરા, કૃતિઓનો રચનાકાલ, સ્વર્ગવાસ વગેરે વિશે તેમની ઉપલબ્ધ પ્રગટ કૃતિઓમાથી કશું જાણવા મળતુ નથી તેઓ વટગચ્છના હતા. એમણે 'પચનાટક,' 'યશોધરચરિત્ર', 'મુનિ-મનોહરી' અને 'અનુભવ સાર વિધિ' એટલા ગ્રથોનો ઉલ્લેખ

---

* જુઓ ઈ સ ૧૯૧૮મા પ્રગટ થયેલા 'આનદકાવ્યમહોદધિ'નુ મૌક્તિક છઠ્ઠુ-પૃ ૨૮, ૨૯, ૩૦, ૩૧ -સ્વ મોહનલાલ દલીચદ દેસાઈના લેખ

સ્વ મોહનલાલ દેસાઈએ 'કાવ્યપ્રકાશના ટીકાકાર માણિક્યચદ્રસૂરિ અને 'નલાયન'ના કર્તાને એક માનવાની ભૂલ કરી છે 'નલાયન' ગ્રથ પ્રગટ થયો છે અને તેમા કર્તાએ પોતાની કૃતિઓના નામ આપ્યાં છે એટલે માણિક્યચદ્રસૂરિ અને માણિક્યદેવસૂરિ એ બે ભિન્નભિન્ન કવિઓ છે એ વિશે હવે બિલકુલ શકાને સ્થાન નથી

શ્રી અનતરાય રાવળે 'ગુજરાતી સાહિત્ય' (મધ્યકાલીન) મા પૃ ૧૨૮ ઉપર 'નલાયન'ના કર્તાનુ નામ માણિક્યચદ્રસૂરિ આપ્યુ છે અને ગ્રંથને અનુપલબ્ધ ગણાવ્યો છે તે સ્વ. મોહનલાલ દેસાઈના આધારે લખ્યું હોય એમ લાગે છે.

× સસ્કૃતમા રચાયેલા આ મહાકાવ્યનો ગુજરાતી ગદ્યાનુવાદ 'શ્રી દમયતીચરિત્ર'ના નામથી ઈ સ. ૧૯૪૯માં ભાવનગરની શ્રી જૈન આત્માનદ સભા તરફથી પ્રગટ થયો છે એના અનુવાદક છે પંડિત જગજીવનદાસ પોપટલાલ.

'નલાયન' મહાકાવ્યના સ્કંધોની પુષ્પિકાઓમાં કર્યો છે. એ પરથી એ ફલિત થાય છે કે આ ગ્રંથોની રચના કર્યા પછી એમણે 'નલાયન' મહાકાવ્ય લખ્યું હોવું જોઈએ.

માણિક્યસૂરિના જીવનકાળ અને કવનકાળ વિશે વિશેષ કશું જાણવા મળ્યું નથી. એમની કૃતિઓમાંથી માત્ર બે જ કૃતિઓ ઉપલબ્ધ છે: (૧) 'નલાયન' મહાકાવ્ય અને (૨) 'યશોધરચરિત્ર'. એ બંને કૃતિઓ પ્રગટ થયેલી છે. સ્વ. આચાર્ય બુદ્ધિસાગરજી મહારાજે પોતાના સંશોધનગ્રંથ 'જૈનપ્રતિમા લેખસંગ્રહ'મા માણિક્યસૂરિ વિશે સં. ૧૩૨૭ અને સં ૧૩૭૫ ના—એમ બે પ્રાચીન ઉલ્લેખો આપ્યા છે. જેમાં માણિક્યસૂરિ શ્રીપદ્મચંદ્રસૂરિના શિષ્ય હતા એમ જણાવવામા આવ્યુ છે. વળી, 'નલાયન' ગ્રંથની જે હસ્તપ્રતો મળે છે તેમાં આગરાની હસ્તપ્રતમાં લખ્યા સાલ સં. ૧૪૭૫ આપી છે આ પરથી એક અનુમાન કરવામાં આવે છે કે માણિક્યસૂરિ વિક્રમના ચૌદમા શતકમાં વિદ્યમાન હોવા જોઈએ

માણિક્યસૂરિએ દસ સ્કંધના નવ્વાણું સર્ગમાં 'નલાયન' મહાકાવ્યની રચના કરી છે ચાર હજાર કરતાયે વધારે શ્લોકપ્રમાણવાળા આ મહાકાવ્યની સર્ગસંખ્યા ૧૦૦ની હોવાનો ઉલ્લેખ ક્યાંક ક્યાંક થયો છે, પણ હકીકતમાં તે ૯૯ સર્ગનું અત્યારે મળે છે. સંભવ એ છે કે એનો એક સર્ગ લુપ્ત થયો હોય.

સંસ્કૃત મહાકાવ્યોની પ્રણાલી અનુસાર કવિએ આ મહાકાવ્યની રચના કરી છે. જૈન અને જૈનેતર બંને પરંપરાની નલકથાનો સમન્વય કરી, તેમાં યથોચિત ફેરફારો કરી અને નવા પ્રસંગો ઉમેરીને કવિએ આ મહાકાવ્યની રચના કરી છે આ કાવ્ય પર શ્રી હર્ષકૃત 'નૈષધીયચરિત'ની અને ત્રિવિક્રમ ભટ્ટ કૃત 'નલચંપૂ'-ની અસર પડેલી છે. તેમ છતાં કવિની પોતાની મૌલિક પ્રતિભાનું સર્જન પણ તેમાં ઘણું છે. નળદમયંતી વિશે લખાયેલી તમામ કૃતિઓમા કદની દૃષ્ટિએ સૌથી મોટી કૃતિ આ છે. આ કાવ્યના આધારે પોતાના 'નળ-દમયંતી' રાસની રચના કરનાર કવિ નયસુંદર લખે છે.

> માણિકસૂર મહાયતિ, તિણેં કર્યો નળાયન ગ્રંથ;
> નવરસપયોધિ વિલોવવા, કરે થયો જે સુરમંથ
> સ્વસમય ને પરસમયનો, એકત્ર જિહા અધિકાર;
> શતસર્ગ જેહના વાચનાં, ઉલ્લાસ થાય અપાર

'નલાયન' મહાકાવ્યની નલકથામાં કવિની મૌલિક કલ્પનાના ઉમેરા અને ફેરફારો વધુ હોવાને કારણે તેનું નિરૂપણ કેવુ થયું છે તે આપણે વિગતે જોઈએ :

વીતરાગ ભગવાન અને સરસ્વતીદેવીને પ્રણામ કરી કવિ નલકથાની શરૂઆત કરે છે પ્રથમ સ્કંધના પ્રથમ સર્ગમાં લગભગ પચાસેક શ્લોકમાં કવિએ મહાકાવ્યને ઉચિત એવી આલંકારિક ભાષામાં નળના ગુણોનું સંકીર્તન કર્યું છે. નળની પ્રશંસા કરતી અને એનું માહાત્મ્ય બતાવતી પંક્તિઓમાંથી ઉદાહરણ રૂપ થોડીક જુઓ :

यत्पुण्यं जाह्नवीस्नानाद् यत्पुण्यं गुरुपूजनात् ।
यत्पुण्यं प्राणिनां त्राणात्तत्पुण्यं नलकीर्तनात् ॥
निदाघे चन्दनं हृद्यं हृद्या वर्षासु मालती ।
पिकध्वनिमघौ हृद्य सदा हृद्य नलायनम् ॥
यथा श्रेयस्करं दानं यथा पापहरं तपः ।
यथा शौचकरं शीलं तथैव नलकीर्तनम ॥

નળનો સમય કવિએ, કાળ વિશેની જૈન માન્યતા અનુસાર, ચોથા આરાનો, શ્રી ધર્મનાથ અને શ્રી શાંતિનાથ તીર્થંકર ભગવાનના આંતરાનો, ગણાવ્યો છે. આ વર્ણનમાં કવિએ નળની ઉંમર સોળ વર્ષની ગણાવી છે. તે બલિષ્ઠ શરીરવાળો, તેજસ્વી રૂપવાળો, સત્યવાદી અને પ્રજાને સુખી રાખનાર હતો આ સર્ગમા કવિએ નળના પાત્રનું અને એના સુખી રાજ્યનું મનોરમ ચિત્ર દોર્યું છે.

બીજા અને ત્રીજા સર્ગમા કૌંચકર્ણ રાક્ષસનો પ્રસંગ વર્ણવાયો છે એક વખત નળ શ્રુતશીલ નામના પોતાના મંત્રી તથા અન્ય પંડિતો, મિત્રો, પ્રતિહારિઓ, વિદૂષકો વગેરે સાથે બેઠો હતો ત્યારે કેટલાક વૃદ્ધ તાપસોએ પ્રથમ પોતાનો વૃત્તાન્ત જણાવતા કહ્યું . "હે રાજન્ ! કચ્છ-મહાકચ્છના પ્રસિદ્ધ વંશમા અમે જન્મેલા છીએ. અમે ભરત મહારાજાએ કરાવેલાં 'तमोपह' નામના, ગંગા કિનારે આવેલા તીર્થમાં રહીએ છીએ. હમણા ત્યાં કૌંચકર્ણ નામનો રાક્ષસ અમને સુખ-શાંતિથી રહેવા દેતો નથી. માટે હે નળ ! દસ હજાર હાથીના બળવાળા, મહાક્રોધી અને મહાભિમાની એવા રાક્ષસનો તું વિનાશ કર !"

તાપસોનાં આ વચન સાભળીને નળ ઘોડા પર બેસીને તરત જ કૌંચકર્ણનો વધ કરવા ચાલ્યો

નળ એ અંધકારમય અરણ્યમાં પહોંચ્યો. બંને વચ્ચે પરસ્પર તુમુલ યુદ્ધ થયું. છેવટે નળે તે રાક્ષસને પોતાના ભાલાથી પૃથ્વી સાથે જડી દીધો ત્યારે તે ભયંકર આક્રંદ કરતો મૃત્યુ પામ્યો.

આમ, તાપસોને રાક્ષસના ભયમાંથી મુક્ત કરી નળ પાછો ફર્યો.

એક દિવસ નળની પાસે એક ભિક્ષુક આવ્યો તે ભિક્ષુકે કહ્યુ, "હે રાજન! હું દક્ષિણ દિશામાં નાશકય નામના નગરમા ગયો હતો. ત્યા મેં ભગવાન ચંદ્ર પ્રભુનાં દર્શન કર્યાં. ત્યારપછી મેં દંડકારણ્યમાં પ્રવેશ કર્યો ત્યાંથી ભિન્નભિન્ન તીર્થોની યાત્રા કરતો કરતો હું મારા દેશ તરફ પાછો ફરી રહ્યો છું રસ્તામા કાંતિ નામની એક નગરીમાંથી નીકળીને માર્ગમાં એક વડના વૃક્ષ નીચે થાક ખાવા હું બેઠો હતો. કોઈ એક રાજકુમારીને ત્યા આવીને પોતાના પરિવાર સાથે થોડી વાર વિસામો લેતી મેં જોઈ. વાણી, વય, વિદ્યા, વૈભવ અને દેહની બાબતમાં એના જેવી સ્ત્રી આ પૃથ્વીમાં મેં ક્યાંય જોઈ નથી એના લલાટમાં ઊગતા સૂર્યની કાન્તિ જેવી કાન્તિવાળું પવિત્ર તિલક હતું એ વખતે એની આગળ ઉત્તર દિશાનો કોઈ એક મુસાફર ઉત્તર દિશાના કોઈ રાજવીનુ વર્ણન કરી એને કહી રહ્યો હતો કે, "તું સૌભાગ્યરૂપી અમૃતની સાગર સમાન છો. જ્યારે તે રાજા સૌન્દર્યરૂપી અમૃતના સમુદ્ર સમાન છે. તમારા બંનેનો સમાગમ થવામાં ભાગ્યદેવીનો પ્રયત્ન સફળ થાઓ."

ભિક્ષુકની વાત સાંભળી નળે એને રત્નજડિત સુવર્ણનાં આભૂષણો આપી વિદાય કર્યો. ભિક્ષુકે કરેલું રાજકુમારીનું વર્ણન સાંભળી નળ અસ્વસ્થ બની ગયો. કામપીડા એને વ્યથિત કરવા લાગી. પેલી રાજકુમારી વિશે તપાસ કરાવતા એ વિદર્ભ દેશના રાજા ભીમની કુંવરી દમયંતી છે એમ એને જાણવા મળ્યું. પરંતુ એ દમયંતી આગળ જે રાજાનુ પથિકે વર્ણન કર્યું તે કોણ છે એની એને ખબર પડી નહિ. આથી તે મનમા વિવિધ પ્રકારના તર્ક કરવા લાગ્યો અને દમયંતી મેળવવા માટેના ઉપાયો વિચારવા લાગ્યો.

છઠ્ઠા સર્ગથી કવિએ બાલચન્દ્ર નામના હંસ અને સોમકલા નામની એની હંસીનો પ્રસંગ વર્ણવ્યો છે. સરસ્વતીદેવી એક વખત નવરાત્રિના ઉત્સવ માટે મેરુ પર્વત પર ગઈ હતી ત્યા એની સાથે શ્રી, હ્રી, કીર્તિ, કાંતિ વગેરે બીજી દેવીઓ પણ હતી. તે બધી દેવીઓના હંસ, પોપટ વગેરે વાહનો ત્યાં હતા. સિદ્ધાયતન જિનાલયમાં ઉત્સવ-નૃત્ય કર્યા પછી તે દેવીઓ સ્વગૃહે પાછા ફરવાની તૈયારી કરવા લાગી તે સમયે સરસ્વતીદેવીનું વાહન તે હંસ, ત્યા હાજર થયો નહિ. બાલચન્દ્ર હંસ સોમકલા હંસી સાથે કમળોના જૂથમાં રતિ-ક્રીડા કરી રહ્યો હતો. આથી હંસના પ્રમાદને લીધે સરસ્વતીદેવીને કારણે બીજી દેવીઓને પણ મોડું થયું. બીજા હંસો, પોપટો વગેરેના અવાજથી બાલચન્દ્રને ખબર પડી ત્યારે તે સરસ્વતીદેવી સામે આવીને ઊભો રહ્યો. એટલે ગુસ્સે ભરાયેલી સરસ્વતીએ કહ્યું,

"હે હંસ ! શિક્ષા કર્યા વિના તુ સુધરવાનો નથી. માટે જા, હવેથી તારો પૃથ્વી પર વાસ થાઓ" હંસે પોતાના અપરાધ માટે માફી માગી અને કૃપા માટે તે આજીજી કરવા લાગ્યો ત્યારે સરસ્વતીએ એને કહ્યું, "જ્યારે તારુ કરાવેલું કોઈ પણ કાર્ય દેવ, દાનવ કે માનવ વડે અલંઘનીય બનશે ત્યારે તું શાપમાથી મુક્ત થઈશ, જા" આમ કહી, સ્મરણમાત્રથી હાજર થયેલા બીજા હંસ પર બેસી વીણા વગાડની વગાડની શારદાદેવી ત્યાથી વિદાય થઈ

શારદાદેવીના શબ્દો સાભળી રાજહંસ બાલચંદ્રે સોમકલાને કહ્યું, "હે કાન્તે ! ભીમરાજાની પુત્રી દમયતીનો સ્વયંવર થવાનો છે. દમયતી નળને ચાહે છે નળ પણ એના પ્રત્યે આકર્ષાયેલો છે. આપણે એ બનેનુ દૂતકાર્ય કરીએ."

પૃથ્વી પર તે વખતે શરદઋતુનું આગમન થયું હતું. નળરાજાને વિરહરૂપી અગ્નિ પીડતો હતો. એટલે તે મનના વિનોદ માટે અને કામપીડાને ભૂલવા માટે મિત્રોની સાથે નગર પાસેના ઉદ્યાનમા ગયો. એ વખતે બાલચંદ્ર હંસ બીજા કરોડો હસ સાથે તે ઉદ્યાનમા આવી પહોચ્યો. રાજાએ કૌતુકથી તે રાજહંસને પકડ્યો. એથી ગભરાયેલી સોમકલાએ રાજાને કહ્યુ, "હે મહારાજ ! આપે આ અણઘટતુ શું કર્યું ? જોઈએ તો મને મારી નાખો, પણ મારા પતિને છોડી દો, કારણકે એના વિના મારા પ્રાણ નીકળી જશે અને બધા પક્ષીઓ પણ નાયક વિનાનાં બની જતા મૃત્યુ પામશે."

હંસી આ પ્રમાણે વિલાપ કરતી હતી તેવામા અચાનક રાજાને ઉદ્દેશીને આકાશમા કર્ણપ્રિય દિવ્યવાણી થઈ કે, 'હે મહારાજ ! મોહ ત્યજી દઈને આ રાજહંસને છોડી મૂક. આ હંસ દમયતીને મેળવી આપવામા તારું દૂતકાર્ય કરશે' આ પ્રમાણે આકાશવાણી સાભળી નળે હંસ અને હસીને આશ્વાસન આપ્યું.

નવમા સર્ગથી કવિ દમયંતીના જન્મની કથા કહે છે દક્ષિણ દિશામા વિદર્ભ દેશના રાજા ભીમ અને એની રાણી પ્રિયગુમજરીને કઈ સતાન નહોતું. એક વખત વનમા બચ્ચાને લાડ કરાવતી વાદરીને જોઈ તેમનું ચિત્ત વ્યાકુળ બન્યું. આથી તેમણે બનેએ વ્રતનિયમ ધારણ કરી, ચક્રેશ્વરીદેવીની આરાધના કરી. ચક્રેશ્વરીદેવીએ તેમને સ્વપ્નમા દર્શન આપ્યુ અને કહ્યુ, "હે વત્સો ! હુ તમારા પર તુષ્ટમાન થઈ છુ આ તમારું વ્રત પૂરુ કરો પ્રાતકાળમા જ મારી પ્રેરણાથી દમનક નામના મુનિવર તમારી પાસે આવીને તમારી ઇચ્છા પરિપૂર્ણ કરશે"

ત્યારપછી દમનકમુનિના આશીર્વાદથી પ્રિયંગુમજરીએ પુત્રીને જન્મ આપ્યો. એ પુત્રીના ભાલસ્થળમા ઊગતા સૂર્ય જેવું તિલક લોકોએ જોયુ અને એ જ વખતે

એમણે આકાશવાણી સાંભળી કે 'આ કન્યા તેના ભર્તારને ત્રણ ખંડનું રાજ્ય પ્રાપ્ત કરાવશે'

આ કન્યા જન્મથી જ સ્ત્રીસમુદાયના ગર્વનું જાણે દમન કરતી હોય તેમ જણાવાથી કુટુંબીજનોએ તેનુ 'દમયંતી' એવું નામ રાખ્યું. વળી તેના જન્મ દિવસે દાવાનળથી પીડાયેલો કોઈ એક હાથી નગરમાં આવ્યો હતો, એટલે તેના પિતાએ તેનું 'દવદંતી એવું અપર નામ રાખ્યું.

सर्वं स्त्रीवर्गसर्वस्वं दमयन्ती यदुत्थिता ।
सा ततो दमयन्तीति स्वजनैरभ्यधीयत ॥ १७ ॥
यत्तज्जन्मदिने प्राप्तः पुरं दन्ती दवार्दितः ।
दवदन्तीति तन् तस्या. पिता नाम कृत पुनः ॥ १८ ॥

દમયંતીનું વર્ણન કરતા રાજહંસે નળને કહ્યું, "હે રાજન્ ! દમયંતી સૌન્દર્યમાં ઉત્કૃષ્ટ છે. સર્વ કલાઓમાં તે નિપુણ બનેલી છે. કોઈપણ વ્યક્તિ વારંવાર જોવાયેલા તેના શરીરને ક્ષણે ક્ષણે નવીન રૂપે જ જુએ છે તેથી મારા મનમાં બુદ્ધનો આ ક્ષણિકવાદ કંઈક અંશે સાચો જણાય છે પરંતુ બીજી બાજુ જે કોઈ તેનું પાતળું એવું ઘડીકમાં દેખાતું અને ઘડીકમાં નહિ દેખાતું પેટ જુએ છે તે તો સ્યાદ્વાદ સિદ્ધાન્તરૂપી લક્ષ્મીથી શોભતી આર્હતી વાણીને જયવંત વર્તતી માને છે." (૯–૨૭)

રાજહંસે જ્યારે આ પ્રમાણે દમયંતીની વાત કરી ત્યારે તે સાંભળીને 'હું શું કરું ?' 'હું હવે ક્યાં જાઉં ?' એમ બોલતો બોલતો વિહ્વળ બનેલો નળરાજા મૂર્ચ્છાવશ બની પૃથ્વીપર ઢળી પડ્યો. તરત પક્ષીઓએ પોતાની પાંખ વડે એને પવન નાખ્યો. એથી નળ ધીમે ધીમે જાગૃતિમાં આવ્યો હંસે એને કહ્યું, "હે રાજન ! દમયંતી તમારે માટે દુષ્પ્રાપ્ય નથી હું કોઈપણ રીતે દમયંતી તમારા પ્રત્યે લીન બને એવો પ્રયત્ન કરીશ"

નળની રજા લઈ તે હંસ દમયંતી પાસે આવ્યો. બારમા સર્ગમાં કવિએ કુંડિનપુરમાં હંસના આગમનનું અને દમયંતી સાથેની તેની વાતચીતનું વર્ણન કર્યું છે હંસે પોતાની યુક્તિથી દમયંતીને એની સખીઓથી થોડે દૂર લઈ જઈને નળની પ્રશંસા કરી અને દમયંતીની વિનંતીથી નળનું ચરિત્ર એણે કહી સંભળાવ્યું

પ્રથમ સ્કંધના તેરમા સર્ગમાં કવિએ દમયંતી સમક્ષ હંસે વર્ણવેલ નળચરિત્ર આપ્યું છે. નિષધા નામની નગરીમા વીરસેન નામનો રાજા રાજ્ય કરતો હતો એની રાણીનું નામ રૂપવતી હતું એણે એક પુત્રને જન્મ આપ્યો એ પુત્ર

જ્ઞાની, સસ્કારી અને વિનયી હતો પોતાનો એ નિ:સ્પૃહી પુત્ર ધર્મ ખાતર અપર્ણ કરવામાં આવેલુ ધન સજ્જન પુરુષો પાસેથી હરી લેશે નહિ એમ સમજીને તેના કુટુમ્બીજનોએ એનુ 'નલ' એવું નામ પાડ્યું.

એક દિવસ નળ પોતાના ઘોડેસવારો સાથે અશ્વક્રીડાંગણમા ગયેલો. પરંતુ તેનો ઘોડો કાબૂમાં ન રહેતાં બીજા ઘોડેસવારોથી છૂટો પડીને ખૂબ દૂર નીકળી ગયો. એક દિવસ અને એક રાત પછી તે એક વનમાં આવી ચડયો ત્યા એક સરોવરને કાઠે, થાકી ગયેલા ઘોડા પરથી ઊતરીને સ્નાન કર્યા બાદ નળે કોઈ એક કરુણ સ્વર સાંભળ્યો. અવાજને અનુસરીને જતાં તે એક ઝાડ પાસે આવી પહોંચ્યો. ત્યાં ઝાડના થડ સાથે બાંધેલા અને એથી શરીરે જકડાઈ ગયેલા એક મુનિવરને તથા એની પાસે રુદન કરતાં એક શિષ્ય અને એક કન્યાને એણે જોયા. નળે આ સ્થિતિનું કારણ પૂછતાં તે શિષ્યે કહ્યું, "અમારી વાત લાંબી છે. આ શ્રીધર નામના મુનિવર તીર્થયાત્રા નિમિત્તે સમેતશિખરનાં દર્શન કરવા નીકળ્યા છે આ સરોવરના કિનારે વિસામો લીધો અને હું તેમની સેવા-શુશ્રૂષા કરવા લાગ્યો. તેટલામાં કોઈ એક અધમ અને દુરાચારી વિદ્યાધર આ રાજપુત્રીનું હરણ કરીને આકાશમાર્ગે જવા લાગ્યો એટલામાં તો આ કન્યાના પ્રેમીએ તે વિદ્યાધરની સામે આવીને આકાશમાં જ તેનો માર્ગ રોકયો આથી બને વચ્ચે યુદ્ધ થયું. તે સમયે આ કુમારીએ પોતાની જાતને વિમાનમાથી છૂટી કરી આ સરોવરમાં પડતું મૂક્યું તરતી તરતી તે કિનારે આવી અને આ મુનિવર પાસે આવી કહેવા લાગી, "હે પૂજ્ય મુનિવર! મારું રક્ષણ કરો! મારું રક્ષણ કરો હું જાલંધર દેશના રાજાની કનકાવલી નામની પુત્રી છું આ વિદ્યાધરના ભયથી ત્રાસ પામેલી હુ આપના શરણે આવી છું."

મુનિવર શ્રીધરે શરણે આવેલી તે રાજપુત્રીને આશ્વાસન આપીને જાગુલી વિદ્યાના પ્રભાવે એને સર્વાંગે સુરક્ષિત બનાવી. એવામાં પોતાના પ્રતિસ્પર્ધી શત્રુને જીતીને તે વિદ્યાધર આ કન્યાને લેવા આવ્યો. પરંતુ કન્યાની આસ નાસ સર્પો હોવાથી તે તેને સ્પર્શ પણ કરી શકયો નહિ મુનિવરની આવા પ્રકારની શક્તિ જાણીને તે વિદ્યાધરે ક્રોધે ભરાઈ ને મુનિવરને આ ઝાડ સાથે જકડીને પોતાની કિલનવિદ્યા વડે સ્થભિત કરી દઈને ચાલ્યો ગયો મોક્ષસુખના અભિલાષી આ મુનિવર, પોતાના પ્રાણની રક્ષા કરવાની ઇચ્છા ન કરતાં બધું કષ્ટ સહન કરે છે. એકાદ પ્રહર પછી એમના પ્રાણ ચાલ્યા જશે પુંડરીક (શત્રુંજય) પર્વત પર 'માયા નિર્મૂલની' નામની ઔષધી છે. પરંતુ કોઈ બત્રીસ લક્ષણવાળો યુવાન રાજપુત્ર તે ઔષધી જલદીથી લઈ આવે તો આ ઉપદ્રવ દૂર કરી શકાય. સિંહ, વાઘ, વરુ વગેરેના ભયને લીધે કોઈ સામાન્ય માણસ તે ઔષધી લાવી શકતો નથી.

એક પ્રહર પછી તે ઔષધી લાવવામાં આવે તો તેનો કોઈ અર્થ સરશે નહિ. કારણકે આ કિલનવિદ્યા મધ્યાહ્ન સમયે મુનિવરના પ્રાણને હરી લેશે અને એમ થશે તો અમારા બંનેનું મરણ પણ ચોક્કસ નજીક આવી પહોંચશે મારા ગુરુનું મૃત્યુ થશે તો મારે પણ અનશન કરવું પડશે કેમકે ગુરુની સાથે જ મૃત્યુ અંગીકાર કરવાનું મે સ્વીકારેલું છે. ગુરુનું મૃત્યુ થતા આ નિરાધાર રાજપુત્રી પણ પોતાના પ્રાણનો ત્યાગ કરશે."

આ સાંભળી નળે કહ્યું, "હે તપસ્વી ! હું રાજપુત્ર છું અને બત્રીસ લક્ષણો મારામાં છે. સિંહ, વાઘ કે વરુનો મને જરા પણ ભય નથી. પરંતુ મારો ઘોડો એક પ્રહરમાં પુંડરીક પર્વત પર જઈને પાછો આવી શકે એમ નથી આથી હું તમને મદદરૂપ થઈ શકું એમ નથી એથી મને મારી જાત પ્રત્યે ધિક્કાર થાય છે" નળના આ શબ્દો સાંભળીને શિષ્યે કહ્યું, "હે કુમાર ! તારા આગમનથી સઘળા કાર્યો સિદ્ધ થયેલાં લાગે છે મારા ગુરુ પાસેથી મળેલો 'અશ્વકળા' નામનો મંત્ર મારી પાસે છે. તે હું તને આપું છું. એ વડે તું ઘોડા પર બેસી બસો યોજન દૂર પુંડરીક પર્વત પર થોડી વારમાં પહોંચી જઈશ" આ પ્રમાણે કહીને તેણે નળને અશ્વમંત્ર આપ્યો. એ વડે નળ અરધા પ્રહરમાં પુંડરીક પર્વત પર પહોંચી ગયો. ત્યાંથી તે દિવ્ય ઔષધી લઈને નળ તરત પાછો ફર્યો. ઔષધીના સ્પર્શમાત્રથી મુનિવર બંધનમુક્ત બન્યા અને ચૈતન્ય પ્રાપ્ત કરવા લાગ્યા મુનિવરે એથી પ્રસન્ન થઈ નળને આશીર્વાદ આપ્યા અને એને 'સંમોહન' અને બીજાં કેટલાક જુંભકાસ્ત્રો આપ્યાં એમની આજ્ઞા પ્રમાણે નળે રાજપુત્રી કનકાવલીને હાથી પર બેસાડી એના પિતાની રાજધાનીમા પહોંચાડી.

નળ પોતાને નગર પહોંચ્યો ત્યારપછી એક અઠવાડિયું પસાર થયું હશે ત્યાં જાલંધર દેશના રાજા ચન્દ્રબાહુએ મોકલેલો એક દૂત આવ્યો. એણે વીરસેન મહારાજાને પ્રણામ કરી કહ્યું, "હે રાજેશ્વર ! અમારા ચંદ્રબાહુ રાજાએ પોતાની કુમારી કનકાવતી આપના પુત્ર નળને અર્પણ કરી છે પોતાના પ્રાણની રક્ષા કરનાર નળ પ્રત્યે અનુરાગ ધરાવતી એ કન્યાને મારી સાથે હું લાવ્યો છું, અને નગરના દરવાજા આગળ એને રાખેલી છે" દૂતનું એ કથન સાંભળી, ચંદ્રબાહુ રાજાની વિનંતી સ્વીકારી વીરસેન રાજાએ તે જ દિવસે નળ અને કનકાવલીના ઉત્સવપૂર્વક લગ્ન કરાવ્યાં

ત્યારપછી કેટલોક સમય વીત્યા બાદ વીરસેન રાજાએ, નળ રાજ્યધુરા વહન કરવાને સમર્થ છે એ જોઈ, મંત્રી સામંતોને કહ્યું, "રાજ્ય કરતા મને ઘણા વર્ષો થઈ ગયા છે હવે મારું શેષ જીવન આત્મસાધનામાં પસાર કરવાની

મારી ઇચ્છા છે તેથી રાજ્યનો ભાર ઉઠાવી લેવા માટે તમે નળને સમજાવો" સાલંકાયને નળને સમજાવ્યો ત્યાર પછી નળનો રાજ્યાભિષેક કરવામા આવ્યો. વીરસેન રાજાએ પોતે એને રાજ્યતિલક કર્યું.

વીરસેન રાજાની સાથે સાલંકાયન મંત્રી પણ, મંત્રી તરીકેની પોતાની જવાબદારી પોતાના પુત્ર શ્રુતશીલને સોંપીને, વનમાં ચાલી નીકળ્યો

આમ, હંસે દમયંતી આગળ નળનુ ચરિત્ર કહી સંભળાવ્યુ. તે વખતે દમયંતીએ એને નળનું ચિત્ર દોરી બતાવવા કહ્યુ. હંસે પોતાના નખ વડે નળનું ચિત્ર દોર્યું દમયંતીએ એ ચિત્રમા દોરેલા નળના ગળામા પોતાનો મોતીનો હાર પહેરાવ્યો. તેમ કરતાં કરતા દમયંતીની આંખમા હર્ષાશ્રુ આવ્યા પછી એણે પોતાનો એ હાર નળ રાજાને આપવા માટે હંસને આપ્યો.

હંસ આકાશમાર્ગે પાછો ફર્યો હંસે આપેલો દમયંતીનો હાર જોઈ તથા એનો સંદેશો સાંભળીને નળની વિરહવ્યથા વધવા લાગી બીજી બાજુ દમયંતી પણ હંસના જવાથી રડવા લાગી એટલામા એની દાસીઓ અને સખીઓ એની પાસે આવી પહોંચી તેઓ તેને મહેલમા લઈ ગઈ ત્યા વિરહવ્યથાથી અત્યંત વ્યાકુળ બનેલી દમયંતી થોડી વાર મૂર્ચ્છાવશ બની ગઈ એવામા ભીમ રાજા ત્યાં આવી પહોંચ્યા તેમણે દમયંતીની સ્થિતિ જોઈ એનુ કારણ સમજી લીધું અને તે વખતે, પોતે થોડા જ વખતમાં દમયંતીનો સ્વયંવર રચવાના છે એવી જાહેરાત કરી

આ મહાકાવ્યના બીજા સ્કંધમા ઇન્દ્ર અને નારદમુનિ વચ્ચેનો વાર્તાલાપ કવિએ રજૂ કર્યો છે તેમા દેવો દમયંતીના સ્વયંવર માટે આવવા નીકળે છે એ પ્રસંગના નિરૂપણમા 'મહાભારત' અને 'નૈષધીયચરિત'ની છાયા પડેલી દેખાય છે

સ્વયંવરના નિમંત્રણ માટે ભીમરાજાએ જુદી જુદી દિશામા મોકલેલા દૂતો પૈકી ઉત્તર દિશામા દેવદત્ત નામનો વૃદ્ધ દૂત આવ્યો હતો દમયંતીએ પોતાના તરફથી નળને ખાસ સંદેશો એ દૂત દ્વારા કહ્યો હતો ત્યાર પછી, દેવો જ્યારે પૃથ્વી તરફ આવી રહ્યા હતા તે વખતે, સ્વયંવરમા જવા માટે નીકળેલો નળ પોતાના મંત્રી શ્રુતશીલ સાથે વિંધ્ય પ્રદેશમા નર્મદા નદીના કિનારે વિચરી રહ્યો હતો એ વખતે નળે અચાનક જેની આસપાસ ચાર હંસો ફરતા હતા એવી એક ચકવાકીને જોઈ શ્રુતશીલને કહ્યુ, "હે મંત્રી! આ તરફ જો આ હંસોને માટે ચકવાકી યોગ્ય ન હોઈ શકે છતાં પણ આ હંસો ચકવાકીની કેમ ચાહના રાખે છે? જેમ કુમુદિની સૂર્યના કિરણો પ્રત્યે પોતાનો પ્રેમ દાખવતી નથી તેમ આ ચકવાકી પણ હંસો પ્રત્યે પોતાનો પ્રેમ દર્શાવતી નથી" આ પ્રસંગમા કવિએ હવે પછી બનવાની ઘટનાનું સૂચન મૂક્યું છે

જ્યારે નળ આ પ્રમાણે કહેતો હતો ત્યારે પૃથ્વી પર ઊતરી રહેલા ઇન્દ્ર વગેરે દેવોએ એને જોયો એને જોતાં જ એના તેજસ્વી પ્રભાવથી દેવોનું વિમાન ઘડીભર અટકી ગયું. એને જોઈ દેવો વિચારવા લાગ્યા કે 'કદાચ દમયંતી ગુણવાન નળનો ત્યાગ કરી અમને વરશે તો પણ ગુણની કદર નહિ કરનારી એવી એને વરવાથી અમને શો લાભ ?'

આમ, નળ આગળ દેવો ઝંખવાણા પડી ગયા પછી ઇન્દ્રે પોતાના પ્રતિહારી નૈગમેષી નામના દેવને નળ પાસે મોકલ્યો અને નળને પોતાની પાસે આવી મળવા માટે કહેવડાવ્યુ. નળ ઇન્દ્ર પાસે જઈને હાથ જોડી ઊભો રહ્યો. ઇન્દ્રે એને દેવો તરફથી દમયંતી માટે દૂતકાર્ય કરવાનું સોંપ્યું. આથી નળ દ્વિધામાં પડી ગયો એણે દેવોને કહ્યું, "જેને વરવાને માટે હું જઈ રહ્યો છું તેને માટે તમારું દૂત-કાર્ય હું કેવી રીતે કરું ?" પરંતુ ઇન્દ્ર, વરુણ, અગ્નિ અને યમે નળને ખૂબ સમજાવ્યો અને પોતાના તરફથી દૂતકાર્ય કરવાનુ નળની પાસે કબૂલ કરાવ્યું. છેવટે નળે પણ પોતાનું મન મક્કમ કરી દૂતકાર્ય કરવુ જ એવો નિશ્ચય કર્યો. દેવોએ એને દમયંતી પાસે જવા માટે અદૃશ્ય થવાની વિદ્યા આપી. દૂતકાર્ય કરવા જતા નળની પાછળ તે જોવા માટે નૈગમેષીદેવને મોકલવાની કલ્પના આ કવિની પોતાની છે દમયંતીએ આ પ્રસંગે પુષ્કરાક્ષ મંત્રી સાથે મોકલાવેલ કિંનરયુગલનો પ્રસંગ કવિએ 'નલચંપૂ'માથી લીધો છે.

ત્યારપછી નળ કુંડિનપુર જઈ દૂત તરીકે દમયંતી પાસે ગયો અને દેવોને પરણવા માટે એને વારંવાર સમજાવવા લાગ્યો પરંતુ દમયંતી માની નહિ અને રડી પડી એ વખતે આકાશમાંથી બાલચન્દ્ર હંસ ત્યાં આવ્યો અને એણે નળને કહ્યું કે, "હે નળ! દમયંતીને હવે વધારે સમજાવવાની જરૂર નથી માટે તું તારું આ નિંદ્ય દૂતકાર્ય કરવાનું મૂકી દે!" પોતાના પાસે આવેલો આ દૂત તે નળરાજા છે એવું હંસના શબ્દો દ્વારા દમયંતીએ જ્યારે જાણ્યું ત્યારે નળરાજાને જોઈને એના હર્ષનો પાર રહ્યો નહિ

ત્યાર પછી નળે દૂતકાર્ય વિશે ઇન્દ્રને નૈગમેષીદેવ મારફત સંદેશો મોકલાવ્યો.

'સ્વયંવર' નામના ત્રીજા સ્કંધના નવ સર્ગમા દમયંતીનો સ્વયંવરમંડપ, તેમા પધારેલા દેવો, ગાંધર્વો, યક્ષો, વિદ્યાધરો, સર્પો તથા પૃથ્વીપરના રાજવીઓ, સરસ્વતીદેવીએ તેમનો આપેલો પરિચય, દેવોએ ધારણ કરેલું નળનુ સ્વરૂપ, દમયંતીનો વિનંતીથી દેવોનું પ્રત્યક્ષ થવું, દમયંતીનું નળને વરવું અને ત્યારપછી ભીમરાજાએ કરેલો નળ-દમયંતીનો વિવાહ મહોત્સવ ઇત્યાદિનું કવિએ મનોહર વર્ણન કર્યું છે. કવિએ આ પ્રસંગો ઘણે અંશે મહાભારતની કથાને અનુસરીને આલેખ્યા

છે તેમાં કેટલાક ફેરફારો 'નૈષધીયચરિત'ને અનુસરીને કરેલા છે પરંતુ તેમ છતાં કવિની મૌલિક કલ્પનાશક્તિનું પણ આપણને તેમાં સ્થળે સ્થળે દર્શન થાય છે

ચોથા સ્કંધમાં કવિએ નળ દમયંતીના વનવાસ સુધીના પ્રસંગોનું નિરૂપણ કર્યું છે.

દેવો જ્યારે સ્વયંવરમાંથી પાછા ફરી રહ્યા હતા ત્યારે તેમણે આકાશમાર્ગે સામેથી આવતો કલિને જોયો. એનું મુખ જોવાલાયક નથી એમ માની તેઓ બીજી દિશામાં જવા લાગ્યા. પણ ત્યાં તો કલિએ તેમને જતાં જોયા એટલે તે બૂમ પાડતો તેમની પાછળ દોડ્યો દેવોને ઊભા રાખીને એણે તેમને પૂછ્યું, "તમે કઈ બાજુથી અત્યારે આવો છો? હું તો દમયંતીના સ્વયંવરમાં જાઉં છું. તમારાં દર્શનથી મને સારા શુકન થયા છે" એટલામાં સરસ્વતીદેવી પણ ત્યાં આવી પહોંચી એણે કલિની ઘણી મશ્કરી કરી પછી એણે જ કલિને સમાચાર આપ્યા કે દમયંતીનો સ્વયંવર તો થઈ ગયો અને દમયંતી નળને વરી છે. પછી સરસ્વતીએ નળની પ્રશંસા કરી એથી કલિ ક્રોધે ભરાઈ ગયો. એણે નળને દુઃખી કરવાનું નક્કી કર્યું દેવોએ કલિને શાંત થવા કહ્યું પરંતુ કલિ શાંત થયો નહિ. ત્યારપછી અમરાવતી પહોંચેલા દેવોએ પરસ્પર વાત કરતા કહ્યું, "વીરસેન રાજાના ભાઈ અને નલ રાજાના કાકા અત્યારે પાતાલ લોકમાં કર્કોટક નામના નાગરાજ થયા છે તે પુણ્યાત્મા નાગરાજ, કલિ જ્યારે નળરાજાને દુઃખી કરે ત્યારે એનુ રક્ષણ કરો"

કલિ નળનો પરાભવ કરવા માટે આવ્યો પરંતુ નળના પવિત્ર જીવનને લીધે તેનાથી કશું થયુ નહિ. એથી તે નગર બહાર બહેડાના ઝાડ પર ચડી ગયો અને નળના રાજ્ય સામે રાતદિવસ જોવા લાગ્યો. ૬૦,૦૦૦ વર્ષ સુધી તેણે નળમાં અંશમાત્ર દોષ જોયો નહિ. નળ સુખેથી પોતાનું જીવન જીવતો હતો દરમિયાન દમયંતીએ પુત્ર અને પુત્રી—ઇન્દ્રસેન અને ઇન્દ્રસેનાને એકી સાથે જન્મ આપ્યો હતો. નળે તેમનો જન્મમહોત્સવ ઊજવ્યો હતો

આટલાં વર્ષો સુધી રાહ જોયા પછી, એક દિવસ સંધ્યાસમયે પાદપ્રક્ષાલન કરતાં નળના પગની આંગળી વચ્ચેનો ભાગ કોરો રહી જતા કલિએ ત્યાથી નળના દેહમાં પ્રવેશ કર્યો ત્યારપછી કલિએ દ્યૂતના સ્વામી દુરોદર નામના દેવનું સ્મરણ કર્યું. એટલે ચોરી, અસત્ય, કપટ, માયા, ચાડી વગેરેના પરિવારવાળો તે દેવ અંજલિ જોડીને કલિની સન્મુખ ઊભો રહ્યો કલિએ એને આદેશ કર્યો, "તું નલરાજાના જમણા હાથમાં રહે." દુરોદરે તે પ્રમાણે કરતાં નળને સતત દ્યૂતક્રીડાનું મન થવા લાગ્યું.

પોતાના નાના ભાઈ કૂબરને નળે દ્યૂત રમવાનું આમંત્રણ આપ્યું. દ્યૂતમાં મગ્ન બનેલા નળને દમયંતીએ દ્યૂત ન રમવા માટે સમજાવ્યો અને દ્યૂતની અનિષ્ટતા વિશે કદ્રુ અને વિનતાની પૌરાણિક કથા કહી સંભળાવી. 'સૂર્યના અશ્વો કાળા છે' એમ કહેનાર કદ્રુ અને 'સૂર્યના અશ્વો લીલા છે' એમ કહેનાર વિનતા વચ્ચે વાણીદ્યૂત થયું અને એને પરિણામે આરંભમાં વિનતાને અને પછી કદ્રુના સર્પસંતાનોને કેટલું દુઃખ સહન કરવું પડ્યું તે દમયંતીએ નળને સમજાવ્યું. દમયંતીના કહેવાથી નળે દ્યૂત ન રમવાની પ્રતિજ્ઞા લીધી આથી દમયંતીને તથા શ્રુતશીલ મંત્રીને ઘણો આનંદ થયો પરંતુ નળની આ પ્રતિજ્ઞા સવાર સુધી જ રહી મધ્યાહ્ને તો ક્રોધે ભરાયેલા કલિએ નળને ફરી ભાન ભુલાવ્યું. નળ કૂબર સાથે ફરીથી દ્યૂત રમવા લાગ્યો દમયંતીએ કૂબરને સમજાવ્યો, પરન્તુ નળે તેને લાલચો આપી દ્યૂતમાં રોકી રાખ્યો. નળ વધુ અને વધુ હારતો જતો હતો વળી, બીજા કેટલાક એવા ચિહ્નો જણાતાં હતા કે જેથી રાજ્યપરિવર્તન થવાની આગાહી કેશિનીએ દમયંતીને જણાવી આથી દમયંતીએ બાહુક નામના સેનાધિપતિ સાથે પોતાના બંને સંતાનોને ભીમ રાજાને ત્યાં મોકલી આપ્યા

કૂબર સાથેના દ્યૂતમાં નળ રાજ્ય હારી ગયો અને દમયંતીને પણ હારી ગયો. પાંચમો હાથ ઊંચો સ્તંભ નળે ઉખેડીને પાછો સ્થાપ્યો તે પ્રસંગ તથા ભીલો નળનો રથ ઉપાડી ગયા તે પ્રસંગ જૈન પરંપરાની કથાનુસાર કવિએ અહીં વર્ણવ્યો છે પંખીઓ નળનું વસ્ત્ર હરી ગયાનો પ્રસંગ કવિએ મહાભારત અનુસાર વર્ણવ્યો છે

ફરતા ફરતા નળદમયંતી એક સરોવરને કિનારે આવી પહોંચ્યાં નળે વનમાં દમયંતીનો ત્યાગ કર્યો

ત્યારપછી કર્કોટક સાપને અગ્નિમાંથી બચાવવા જતા તે સાપે નળના કાંડામા ડંખ મારી એનું રૂપ બદલી નાખ્યું એ સાપ તે નળના કાકા વજ્રસેન હતા મનુષ્યરૂપ ધારણ કરીને તેમણે કહ્યુ, "હે નળ! પૂર્વે હું તારો કાકો હતો પરંતુ હાલમાં કર્મના કારણે પાતાળમા કર્કોટક નાગરાજ થયો છુ અવધિજ્ઞાનથી તારા પર આવી પડેલુ કષ્ટ જાણી તને મદદ કરવા આવ્યો છું" પછી એણે નળને વસ્ત્ર અને આભૂષણોવાળુ બીલીનું ફળ આપ્યું. નળ એને દમયંતી વિશે પૂછવા જાય છે, પરંતુ ત્યાં તો તે અદૃશ્ય થઈ જાય છે વળી, નળ પોતે પણ એક નગરી આગળ પોતાને અચાનક ઊભેલો જુએ છે. કોઈકને પૂછતાં એને જાણવા મળે છે કે એ વિનીતા નગરી છે અને ત્યાં ઋતુપર્ણ રાજા રાજ્ય કરે છે ત્યા એક ગાંડા હાથીને વશ કરી નળ ઋતુપર્ણ રાજાનું હૃદય જીતી લે છે એ પ્રસંગ કવિએ જૈન પરંપરા પ્રમાણે વર્ણવ્યો છે

પાંચમા સ્કંધમાં કવિએ દમયંતીના વનવાસનું વર્ણન કર્યું છે. વનવાસ દરમિયાન દમયંતીના સ્વપ્નને જૈન પરંપરા પ્રમાણે તથા અજગર અને પારધિનો અને સાર્થ તથા ગાંડા હાથીનો પ્રસંગ કવિએ મહાભારત પ્રમાણે વર્ણવ્યો છે

ત્યારપછી કવિએ મુનિઓનો પ્રસંગ મૂક્યો છે. મુનિઓને જોઈ દમયંતીને હર્ષ થયો તેણે ધર્માચાર્યને પ્રણામ કર્યા. ધર્માચાર્યે તેને કહ્યુ, "અમે વિદ્યાધર મુનિઓ છીએ. વૈતાઢ્ય પર્વત પરથી આ તીર્થને વાંદવા માટે અમે અહીં આવ્યા છીએ શ્રી શાંતિનાથ તીર્થંકર હવે પછી થશે તેમનુ સમવસરણ અહીં થશે માટે આ તીર્થનું નામ ખરેખર 'મુક્તિદ્વાર' છે, કારણ કે હવે પછીના જન્મમા શ્રી શાંતિનાથ-પ્રભુની કૃપાથી અમને કેવળજ્ઞાન પ્રાપ્ત થશે ભાસ્કર નામના અમારા ગુરુએ અમને આ તીર્થસ્થળ બતાવ્યું છે."

દમયંતીએ ધર્માચાર્યને પોતાની દુ:ખની વાત કહી સંભળાવી દમયંતીની વાત સાંભળી બધા મુનિઓની આંખમા આંસુ આવ્યા. ભીમરાજાની પુત્રી અને નળરાજાની રાણીને માથે આ દુ:ખ જેવું તેવું નહોતું દમયંતીને આશ્વાસન આપવા મુનિવર્યે કહ્યું, "હે પુત્રી ! પતિએ તારો ત્યાગ કર્યો છે. પણ તારે શોક ન કરવો, કારણકે શકુન્તલાને તો તારા કરતા પણ વધારે દુ:ખ સહન કરવુ પડ્યુ હતું માટે એ શકુન્તલાની વાત સાંભળ"

અહી કવિએ આઠમા સર્ગથી તે બારમા સર્ગ સુધી વિસ્તારથી શકુન્તલાનુ કથાનક આપ્યું છે

દમયંતીએ જ્યારે મુનિવર્યને કહ્યુ કે શકુન્તલાના દુ:ખ કરતા મારુ દુ:ખ વધારે છે ત્યારે મુનિવર્યે કહ્યું, "પ્રાણીને જ્યારે દુ:ખ આવી પડે છે ત્યારે તે થોડુ હોય કે અધિક હોય તો પણ તે દુ:ખ તેને માટે અસહ્ય બને છે. જો તુ કલાવતીના દુ:ખની કથા સાંભળશે તો તુ આ રીતે શોક નહિ કરે" ત્યાર પછી મુનિવર્યે શંખ રાજાની રાણી કલાવતી વિશે ખોટી શંકા થતા રાજાએ એને જ ગર્ભમા મોકલાવી એની ભુજાઓ કપાવી નાખી હતી તેની વાત દમયંતીને કહી સંભળાવી

અહી તેરમા સર્ગથી તે અઢારમા સર્ગ સુધી કવિએ કલાવતીનુ કથાનક વિસ્તારથી વર્ણવ્યુ છે.

મુનિની સૂચનાનુસાર તપશ્ચર્યા કરતા દમયંતીના પાંચસો દિવસ ઘડીકમા પસાર થઈ ગયા ત્યાર પછી એણે આકાશમાથી નીચે ઊતરતા, ખિન્નતાવાળા, સાથે શિષ્યવાળા એક વિદ્યાધર મુનિને જોયા ભવિષ્યકાળના જાણકાર મુનિએ દમયંતીની વાત સાંભળીને એને કહ્યું કે, 'તને જરૂર તારા સ્વામીનો સમાગમ થશે'

પછી દમયંતીએ મુનિવરને એમની ખિન્નતાનું કારણ પૂછ્યું. મુનિએ તેને નીચે પ્રમાણે વાત કરી:

રથનૂપુર નગરના બૃહદ્રથ નામના રાજાની કેશિની નામની પુત્રી હતી. ખડ્ગી નામના વિદ્યાધરના નાગાસ્ત્રથી બચવા રાજાએ નાગાસ્ત્રને નિષ્ફળ બનાવનાર મહાબલ નામના વિદ્યાધરને પોતાની પુત્રી પરણાવી હતી. પોતાના જમાઈની મદદથી રાજાએ ખડ્ગીનો સંહાર કરી તેનું રાજ્ય લઈ લીધું હતું. ખડ્ગીના પુત્ર પાર્શ્વકુમારે મહાબલનો વધ કરવાને માટે વિદ્યાની ઉપાસના શરૂ કરી દેવીએ એને કર્કોટક નામનો નાગપાશ આપ્યો. એક વખત મહાબલ, ગરુડે આપેલાં વિષ હણનારાં વસ્ત્રાભૂષણો કેશિનીને આપીને વનમાં ફરતો હતો ત્યારે તક ઝડપીને પાર્શ્વકુમારે નાગપાશથી મહાબલને બાંધી લીધો મહાબલ તરત કેશિની પાસે પહોંચ્યો પરંતુ સૂતેલી કેશિનીના ઓશીકા નીચેથી વસ્ત્રાભૂષણનો દાબડો ઉપાડીને કર્કોટક લઈ ગયો હતો. આથી મહાબલ જડ જેવો બની ગયો ને જોઈ કેશિની, એના પિતા તથા મહાબલના પિતા વિલાપ કરવા લાગ્યાં તે સમયે એક મુનિએ તેમને કહ્યું, " જ્યાં સુધી કેશિની ગરુડે આપેલા વસ્ત્રો ન લાવે ત્યાં સુધી મહાબલ વ્યાધિરહિત થશે નહિ. આનો ઉપાય એ છે કે જો કેશિની આ વૈતાઢ્ય પર્વત છોડી દક્ષિણમા ભીમરાજાની પુત્રી દમયંતીની દાસી બને અને દમયંતીના વિયોગ પછી નળદમયંતીનો ફરી મેળાપ થાય ત્યા સુધી રહે અને દમયંતીની સેવા કરે ત્યારે તેને ગરુડે આપેલાં વસ્ત્રાભૂષણનો દાબડો પાછો મળશે " આથી કેશિની દક્ષિણ દિશામા ગઈ ભીમરાજાએ વનમાં એને જોઈ અને તેને તેઓ દમયંતીની દાસી તરીકે લઈ આવ્યા

પોતાની સખી જેવી દાસી કેશિનીનો આ વૃત્તાન્ત દમયંતીએ સાંભળ્યો. મુનિવરે કહ્યું કે, " તું તારુ વ્રત પૂરુ કરીને અને શ્રી શાન્તિનાથ ભગવાનની મૂર્તિ મને આપીને કુંડિનપુર જા મારી ખિન્નતાનું કારણ એ છે કે હું મારા ગુરુને વાંદવા માટે ગંધમાદન પર્વત પર જઈ રહ્યો હતો પરંતુ જિનપ્રાસાદ કે એવા બીજા ચિહ્ન વિનાના આ તીર્થનુ ઉલ્લંઘન થયાને લીધે છેદાયેલી પાંખવાળા પક્ષીની જેમ હુ અહીં આકાશમાંથી નીચે પડવા લાગ્યો. હવે પ્રાયશ્ચિત્ત કર્યા વિના હુ જઈ શકુ એમ નથી "

દમયંતીએ શ્રી શાંતિનાથ પ્રભુની પ્રતિમા મુનિવરને આપી અને પોતે ત્યાંથી કુંડિનપુર જવા નીકળી રસ્તામાં એને એક ભરવાડણ મળી. દમયંતીએ એને

કુડિનપુરનો માર્ગ પૂછયો, અને સામે દેખાતી એક નગરી વિશે પૂછયું ભરવાડણે કહ્યું કે સામે જે નગરી છે તેનું નામ દક્ષિણચપા છે. તેના ત્રણ દરવાજા ખુલ્લા છે અને ઉત્તર તરફનો દરવાજો બધ રહે છે તેનું કારણ આ નગરમાં બનેલી એક ઘટના છે સુભદ્રા નામની એક સતીના ચારિત્ર્ય વિશે શકા એના પતિને આવતા આ નગરના દરવાજા બંધ થઈ ગયા હતા સુભદ્રાએ પોતાના સતીત્વના પ્રભાવથી ત્રણ દરવાજા ઉઘાડી આપ્યા અને ચોથો દરવાજો ઉઘાડી આપવા એણે પડકાર ફેકયો પણ હજુ સુધી તે કોઈ ઉઘાડી શકયુ નથી" ભરવાડણે સતી સુભદ્રાની કથા દમયંતીને કહી, પછી કહ્યું, "આ નગરીમાં કુડિનપુરના લોકોની આવ-જા થાય છે. પરંતુ અહીંથી થોડે દૂર શ્રીવર્ધન નામની નગરીમાં કુંડિનપુરના લોકોની આવ-જા વધારે થાય છે. એ નગરીના રાજા ચંદ્રાવતસની રાણી ચંદ્રમતી ભીમરાજાની સાળી થાય છે."

એ નગરમા પોતાની માસી રહે છે એમ જાણી દમયંતી શ્રીવર્ધન નગરમાં આવી નગર બહાર એક વાવ હતી ત્યાં દમયતી ગઈ ત્યાં વાવમાં એક ઘોએ દમયંતીના પગનો અંગૂઠો પકડયો દમયતીનો હાહાકાર સાંભળી બીજી સ્ત્રીઓ ત્યા દોડી આવી અને ઘોના મુખમાથી દમયતીનો અગૂઠો છોડાવ્યો ત્યાર પછી દમયંતી પોતાની માસીને ત્યાં આવીને રહેવા લાગી. માસીની પુત્રી સુનદા એને ખૂબ માન અને પ્રેમથી રાખતી હતી

છઠ્ઠા સ્કધના સાત સર્ગમા કવિએ દમયતીના દ્વિતીય સ્વયંવર માટે વિચારાતી યુક્તિ સુધીના પ્રસંગોનુ નિરૂપણ કર્યું છે.

નળદમયંતીના વનવાસની ખબર પડતાં ભીમરાજા તેમની તપાસ માટે ચારે દિશામા ચરપુરુષોને મોકલે છે સુદેવ અને શાડિલ્ય નામના બે ચરપુરુષો દમયતીને શ્રીવર્ધન નગરીમા શોધી કાઢે છે એ સમાચાર લોકો મારફત તરત કુંડિનપુર પહોચતા ભીમરાજાના પુત્રો દવ, દમન અને દાન્ત રથ અને સેના સાથે ત્યા આવી દમયતીને કુડિનપુર લઈ જાય છે

ત્યારપછી ભીમરાજાએ નળની તપાસ માટે સુદેવ અને શાંડિલ્યને મોકલવાનું નક્કી કર્યું. દમયંતીએ તેમને નીચે પ્રમાણે ત્રણ શ્લોક આપ્યા.

पटं छित्त्वा प्रनष्टोऽसि वने सुप्तां विहाय माम् ।
हृदयाद् यदि मे यासि तद् वेद्मि तव पौरुषम् ॥४॥
तव पुत्रे कलत्रे च मित्रे च ममता गता ।
स्थितो योगीव नीरागस्त्वं देव । द्यूतदीक्षया ॥५॥
अदृशीकरणं पूर्वं देवकार्ये त्वया कृतम् ।
इदानीं ते तदस्येकं कार्यं किञ्चित् पुनर्नहि ॥६॥

ત્યારપછી દમયંતીએ નળને ઓળખી શકાય એવા કેટલાક વિશિષ્ટ લક્ષણો તેમને કહી સંભળાવ્યા. પણ પછી તરત જ એણે કહ્યુ કે, "તમે નળની તપાસ કરવા જશો નહિ હું નથી માનતી કે મારા પ્રત્યેના પ્રેમને લીધે વિરહાવસ્થામા નળરાજા જીવતા રહી શક્યા હોય. માટે પ્રવાસ કરવાતું કષ્ટ તમે ઉઠાવશો નહિ"

નિરાશ થયેલી દમયતીને આશ્વાસન આપતા સુદેવ અને શાંડિલ્યે સમુદ્રમા ડૂબી ગયેલા પોતાના સ્વામીને પ્રાપ્ત કરનાર તિલકમંજરીની કથા કહી.

નળ અને દમયતીના પ્રસંગોનું તૈયાર કરેલુ એક ચિત્રપટ લઈ સુદેવ અને શાડિલ્ય નળની તપાસ માટે નીકળ્યા અકસ્માત્ તેમને નળનો મેળાપ થઈ ગયો. તેમણે કૂબડા નળને ચિત્રપટ બતાવ્યુ. ત્યારપછી સાયકાળે સુદેવ તથા શાડિલ્ય ઋતુપર્ણ રાજાની સભામાં આદરસત્કારપૂર્વક ગયા અને રાજાની આજ્ઞાથી તે બંનેએ ચિત્રપટમાં આલેખેલું નળ દમયંતીનુ ચરિત્ર તેમની તથા સભાજનોની સમક્ષ કહી સંભળાવ્યું. નળે દમયતીનો ત્યાગ કર્યો એ પ્રસંગ જોતા સભાજનો હાહાકાર કરવા લાગ્યા અને અત્યંત દુઃખ અનુભવવા લાગ્યા. આ ચિત્રપટના પ્રસગો જોતાં કુબ્જ નળ ઘડીકમા દુખ તો ઘડીકમાં રોપ વ્યક્ત કરતો હતો તેનું બરાબર અવલોકન કરતા સુદેવ અને શાડિલ્યને પ્રતીતિ થઈ હતી કે એ જ નળ હોવો જોઈએ કૂબડાએ તેમની મારફત દમયંતીને સદેશો મોકલાવ્યો એ સદેશો સાભળી દમયતીને થયુ કે આ કુબ્જ તે બીજા કોઈ નહિ પણ નળરાજા હોવા જોઈએ. ત્યાર પછી પોતાની માતા પ્રિયંગુમંજરી સાથે નક્કી કરી દ્વિતીય સ્વયવરની યુક્તિ કરવાનું દમયંતીએ વિચાર્યું. તે માટે કુરગક નામના દૂતને ઋતુપર્ણ રાજાને ત્યા મોકલ્યો.

સાતમા સ્કંધના છ સર્ગમા કૂબડા નળનું મૂળસ્વરૂપે પ્રગટ થવું અને કેશિનીનુ વૈતાઢ્ય પર્વત પર પાછા ફરવું ત્યા સુધીની ઘટનાઓનું આલેખન કરવામા આવ્યુ છે.

કુરગક ઋતુપર્ણરાજાને ત્યાં આવી દમયતીના સ્વયવરના સમાચાર આપે છે ઋતુપર્ણ અને કુબ્જ સ્વયવર માટે નીકળે છે. રસ્તામાં તેઓ બંને વિદ્યાની પરસ્પર આપલે કરવાની વાત કરે છે. એ સમયે બેહડાના વૃક્ષમાથી કલિ બહાર નીકળે છે. પૂર્વે દીર્ઘકાયવાળો કલિ અત્યારે ક્ષીણ બની કોણી જેટલો થઈ ગયો હતો. ઋતુપર્ણ અને કુબ્જ કુડિનપુર આવી પહોંચે છે ભીમરાજાને ઋતુપર્ણના આગમનથી આશ્ચર્ય થાય છે. કેશિની કુબ્જની કસોટી કરે છે પછી દમયતી

અને કુબ્જ વચ્ચે વાર્તાલાપ છે દમયંતી કુબ્જને કહે છે, "તમે નળ છો એની મને ખાતરી થઈ ગઈ છે." તેમ છતા કુબ્જ એમ જ કહે છે કે પોતે નળનો સેવક છે ઘણો આગ્રહ કરવા છતા નળ મૂળ સ્વરૂપે પ્રગટ થતો નથી. એથી દમયંતી અનશન કરવાનું નક્કી કરતાં શોકતું વાતાવરણ છવાઈ જાય છે. એ સમયે ઇન્દ્રે લોકપાલો મારફત નળને કહેવડાવ્યું, "અગ્નિમાંથી શુદ્ધ બનેલા સુવર્ણની માફક તુ તારી પત્ની દમયંતીનો સ્વીકાર કર"

આ સાંભળી નળને હર્ષ થયો એણે કર્કોટક નાગે આપેલ વસ્ત્રો ધારણ કરી મૂળ સ્વરૂપ પાછું મેળવ્યુ. એ જોઈ દમયતી, તેમના સતાનો, કેશિની, રાજારાણી, પ્રજા અને દેવો—સર્વને અત્યત હર્ષ થયો

ત્યારપછી દમયંતીએ નળને કેશિનીનો પૂર્વવૃત્તાન્ત કહી સભળાવ્યો. એ સાભળી નળે કહ્યું, "અરે ! મારી દ્યૂતક્રીડા, રાજ્યથી ભ્રષ્ટ બનવુ, વનમાં ભટકવું અને સર્પથી ડસાવું—આ બધી ક્રિયાઓ સારી બની છે. જો એમ ન થયું હોત તો સર્પની વિષરૂપી જ્વાળાને નષ્ટ કરનાર આ વસ્ત્રો મને ક્યાથી મળત? માટે આ વસ્ત્રો હું કેશિનીને આપું છું કે જેથી તે લઈને તે પોતાના સ્વામીને મદદ કરી શકે."

આમ કહી નળે તે વસ્ત્રો કેશિનીને આપ્યા. પોતાના દેશ પ્રતિ જતા પહેલાં કેશિનીએ કહ્યુ, "મુખ્ય દાસી તરીકે જે સ્થાન મને મળ્યુ છે તે તમે કોઈને આપશો નહિ. મારા સ્વામી સાથે ફરી હુ અહીં આવી પહોંચું છું. અમે બંને તમારાં સેવક તરીકે રહીશુ"

કેશિની વૈતાઢ્ય પર્વત પર ગઈ પોતાના પતિને એણે નાગપાશમાથી છોડાવ્યો ત્યારપછી તેઓ બંને કુંડિનપુર તરફ આવી પહોંચ્યા તેમની સાથે તેમનાં માતા-પિતા અને બીજા વિદ્યાધરો પણ કુંડિનપુર આવ્યાં. દરમિયાન, શ્રુતશીલ મંત્રી પણ ત્યાં આવી પહોચ્યો નળે તે બધાનો સારો સત્કાર કર્યો. પછી નળે દિગ્-વિજયની તૈયારી કરી.

આઠમા સ્કંધના ચાર સર્ગમાં નળના રાજ્યાભિષેક અને એના મુનિવર સાથેના મેળાપ સુધીના પ્રસંગો વર્ણવવામા આવ્યા છે પોતાની ચતુરંગી સેના સાથે નળ દિગ્વિજય કરવા નીકળ્યો. એના સૈન્યના અગ્રભાગે ઋતુપર્ણ રાજા, પાછળના ભાગમા ભીમકરાજાનો પુત્ર, અને આકાશમાં વિદ્યાધર પતિઓ હતા એક પછી

એક દેશ પર, કોઈપણ પ્રકારની હિંસા, લૂંટ, ગાયોનું હરણ, વનરાજીનું છેદન, ધાન્યનો નાશ, માણસોની ધરપકડ વગેરે વિના નળ જીત મેળવતો ગયો.

દિગ્વિજય કરીને નળ ગંગા નદીને કિનારે આવ્યો પછી એણે પોતાના નાના ભાઈ પુષ્કર (અથવા કૂબર)ને દૂત મારફત પોતાનું આગમન જણાવ્યું. કૂબરે નળને દ્યૂત રમવા માટે કહેવડાવ્યું કારણકે યુદ્ધ કરવાની એની ઇચ્છા ન હતી દૂત પાસેથી એ જાણીને નળે વિશિષ્ટ પુરુષો સાથે મંત્રણા કરી ભીમરાજાના પુત્રો યુદ્ધમા પુષ્કરનો સંહાર કરવાની ઇચ્છા ધરાવતા હતા. વિદ્યાધર રાજવીઓએ પણ યુદ્ધની સલાહ આપી. શ્રુતશીલ મંત્રીએ અડધું રાજ્ય રાખવું અને અડધું રાજ્ય પુષ્કરને આપવું એવી સલાહ આપી. ઋતુપર્ણ રાજાએ કહ્યું, "હે રાજન્! જુગારી સાથે યુદ્ધ કરવાની આવશ્યકતા નથી એની સાથે દ્યૂત રમવું એ જ સાચો ઉપાય અત્યારે તમારે માટે છે, કારણકે હું આપને દ્યૂત રમવાની ઉત્તમ પદ્ધતિ જણાવીશ જેથી તમે પુષ્કર પાસેથી તમારું રાજ્ય પાછું મેળવી શકો આ પદ્ધતિ હું કઈ રીતે જાણું છું એ હું તમને જણાવું છું :

કેટલાક સમય પૂર્વે માલિની નામની મારી રાણી સાથે જિનેશ્વર ભગવંતને નમસ્કાર કરવા હું ગયો હતો. તે જિનમંદિરના દ્વારમાં ગતા ચંદનથી પૂજાયેલી, એક ક્ષેત્રપાલની ભયંકર મૂર્તિ હતી. તેને જોઈ માલિની બોલી: 'અરે! હાથમાં ખોપરીવાળા, કૂતરાના વાહનવાળા, તિરસ્કારને પાત્ર આ નગ્ન ક્ષેત્રપાલની દેવોમાં ગણના થાય છે, તે વખતે ક્ષેત્રપાળની મૂર્તિના મધ્ય ભાગમાંથી ધ્વનિ થયો : 'અરે પાપિણી! તું મારી ઘૃણા કરે છે. પણ આવતી ચતુર્દશીએ હું તને મારી નાખીશ.' આ સાભળી માલિની ગભરાઈ ગઈ એણે કહ્યું. "હે દેવ! હુ તમારે શરણે આવેલી છું, મારી રક્ષા કરો" ફરીથી એ મૂર્તિમાંથી ધ્વનિ થયો : 'જો તું મને સો ચણાની એક મુષ્ટિ એવી વૃદ્ધિ પામતી સંખ્યાથી એક, બે, ત્રણ, ચાર એમ દશ હજાર મુષ્ટિ સુધી મને દાન આપે તો હું તને નહિ હણું પણ શરત એ છે કે તારે મુષ્ટિમાંના ચણા ગણવા નહિ અને આ દાન તારે માત્ર ચાર પહોરની અંદર કરવું જો શરતનો ભંગ થશે તો હું તને હણી નાખીશ.' માલિનીએ આ શરત સ્વીકારી તો લીધી પણ હવે તે પાળવી કઈ રીતે તેની એને અને મને ચિન્તા થવા લાગી પછી જિનમંદિરમાં વીતરાગ પ્રભુને પ્રણામ કરી અમે પાછાં મહેલમા આવ્યાં માલિનીના મૃત્યુની આવી પડનારી આપત્તિના વિચારથી હું દુ:ખી હતો, તેવામાં શંકર નામના એક મુનિરાજ આવ્યા તેમણે મારા

દુઃખનું કારણ પૂછ્યું મેં તેમને વાત કરી તેમણે કહ્યુ, 'હે રાજન્ ! હું પૂર્વધર છુ પૂર્વાચાર્યોએ રચેલા 'અક્ષપૂજ' નામના પૂર્વને હું પૂજું છું. એથી સમસ્ત સંખ્યા જાણવામાં હુ નિપુણ બન્યો છું હુ તને એ 'અક્ષમત્ર' આપું છું તે સાભળ' આમ, તે મુનિરાજે એકાંતમાં તે મત્ર શીખવ્યો. પછી મારી સૂચના મુજબ માલિનીએ ક્ષેત્રપાલને મુષ્ટિદાન આપ્યું. તેમાં દરેક વખતે સંખ્યા બરાબર થવાથી ક્ષેત્રપાલ પ્રસન્ન થયો"

આમ, પોતાને અક્ષવિદ્યા કઈ રીતે મળી તે જણાવી ઋતુપર્ણ રાજાએ નળને કહ્યું, "હે રાજન્ ! તમને અક્ષવિદ્યા મેં આપેલી છે. એથી મુષ્ટિરહસ્ય તમે જાણો છો માટે યુદ્ધ કરી જીવહિંસા કરવા કરતા આ દ્યૂતના માર્ગે તમે તમારું રાજ્ય પાછું મેળવો"

નળે દ્યૂત રમી પુષ્કર પાસેથી પોતાનું રાજ્ય પાછું મેળવ્યુ. નળનો રાજ્યાભિષેક થયો ત્યાર પછી એક વખત નળ દમયંતી સાથે કલ્યાણક મહોત્સવ પ્રસંગે 'તમોપહ' નામના તીર્થે ગયો ત્યાથી પાછા ફરતા નળે, જેમના શરીરને હાથીનુ ગંડસ્થળ ઘસાવાથી ચોટેલા મદને કારણે ભમરાઓ ડંખ મારી રહ્યા હતા એવા એક ધ્યાનસ્થ મુનિ નિહાળ્યા નળ અને દમયતીએ તે ભમરા દૂર કરી મુનિની શુશ્રૂષા કરી

શ્રુતસાગર નામના એ મુનિ પાસેથી નળને સાભળવા મળેલી પોતાના પૂર્વજન્મોની કથા નવમા સ્કંધના ચાર સર્ગમા વર્ણવવામા આવી છે શ્રુતસાગરમુનિ દમનકના ગુરુભાઈ થાય. નળે દમયતીનું તિલક, પોતાને પહેલું દુઃખ, ફરી મળેલું રાજ્ય વગેરે વિશે પ્રશ્નો પૂછતાં મુનિએ એના કારણ તરીકે પૂર્વજન્મનાં કર્મો જણાવ્યાં, અને વીરમતી રાણી અને મમ્મણ રાજા, ધુસરી અને ધન્ય, ક્ષીરડિંડિરા અને ક્ષીરડિંડિર વગેરે ભવોમા નળ અને દમયતીએ કેવાં કેવાં કર્મો કર્યા હતાં તે કહ્યું

દશમા સ્કંધના ચાર સર્ગમાં નળદમયતીના સ્વર્ગગમન સુધીના પ્રસંગોનું નિરૂપણ કવિએ કર્યું છે ત્યાં આ મહાકાવ્ય પૂર્ણ થાય છે. નળ અને દમયંતીએ નેવું લાખ વર્ષ કરતાયે અધિક સમય સુખ ભોગવ્યું. એક દિવસ નળની સભામાં કોઈ એક નાટ્યાચાર્ય ભૂંડને લઈને આવ્યો એણે ભૂંડના ઉદાહરણ દ્વારા નળને કામવાસનાથી મુક્ત થવાનો ઉપદેશ આપ્યો કવિએ આ પ્રસંગ ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્રને અનુસરીને વર્ણવ્યો છે

તે વખતે વનપાલકે સમાચાર આપ્યા કે સુદામા નામના આચાર્ય મહારાજ વનમાં પધાર્યા છે એ સાંભળી નળ દમયંતી સાથે મુનિવર પાસે ગયો. મુનિવરે એને 'મધુબિંદુ', 'મા સાહસ પક્ષી' વગેરેનાં દૃષ્ટાન્ત આપી ઉપદેશ આપ્યો એથી નળના વૈરાગ્યની વૃદ્ધિ થઈ અને એણે પોતાના પુત્ર ઇન્દ્રસેનને રાજગાદી પર બેસાડી પોતે દમયંતી સાથે વનમા જઈ દીક્ષા લીધી એમની સાથે મંત્રી શ્રુતશીલ, સેનાપતિ બાહુક, મહાબલ વિદ્યાધર, કેશિની, ઋતુપર્ણ રાજા, પુષ્કર વગેરેએ પણ ગૃહસ્થધર્મનો ત્યાગ કરી વનવાસ સ્વીકાર્યો

નળે વનમાં જઈ ઘણી તપશ્ચર્યા કરી એથી 'નળ પોતાનું ઇન્દ્રાસન લઈ લેશે' એવી શંકાથી ઇન્દ્ર હૃદયમાં ક્ષોભ પામવા લાગ્યા એના તપમાં વિઘ્ન નાખવા માટે ઇન્દ્રની આજ્ઞાથી અપ્સરાઓ સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર આવવા લાગી પરંતુ નળમુનિને વશ કરવાનું કાર્ય કોઈ અપ્સરા કરી શકી નહિ.

આથી મેનકા અને રંભાએ નળને ચલિત કરવાનુ કાર્ય હાથમાં લીધું. રંભાએ દમયંતીનું કૃત્રિમ રૂપ ધારણ કર્યું અને મેનકાએ કેશિનીનું રૂપ ધારણ કર્યું. ચિત્રરૂપ નામના દેવે ભયંકર રાક્ષસનું રૂપ લીધું. ત્યારપછી દમયંતી બનેલી મેનકાએ વિલાપ કરતા નળમુનિ આગળ જઈ કહ્યું; "હે મહારાજ ! કીચકર્ણનો નાનો ભાઈ કિર્મીલમાલી મને ઉપાડી જાય છે, માટે તમે મારું રક્ષણ કરો" નળે દમયંતીનું આક્રંદ અને રાક્ષસનું અટ્ટહાસ્ય સાંભળ્યું. તરત તે પોતાના આત્મધ્યાનને ભૂલી જઈ શીઘ્ર ક્ષોભ પામવા લાગ્યો ભયંકર ભુજાબળવાળા નળે ઉગ્રતાથી નજીકના એક વૃક્ષને ઉખેડી નાખી અભિમાનપૂર્વક કહ્યું, "દમયંતી ! તું ભય ન પામ ! હે દુષ્ટ રાક્ષસ ! તું ઊભો રહે ! ચોરની માફક તું કેમ નાસી રહ્યો છે ?"

આ રીતે માયાવી રાક્ષસ દમયતીનું રૂપ ધારણ કરેલી રંભાને છોડી દઈને નળની સાથે યુદ્ધ કરવા આવ્યો. બંને વચ્ચે મોટું યુદ્ધ થયું ત્યાર પછી તે રાક્ષસ નળને હાથે મસ્તક પર મુષ્ટિપ્રહાર થતાં આક્રંદ કરતો દૂર ચાલ્યો ગયો. પછી નળે કમળ જેવા વદનવાળી અને કૃત્રિમ હાસ્ય કરતી દમયતીને ગાઢ આલિંગન આપ્યું પરંતુ તરત જ મનોવિકારને કાબૂમા લાવી, પોતે સંયમધારી છે એવું નળે ભાન મેળવ્યું અને સાથેસાથે એને સમજાઈ ગયું કે આ દેવોએ કરેલી માયા છે નળને ભાન આવેલો અને આત્મનિંદા કરતો જોઈ રંભા તરત ત્યાથી અંતર્ધ્યાન થઈ ગઈ. ત્યારપછી નળમુનિએ પોતાને લાગેલા આ કલંકને અત્યંત ઉગ્ર તપશ્ચર્યા કરી દૂર કરી નાખ્યું. નળના સંયમભંગમાં આડકતરી રીતે કારણભૂત પોતે બની એમ સમજીને દમયતીએ પણ ઉગ્ર તપશ્ચર્યા કરી અનશન કરી દમયંતી કાળધર્મ પામી અને પછી નળ પણ કાળધર્મ પામ્યો.

નળ રાજર્ષિ કાળધર્મ પામી ઉત્તર દિશાના સ્વામી કુબેર બન્યા પૂર્વના સ્નેહને કારણે દમયંતી તેની દેવી તરીકે ઉત્પન્ન થઈ કેશિની, મહાબલ, ઋતુપર્ણ-રાજા, પુષ્કર વગેરે તે જ સમયે તેમના ભૃત્ય તરીકે ઉત્પન્ન થયાં. તેઓ સર્વે અવધિજ્ઞાન ધરાવતાં હતા એટલે પૂર્વભવો જાણતા હોવાથી તેમની વચ્ચેનો સ્નેહ ગાઢ થયો

સ્વર્ગલોકમાં નવા જન્મેલા કુબેરને જોવાને ઉત્કંઠિત બનેલા ઇન્દ્ર વગેરે દેવો ત્યા આવીને ઊભા રહ્યા. કુબેરદેવે તીર્થંકર ભગવાનની પૂજા માટે જિનચૈત્યમાં પ્રવેશ કર્યો. જિનચૈત્યમા શ્રી અનંતનાથ તીર્થંકરની વિધિપૂર્વક પૂજા કરી એણે અર્થગંભીર સ્તુતિ કરી ત્યારપછી ઇન્દ્રે કુબેરને અભિષેક કર્યો અને સેવકવર્ગે કુબેરને 'ધનદ'નું પદ આપ્યુ.

આ રીતે, નળદમયંતીની કથાનું માણિક્યદેવસૂરિએ 'નલાયન'માં નિરૂપણ કર્યું છે. 'નલાયન'ના કથાવસ્તુ પર દૃષ્ટિપાત કરતાં માલૂમ પડે છે કે કવિ કોઈ અસાધારણ પ્રતિભાવાળા છે. એમણે મહાભારતની અને જૈન પરંપરાની નલકથાનો સુભગ સમન્વય પોતાના મહાકાવ્યમા સાધ્યો છે એટલું જ નહિ સાથેસાથે પોતાની મૌલિક કલ્પનાથી પણ ઠીકઠીક નવું સર્જન કર્યું છે. હંસ, દમનકમુનિ, દેવો, કલિ, કર્કોટક, ઋતુપર્ણ, અજગર અને ભીલ (પારધિ), કેશિનીએ કરેલી નળની પરીક્ષા ઇત્યાદિના પ્રસંગો કવિએ મહાભારતને અનુસરીને આલેખ્યા છે દમયંતીનું અપરનામ દવદંતી, નળે વિશાળ ઊંચો સ્તંભ ઊંચે ઉછાળીને બતાવેલું પોતાનુ પરાક્રમ, ભીલ લોકો સાથે નળને થયેલો સંગ્રામ, નાગે નળને કદરૂપો બનાવ્યા પછી ઋતુપર્ણરાજાની નગરી પાસે એને મૂકી જવુ, નળે ગાંડા હાથીને વશ કરવો, દમયંતીને વનમાં આવેલુ સ્વપ્ન, ગુફામાં રહી દમયંતીએ કરેલી શાંતિનાથ ભગવાનની પ્રતિમાની આરાધના, દિગ્વિજય પછી નળે કરેલી ભમરાવાળા મુનિની ભક્તિ, નળદમયંતીના પૂર્વભવની કથા, વીરસેનરાજાના પ્રતિબોધથી નળને થયેલો વૈરાગ્ય અને મુનિની ધર્મદેશનાથી એણે તથા દમયંતીએ લીધેલી દીક્ષા, નળદમયંતીનો સ્વર્ગવાસ અને ધનદ તથા ધનદપ્રિયા તરીકે તેમનો જન્મ ઇત્યાદિ પ્રસંગો કવિએ જૈન પરંપરાની નલકથાને અનુસરીને આલેખ્યા છે આમ, કવિએ મહાભારતની અને જૈન પરંપરાની બંને નલકથાના પ્રસંગો લીધા છે અને તેના નિરૂપણમા પોતાની દૃષ્ટિથી ફેરફારો પણ કર્યા છે આ ઉપરાત તાપસો અને ક્રૌંચકર્ણ રાક્ષસ, ભિક્ષાચર પાસેથી નળે સાંભળેલી દમયંતીની વાત, સરસ્વતી અને બાલચંદ્ર હંસ, શ્રીધરમુનિનો મેળાપ અને કનકાવલીની નળને પ્રાપ્તિ, ભીમરાજા અને રાણીએ ચક્રેશ્વરીદેવીની કરેલી આરાધના, દ્યૂત ન રમવા માટે દમયંતીએ કહેલ કદ્રુ અને વિનતાનુ વૃત્તાન્ત અને એથી નળે લીધેલી પ્રતિજ્ઞા,

અજગર અને ભીલનો પ્રસંગ લઈ તેની સાથે તેનું પૂર્વ અને પશ્ચાદ્ વૃત્તાન્ત કવિએ જોડી દીધું.

આ જ રીતે જૈન પરંપરાની નલકથામાંથી લીધેલા કેટલાક પ્રસંગોમાં પણ કવિએ ફેરફારો કર્યા છે એમણે વિશાળ ઊંચા સ્તંભને ઉછાળવાનો પ્રસંગ લીધો, પણ તેમાં મુનિની આગાહીને બદલે સ્તંભ પર કોતરેલી પ્રશસ્તિ મૂકી; ભીલોના સંગ્રામનો પ્રસંગ લીધો, પણ તેમાં નળની નિષ્ફળતા માટે કલિને જવાબદાર ગણ્યો, નાગનો પ્રસંગ મૂક્યો, પણ તેમાં કર્કોટક નામ મહાભારતમાંથી લીધું અને વજ્રસેનની વાત તેમાં ગોઠવી દીધી. ગાંડા હાથીને વશ કરવાનો પ્રસંગ લીધો, પરંતુ તેનું વર્ણન જૈન પરંપરાની અન્ય કૃતિઓ પ્રમાણે ન કરતા પોતાની મૌલિક કલ્પનાથી કર્યું; શાંતિનાથ તીર્થંકરની મૂર્તિની દમયંતીએ કરેલી આરાધનાનો પ્રસંગ જોડી દીધો; ભમરાવાળા મુનિનો પ્રસંગ લીધો પણ તે જૈન પરંપરા પ્રમાણે કથાના આરંભમાં ન મૂકતાં કથાને અંતે મૂક્યો, નળદમયંતીના પૂર્વભવોની કથા આપી, પણ વીરમતી અને મમ્મણના ભવની કથામાં પોતાની કલ્પના પ્રમાણે થોડા ફેરફારો કર્યા; નળની દીક્ષાનો પ્રસંગ મૂક્યો, પરંતુ એની તપશ્ચર્યાના ભંગ માટે ઇન્દ્રને જવાબદાર ગણાવ્યો; ધનનો પ્રસંગ મૂક્યો પરંતુ તેમાં અનંતનાથ તીર્થંકરની સ્તુતિનો પ્રસંગ પોતાની કલ્પનાથી ઉમેર્યો, અને કનકવતીનો પ્રસંગ છોડી દીધો

આમ, કવિએ મહાભારતની અને જૈન પરંપરાની નલકથા તથા 'નૈષધીય ચરિત' અને 'નલચંપૂ'માંથી કેટલીક કથાસામગ્રી લીધી, પરંતુ પોતાની મૌલિક કલ્પનાના સ્પર્શ વડે તેનો રંગ બદલી નાખ્યો કવિ વિદ્વાન છે, રસિક છે, કવિનાના ઉત્તમ ગ્રંથોના અભ્યાસી છે અને જૈન-જૈનેતર પૌરાણિક આખ્યાયિકાઓના ઘણા સારા જાણકાર છે. તેમનું આ કાવ્ય ખરેખર 'મહાકાવ્ય' શબ્દને સાર્થક કરે એવું છે. એમાં શબ્દવિલાસ પણ જોવા મળે છે અને અર્થચમત્કૃતિ પણ જોવા મળે છે. કવિ પાસે કલ્પના છે અને કલાદૃષ્ટિ પણ છે માટે પ્રત્યેક પ્રસંગનું એમણે અલંકારયુક્ત કવિત્વમય નિરૂપણ કર્યું છે. પ્રત્યેક પ્રસંગના અને પ્રત્યેક પાત્રના નિરૂપણમાં કવિને પક્ષે સૂક્ષ્મ, ઊંડો અને બુદ્ધિપૂર્વકનો વિચાર રહેલો છે.

આપણા સંસ્કૃત સાહિત્યમા ઓછુ જાણીતું રહેલું આ મહાકાવ્ય ખરેખર આપણાં ઉત્તમ મહાકાવ્યોની હરોળમાં બેસાડી શકાય એવુ છે. એના સર્જક કવિ માણિક્યદેવસૂરિ ખરેખર 'મહાકવિ'ના નામને પાત્ર છે.

નલકથાના વિકાસમાં નવા પ્રસંગો અને નવી કલ્પનાઓ સાથે મહત્ત્વનો ફાળો આપનાર આ મહાકવિનું મહાકાવ્ય એક વિરલ અને અદ્વિતીય કૃતિ છે એમ નિઃસંશય કહી શકાશે

## ૧૧. મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં નલકથા

સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ ભાષાના સાહિત્યમા મહાભારતથી તે ઈસિવીસનના બારમા-તેરમા સૈકા સુધી નલકથાનો વિકાસ કેવી રીતે થયો છે તે આપણે 'નૈષધીયચરિત,' 'નલચંપૂ', 'નલવિલાસ નાટક' અને 'નલાયન' મહાકાવ્ય જેવી અત્યંત મહત્ત્વની કૃતિઓના વિગતે પરિચય સાથે જોઈ ગયા જેમ આ સાહિત્યમાં જૈન અને જૈનેતર પરંપરાની નલકથા જોવા મળે છે તેમ મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં પણ નલકથા વિશે આ બને પરંપરાના સ્પષ્ટ પ્રવાહો જોવા મળે છે.

જેમ સસ્કૃત અને પ્રાકૃત તથા અપભ્રંશ સાહિત્યની કેટલીક કૃતિઓ હજુ અપ્રસિદ્ધ રહી છે તેમ ગુજરાતી સાહિત્યમા પણ નલકથા વિશેની કેટલીક કૃતિઓ હજી અપ્રસિદ્ધ જ રહી છે એકંદરે ગુજરાતી ભાષામા નલકથા વિશેનું સાહિત્ય ઘણું વિપુલ છે નલકથા વિશે આટલુ વિપુલ સાહિત્ય ભારતની અર્વાચીન કોઈ પણ ભગિની ભાષામાં લખાયું નથી મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમા ચૌદેક જેટલી તો જૈન કવિઓની રાસકૃતિઓ મળે છે અને પાચેક જેટલી આખ્યાન કૃતિઓ મળે છે. આ ઉપરાત બીજી નાની કૃતિઓ તે જુદી અને પાંડવચરિત્રાદિ કોઈ મોટી અન્ય કથામા અંતર્ગત નલકથા નિરૂપાઈ હોય તે પણ જુદી આ બતાવે છે કે આ સમય દરમ્યાન ગુજરાતમા નલકથા કેટલી બધી પ્રિય લોકોમા અને કવિઓમાં થઈ પડી હશે જૈન કવિઓને હાથે લખાયેલા રાસાઓ તે જમાનામાં ઉત્સવપ્રસંગે ગવાતા હતા અને માણભટ્ટ આખ્યાનકારોની આખ્યાનકૃતિઓ તો બારે માસ જુદે જુદે સ્થળે ગવાતી. એ જોતાં વર્ષો સુધી અસંખ્ય સ્ત્રીપુરુષોએ નલકથાનુ જાહેરમાં શ્રવણ કર્યું હશે. ભાગ્યે જ કોઈ એવું વર્ષ પસાર થયું હશે જ્યારે નલકથા વિશે કોઈ જૈન કવિની રાસકૃતિ કે કોઈ જૈનેતર કવિની આખ્યાનકૃતિ ગુજરાતભરમા ક્યાય ગવાઈ ન હોય અને લોકોએ સાંભળી ન હોય મધ્યકાલની ગુજરાતની લોકપ્રિય કથાઓમા નલકથાને અવશ્ય મહત્ત્વનુ સ્થાન મળ્યું હતું 'સંદેશકરાસ'માં એનો મુસલમાન કર્તા મીર અબ્દુલ રહેમાન લખે છે

કહ વ કાઈ સુદયવચ્છ. કત્થ વ નલચરિઉ,
કત્થ વ વિવિહવિણોઈ હિ ભારહુ ઉચ્ચરિઉ

નળદમયંતીની કથા એટલે સુખદુ:ખની કથા અને એથી જ એ જનસમાજની કથા. જ્યા પણ સુખદુ:ખની વાત આવી ત્યા નળદમયંતીને અચૂક સંભારાય.

કર્કોટક સાપનું નળના કાકા તરીકે પ્રગટ થવું, દમયંતીને વનમાં મળેલા મુનિએ કહેલ શકુન્તલા અને કલાવતીની કથા, ચારણમુનિએ કહેલ કેશિનીનો પૂર્વવૃત્તાન્ત, માર્ગમાં મળેલી ભરવાડણે કહેલી સુભદ્રાની કથા, દમયંતીને આશ્વાસન આપવા માટે સુદેવ અને શાંડિલ્યે કહેલી તિલકમંજરીની કથા, બંને દૂતોએ ઋતુપર્ણની સભામાં રજૂ કરેલું ચિત્રપટ અને ગાઈ સંભળાવેલી કથા, કેશિનીનું વૈતાઢ્ય પર્વત પર જવું અને નળદમયંતીની સેવા માટે પાછા આવવું, ઋતુપર્ણ રાજાએ કહેલી પોતાની અક્ષવિદ્યાપ્રાપ્તિની કથા, કલ્યાણક મહોત્સવ પ્રસંગે 'નમોપદ' તીર્થે નળનું જવું, નળની તપશ્ચર્યામાં વિઘ્ન નાખવા માટે ઇન્દ્રે મોકલેલી અપ્સરાઓ, નળે અનંતનાથ તીર્થંકરની કરેલી સ્તુતિ ઇત્યાદિ પ્રસંગોનું નિરૂપણ કવિએ પોતાની સ્વતંત્ર, મૌલિક સર્જનાત્મક દૃષ્ટિથી કર્યું છે.

કવિના આ મહાકાવ્ય ઉપર શ્રીહર્ષકૃત 'નૈષધીયચરિત' અને ત્રિવિક્રમકૃત 'નલચંપૂ'ની સારી અસર પડેલી છે. કેટલીક કલ્પનાઓ, કેટલાક અલંકારો, કેટલાક પ્રસંગો અને કેટલાંક પાત્રોના નામો કવિએ આ બે ઉત્તમ કવિઓમાંથી લીધા છે દમયંતીના સ્વયંવર પ્રસંગે શારદાદેવીએ આપેલો રાજાઓનો પરિચય અને દેવોનો દ્વિઅર્થી પરિચય એ 'નલાયન'કારે 'નૈષધીયચરિત'માંથી લઈ પોતાની રીતે એનું નિરૂપણ કર્યું છે. વીરસેન રાજાનો મંત્રી સાલંકાયન, નળનો મંત્રી શ્રુતશીલ, નળનો સેનાપતિ બાહુક, વીરસેન રાજાની રાણી રૂપવતી, ભીમરાજાની રાણી અને દમયંતીની માતા પ્રિયંગુમંજરી, દમયંતીનો દૂત પુષ્કરાક્ષ—આ પાત્રોના નામો માણિક્યદેવસૂરિએ 'નલચંપૂ'માંથી લીધા છે, કારણકે મહાભારતની કે જૈન પરંપરાની નલકથામાં આ પ્રમાણે નામો નથી તદુપરાંત, કાવ્યના આરંભમાં વર્ષાઋતુનું વર્ણન, દક્ષિણ દિશાના પથિકે કરેલું દમયંતીનું વર્ણન, હંસના દૂતકાર્ય અંગે થયેલી આકાશવાણી, બચ્ચાંવાળી વાદરી જોઈ પ્રિયંગુમંજરીની સંતાન માટેની ઝંખના, તે વિશે રાજારાણીને આવેલું સ્વપ્ન, નળ આગળ શ્રુતશીલ મંત્રીએ કરેલું વનની શોભાનું વર્ણન, દમયંતીએ નળના મનોરંજનાર્થે મોકલેલું કિંનરયુગલ ઇત્યાદિ પ્રસંગો થોડા ફેરફાર સાથે કવિએ 'નલચંપૂ'માંથી લીધા છે.

આમ, આ બે કવિઓ પ્રત્યેનું માણિક્યદેવસૂરિનું ઋણ હોવા છતાં આ બે કવિઓની કૃતિની સરખામણીમાં 'નલાયન'ની વિશિષ્ટતા એ છે કે એમાં કવિએ જૈન અને જૈનેતર બંને પરંપરાના સારા સારા પ્રસંગોનો સમન્વય સાધ્યો છે. વળી 'નૈષધીયચરિત' અને 'નલચંપૂ'માં કથા અનુક્રમે નળને દમયંતી સ્વયંવરમાં વરે છે ત્યા સુધી અને કલિ નળની પાછળ પડે છે ત્યાં સુધી આવીને અટકી જાય છે ત્યારે 'નલાયન'માં એ કથાનુ કવિ એના અંત સુધી નિરૂપણ કરે છે.

'માણિક્યચદેવસૂરિ'નુ બીજા કવિઓ પ્રત્યેનું ઋણ હોવા છતાં તેઓ પોતે ઉત્તમ સર્જકપ્રતિભા ધરાવે છે. તેઓ અત્યત વિચક્ષણ અને બુદ્ધિશાળી કવિ છે એમ 'નલાયન' વાંચતા લાગે છે એમણે નલકથામાં કેટલુંક ઉમેરણ બહુ જ દષ્ટિપૂર્વક કર્યું છે, જેમકે, આપણને પ્રશ્ન થાય કે હસ તો પક્ષી છે એણે નળદમયતીનું દૂતકાર્ય કેવી રીતે અને શા માટે કર્યું ? કર્કોટક નાગને નળ ઉપર ઉપકાર કરવાની વૃત્તિ શા માટે થઈ? એણે નળને આપેલ વસ્ત્રાભૂષણવાળુ બીલીનું ફળ એ કયાથી લાવ્યો ? નળે પોતાનુ મૂળ સ્વરૂપ ધારણ કર્યા પછી એ વસ્ત્રાભૂપણવાળા ફળનો શો ઉપયોગ કર્યો ? ઋતુપર્ણ-રાજાને અક્ષવિદ્યા કયારે અને કેવી રીતે મળી? નળની તપશ્ચર્યામા શાથી ભગ પડયો ? આ બધા પ્રશ્નોના ઉત્તરરૂપે જાણે કે કવિએ તે તે ઘટનાઓની આગળ-પાછળ કેટલીક રસિક અને કલાન્યાયયુક્ત ઘટનાઓને દષ્ટિપૂર્વક ગોઠવી દીધેલી આપણે જોઈ શકીએ છીએ આથી આ કવિ પાસેથી શારદાદેવી અને બાલચન્દ્ર હંસનો પ્રસંગ, કેશિનીનો પૂર્વ અને પશ્ચાદ્ વૃત્તાન્ત, ઋતુપર્ણરાજાને મળેલી અક્ષવિદ્યા અથવા મુષ્ટિ-વિદ્યાની ઘટના, નળની તપશ્ચર્યામાં ભગ પડાવવા માટે ઇન્દ્રે મોકલેલી અપ્સરા-ઓનો પ્રસંગ ઇત્યાદિ પ્રસંગો સાપડે છે

કેટલાક પ્રસગો કવિએ માત્ર વિસ્તારાર્થે જ ઉમેરેલા હોય એવું પણ જણાય છે એમા સૌથી વધુ ધ્યાન ખેંચે એવી શકુન્તલાની, કલાવતીની અને તિલકમંજરીની કથા છે. આ ત્રણે કથા કવિએ ઠીક ઠીક વિસ્તારથી આપી છે. આ ઉપરાન, સુભદ્રાની કથા નાની છે છતાં થોડી અપ્રસ્તુત લાગે છે નળને દ્યૂત ન રમવા માટે સમજાવવા દમયંતીએ કહેલી કદ્રૂ અને વિનતાની કથા યથા-સ્થાને છે એમ કહી શકાશે તાપસોની તપશ્ચર્યામાં વિઘ્ન કરનાર ક્રૌંચકર્ણ રાક્ષસના વધ માટે ઊપડનાર નળનો પ્રસંગ 'શાકુન્તલ'નાં દુષ્યન્તની યાદ અપાવે છે. શ્રીધરમુનિ અને કનકાવલીના પ્રસંગમા કંઈક 'કાદંબરી'ની છાયા પડેલી હોય એમ લાગે છે.

મહાભારત પ્રમાણે નિરૂપાયેલા પ્રસગોમાં, હંસના દૂતકાર્યના પ્રસંગમાં કવિએ શારદાદેવીનો પ્રસંગ ઉમેર્યો. દમનક મુનિના પ્રસંગ સાથે 'નલચંપૂ'માથી પ્રસગ લઈ શંકરભગવાન કે સૂર્યભગવાનને બદલે ચક્રેશ્વરીદેવીનો પ્રસંગ કવિએ જોડી દીધો છે દેવોનો પ્રસંગ લઈ તેમા 'નૈષધીયચરિત', 'નલચંપૂ' પ્રમાણે અને પોતાની કલ્પના પ્રમાણે ફેરફારો કર્યા, કલિનો પ્રસગ લઈ તેમાં 'નૈષધીયચરિત' અને પોતાની કલ્પના પ્રમાણે ફેરફાર કર્યો; કર્કોટકનો પ્રસગ લઈ તેમાં જૈન પરંપરા પ્રમાણે ફેરફાર કર્યો, પરતુ કર્કોટકને જૈન પરપરા પ્રમાણે નળના પિતા તરીકે બતાવવાને બદલે એના કાકા વજ્રસેન તરીકે બતાવ્યા; ઋતુપર્ણનો પ્રસંગ લઈ તેમા જૈન પરંપરાના દધિપર્ણ રાજાના ગાંડા હાથીનો પ્રસગ ઉમેરી લીધો;

અજગર અને ભીલનો પ્રસંગ લઈ તેની સાથે તેનું પૂર્વ અને પશ્ચાદ્ વૃત્તાન્ત કવિએ જોડી દીધું.

આ જ રીતે જૈન પરંપરાની નલકથામાંથી લીધેલા કેટલાક પ્રસંગોમાં પણ કવિએ ફેરફારો કર્યા છે એમણે વિશાળ ઊંચા સ્તંભને ઉછાળવાનો પ્રસંગ લીધો, પણ તેમાં મુનિની આગાહીને બદલે સ્તંભ પર કોતરેલી પ્રશસ્તિ મૂકી; ભીલોના સંગ્રામનો પ્રસંગ લીધો, પણ તેમાં નળની નિષ્ફળતા માટે કલિને જવાબદાર ગણ્યો, નાગનો પ્રસંગ મૂક્યો, પણ તેમાં કર્કોટક નામ મહાભારતમાંથી લીધું અને વજ્રસેનની વાત તેમાં ગોઠવી દીધી. ગાંડા હાથીને વશ કરવાનો પ્રસંગ લીધો, પરંતુ તેનું વર્ણન જૈન પરંપરાની અન્ય કૃતિઓ પ્રમાણે ન કરતાં પોતાની મૌલિક કલ્પનાથી કર્યું; શાંતિનાથ તીર્થંકરની મૂર્તિની દમયંતીએ કરેલી આરાધનાનો પ્રસંગ જોડી દીધો, ભમરાવાળા મુનિનો પ્રસંગ લીધો પણ તે જૈન પરંપરા પ્રમાણે કથાના આરંભમાં ન મૂકતાં કથાને અંતે મૂક્યો, નળદમયંતીના પૂર્વભવોની કથા આપી, પણ વીરમતી અને મમ્મણના ભવની કથામાં પોતાની કલ્પના પ્રમાણે થોડા ફેરફારો કર્યા; નળની દીક્ષાનો પ્રસગ મૂક્યો, પરતુ એની તપશ્ચર્યાના ભંગ માટે ઇન્દ્રને જવાબદાર ગણાવ્યો, ધનનો પ્રસંગ મૂક્યો પરતુ તેમાં અનંતનાથ તીર્થંકરની સ્તુતિનો પ્રસંગ પોતાની કલ્પનાથી ઉમેર્યો, અને કનકવતીનો પ્રસંગ છોડી દીધો.

આમ, કવિએ મહાભારતની અને જૈન પરંપરાની નલકથા તથા ‘ નૈષધીય ચરિત ’ અને ‘ નલચંપૂ ’માંથી કેટલીક કથાસામગ્રી લીધી, પરતુ પોતાની મૌલિક કલ્પનાના સ્પર્શ વડે તેનો રગ બદલી નાખ્યો કવિ વિદ્વાન છે, રસિક છે, કવિતાના ઉત્તમ ગ્રંથોના અભ્યાસી છે અને જૈન-જૈનેતર પૌરાણિક આખ્યાયિકાઓના ઘણા સારા જાણકાર છે. તેમનું આ કાવ્ય ખરેખર ‘ મહાકાવ્ય ’ શબ્દને સાર્થક કરે એવું છે. એમાં શબ્દવિલાસ પણ જોવા મળે છે અને અર્થચમત્કૃતિ પણ જોવા મળે છે. કવિ પાસે કલ્પના છે અને કલાદૃષ્ટિ પણ છે માટે પ્રત્યેક પ્રસંગનું એમણે અલંકારયુક્ત કવિત્વમય નિરૂપણ કર્યું છે. પ્રત્યેક પ્રસંગના અને પ્રત્યેક પાત્રના નિરૂપણમાં કવિને પક્ષે સૂક્ષ્મ, ઊંડા અને બુદ્ધિપૂર્વકનો વિચાર રહેલો છે.

આપણા સંસ્કૃત સાહિત્યમા ઓછુ જાણીતું રહેલું આ મહાકાવ્ય ખરેખર આપણાં ઉત્તમ મહાકાવ્યોની હરોળમાં બેસાડી શકાય એવું છે. એના સર્જક કવિ માણિક્યદેવસૂરિ ખરેખર ‘ મહાકવિ ’ના નામને પાત્ર છે.

નલકથાના વિકાસમાં નવા પ્રસગો અને નવી કલ્પનાઓ સાથે મહત્ત્વનો ફાળો આપનાર આ મહાકવિનુ મહાકાવ્ય એક વિરલ અને અદ્વિતીય કૃતિ છે એમ નિ:સંશય કહી શકાશે

# ૧૧. મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં નલકથા

સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ ભાષાના સાહિત્યમા મહાભારતથી તે ઈસિવી-સનના બારમા તેરમા સૈકા સુધી નલકથાનો વિકાસ કેવી રીતે થયો છે તે આપણે 'નૈષધીયચરિત,' 'નલચંપૂ', 'નલવિલાસ નાટક' અને 'નલાયન' મહાકાવ્ય જેવી અત્યંત મહત્ત્વની કૃતિઓના વિગતે પરિચય સાથે જોઈ ગયા જેમ આ સાહિત્યમાં જૈન અને જૈનેતર પરંપરાની નલકથા જોવા મળે છે તેમ મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં પણ નલકથા વિશે આ બને પરંપરાના સ્પષ્ટ પ્રવાહો જોવા મળે છે.

જેમ સંસ્કૃત અને પ્રાકૃત તથા અપભ્રંશ સાહિત્યની કેટલીક કૃતિઓ હજુ અપ્રસિદ્ધ રહી છે તેમ ગુજરાતી સાહિત્યમા પણ નલકથા વિશેની કેટલીક કૃતિઓ હજી અપ્રસિદ્ધ જ રહી છે એકંદરે ગુજરાતી ભાષામા નલકથા વિશેનુ સાહિત્ય ઘણું વિપુલ છે નલકથા વિશે આટલું વિપુલ સાહિત્ય ભારતની અર્વાચીન કોઈ પણ ભગિની ભાષામાં લખાયું નથી મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમા ચૌદેક જેટલી તો જૈન કવિઓની રાસકૃતિઓ મળે છે અને પાચેક જેટલી આખ્યાન કૃતિઓ મળે છે આ ઉપરાત બીજી નાની કૃતિઓ તે જુદી અને પાંડવચરિત્રાદિ કોઈ મોટી અન્ય કથામા અંતર્ગત નલકથા નિરૂપાઈ હોય તે પણ જુદી આ બતાવે છે કે આ સમય દરમ્યાન ગુજરાતમા નલકથા કેટલી બધી પ્રિય લોકોમા અને કવિઓમાં થઈ પડી હશે જૈન કવિઓને હાથે લખાયેલા રાસાઓ તે જમાનામાં ઉત્સવપ્રસંગે ગવાતા હતા અને માણભટ્ટ આખ્યાનકારોની આખ્યાનકૃતિઓ તો બારે માસ જુદે જુદે સ્થળે ગવાતી. એ જોતાં વર્ષો સુધી અસંખ્ય સ્ત્રીપુરુષોએ નલકથાનુ જાહેરમાં શ્રવણ કર્યું હશે. ભાગ્યે જ કોઈ એવું વર્ષ પસાર થયુ હશે જ્યારે નલકથા વિશે કોઈ જૈન કવિની રાસકૃતિ કે કોઈ જૈનેતર કવિની આખ્યાનકૃતિ ગુજરાતભરમા ક્યાંય ગવાઈ ન હોય અને લોકોએ સાંભળી ન હોય મધ્યકાલની ગુજરાતની લોકપ્રિય કથાઓમાં નલકથાને અવશ્ય મહત્ત્વનું સ્થાન મળ્યું હતું 'સંદેશકરાસ'માં એનો મુસલમાન કર્તા મીર અબ્દુલ રહેમાન લખે છે

કહ વ ઠાઈ સુદયવચ્છ. કત્થ વ નલચરિઉ,
કત્થ વ વિવિદ્દવિણોઈ હિ ભારહુ ઉચ્ચરિઉ

નળદમયંતીની કથા એટલે સુખદુ:ખની કથા અને એથી જ એ જનસમાજની કથા. જ્યાં પણ સુખદુઃખની વાત આવી ત્યા નળદમયંતીને અચૂક સંભારાય.

આપણા ભક્તકવિ નરસિંહ મહેતા પોતાના 'સુખદુ:ખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડિયા' એ પદમાં પાંચ પાંડવો અને દ્રૌપદી, રામ અને સીતા, રાવણ અને મંદોદરી તથા હરિશ્ચન્દ્ર અને તારામતી જેવી સુખદુ:ખનો અનુભવ કરનાર સમર્થ વ્યક્તિઓમાં નળ અને દમયંતીને પણ ગણાવે છે :

નળ રાજા સરખો નર નહી, જેની દમયંતી રાણી;
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યાં અન્ન ને પાણી.

નળ એટલે પુણ્યશ્લોક રાજા અને દમયંતી એટલે સાધ્વી સતી. એટલે શ્રદ્ધાળુ લોકોને મન નળ અને દમયંતી બંને પ્રાતઃસ્મરણીય. જૈનોએ પોતાની સોળ સતીઓમા દમયંતીને સ્થાન આપ્યું અને એથી જ્યારે જ્યારે સતીઓનું સ્મરણ થાય ત્યારે ત્યારે દમયંતીનું પણ સ્મરણ થાય સોળ સતીઓ વિશે મેઘરાજ કે ઉદયરત્ન કે બીજા કોઈ કવિની નાની સરખી રચના હોય તો તેમાં પણ દમયંતીનો ઉલ્લેખ તો હોય જ સમયસુંદર કવિએ તો 'નલ-દવદંતી રાસ'ની રચના કરવા ઉપરાંત સતીઓમા દમયંતી વિશે ખાસ લઘુ રચના 'શ્રી દવદંતી સતી ગીતમ્'ના નામથી કરી છે. એની કેટલીક પંક્તિઓ જુઓ :

નલ દવદંતી નીસર્યાં,
જૂયટઈ હાર્યઉ દેસ નલ રાજા;
વનમાંહિ રાતિ વાસઉ વસ્યા,
સૂતા ભૂમિ પ્રદેસ નલરાજા.
સુઝનઈ મુંકી તૂં કિંહા ગયઉ,
અબલા કુણ આધાર નલરાજા;
સાદ કરઈ સગલી દિસઈ,
દવદંતી નિજ નારિ નલ રાજા.

* * *

ઘઈ ઓલંભા દૈવનઈ,
દુખ કરઈ મનમાંહિ, નલરાજા.
હે હે પુરુષ કઠિન હિયા,
પુરુષ નઉ કેહઉ વેસાસ, નલરાજા;
ઈમ અબલાનઈ એકલી,
કુણ તજઈ વનવાસ નલરાજા.

દવદંતી પીહર ગઈ,
પાલ્યઉ નિરમલ શીલ, નલરાજા;
સમયસુંદર કહઈ પિયુ મિલ્યઉ
લાધા અવિચલ લીલ, નલ રાજા *

સમયસુંદર ઉપરાંત હીરાણંદસૂરિ, રાજમુનિ વગેરે કેટલાક કવિઓની ગીતના પ્રકારની રચનાઓ નળદવદતી વિશે મળે છે

મધ્યકાળમા નળદમયંતી વિશે જૈન કવિઓએ લખેલી નાની મોટી રચનાઓમાંની ઢાળ કે ગીતની કેટલીક આદ્યપંક્તિઓ એની સુગેયતા અને મધુરતાને કારણે દેશીઓની પંક્તિઓ તરીકે પ્રચલિત બની ગઈ હતી એટલે આવી પંક્તિઓની દેશીઓ પરથી કોઈ કવિ નવી રચના કરે ત્યારે મથાળે દેશી તરીકે આવી પંક્તિ ટાંકે. એ બતાવે છે કે નળદમયંતી વિશેની આવી કેટલીક પંક્તિઓ દેશી તરીકે લોકોમા સુપ્રચલિત અને સુપરિચિત બની ગઈ હશે આવી પંક્તિઓના મૂળ રચનારા કોણ હશે, અને એમણે નળદમયંતી વિશે કેવા પ્રકારની અને ક્યારે રચના કરી હશે તે વિશે અત્યારે તો વિશેષ જાણવા મળતું નથી એવી કેટલીક દેશીઓ નીચે પ્રમાણે છે·

૧ દમયંતી પાલી પલઈ—અસાઉરી

[આણંદસોમકૃત 'સોમવિમલસૂરિ રાસ'માં (સં ૧૬૨૯) આ દેશીનો ઉપયોગ થયો છે.]

૨. દમયંતી પુહવિ પડી સખી અંગ જ લોઈ રે

[આણંદપ્રમોદકૃત શાંતિ૦વિવાહ (સં ૧૫૯૧)મા]

૩ દવદતી પુહવી પડે એ

[લાવણ્યસમયકૃત 'વચ્છરાજ દેવરાજ રાસ'મા]

૪. દવદતી દાનશાલા દાન દ્યે- ગોડી.

[ધર્મવર્દ્ધનકૃત 'સુરસુંદરી રાસ'મા. આ દેશી સમયસુંદરે પોતાના રાસમા પ્રથમ પ્રયોજી છે]

૫. નલ નગરીથી નીસર્યો રે રાય–મારૂ

[કુશલધીરકૃત 'કૃતધર્મ' (સં ૧૭૨૮)મા તથા ધર્મવર્ધનકૃત 'સુરસુદરીરાસ' (સં ૧૭૩૬)માં]

* સમયસુંદરકૃત 'નલ-દવદંતી રાસ' (સં. ડૉ રમણલાલ ચિ શાહ) પરિશિષ્ટ અ, પૃ. ૧૨૯.

૬ નલ રાજા મુજને મૂકી કયાં ગયો ? — મેવાડો
[ઋષભદાસકૃત 'ભરતરાસ' (સ. ૧૬૭૮)માં]

૭ નલરાજા રઈ દેસિ, હોજી પુંગલ હુનિ પલાણીયા
[સમયસુંદરકૃત 'થાવચ્ચા ચોપાઈ' (સં ૧૬૯૧)મા, કનકનિધાનકૃત 'રત્નચૂડ રાસ' (સ ૧૭૨૮)મા અને જિનહર્ષકૃત 'શત્રુંજય રાસ' (સ. ૧૭૫૫)મા]

૮. નલરાજા રઈ દેસ હોજી, નરવર હુંતી એ જાણીયા
[જિનહર્ષકૃત 'ઉપમિતભવપ્રપચા રાસ' (સં. ૧૭૪૫) માં]

૯ નલરાજા રે દેસરોજી— મારૂ મોરઠ મિશ્ર
[જયરંગકૃત 'કયવન્ન ચોપાઈ' (સ ૧૭૨૧)માં]*

આ દેશીઓ લોકપ્રચલિત બની અને એ દેશીઓને કવિઓએ પોતાની કૃતિઓમાં ઉપયોગ કર્યો. એ ગાળો સોળમા સૈકાથી અઢારમા સૈકાનો છે. એના આગળ-પાછળના સૈકાઓમાં પણ આ અને આ ઉપરાંત નલદમયંતી વિશેની બીજી કોઈ દેશીઓ લોકપ્રિય બની હોય તો નવાઈ નહિ પરંતુ અત્યાર સુધીનાં સંશોધનો પ્રમાણે એટલું આપણે જોઈ શકીએ છીએ કે વિક્રમના તેરમા સૈકાથી, ગુજરાતી ભાષાનું અવતરણ થયું ત્યારથી તે પંદરમા સૈકાના લગભગ અંત સુધી ગુજરાતી ભાષામાં નળદમયંતી વિશે કોઈ નાનીમોટી સળંગ રચના મળતી નથી અલબત્ત, એ સમય દરમિયાન નળકથા લોકોમાં પ્રચલિત હતી જ, પરંતુ તે 'ત્રિષષ્ટિ-શલાકાપુરૂષચરિત્ર,' 'કુમારપાલપ્રતિબોધ,' 'નલવિલાસ નાટક,' 'નલાયન મહાકાવ્ય' ઇત્યાદિ એ સૈકાઓની અને 'મહાભારત,' 'નૈષધીયચરિત,' 'નલચંપૂ' ઇત્યાદિ એ સૈકાઓ પૂર્વેની બીજી ઘણી સંસ્કૃત, પ્રાકૃતમા રચાયેલી કૃતિઓ દ્વારા એટલે આ કથા લોકોમાં અત્યંત પ્રચલિત હોવા છતા એને ગુજરાતી ભાષામાં ઉતારવા તરફ કવિઓનું લક્ષ થોડુ મોડું ગયુ છે એમ કહી શકાય. નલકથાને ગુજરાતી ભાષામા સૌપ્રથમ સ્થાન મળે છે રાસના પ્રકારમા તે પછી આખ્યાન, વિવાહલુ, ગીત ઇત્યાદિ પ્રકારમા તેને સ્થાન મળે છે પ્રબંધના પ્રકારમા એને સ્થાન હોઈ શકે નહિ, પણ ફાગુ, બારમાસી જેવા જૂના કાવ્યપ્રકારો પણ એને માટે કવિઓને અનુકૂળ નહિ લાગ્યા હોય એમ જણાય છે, કારણકે તેમા નળ-દમયંતી વિશેની એકપણ કૃતિ હજુ સુધી મળી નથી મધ્યકાલમા પદ્ય કરતાં ગદ્ય

* આ દેશીઓ માટે જુઓ 'જૈન ગુર્જર કવિઓ' —ભાગ ત્રીજાના ખંડ બીજો. પૃ. ૧૯૨૭ અંને ૧૯૮૨

ઘણુ ઓછુ ખેડાયુ છે, પરંતુ તેમાં નલકથા લખવાનો એકમાત્ર પ્રયાસ જાણવા મળે છે. એકંદરે રાસ અને આખ્યાન એ બે તે સમયના સૌથી વધુ લોકપ્રિય કાવ્યપ્રકારો કવિઓને નલકથા માટે અનુકૂળ જણાયા છે

મધ્યકાળમા નલકથા વિશે જે કૃતિઓની રચના થઈ છે તેના પર સંસ્કૃત, પ્રાકૃત કૃતિઓની ઘણી અસર પડી છે અને ગુજરાતીમાં લખાયેલી કૃતિઓમા પણ એકબીજા ઉપર એની અસર ઠીક ઠીક પડી છે 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'ની અસર ઋષિવર્ધનના રાસ ઉપર પડી છે ઋષિવર્ધનના રાસની અસર મહીરાજ ઉપર પડી છે અને ઋષિવર્ધન તથા મહીરાજની અસર મેઘરાજના રાસ ઉપર પડી છે 'પાડવચરિત્ર' અને 'નેમિચરિત્ર'ની અસર સમયસુદરના રાસ ઉપર પડી છે નૈષધીયચરિત' અને 'નલચપ્'ની અસર 'નલાયન' ઉપર ઘણી પડી છે 'નલાયન' પરથી નયસુદરનો 'નળદમયંતો રાસ' રચાયો છે 'નલાયન' અને નયસુદરના રાસના તથા જૈન પરપરાની કથાની અસર પ્રેમાનદ ઉપર પડી છે 'નલવિલાસ' નાટકની અસર ઋષિવર્ધનના રાસ ઉપર પડી છે અને તે દ્વારા મેઘરાજના રાસ ઉપર પણ પડી છે 'નૈષધીયચરિત' અને 'નલચંપૂ'ની અસર ભાલણના નળાખ્યાન ઉપર પડી છે ભાલણના નળાખ્યાનની અસર નાકરના નળાખ્યાન ઉપર પડી છે અને ભાલણ અને નાકરની અસર પ્રેમાનદ ઉપર પડી છે આ બધા કવિઓમા પ્રેમાનદ વધુ ઉત્તરકાલીન કવિ હોવાથી એના નળાખ્યાન ઉપર સીધી કે આડકતરી રીતે એના પુરોગામી જૈન, જૈનેતર કવિઓની કૃતિઓની અસર સારા પ્રમાણમા જાણતા અજાણતા પડી છે બીજી બાજુ, પ્રેમાનંદ પોતે મૌલિક પ્રતિભાવાળો સમર્થ કવિ છે એટલે તે પોતે પોતાના નળાખ્યાનને નલકથાના વિકાસના સર્વોચ્ચ શિખરે લઈ જાય છે પ્રેમાનદની આ અપૂર્વ સિદ્ધિ પછી જૈન, જૈનેતર કવિઓએ નલકથાને આલેખવાના બહુ જ ઓછા પ્રયત્નો મધ્યકાલમાં કર્યા છે અને જે થયા છે તે પ્રેમાનદના નળાખ્યાનની છાયામાં ઢંકાઈ ગયા છે

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં નલકથાને ગુજરાતીમા ઉતારવાના પ્રયાસોમા જૈન કવિઓનો ફાળો ઘણો મોટો છે નલકથાને ગુજરાતીમા ઉતારનાર સૌ પ્રથમ જૈન કવિઓ જ જોવા મળે છે એમના પ્રયાસો પણ પદરમા સૈકાથી તે ઠેઠ ઓગણીસમા સૈકા સુધી—પ્રેમાનદ પછી પણ લગભગ એક સૈકા સુધી—જોવા મળે છે એકંદરે એમણે આપેલી કૃતિઓની સખ્યા પણ જૈનેતર કવિઓ કરતા ઘણી મોટી છે. કાવ્યગુણની દૃષ્ટિએ જોઈએ તો નયસુંદર જેવા કવિની સમર્થ કૃતિ તેમાં મળે છે એક નયસુંદર સિવાય આ બધા જ જૈન કવિઓ જૈન પરંપરાની

નલકથાને જ નિરૂપે છે. જૈનેતર પરંપરામાં ભાલણ, નાકર, પ્રેમાનંદ અને વૈકુંઠ એ ચાર કવિઓના પ્રયાસો આપણને મળે છે. વિષ્ણુદાસે અને અવિચલદાસે વનપર્વમાં નળાખ્યાન વિશે કેટલાંક કડવાં લખ્યાં છે. આ બધા જ કવિઓ મહાભારતની પરંપરાને વળગી રહે છે, પણ તેમા પ્રેમાનંદે જૈન પરંપરાની નલકથાની કેટલીક અસર ઝીલી છે. સંખ્યાની દૃષ્ટિએ જૈનેતર કવિઓનો ફાળો જૈન કવિઓ કરતાં ઘણો ઓછો છે, પરંતુ તેમાં કાવ્યગુણની દૃષ્ટિએ ચઢી જાય એવી કૃતિ પ્રેમાનંદ તરફથી આપણને મળે છે, જે ઘણી મહત્ત્વની અને સંતોષની વાત છે.

મધ્યકાળમાં ગુજરાતમાં નલકથા વિશે લખાયેલી કૃતિઓનો ટૂંકો પરિચય આપણે અહીં કરી લઈશું અને તેમાંની પ્રસિદ્ધ થયેલી કૃતિઓનો વિગતે પરિચય હવે પછીનાં પ્રકરણોમાં કરીશું

પહેલાં આપણે જૈન પરંપરાની કૃતિઓ જોઈએ :

(૧) ઋષભ કવિકૃત 'નલચરિત્ર' અથવા 'નલદવદંતી રાસ'–સં ૧૪૯૯*

રાસના પ્રકારની આ કૃતિ અત્યાર સુધીમાં નળદમયંતી વિશે જૂની ગુજરાતી ભાષામાં મળતી સૌથી પહેલી કૃતિ છે. એની રચના વિક્રમના પંદરમા શતકના અંત ભાગમાં થઈ છે. ૨૪૩ થીયે વધુ કડીની આ રચના છે. એની એક જ હસ્તપ્રત મળે છે અને તેમા પણ છેલ્લી કડીઓનું પાનું નથી આરંભમા કવિ શ્રી આદિ જિનેશ્વરને પ્રણામ કરે છે અને ત્યારપછી સરસ્વતીદેવીને પ્રણામ કરીને એના પ્રસાદની યાચના કરે છે કવિ લખે છે :

તુહ મુહ કમલ વિમલ ઉતપત્તિ, સમગઈ શ્રુતધર તે સરસત્તિ,
તેહ વિણ કવિજન ન લહઈ મત્તિ, સવિ રસ રમઈ સદા સમચિત્તિ

આ પછી કવિ 'નલચરિત્ર' વિશે કહે છે :

મણ તણ વયણ કરી એકંતિ, સુંણઉ ભવિક ટાલી મનિ ભ્રંતિ;
જેહતણૂં વર્ણનચિ હુઈ વર્ણિ, નલચરિત્ર આગેપુ કર્ણિ
સુણતાં બુધિ હુઈ નિરમલી, સુણતાં સંકટ ભાનઈ વલી,
સુણતાં સુર પૂગઈ મન રલી, સુણતા પાતગ જાઈ ગલી

આ રીતે, પ્રમાણમાં નાની રચનામા કવિએ કથાનો ઉપક્રમ આટલો વિસ્તારથી કર્યો છે.

* 'જૈન ગુર્જર કવિઓ' ભાગ ત્રીજો, ખંડ પહેલો, પૃ. ૪૩૪. તથા 'જૈન સાહિત્યના સંક્ષિપ્ત ઇતિહાસ' પૃ ૪૮૭.

દમયંતી પોતાને પિયર પહોંચી તે પ્રસંગે કવિ લખે છે:

ભીમ પુરૂદંતિ આનંદ મનિ અતિ ઘણુ;
વછિ અદ્રોહ કરવું નહીં નલ તણુ;
હોસિ જિહા તિહાંથિકુ આણિસઉ નલ સહી.
ચંપકવિ કહઈ સતી સુખિહિં પીહરિ રહી

રાસનું સમાપન કરતા અંતે કવિ ઉપદેશ આપે છે:

ધરમ કહિઉ જે શ્રી રિસહેસરિ,
કુલગુરુ નાભિ કુમરિ અલવેસરિ
તેહ વિણ અવર વૃથા સહૂ એ.

* * *

કરમબંધ સવિ કાપીય લાષઈ,
સિવપદ તણાં સુખ હેલા દાપઈ,
અઈસિઉ સમરથ કોઈ નહીય

એકમનાં જે નિત આરાધઈ
તેહ ઘરિ દિનિદિનિ સંપતિ બાંધઈ,
થોડઈ સેવિઈ ફલ ઘણૂં એ

કવિની આ કૃતિ હજુ અપ્રકાશિત છે છેલ્લી કડીઓ અધૂરી હોવાથી એના રચનાર વિશે વિશેષ પરિચય મળતો નથી કવિનું નામ માત્ર 'ચંપ' મળે છે તેમાં મુનિપદનો સૂચક કે ગચ્છનો સૂચક કોઈ બીજો શબ્દ તેની સાથે નથી એ પરથી અનુમાન થાય છે કે કદાચ આ રાસનો કર્તા કોઈ ગૃહસ્થાશ્રમી કવિ હશે. કવિએ રાસની રચના ચોપાઈ વસ્તુ ઇત્યાદિની કડીઓમાં કરી છે. પરંતુ કૃતિના વિભાગ કે ખંડ પાડયા હોય તેવું લાગતું નથી, કારણકે કૃતિ કદમાં નાની છે અને તેનાં ગાથા સંખ્યા સળંગ આપવામાં આવી છે કૃતિ પ્રસિદ્ધ થયે એના વિશે લધુ પ્રકાશ પડશે.

(૨) ઋષિવર્ધનસૂરિકૃત 'નલરાય-દવદંતી ચરિત'–સં ૧૫૧૨

ચંપ કવિ પછી સમયાનુક્રમે કવિ ઋષિવર્ધનસૂરિનો આ રાસ આવે છે. ચંપ કવિના રાસ કરતાં આ રાસ કદમા મોટો છે. પરંતુ આમાં પણ કવિએ કૃતિના

વિભાગ કે ખંડ પાડ્યા નથી. મુખ્યત્વે કવિ 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'ની નલકથાને અનુસરે છે એક પ્રસંગ કવિએ રામચન્દ્રના 'નલવિલાસ' માંથી લીધો છે. આ રાસ હજુ સુધી ગુજરાતમાં અપ્રસિદ્ધ છે. એનુ અંગ્રેજીમા સંપાદન ડૉ અર્નેસ્ટ બેન્ડરે કર્યું છે, જે અમેરિકાની ફિલાડેલ્ફિયાની 'ધી અમેરિકન ફિલોસોફિકલ સોસાયટી'એ ઈ. સ ૧૯૫૧ માં પ્રગટ કર્યું છે.*

(૩) અજ્ઞાત કવિકૃત 'નલદવદંતી ચરિત્ર'–સં. ૧૫૩૯ પહેલાં

આ કૃતિની રચનાસાલ મળતી નથી. પરંતુ ડૉ. સાંડેસરાના બતાવ્યા પ્રમાણે તે સં. ૧૫૩૯ પહેલાં લખાયેલી હોવી જોઈએ કદાચ તે ઋષિવર્ધનના રાસ પહેલાં પણ લખાઈ હોય. કૃતિ તરીકે તે કદમાં ઘણી નાની છે, પરંતુ તે આરંભકાળના રાસના પ્રકારની જ કૃતિ છે ઋષિવર્ધનના રાસની આ રાસ પર કંઈ અસર જણાતી નથી. તેમજ આ રાસ પર ઋષિવર્ધનના રાસની કંઈ અસર જણાતી નથી. તેથી તે બંનેનુ પૌર્વાપર્ય નક્કી થઈ શકતુ નથી. કવિના નામનો ઉલ્લેખ પણ આ કૃતિમાં મળતો નથી. એટલે કે તે કોઈ અજ્ઞાત કવિની કૃતિ છે. કવિએ મહાભારતની પરંપરાની નલકથાની થોડીક વિગત આ રાસમાં લીધી છે.+

(૪) મહીરાજકૃત 'નલદવદંતી રાસ' – સં ૧૬૧૨

ઋષિવર્ધનના રાસ પછી બરાબર સો વર્ષે આ રાસ લખાયો છે. ઋષિવર્ધનના રાસ કરતાં કદમાં તે ઘણો જ મોટો – ૧૨૫૪ કડી જેટલો છે દુહા, ચોપાઈ અને જુદી જુદી દેશીઓની ઢાળમા લખાયેલી આ કૃતિના પણ કવિએ વિભાગ કે ખંડ પાડ્યા નથી કવિએ મુખ્યત્વે 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'નો કથા માટે આધાર લીધો છે પરંતુ ઋષિવર્ધનના રાસની પણ ક્યાંક ક્યાક છાયા તેના ઉપર પડેલી છે. આ રાસનો ઉલ્લેખ 'જૈન ગુર્જર કવિઓ'ના ત્રણે ભાગમાં ક્યાંય થયો નથી. કર્તાના પોતાના હસ્તાક્ષરમા લખાયેલી એકમાત્ર પ્રત મળે છે, એને આધારે એનું સંપાદન પ્રૉ ભોગીલાલ સાંડેસરાએ કર્યું છે, જેમાં સાથે પરિશિષ્ટમાં અજ્ઞાત કવિકૃત 'નલદવદંતી ચરિત્ર' પણ છાપવામા આવ્યું છે.×

(૫) વાચક મેઘરાજકૃત 'નલદવદંતી ચરિત્ર' – સં ૧૬૬૪

વાચક મેઘરાજકૃત આ રાસ બીજા જૈન કવિઓના નવલકથા વિશેના રાસ કરતાં જુદી ભાત પાડે છે. કવિતાની દૃષ્ટિએ આ રાસ મધ્યમ કોટિનો છે. આ

---

*જુઓ પ્રકરણ બારમું

+જુઓ પ્રકરણ તેરમુ.

×જુઓ પ્રકરણ ચૌદમું.

રાસ પર ઋષિવર્ધનના રાસની ઘણી અસર પડી છે રાસમાં વચ્ચે વચ્ચે ઉપદેશાત્મક દુહાઓ મૂકવા એ આ કવિની ખાસ લાક્ષણિકતા છે કૂબર સાથે યુદ્ધ કરી પોતાનું રાજ્ય પાછું મેળવતો નળને એકમાત્ર આ કવિએ જ બતાવ્યો છે રાસનું કદ લગભગ ઋષિવર્ધનસૂરિના રાસ જેટલુ જ છે. દુહા, ચોપાઈ અને જુદી જુદી દેશીઓના ઢાળમાં લખાયેલી લગભગ સાડા છસો જેટલી કડીમા આ કૃતિના કથા-વસ્તુને ૭ ખંડમાં વહેંચી નાખ્યું છે એકંદરે દોહરાની રચના કવિને વિશેષ અનુકૂળ જણાય છે આ રાસ 'આનંદકાવ્ય મહોદધિ' ના મૌક્તિક ત્રીજામાં પ્રગટ થયો છે +

(૬) નયસુંદરકૃત 'નળદમયંતી રાસ' – સં ૧૬૬૫

કવિ નયસુંદરે 'નલાયન' મહાકાવ્ય પરથી આ રાસની રચના કરી છે ગુજરાતી સાહિત્યમાં નળદમયંતી વિશે આ સૌથી લાબી અને પ્રેમાનંદના 'નળાખ્યાન'ની ગુણવત્તાની દૃષ્ટિએ બરાબરી કરી શકે એવી છે કેટલેક સ્થળે તો પ્રેમાનંદ કરતાં પણ વિશિષ્ટ કવિત્વશક્તિનું દર્શન આ કૃતિમાં આપણને થાય છે ૧૬ પ્રસ્તાવની લગભગ ૨,૪૦૦ જેટલી કડીમા લખાયેલા આ રાસમાં કવિ કથાવસ્તુની દૃષ્ટિએ 'નલાયન' ને જ વફાદાર રહ્યા છે. પરંતુ એમણે કેટલેક સ્થળે એ મહાકાવ્યના વિસ્તારને ઉચિત રીતે ટૂંકાવ્યો છે. 'નલાયન' જેવા મહાકાવ્યને ગુજરાતીમા ઉતારવાનું સામર્થ્ય નયસુંદરમા છે જ. એમની કવિત્વશક્તિ પણ ઘણી ઊંચા પ્રકારની છે ભાષા ઉપરનું એમનુ પ્રભુત્વ પણ અસાધારણ છે પ્રેમાનંદના આ પુરોગામીની પ્રેમાનંદના નળાખ્યાન ઉપર કેટલીક સૂક્ષ્મ અસર પડી હોવાનો સંભવ છે આ રાસ 'આનંદકાવ્ય મહોદધિ' ના મૌક્તિક છઠ્ઠામા છપાયેલો છે *

(૭) ગુણવિનયગણિકૃત 'નળદમયંતી પ્રબંધ' સં. ૧૬૬૫

ખરતર ગચ્છના જયસોમસૂરિના શિષ્ય શ્રી ગુણવિનયગણિએ 'કયવન્ના ચોપાઈ,' 'અંજનાસુંદરીપ્રબંધ,' 'ઋષિદત્તા ચોપાઈ' 'જીવસ્વરૂપ ચોપાઈ', 'જંબૂરાસ,' 'મૂલદેવકુમાર ચોપાઈ,' કલાવતી ચોપાઈ,' 'પ્રશ્નોત્તરમાલિકા ચોપાઈ,' 'ધના-શાલિભદ્ર ચોપાઈ,' 'અગડદત્ત રાસ' ઇત્યાદિ રાસના પ્રકારની ઘણી કૃતિઓનું સર્જન કર્યું છે એમણે સં ૧૬૬૫ મા નવાનગરમાં 'નલદમયંતી પ્રબંધ'ની રચના કરી છે × કવિએ એને પ્રબંધનું નામ આપ્યુ છે. પરંતુ તે રાસના પ્રકારની જ કૃતિ છે. એની એક હસ્તપ્રત ઇન્ડિયા ઑફિસ લાયબ્રેરી, લંડનમા છે અને એક હસ્તપ્રત બિકાનેરના અભય જૈન ગ્રંથાલયમા છે

+ જુઓ પ્રકરણ પંદરમું

* જુઓ પ્રકરણ સોળમુ

× 'જૈન ગુર્જર કવિઓ' — ભાગ ત્રીજો પૃ ૮૩૨, જુઓ પ્રકરણ સત્તરમું

(૮) સમયસુંદરકૃત 'નલદવદંતી રાસ' – સં. ૧૬૭૩

કવિ સમયસુંદરે 'પાંડવચરિત્ર' અને 'નેમિચરિત્ર' એ બે ગ્રંથોના આધારે આ રાસની રચના કરી છે. કવિએ 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર' નહિ, પણ આ બે ગ્રંથોનો આધાર લીધો હોવાથી ઋષિવર્ધન કે મહીરાજના રાસ કરતાં આ રાસમા કથાવસ્તુની દૃષ્ટિએ થોડો ફેર જોવા મળે છે, જે એકંદરે બહુ મહત્ત્વનો નથી કવિએ નવા પ્રસંગો પોતાની મૌલિક કલ્પનાથી કોઈ યોજ્યા નથી, પરંતુ સગીતના સારા જાણકાર આ કવિએ વિવિધ દેશીઓ અને રાગરાગિણીઓમા ઢાળોની સુંદર રચના કરી છે.*

(૯) વિનયસમુદ્રકૃત– 'નલદવદંતી ચરિત્ર'

વિક્રમના સત્તરમા શતકમાં વાચક હર્ષસમુદ્રના શિષ્ય વિનયસમુદ્રે ત્રણસો જેટલી કડીની આ રાસકૃતિની રચના કરી છે આ અપ્રકાશિત રાસની હસ્તપ્રત શ્રી અભય જૈન ગ્રંથાલય, બિકાનેરમાં છે.

(૧૦) કવિ નારાયણકૃત 'નલદવદંતી રાસ' ૧૬૮૨

સમરચંદના શિષ્ય કવિ નારાયણે સં. ૧૬૮૨ માં કરેલી આ રચના હજુ પ્રસિદ્ધ થઈ નથી કૃતિની અંતિમ કડી જોતા ૩૧૫ જેટલી કડીમાં આ રાસની રચના થઈ હોય એમ લાગે છે ગુરુપરંપરાનો પરિચય આપતી એની કેટલીક અંતિમ કડીઓ 'જૈન ગુર્જર કવિઓ' ભાગ ત્રીજામાં ઉતારવામા આવી છે.+

(૧૧) વાસણસુત ભીમકૃત 'નળાખ્યાન' – સં. ૧૭૨૭

પાલણપુરના શ્રીમાળી વણિક વાસણસુત ભીમે આખ્યાન નામક આ કૃતિની રચના સં. ૧૭૨૭મા કરી છે. આ કૃતિ હજુ અપ્રસિદ્ધ છે. ×

(૧૨) જ્ઞાનસાગરકૃત 'નલદવદંતી ચરિત્ર ચોપાઈ'– સં. ૧૭૫૮

ખરતર ગચ્છના જિનરત્નસૂરિના શિષ્ય ક્ષમાલાભના શિષ્ય જ્ઞાનસાગરે સં. ૧૭૫૮મા આ રાસની રચના કરી છે. કવિએ રચના માટે 'પાંડવચરિત્ર' તથા 'નેમિચરિત્ર'નો આધાર લીધો છે. આરંભમાં કવિ લખે છે :

---

* જુઓ મહત્ત્વપૂ અધ્યાયનું

+ 'જૈન ગુર્જર કવિઓ' ભાગ ત્રીજો. પૃ. ૯૯૮

× મણિલાલકૃત 'નલદવદંતી રાસ, પ્રસ્તાવના પૃ ૫

પ્રણમું પારસનાથના ચરણકમલ સુખકાર.
સારદ ને સદ્દગુરુ વલી, બુદ્ધિ સિદ્ધિ દાતાર.
સતીયા રે સિરસેહરો, દવદંતી નલ નાર
તાસુ ચરિત્ર સુણતાં થકાં, સફલ હુવૈ અવતાર.
ચઉપઈ રાસ અનેક છે, તો પિણ મુઝ મન રંગ.
અતિસંખેપૈ ગાઇસુ, તસ ગુણ ગંગતરગ

રાસને અંતે કવિએ કૃતિનો આધાર, ગુરુપરંપરા તથા કૃતિની રચનાસાલ જણાવ્યા છે

જ્ઞાનસાગર કવિની આ કૃતિ હજુ સુધી અપ્રસિદ્ધ છે કવિએ કૃતિને અંતે પોતાનો પરિચય અને કૃતિની રચનાસાલ સ્પષ્ટ આપ્યાં છે*

(૧૩) જ્ઞાનસાગરકૃત 'નલાયણ'

અંચલ ગચ્છના ગજસાગરસૂરિના પ્રશિષ્ય જ્ઞાનસાગર કવિ ઉપર્યુક્ત ખરતર ગચ્છના જ્ઞાનસાગર કવિથી ભિન્ન છે. આ જ્ઞાનસાગરની 'નલાયણ' નામની કૃતિનો નિર્દેશ 'જૈન ગુર્જર કવિ'ઓના બીજા ભાગમાં પૃ. ૭૯ પર કરવામાં આવ્યો છે. કૃતિની રચનાસાલ સં. ૧૭૨૦ આસપાસ જણાવવામાં આવી છે આથી વિશેષ કંઈ પણ માહિતી આ કૃતિ કે તેની હસ્તપ્રત વિશે ત્યાં આપવામાં આવી નથી. કૃતિની ગચ્છ અને ગુરુપરંપરાની અંતિમ પંક્તિઓ પણ અપાઈ નથી.

'જૈન ગુર્જર કવિઓ'ના ત્રીજા ભાગમા આ કૃતિનો ફરી ઉલ્લેખ છે. પરંતુ તેમાં કૃતિના અપર નામ, રચનાસાલ તથા હસ્તપ્રત તરીકે ઉપર્યુક્ત ખરતર ગચ્છના જ્ઞાનસાગરની કૃતિની માહિતી ભૂલથી આપી દેવાઈ હોય એમ લાગે છે. જો તે ભૂલ ન હોય તો ભિન્ન ગચ્છના એક નામધારી આ બંને કવિઓ એક જ સમયના અને રાસકૃતિઓના રચનાર હોવાને લીધે કદાચ આમ બન્યું હોવાનો સંભવ છે. ઉપર્યુક્ત ખરતર ગચ્છના જ્ઞાનસાગરની કૃતિ વિશે કંઈ સંદિગ્ધતા નથી. પરંતુ આ બીજી કૃતિ વિશે કે તેની હસ્તપ્રતની પ્રાપ્તિ વિશે વિશેષ કાંઈ માહિતી મળતી નથી. તેમ છતાં, અંચલ ગચ્છના આ જ્ઞાનસાગર કવિનો ઉલ્લેખ અને એમની આ કૃતિનો ઉલ્લેખ 'જૈન ગુર્જર કવિઓ' ભાગ–૨માં થયો હોવાને કારણે (જેમાં ખરતર ગચ્છના જ્ઞાનસાગરની કૃતિનો ઉલ્લેખ નથી) તેમજ કૃતિનું નામ 'નલાયણ' એવું, બીજી નલકથા વિશેની રાસકૃતિઓ કરતા જુદું પડી આવે તેવું હોવાને કારણે આ 'નલાયણ' તે ઉપર્યુક્ત 'નલદવદંતી ચોપાઈ'થી ભિન્ન કૃતિ હોવાનો સંભવ છે. ×

---

* 'જૈન ગુર્જર કવિઓ'-ભાગ ત્રીજો, પૃ ૧૪૦૨

× 'જૈન ગુર્જર કવિઓ', ભાગ–૨, પૃ ૭૯ તથા ભાગ–૩, પૃ ૧૧૩૭

(૧૪) ગુલાલવિજયકૃત 'નલ-દમયંતી રાસ'–સં. ૧૭૮૨

કવિ ગુલાલવિજયે આ રાસની રચના સં. ૧૭૮૨મા ધૂંસોલામા કરી છે આ કૃતિ ઉલ્લેખ "જૈન ગુર્જર કવિઓ'મા નથી. ડૉ. ભોગીલાલ સાંડેસરાએ મહીરાજકૃત 'નલ-દવદતી રાસ'ની પ્રસ્તાવનામા એનો ઉલ્લેખ કર્યો છે કૃતિ હજુ અપ્રસિદ્ધ છે. ×

(૧૫) હર્ષરત્નકૃત 'નલદવદની રાસ'

હર્ષરત્નકૃત 'નલદવદતી રાસ' નો ઉલ્લેખ સ્વ મોહનલાલ દલીચદ દેસાઈએ 'આનંદ કાવ્યમહોદધિ'ના મૌક્તિક છઠ્ઠાની પ્રસ્તાવનામાં 'કવિવર નયસુંદર' નામના પોતાના લેખમાં પૃ. ૩૨ ઉપર કર્યો છે + 'જૈન ગુર્જર કવિઓ' માં એનો કયાય ઉલ્લેખ નથી કવિના આ રાસ વિશે વિશેષ કંઈ માહિતી મળી નથી.

(૧૬) સેવકકૃત 'નલ-દવદતી વિવાહલુ'

વિક્રમના સોળમા શતકના ઉત્તરાર્ધ અને સત્તરમા શતકના પૂર્વાર્ધમા થઈ ગયેલા આ કવિએ 'નલ-દવદંતી વિવાહલુ'ની રચના સત્તરમા શતકના આરંભમા કરી છે અંચલવિધિ ગચ્છના ગુણનિધાનસૂરિના શિષ્ય કવિ સેવકે 'ઋષભદેવ વિવાહલુ,' 'આર્દ્રકુમાર વિવાહલુ' ઇત્યાદિ વિવાહલુના પ્રકારની કૃતિઓ રચી છે. કવિના 'નલદવદતી વિવાહલુ'નો ઉલ્લેખ 'જૈન ગુર્જર કવિઓ'મા નથી ડૉ. ભોગીલાલ સાંડેસરાએ મહીરાજકૃત 'નલદવદંતી રાસ'ની પ્રસ્તાવનામા એનો ઉલ્લેખ કર્યો છે. આ રાસ હજુ અપ્રસિદ્ધ છે

(૧૭) ઉપર્યુક્ત પદ્યકૃતિઓ ઉપરાત નલકથા વિશે એક ગદ્યકૃતિ પણ ૧૭મા સૈકા આસપાસમાં રચાઈ હોવાનો ઉલ્લેખ ડૉ ભોગીલાલ સાંડેસરાએ મહીરાજકૃત 'નલદવદંતી રાસ' ની પ્રસ્તાવનામાં કર્યો છે. કૃતિના કર્તા, એની રચનાસાલ વિશે વિશેષ કંઈ માહિતી મળી નથી. એનો ઉલ્લેખ 'જૈન ગુર્જર કવિઓ'મા કયાંય નથી. આ કૃતિ હજુ અપ્રસિદ્ધ છે.

જૈનેતર પરંપરાની નલકથા વિશેની કૃતિઓ

(૧) ભાલણકૃત 'નળાખ્યાન' –વિક્રમના સોળમા સૈકાની રચના

ગુજરાતી ભાષામાં જૈનેતર કવિઓની કૃતિઓની નલકથા વિશે સૌથી પહેલી

× મહીરાજકૃત 'નલદવદંતી રાસ.' પ્રસ્તાવના પૃ ૫

+ 'આનંદ કાવ્યમહોદધિ મૌક્તિક,' પ્રસ્તાવના પૃ ૩૨

કૃતિ ભાલણકૃત 'નળાખ્યાન' છે ત્રીસ કડવામાં લખાયેલી આ આખ્યાનકૃતિમાં ભાલણે કૃતિના પૂર્વાર્ધમા 'નૈષધીયચરિત'ની અસર ઠીક ઠીક ઝીલી છે. કયાંક કયાંક તો કવિએ 'નૈષધીયચરિત'ના શ્લોકનો ગુજરાતીમા ભાવાનુવાદ કરીને મૂકયો છે. કૃતિના ઉત્તરાર્ધમા કવિ મહાભારતની કથાને જ ઘણુંખરું વફાદાર રહે છે. છતાં એની પૂર્વવયની બીજી કૃતિઓની જેમ આ માત્ર તરજુમો નથી. એમાં એણે ઘણે સ્થળે પોતાની કલ્પનાથી કેટલુંક નવું ઉમેર્યું છે કૃતિની રચનાસાલ એમાં આપવામા આવી નથી, પણ એની પ્રૌઢિ જોતા તે કવિની મધ્યવયની કૃતિ હોવાનુ, અભ્યાસીઓ માને છે આ કૃતિનું સપાદન સ્વ રામલાલ મોદીએ 'બે નળાખ્યાનો'માં અને ત્યારપછી બીજી એક હસ્તપ્રતને આધારે શ્રી કે. કા. શાસ્ત્રીએ કર્યું છે ભાલણનું કહેવાતું બીજું નળાખ્યાન અર્વાચીન કૃતિ છે.*

(૨) નાકરકૃત 'નળાખ્યાન'

ભાલણ પછી નાકરે ૨૦ કડવાનું નળાખ્યાન લખ્યું છે. એના આ આખ્યાન ઉપર ભાલણની કેટલીક અસર પડી છે, અને નાકરના આખ્યાનની અસર પ્રેમાનંદના ઉપર પડી છે. નાકરની આ આખ્યાનકૃતિ હજી સુધી અપ્રકાશિત છે. +

(૩) તુલસીસુત વૈકુંઠકૃત 'નલકથા' સં ૧૭૦૨ થી ૧૭૦૯. ×

ભાલણ અને નાકરના અનુગામી અને પ્રેમાનંદના પુરોગામી આ કવિએ કદમા પ્રેમાનદના 'નળાખ્યાન' કરતાયે મોટી કૃતિની રચના કરી છે જે અદ્યાપિ અપ્રસિદ્ધ છે કચ્છ ભુજના મૂળ રહીશ અને સૌરાષ્ટ્રમાં કુતિયાણામાં આવીને સ્થિર થયેલ વૈકુંઠને એના પિતા તુલસી (માધવસુત) તરફથી કવિતાનો વારસો મળ્યો છે. વૈકુઠે ઉદ્યોગપર્વ, ભીષ્મપર્વ, કર્ણપર્વ, શલ્યપર્વ નાસિકેતનુ આખ્યાન, ધ્રુવાખ્યાન નલકથા ઇત્યાદિ કૃતિઓની રચના કરી છે 'નલકથા'નો આરંભ એણે સં. ૧૭૦૨ મા કર્યો છે અને એના પૂર્ણાહુતિ સ. ૧૭૦૯ માં કરી છે એમ એની આરંભની અને અતનીં પકિતઓ જોતા લાગે છે જુઓ.

° જુઓ પ્રકરણ ઓગણીસમુ

+ જુઓ પ્રકરણ વીસમુ

× 'કવિચરિત,' બીજી આવૃત્તિ, પૃ ૪૮૭

આરભમા—

સારસ્વત જાતિ કુનલપુર ગામ, સુત તુલસી ને વૈકુઠ નામ,
બ્રમનનયા સરસ્વતી તેહ તણે ઉપદેશ

નલકથા મેં અનુભવિ જાંણિ જે લવલેશ.
સંવત ૧૭ એ વૃપ સાર, આસુ પુનમ ને ગુરુવાર.
તે દિન કથાનો આરંભ, ચર્ણ પસાયે બંભ.

*

અંતે—

સંવત સતર નવ વૃપ સાર તથ એકાદશી ને ગુરુવાર,
તે દીન કથા પામ્યો પાગ, કરુણા કીધી જુગન્નાધાર.
આદ્યા શ્રીભુજનગરે વાસ, વૈકુંઠ સદા વિષ્ણુનો દાસ.

૨૬૮૧ જેટલી કડીના આ કાવ્યની પ્રતમા આરંભનો થોડો ભાગ તૂટક હોવાથી આરંભની ૨૫૫ જેટલી કડી મળતી નથી. ઇન્દ્ર નળને દૂત તરીકે જવા માટે કહે છે ત્યાંથી કૃતિનો ભાગ મળે છે નળ અને દમયંતી વનમાં જાય છે ત્યાં એક પ્રસંગનું વર્ણન કરતાં કવિ લખે છે :

આશ્રમ દિઠો અતિ ભલો, ઉતરા નર ને નારી. ૧૨૦૭

રાત્ય અર્ધજ અંતરી, નલ નીદ્રા દેહ;
ઉજાસ અતિ છે ચંદ્રનો તે સમે પોઢો તેહ. ૧૨૦૮

ઉછંગ અબલા તણા ઉપરી પોહોઢયો ત્યાં કંથ;
તર્ત નિદ્રા અંગ આવી વિગમ લાગો પંથ ૧૨૦૯

તેણે સમે સંધ જ સબલ મોહોટો આવિયો તે કામ,
દીન તૃણ્યનો લાધન રીહો, આમીષ ઉપર હામ ૧૨૧૦

+

અંગ કંપી અબલા ને વદન બોલી વાન;
અવનાર ચોથો તાહરો ધનવંત કેંગ નાથ ૧૨૧૪

પતિ અમારો પોઢયો શરણ તારે આજ;
અભેપદ જાણી કરી અવિચલ નારુ ગજ. ૧૨૧૫

નળ દમયંતીનો ત્યાગ કરીને જાય છે એ પ્રસંગ જુઓ.

ચર્ણ ચંપો ચિર સુવનિ અર્ધ કિયો ભુપ;
ચાલિ ઉઠિ ગયો આદ્રો, થયો ક્રોધિ રૂપ ૧૩૮૭

વન ઓહોલે રહો ઊભો ભયનો રક્ષવાલ;
સુંદરીને સ્વપ્ન લાધુ ઊઠતી અંગે જવાલ ૧૩૮૮

હતી કુસુમમાલા મંગલ દેતિ અંગ;
નિર બહુ લે બુડતિ મુઓ મિટ ભોયંગ. ૧૩૮૯

અસુ અબલા દેષિ જાગિ ન દેષે તા કંથ;
સાદ કરતી સુંદરી ને જુએ વનમાં પંથ ૧૩૯૦

એકલી આ વિષમ વેલા અંધારિ અતિરાતિ.
વેધ આવો વલો પાછો સુગુણ માહરા નાથ. ૧૩૯૧

સાદ વિનના કરે મોટા દોદશ માહરા કોડી;
ક્ષુધાતુરને ક્ષુધા લાગાં ગીયા વનફલ મોડિ ૧૩૯૨

વન વિછીં સર્પ સાવજ, વિપમ વેલા રાચ્ય;
અર્ધ ઊગે પ્રભુ માહરા કોડી કરજો કાજ ૧૩૯૩

રહો છો તો વન્ય ઓલે, ધરે રાજા કાન્ય;
પગ પલતા પાન ચાલતા, બોલતાં બહુ માન. ૧૩૯૪

ધરા ધરતિ અંગ અબલા, ચકોર કેરે ચિત્ત;
ન દેખે નલનાથને મનમા થઈ ભે ભીત્ત. ૧૩૯૫

આ કવિએ 'નૈષધીયચરિત' મૂળ સંસ્કૃતમા વાચ્યું હશે કે નહિ તેની ખબર નથી, પરંતુ એણે એનું અનુસરણ કર્યું છે અને એ વિશે કૃતિને અંતે એણે ઉલ્લેખ કર્યો છે.

કવિતા કહે મે સાંભલી, વનપર્વમાં સાર;
મુજ બુધને માજને કહી કથાવિસ્તાર.

નવમેં પિંગલ પ્રીછીઉ, નવ કો જોયો ગ્રંથ
નથી વીમલ મત માહરિ નવ હું જાણું પંથ

કવિતા શ્રોતા વિનવું નવ જાણું પ્રતિબંધ
નૈષધ ગ્રંથ સમુદ્ર છે રહા કોટ સમંધ.

હું તારો તડાગ તણો ઉડું કેમ અગમાએ
શ્રી હર્ષ પંડત તણાં વચન કહાં કેમ જાએ.

* * *

શ્રીહર્ષને જે પ્રતીબંધ પરણ્યા સુધો કહો સમંધ;
પછે આરણીક વચનવીચાર કહી ધર્મને તેહ પ્રકાર.

શ્રી. કે. કા. શાસ્ત્રીના મતે 'નલકથા' વૈકુંઠની શ્રેષ્ઠ કૃતિ છે. આ કૃતિ પ્રગટ થતાં મધ્યકાલમા નલકથાના વિકાસ પર ઘણો સારો પ્રકાશ પડે એમ છે, કારણકે કવિએ તેમા પોતાની કલ્પનાના કેટલાક પ્રસંગો ઉમેર્યા હોય એમ લાગે છે.

(૪) પ્રેમાનંદકૃત 'નળાખ્યાન'–સં ૧૭૪૨

ભાલણ અને નાકર પછી એ બનેનાં નળાખ્યાનોની અસર દાખવતું અને જૈન પરંપરાની નલકથાની કેટલીક અસર ઝીલતું તથા પોતાની ઘણી મૌલિક કલ્પનાઓવાળું અને સ્વતંત્ર નિરૂપણશક્તિવાળું પ્રેમાનંદનું 'નળાખ્યાન' મધ્યકાલની નલકથા વિશેની સમગ્ર કૃતિઓમાં અગ્રસ્થાને મૂકી શકાય એવી કૃતિ છે. એકંદરે સમગ્ર મધ્યકાલીન સાહિત્યમાં ગણનાપાત્ર સ્થાન ધરાવતા આ આખ્યાનનું સંપાદન, પૂરું કે આરંભનાં ૨૫ જેટલાં કડવાનું, નર્મદ-દલપતરામના સમયથી વર્તમાન સમય સુધીમા ઘણાને હાથે થયું છે. ×

(૫) જૈનેતર પરંપરામાં આ પ્રયાસો ઉપરાંત નાકર, વિષ્ણુદાસ અને અવિચલદાસે ગુજરાતીમાં ઉતારેલા વનપર્વમાં નલકથા આલેખાઈ છે. પરંતુ તેમાં, આ કથાને સ્વતત્ર નિરૂપણ જેટલું સ્થાન ન હોઈ શકે. કવિઓએ તેમાં બહુ જ થોડાં કડવામાં નલકથાનો માત્ર સાર આપ્યો છે એમ કહી શકાય.

× જુઓ પ્રકરણ એકવીસમું.

## ૧૨. ઋષિવર્ધનસૂરિકૃત નલરાય-દવદંતી ચરિત

મધ્યકાળમા નળ-દવદંતીની કથા વિશે લખાયેલી રાસકૃતિઓમા સમયાનુક્રમે કવિ ચંપના રાસ પછી કવિ ઋષિવર્ધનસૂરિનો રાસ આપણને મળે છે* આ રાસનું નામ એની હસ્તપ્રતો પ્રમાણે 'નલરાજ ચુપઈ,' 'નલરાજા-દવદતી ચરિત્ર,' 'નલ પંચભવ રાસ', 'નલરાય-દવદંતી ચરિત' છે. કવિએ આ રાસની રચના દુહા, ચોપાઈ અને ભિન્ન ભિન્ન દેશીઓમા પ્રયોજેલી ઢાલોમા કરી છે કદની દૃષ્ટિએ આ રાસ નાનો છે કવિએ તેમા ખંડ પાડયા નથી આ સળંગ કૃતિની કડીઓની સંખ્યા ૩૨૪ જેટલી છે, જેમા કેટલીક કડીની પક્તિઓ ચાર ચાર છે (બીજી હસ્તપ્રતો, જેમા આવી કડીઓ ચારને બદલે બબ્બે લીટીની ગણાવવામા આવી છે એમાં શ્લોકસંખ્યા ૪૭૫ જેટલી બનાવવામા આવી છે) અચલ ગચ્છના શ્રી જયકીર્તિસૂરિએ આ રાસની રચના સંવત ૧૫૧૨મા ચિત્રકોટગિરિમા કરી છે. રાસની અંતિમ પંક્તિઓમા કવિ નીચે પ્રમાણે જણાવે છે.

શ્રી અંચલ ગચ્છ નાયક ગણધર,
ગુરુશ્રી જયકીરતિ સૂરીસર
જાસ નામિ નાસઈ દુરતિં.

તાસ સીસ રિષિવર્ધન સૂરિ,
કીઉં કવિત મન આદર પૂરિ,
નલ-રા દવદંતી ચરિત

સંવત પનર બારોત્તર વરસે,
ચિત્રકોટગિરિ નગર અવાસે,
શ્રી સંઘ આદરિ અનિ ધણઈએ

એહ ચરિત જે ભણઈ ભણાવઈ,
તેહ ઘરિ ઋદ્ધિવૃદ્ધિ સુખ આવઈ,
નિત નિત મંદિર તેહ તણઈએ

---

જુઓ મોહનલાલ દલીચંદ દેસાઈ કૃત 'જૈન ગુર્જર કવિઓ' ભાગ ૩, ખડ ૧, પૃ ૪૩૪ અને 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' પૃ ૪૮૭. સ ૧૫૧૨માં ઋષિવર્ધનસૂરિએ રચેલો આ રાસ ઈ સ ૧૯૫૧માં પેનસિલવેનિયા યુનિવર્સિટીના ડૉ. અર્નેસ્ટ બેન્ડરે રોમન લિપિમા પ્રગટ કર્યો છે. આ રાસની એક હસ્તપ્રત હાર્વર્ડ યુનિવર્સિટીની લાયબ્રેરીમા છે.

કવિ ઋષિવર્ધનસૂરિના જીવન અને કવન વિશે આપણને ખાસ કંઈ માહિતી મળતી નથી. આ રાસકૃતિ અને 'જિનેન્દ્રાતિશય પંચાશિકા' ઉપરાંત તેમણે બીજી કોઈ કૃતિની રચના કરી હોય એવું હજુ સુધી જાણવા મળ્યું નથી.

સકલ સંઘને સુખ અને શાંતિ આપનાર એવા શ્રી શાંતિનાથ તીર્થંકરને પ્રણામ કરી નલ-દવદંતીના પૂર્વભવની કથાથી કવિએ આ રાસની શરૂઆત કરી છે. નલ-દવદંતીના પૂર્વભવની કથાથી રાસની શરૂઆત તેમજ બીજા કેટલાક પ્રસંગો અને તેનો ક્રમ જોતા કવિએ પોતાના આ રાસની કથા માટે હેમચન્દ્રાચાર્યકૃત 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'નો મુખ્યત્વે આધાર લીધો હોય એમ લાગે છે.

આ રાસનું કદ નાનું હોવાથી તેમા કવિએ કેટલાક પ્રસંગો સંક્ષેપમાં વર્ણવ્યા છે. આમ છતાં, એમા વીરમતી અને મમ્મણના ભવની અને ધણ અને ધૂસરીના ભવની કથા 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'ને અનુસરીને સહેજ વિગતે વર્ણવાઈ છે વીરમતી અને મમ્મણના ભવનું વર્ણન હજુ જ્યાં ચાલુ થાય છે ત્યાં નળ અને દવદંતીના માહાત્મ્યને લગતી ધ્રુવપદની નીચેની કડી હસ્તપ્રતોમા જોવા મળે છે :

> પુણ્યસિલોક નલહ વિખ્યાત, મહાસતી ભીમી અવદાત;
> જિમ જિમ શ્રવણે સુણીઈ છેક, તિમ તિમ જાગઈ ધર્મવિવેક

આ જ કડી ધ્રુવપદની કડી તરીકે આગળ બીજી કેટલીક ઢાલોમા પણ જોવા મળે છે. કદાચ કવિએ પોતે એ લખી હોય અથવા લહિયાઓએ પોતે પોતાની મેળે એ પ્રમાણે લખી નાખી હોય એ પણ બનવા સંભવ છે. પરંતુ, વીરમતી અને મમ્મણની કથા કે જ્યાં હજુ નળદવદંતીની કથા આવતી નથી ત્યાં ધ્રુવ કડી તરીકે આ પંક્તિઓ મૂકવામા આવી છે એ ત્યા બંધબેસતી લાગતી નથી.

નળદવદંતીના પૂર્વભવોનુ કવિએ કરેલુ આલેખન ખાસ કોઈ મહત્ત્વની વિશિષ્ટતા વિનાનું છે. તેમ છતા કયાક કયાક કેટલીક પંક્તિઓમાં કવિની કવિત્વ-શક્તિનું આપણને દર્શન થાય છે. વીરમતી અને મમ્મણ સંયમ પાળી સુરલોકની સિદ્ધિ મેળવે છે, ધણ અને ધૂસરી વનમા કાઉસગ્ગ ધ્યાનમાં રહેલા સાધુની સેવા કરે છે અને એમની પાસેથી ધર્મોપદેશ ગ્રહણ કરે છે પૂર્વભવના આલેખન પછી દુહામા નળનુ અને ઉલાલાની ઢાલમા દવદંતીનુ ચિત્ર કવિએ ખડુ કર્યું છે ઓછી છતા કાવ્યગુણયુક્ત પંક્તિઓમા આ આલેખન થયું હોવાથી તે કંઈક વિશિષ્ટતાવાળુ બન્યુ છે નિષધ રાજાના રાજ્યની સમૃદ્ધિનુ અને નળના જન્મ-મહોત્સવનું કવિએ કરેલું વર્ણાનુપ્રાસયુક્ત વર્ણન જુઓ :

બોલઈ બંદિણ બિરદ, ગીઅ ગાઈ કુલ નારિ,
જય જય શબ્દ સમુચ્ચરઈ એ જન નયર મઝારિ

છાયણ ભોયણ કણય દાણ, મ તોષી સજ્જન,
નલકુમાર એહ નાંમ કરઈ, રાજા નિય નંદણ

દવદંતીના વર્ણનમાં કવિએ દવદંતીની માતાએ સગર્ભાવસ્થામા સ્વપ્નમાં જોયેલા શ્વેત હાથીનો પ્રસંગ પણ મૂકી દીધો છે 'અનુપમ વિદ્યા વિનાણ, સકલ કલા ગુણ જાણ' એવી દવદંતી જ્યારે યૌવનમા પ્રવેશે છે ત્યારે કવિ કહે છે:

'યૌવનિ ચડીય સંપૂરઈ, રતિ રંભા મદ ચૂરઈ.'

નાયક અને નાયિકાનુ વર્ણન કર્યા પછી ચોપાઈની કેટલીક કડીઓમા કવિએ દવદંતીના સ્વયંવરની તૈયારીનું અને એ પછીની ઢાલમા સ્વયંવર માટે તૈયાર થઈને મંડપ તરફ આવતી દવદંતીનું ચિત્ર રજૂ કર્યું છે આ સવિગત ચિત્ર ખરેખર મનોહર બન્યુ છે દવદંતી સ્વયંવર-મંડપમા પ્રવેશે છે તે સમયે એને જોતાં જ રાજાઓ વિચારમાં પડી જાય છે અને જાણે ચિત્રમા દોર્યા હોય એવાં સ્થિર નયને દવદંતીને તાકી રહે છે કવિ લખે છે:

કઈ અમરી કઈ કિન્નરી, સખિ કઈ એ નાગ કુમારિ;
અવર એહ તોલઈ નહિ, સખિ મૃગનયણી સંસારિ

જેહે કિરિ પરમાણૂ એ, સખિ એ નીપાઈ નારિ;
તે તેની અધિકી જહી, સખિ નિશ્ચિ જગહ મઝારિ

જિણિ જનમંતરિ તપ ઘણા, સખિ કીધા સૂધઈ ભાવિ;
એહ તરૂણી એહ નર વરઈ, સખિ તપ વિણ શુદ્ધિ ન થાઈ

ઇમિ ચિંતવતા રાય સવે, સખિ ધરતા મનિ અતિ ખંતિ;
ચિત્ર લિખિત જિમ થીર નયણ, સખિ તે જોઈ દવદંતી

સ્વયંવરમા દવદંતી નળને વરે છે એ પ્રસંગ દુહાની કેટલીક કડીઓમાં વર્ણવીને કવિએ એ પછીની ઢાલમા દવદંતી પોતાને ન વરી એથી અસંતુષ્ટ થયેલા કૃષ્ણરાજ સાથેના નળના યુદ્ધનુ આલેખન કર્યું છે કવિની ભાષા કેટલી સચોટ છે તે જુઓ:

બે વીર રણિ રસિ ભરીઆ, મંડપ બાહિરિ નીસરીઆ;
બિહૂ દલિ સબલ ઝૂઝાર, ઝબકાવઈ હત્થીઆર

સ્વયંવર પછી નળ-દવદંતીનાં વિધિપૂર્વક લગ્ન થાય છે. કવિએ વિવાહલાની ઢાલમા આ પ્રસંગ વિસ્તારથી વર્ણવ્યો છે. એમા એમણે લગ્નપ્રસંગનું ચિત્ર આબેહૂબ ખડું કર્યું છે.

લગન દિવસ હિવ આવીઈએ,
વરકન્યા બેઉ ન્હવાવીઈએ.

યુવતી એ સિણગારિઈએ,
બિહું આરતિ રીતિઈ ઉતારીઈએ

વર ગય વર તવ આરૂહીએ,
પરિણેવા આવઈ ગહગહીએ;

મસ્તકિ છત્ર તે ઝલહલઈએ,
બિહૂં પાસે ચાર ચામર ઢલઈએ.

વાજિત્ર વાજઈ અતિ ઘણા એ,
તિહિ દાન તણી નહીં કાંઈ મણા એ,

ઉઢીય નવરંગ ચૂનડી એ,
વર લૂણ ઉતારઈ બહિનડી એ

* * *

લાડીય બાહડીય માહરઈએ,
તિહિં હરષ હીઈ અતિ ઘણ ધરઈએ

વયગઉ તિહિં તેડાવીઈએ,
તિહિં હાથિ હાથ મેલાવીઇએ.

લગનપ્રસંગના આ આલેખનમા કવિના સમયની લગનવિધિનું પ્રતિબિમ્બ પડેલુ છે. નવરંગ ચૂંદડી ઓઢી નળરાજાની બહેને લૂણ ઉતાર્યું એવું વર્ણન આ કવિ સિવાય બીજા કોઈ કવિની નલદવદંતી વિશેની કૃતિમાં જોવા મળતું નથી.

નલ-દવદંતી કુડિનપુરમાંથી વિદાય લઈ અયોધ્યા નગરી તરફ પાછાં ફરે છે. માર્ગમાં એમને મળેલા સાધુનો પ્રસંગ વર્ણવી, કવિએ નલ-દવદંતી અયોધ્યામાં આવી જે સુખ ભોગવે છે તેનું થોડીક પણ અર્થસભર, લયબદ્ધ પંક્તિઓમાં સુભગ અને મનોરમ વર્ણન કર્યું છે:

નલ-દવદતી બે નવરંગ, નવયૌવન એ બહુ ચંગ,
એ અભંગ સોભાગનિહાણ, બે સુપ્રીતા બે ગુણ જાણ.

નાચગીત રસ જૂ જલકેલિ, ફૂલ નિચય હીંડોલા હેલિ,
રમતિ કરતા બે નિસદીસ, પૂરઈ તે નિજ મનહ જગીસ.

નળની આજ્ઞા ન માનનાર કદંબ રાજાનો પ્રસંગ વર્ણવ્યા પછી કવિ કૂબર સાથે નળ દ્યૂત રમે છે એ પ્રસંગ આલેખે છે. નળ દ્યૂતમા ઉત્તરોત્તર વધારે ને વધારે હારતો જાય છે તે વખતે દવદંતી એને કહે છે.

જઈ રૂચિ તુ વરિ સઈ હથિઈં, ભાઈનઈં દઈ રાજ;
પણિ ઈમ જૂઈ નીગમ્યા તણૂ, કહિ ન સામી કુણ સાજ.

'જો તમારી મરજી હોય તો તમારા પોતાના હાથે જ કૂબરને રાજ્ય સોપી દો, પણ આમ જુગાર શા માટે રમો છો?' આમ દવદંતીના મુખમાં કવિએ જે શબ્દો મૂક્યા છે તેવા ઉદાર શબ્દો અન્ય કોઈ કવિની કૃતિમા જોવા મળતા નથી કોઈ કવિએ કૂબરને (અથવા પુષ્કરને) રાજીખુશીથી રાજ્ય આપી દેવાની વાત દવદતી (દમયંતી) પાસે કરાવી નથી.

નળ દ્યૂતમા હારી જાય છે એ પ્રસગના આલેખન પછી, નગરનો પાચસો હાથ ઊચો સ્તભ નળે ઉખેડવો અને પાછો સ્થાપવો, દવદતી સાથે એનુ વનમા જવુ, વનમા લૂંટારા ભીલો મળવા, નળે દવદતીનો વનમા ત્યાગ કરવો, દવદંતીને સ્વપ્ન આવવું, વનમાં એકલી ભમતા એને એક સાર્થનો મેળાપ થવો, સાર્થ છોડીને જતા એક રાક્ષસનુ મળવુ, તાપસપુરમાં તાપસોને વૃષ્ટિમાથી બચાવી લેવા, વનમાંથી અચલપુરના ઋતુપર્ણ રાજાને ત્યા દવદંતીનું આવવુ, પિગળ ચોરને બચાવવો અને કેટલેક સમયે હરિમિત્ર બ્રાહ્મણ દ્વારા તપાસ થતા દવદંતીનુ ભીમરાજાને ત્યાં આવવું– આટલી ઘટનાઓ કવિએ લગભગ પચોતેર જેટલી કડીઓમાં ઝડપથી વર્ણવી છે આવા ઝડપી આલેખનને લીધે કવિનું કથન જેટલુ વિશદ થવું જોઈએ તેટલુ ક્યાંક ક્યાંક થયુ નથી. ઉ.ત. પિંગળ ચોરનો પ્રસગ માત્ર ચાર પક્તિમા જ પતાવી દેવામાં કવિએ કેટલી બધી ઉતાવળ કરી નાખી છે! જુઓ:

દાનમંદિરિ દાનમદિરિ, નગરિ બહુ તેણિ,
બઈઠઈ પિંગલ નામ ચોર, રાખિઉ દયા ધરી

દિવરાવિઉં મુનિવરહ પાહિ તાસ એક સંયમ મયા કરિ.
સો અવસરિ સુરવર થઈ, આવી નમઈ દવદંતિ.

આમા પિંગલ કોણ હતો ? એણે શાની ચોરી કરી ? શા માટે કરી ? અને શી શિક્ષા થઈ ? દવદંતી એના પ્રત્યે શા માટે દયા બતાવી ? એનું શું પરિણામ આવ્યું ? પિંગલે શા માટે દીક્ષા લીધી ? આ બધી વિગતો જે 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર' અને નલદવદંતી વિશેની અન્ય જૈન કૃતિઓમાં જોવા મળે છે તેનો, કવિએ જરાસરખો પણ સ્પર્શ કર્યો નથી એથી નલકથાથી અનભિજ્ઞ વાચકને તો આમાં બહુ સમજ પડવાની નહિ વાચકો આ પ્રસંગ જાણે જ છે એમ માનીને એવા જાણકારો આગળ કવિ માત્ર આ પ્રસંગનો નિર્દેશ કરવા માગતા હોય એવી રીતે એનું આલેખન થયું છે. વળી, પિંગળ ચોર સ્વર્ગમા જઈ, ત્યાથી આવી દવદંતીએ કરેલા ઉપકાર બદલ સુવર્ણવૃષ્ટિ કરે છે એ પ્રસંગ, જે મૂળ કથામા સહેજ પાછળથી આવે છે તે પણ કવિએ અહીં સાથે સાથે જ વર્ણવી દીધો છે કે જેથી પિંગળ ચોરને પાછળથી ફરીથી સંભારવો ન પડે. પરંતુ તેમ કરવામાં કવિએ સમયાનુક્રમ ન સાચવવાની ક્ષતિ વહોરી લીધી છે. વિસ્તારભયને નિવારવા જતા કવિએ કરેલી ઉતાવળે એમની આ કૃતિને કલાદૃષ્ટિએ કંઈક હાનિ પહોચાડી હોય એમ જણાય છે.

દવદંતીનો ત્યાગ કરીને નળનું જવું, વનમાં અગ્નિમાં બળતા સાપને બચાવવું, સાપના દંશથી એનું શરીર કદરૂપું થઈ જવું, ઋતુપર્ણ રાજાના નગરમાં જઈ ગાંડા હાથીને વશ કરવો, અને રાજાને પ્રસન્ન કરી હુંડિક નામ ધારણ કરી રસોઇયા તરીકે રહેવું—એટલી ઘટનાઓ કવિએ ઝાબટાની ઢાલ, ચોપાઈ અને દુહાની બધી મળી ત્રીસેક જેટલી કડીમાં વર્ણવી છે અહી પણ પ્રસંગોના આલેખનમાં, આગળના કેટલાક પ્રસંગોની જેમ, ત્વરિત ગતિ રહેલી છે. અલબત્ત, ક્યાંક ક્યાંક કેટલીક પંક્તિઓમા કવિની કવિત્વશક્તિનો સારો પરિચય આપણને થાય છે. સુસમારપુરમાં પ્રવેશી ગાડા હાથીને નળ વશ કરે છે. ત્યારપછી નળની તપાસ માટે ભીમરાજાએ મોકલેલો બ્રાહ્મણ દધિપર્ણરાજાને ત્યાં આવે છે અને નળને શોધી કાઢે છે એ ઘટનાના આલેખનમાં કવિ ઋષિવર્ધનસૂરિ પરંપરાનુસારી કથાથી કંઈક ભિન્નતા દાખવે છે જૈન પરંપરાની કથામાં અને ઋષિવર્ધનસૂરિ જેને અનુસરે છે એ હેમચન્દ્રાચાર્યકૃત 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'માં નળની શોધ કરનાર બ્રાહ્મણ કેટલાક માર્મિક શ્લોક બોલી નળને શોધી કાઢે છે. આ રાસમાં કુશલો નામનો બ્રાહ્મણ દધિપર્ણ રાજાના દરબારમા નળદવદંતીની કથાનું નાટક ભજવી હુંડિક એ નળ છે એમ શોધી કાઢે છે. નાટક ભજવવાનો પ્રસંગ જૈન પરંપરાની મૂળ કથાનો નથી. તેમ એ પ્રસગ આ કવિએ પોતે પોતાની સ્વતંત્ર કલ્પનાથી પ્રયોજેલો પણ નથી કવિ રામચન્દ્રસૂરિકૃત 'નલવિલાસ નાટક'માં આ પ્રસગ ગર્ભાંક તરીકે મૂકવામાં આવ્યો છે. એ પ્રસંગ કવિ રામચન્દ્રસૂરિની પોતાની

મૌલિક કલ્પનાનો છે એટલે ઋષિવર્ધને આ પ્રસંગ રામચન્દ્રસૂરિના નલવિલાસ નાટકમાંથી સીધો લીધો છે એમ સ્પષ્ટ રીતે જણાઈ આવે છે અલબત્ત, ઋષિવર્ધને એ પ્રસંગ અનુપ્રાસયુક્ત પંક્તિઓમા પોતાની મૌલિક રીતિથી વર્ણવ્યો છે:

તુ તિણિ બઠૂઈ પૂછિઉ રાય, નલ-નાટક મંડિયા સુ ઠાઈ;
જિમ જિમ અવતારઈ સંકેત, તિમ તિમ ઝૂરઈ હુંડિક ચેત.

નીધણ, નીગુણ, નીલજ, નીચ, નાસતે, નીઠુર, નિકલ નસિંચ;
નલ તોલઈ નર અવર ન કોઈ, છંડી સતી પ્રિયા જિણિ જોઈ.

સૂતી સતી એકલી રાનિ, મુગધિ વીસસી સોવિન વાનિ;
અબલા મૂકી જાતાં પાગ, કિમ વૂઠા તુઝ નલ નીભાગ

આ પ્રસંગ પછી દુહાની, રાજવલ્લભ રાગની ઢાલની અને ચોપાઈની મળીને લગભગ ત્રીસેક જેટલી કડીમાં દધિપર્ણ રાજા આગળ દવદંતીના સ્વયંવર વિશે કરવામા આવેલી બનાવટી વાત, દધિપર્ણ અને હુંડિકનું કુંડિનપુર આવવા માટે નીકળવું, માર્ગમા તેઓમા પરસ્પર કરેલો અક્ષવિદ્યા અને અશ્વવિદ્યાનો વિનિમય, સવાર સુધીમા ભીમરાજને ત્યાં તેમનું આવી પહોચવુ, દવદંતીને એ જ સમયે આવેલુ સ્વપ્ન અને ભીમરાજા તથા દવદંતીએ હુંડિક એ નળ છે કે નહિ તેની કરેલી કસોટી ઇત્યાદિ ઘટનાઓનું નિરૂપણ કરવામા આવ્યુ છે.

નળને કુંડિનપુર બોલાવવા માટે ભીમરાજાએ દવદંતીના સ્વયંવરની બનાવટી વાત યોજી કાઢી એ પ્રસંગ પ્રાસયુક્ત લયબદ્ધ પંક્તિઓમા કવિ આ પ્રમાણે વર્ણવે છે

જંપઈ તવ દવદંતી તાત, તે નલ હોસિં સહી એ વાત;
અમ્હ ઘરિ કૂબડ હુંડિક કોઈ, ન હુતુ કલા ઇસી જસ હોઈ.

રૂપ ફેર તસ કઈ આહાર, કઈ કર્માદિક દોષ વિકાર,
ગજશિક્ષા દાનાદિક ઘણા, એ લક્ષણ નિશ્ચે નલતણા.

દવદંતીના સ્વયંવરમા જવા માટે નીકળેલા દધિપર્ણ રાજા અને નળ માર્ગમા પોતાની વિદ્યાઓનો પરસ્પર વિનિમય કરે છે એ પ્રસંગનું છટાયુક્ત વર્ણન જુઓ :

પવન વેગિ ચાલિઉ રથ જાઈ, પડીય પછેડી ઊડી વાઈ
જાવ રહાવઈ રથ પુહુ વીસ, તા વુલ્યાં જોઅણ પણ વીસ.

રાઈ દેખી ખહિડાં રૂખ, સહિસ અટાર કહી ફલ સંખ;
પાડી ગણિ કુબજિ તે સહી, કિહ્નિ સંખ્યા તે મનિ ગહિગહી.

અશ્વકલા દધિપન્નહ દીધ, હુંડિકિ ગણિત કલા તે લીધ;
કુંડિનપુરિ આવી રથ રહિઉ. દિવસોદયિ રાજા ગહગહિઉ.

દધિપર્ણ રાજા અને નળ કુંડિનપુર આવી પહોંચે છે ત્યારે તેમનું કેવું સ્વાગત થાય છે અને નળની કેવી કસોટી થાય છે તેનું રસિક વર્ણન કવિએ કર્યું છે. કૂબડો એ જ નળ છે એની પૂરેપૂરી પ્રતીતિ થયા પછી દવદંતીને હર્ષ થાય છે સાથે સાથે એ નળને ઉપાલંભ પણ આપે છે.

નળ મૂળ સ્વરૂપે પ્રગટ થાય છે એ પછી ભીમરાજાને ત્યાં લગભગ એક મહિનો રહ્યા પછી કૂબર પાસેથી પોતાનું રાજ્ય જીતી લે છે કૂબરને યુવરાજ-પદે સ્થાપી નળ ફરી પોતાનું સુખ ભોગવવા લાગે છે પુણ્ય હોય ત્યાં સુધી આવું સુખ ભોગવવા મળે એ જૈન ધર્મની માન્યતા વિશે કવિ લખે છે :

પુણ્ય ઉદયિ હુઈ શુભ સંયોગ, પુણ્યિ ભોગવીઈ સુખ ભોગ;
પુણ્યિ ઉત્તમ કુલિ અવતાર, પુણ્યિ કણય રયણ ભંડાર;

પુણ્યિ ભાવઠિ ભાંજી જાઈ, સિવ પદવી હુઈ પુણ્ય પસાઈ;
પુણ્યિ રોગ શોક ભય ટલઈ, મનવંછિત પુણ્યિં સવિ ફલઈ

પુણ્યિ કીરતિ મેરૂ સમાન, પુણ્યઈ ઉદય વિજય કલ્યાણ,
પુણ્ય તણુ ગિરૂઉ આજ, પુણ્યિં પામિઉ વલિ નલરાજ.

પુણ્યનો પ્રભાવ દર્શાવતી કવિની આ પંક્તિઓ ઉપર માણિક્યસુંદરસૂરિકૃત 'પૃથ્વીચન્દ્રચરિત'ના આરંભના એ પ્રકારના ખંડકના અસર હોવાનો સંભવ છે. અલબત્ત, કવિ ગણીરાજના ગમની આ પ્રકારની પંક્તિઓ ઉપર 'પૃથ્વીચન્દ્રચરિત'ની એવી સ્પષ્ટ અસર ઋષિવર્ધનની આ પંક્તિઓ પર પડેલી હોય એવું જણાતું નથી નળના સુખમય દિવસોનું વર્ણન કરતા કવિ લખે છે:

કરીય નવહાણુ ગંધોદક પૂરિ, કેસરી ચંદનિ કુસુમિ કપૂરિ;
નગરમાંહિ સકલત્ત મરૂપ, જિણ ચેઈ પૂજઈ નલ ભૂપ.

*

નાચ, ગીત, રસભોગ અભંગ, ભોગવતુ સોભાગ સુરંગ;
વરસ સહસ બહૂ પાલિ રાજ, દવદંતી સરિસઉ નલરાજ.

નળના પિતા નિષધદેવ સ્વર્ગમાથી આવી નળને બે પંક્તિમા કેટલી સચોટ શિખામણ આપે છે તે જુઓ :

ચ ચલ યૌવન, ધન સ સારિ, વિષ જિમ વિષય દુખ ભંડાર;
જીવન ભોગિ તૃપ્ત ન થાઈ, પુણ્ય પાપ બે સાથિ જાઈ.

નળ ગુરુ પાસે દીક્ષા લે છે અને દવદંતી પણ દીક્ષા લે છે પણ નળથી ચારિત્ર્ય પળાતું નથી એ વખતે નિષધદેવ ફરીથાં આવીને એને શિખામણ આપે છે તેનો ઉલ્લેખ કવિએ જતો કર્યો છે, અને નળે અનશન લીધુ એટલું જ માત્ર જણાવ્યુ છે :

અવર દિવસિ નલ મહરિસિ ચિત્તિ, જાગી વિષયર ગ આસત્તિ;
તુ વિવેક સ વર સમવાય, અણસણ લીધૂ તિણિ મુનિરાય.

ત્યારપછી બે કડીમાં નળદવદંતીના ધનદ અને તેની પત્ની ધનદપ્રિયાના ભવનો ઉલ્લેખ કરી, અને એ પછીની ઢાલમા ત્રણ કડીમાં કનકવતીના ભવનુ નિરૂપણ કરીને કવિએ એ પછીની એક કડીમા શ્રોતાઓને ધર્મોપદેશનું નીચે પ્રમાણે સીધું ઉદ્બોધન કર્યું છે :

સમકિત દાન સીલ તપ ભાવણ, મૂલ ધરમ એહ કારણ પાવન;
અવિચલ ર ગિં આદરૂ એ ;
અહો ભવિક જન જિમ સુર નરવર, પદવી સિવ સુખ સ પદસુ દર;
સર્વસિદ્ધિ નિજ કરિ કરૂ એ.

છેલ્લી બે કડીમાં પોતાની ગુરુપરંપરા અને ગચ્છનો તથા રાસનાં રચનાસાલ અને રચનાસ્થળનો નિર્દેશ કરી, રાસની ફલશ્રુતિ સમજાવીને કવિએ આ રાસ પૂરો કર્યો છે.

ઋષિવર્ધનનો આ રાસ કદમાં ઘણો નાનો છે એમ મહીરાજ, સમયસુ દર, નયસુ દર વગેરેના રાસ સાથે સરખાવતા લાગશે, પર તુ એને માટે જવાબદાર મહદ્-અંશે કવિનો સમય છે, કારણ કે એ સમયે દીર્ઘ રાસકૃતિઓની રચના હજુ ખાસ પ્રચલિત થઈ નહોતી રાસના નાના કદને કારણે પ્રસ ગોના અને પાત્રોના આલેખનમા

કવિને ઘણી ઝડપ રાખવી પડી છે અને એને લીધે રાસની કલાને કેટલીક હાનિ પહોંચી છે. પ્રસંગાલેખન, પાત્રાલેખન, પ્રકૃતિનિરૂપણ કે રસનિરૂપણ માટે કવિથી ક્યાંય નિરાંતે થોભી શકાયું નથી બીજી બાજુ, એથી કવિને કેટલોક લાભ પણ થયો છે અને તે વક્તવ્યના લાઘવનો અને એની સચોટતાનો. એવે પ્રસંગે કવિની ઉચ્ચ કવિત્વશક્તિની પ્રતીતિ થયા વિના રહેતી નથી.

કવિના આ રાસની અસર પછીના સમયમાં મહીરાજના અને મેઘરાજના નલદવદંતી વિશેના રાસ પર સારી પડી છે, જે આ રાસકૃતિની મહત્તા દર્શાવે છે.

# ૧૩. અજ્ઞાત કવિકૃત નલ-દવદંતી ચરિત્ર

વિક્રમના સોળમા શતકની શરૂઆતની જે જૈન રાસ-કૃતિઓ નલકથા વિશે જૂની ગુજરાતી ભાષામા મળે છે તેમા કોઈ અજ્ઞાત કવિકૃત 'નલ-દવદંતી ચરિત' નામની કૃતિ કદમાં નાની છના ઉલ્લેખનીય છે. આ કૃતિની નથી મળતી રચનાસાલ કે નથી મળતું એમા એમા કર્તાનુ નામ પરંતુ હસ્તપ્રતોની લખ્યાસાલ પરથી એમ અનુમાન કરવામા આવે છે કે એની રચના સં. ૧૫૩૯ માં કે એ પહેલાં થઈ હોવી જોઈએ.× વિક્રમના પંદરમા-સોળમા શતકમાં જૈન રાસાઓની રચનાનું કદ કેટલું નાનું હતું એ પણ આ રસના કદ પરથી જોઈ શકાય છે.

આ રાસ કવિએ દુહા, ઢાલ અને ધવલની બધી મળીને ૬૩ કડીમાં* લખ્યો છે એમા આરંભની તેર કડીઓ ચાર ચાર પંક્તિની છે અને બાકીની બધી કડીઓ બબ્બે પંક્તિની છે રાસનુ કદ નાનુ હોવાથી અને નલ-દવદંતીની કથા ઠીક ઠીક લાંબી હોવાથી કવિએ પ્રસંગોના આલેખનમા સારી ઝડપ રાખી છે. આવી રચનામા સ્વાભાવિક રીતે જ પાત્ર કે પ્રસંગના આલેનખને ખાસ અવકાશ ન રહે આમ છતા આ રાસમા આ કવિની પોતાની કહી શકાય એવી કેટલીક વિશિષ્ટતાઓ જોવા મળે છે. કવિ સરસ્વતીદેવીને પ્રણામ કરી રાસની શરૂઆત કરે છે. ત્યારપછી એક કડીમા નિષધનગરના નિષધરાયના પુત્રો નળ અને કૂબરનો પરિચય આપી કવિએ બીજી બેએક કડીમા કુંડિનપુરમા ભીમરાજાને ત્યા જન્મેલી દવદંતીનો પરિચય આપ્યો છે. એ પછી કવિએ તરત જ દવદંતીના સ્વયંવરનું વર્ણન કર્યું છે. કવિએ એ વર્ણન માત્ર આઠ પંક્તિમાં જ કર્યું છે, છતા એના આલેખનમા આ જૈન કવિએ માત્ર જૈન પરંપરાને જ ન-અનુસરતાં મહાભારતની ઘટનાઓ પણ એમા સમાવી લીધી છે. એ રીતે, હંસે નળ માટે કરેલું દૂતકાર્ય

---

× આ રાસ ડૉ ભોગીલાલ સાંડેસરાએ સંપાદિત કરેલા મહીરાજકૃત 'નલ-દવદંતી રાસ'માં પરિશિષ્ટ તરીકે છપાયેલો છે આ પુસ્તકની પ્રસ્તાવનામા ડા સાંડેસરાએ જણાવ્યું છે તે પ્રમાણે પ્રસ્તુત રાસની રચના સં. ૧૫૩૯મા કે તે પહેલા થઈ હોવી જોઈએ આ રાસની રચનાસાલ વિશે સ્વ મોહનલાલ દલીચંદ દેસાઈએ 'જૈન ગુર્જર કવિઓ-ભાગ ૩' મા કંઈ ઉલ્લેખ કર્યો નથી. માત્ર તેમણે આ રાસને વિક્રમના સોળમા શતકના રાસ તરીકે ઓળખાવ્યો છે.

* 'જૈન ગુર્જર કવિઓ-ભાગ ૩' (પૃ ૫૩૪) માં જણાવ્યા પ્રમાણે આ રાસની ૬૯ કડી છે.

તથા સ્વયંવરમાં નળનું સ્વરૂપ ધારણ કરી પાંચ દેવોનું પધારવું એ બે ઘટનાઓ, જે જૈન પરંપરાની કથામાં અને કૃતિઓમાં સામાન્યપણે જોવા મળતી નથી તેનો ઉલ્લેખ આ કવિએ પોતાના રાસમાં કર્યો છે

કવિએ દવદંતીના સ્વયંવરમાં પધારેલા રાજાઓની સંખ્યા અગિયાર લાખ સુધી પહોંચાડી દીધી છે સ્વયંવરમાં પધારેલા રાજાઓની આવડી અને આથી પણ મોટી સંખ્યા જૈન અને જૈનેતર પરંપરાની કોઈ કોઈ કૃતિઓમા આપવામા આવી છે. પાંચ દેવો સ્વયંવરમાં નળનું સ્વરૂપ ધારણ કરે છે એ વખતે દમયંતીના મનનાં થતી દ્વિધા અને એણે દેવોને કરેલી વિનંતી તથા દેવોનું એ વિનંતીથી મૂળરૂપે પ્રગટ થવું એનું વર્ણન આ કવિએ અહીં કર્યું નથી અહીં તો કવિએ માત્ર એટલું જ વર્ણવ્યું છે કે એક પણ દેવ દવદંતીને ગમ્યો નહિ. એણે તો પોતાને સૂઝેલી નિર્મળ મતિથી નળના કંઠમાં વરમાળા આરોપી

નળ સાથે લગ્ન પછી દવદંતી વિચાર કરે છે કે આ તેના પૂર્વજન્મનાં કોઈ સારા ફળનું જ પરિણામ હોવું જોઈએ. પૂર્વભવમા પોતે કેવા કેવા સારા સારાં કર્મો કર્યાં હશે તેનો વિચાર કરતાં તે જે કહે છે તેમા સત્કર્મના ઉપદેશની તક કવિએ ઝડપી લીધી છે એમ જણાશે. જુઓ :

> ગય ભવિ ભગતિઈ અતિ સંભાગિ મઈ મુનિ વહિરાવ્યા,
> સાહમીય વચ્છલ સંઘ સહિત મઈ ગુરુ પહિરાવ્યા
>
> બંધણિ બાંધ્યા જીવડા એ કઈ મઈ મ્હેલાવ્યા,
> બાલક માયનઈ મેલવા એ કય દવ ઉલ્હવીઆ.
>
> કઈ જિણ પૂજિયા ત્રિણિ કાલ દિન પ્રતિ મઈ ભગતિ,
> બારે વ્રત કિઈ નિયમ સહિત મઈ પાલિયા શક્તિ ઈ

આવી રીતે લગભગ બારેક પંક્તિમા દવદંતી પોતાના પૂર્વભવનાં કર્મોનો વિચાર કરે છે પરંતુ આ રાસના નાના કદની દૃષ્ટિએ જોતા કવિએ દવદંતી પાસે પૂર્વજન્મનાં કર્મોનો આટલા વિસ્તારથી વિચાર કરાવવાનો ન હોય કદાચ, બિલકુલ વિચાર ન કરાવ્યો હોત તો પણ ચાલી શકત બીજા કોઈ જૈન કવિએ દવદંતીના સ્વયંવર પ્રસંગે એની પાસે પૂર્વ જન્મનાં કર્મોનો વિચાર આ રીતે કરાવ્યો નથી આ કવિએ દવદંતીના સ્વરૂપ-વર્ણનમા જેટલો વિસ્તાર નથી કર્યો તેટલો પૂર્વજન્મના કર્મોના સિદ્ધાન્તની વાત આવી ત્યા કર્યો છે એ બતાવે છે કે આ કવિ કર્મના સિદ્ધાન્ત પર ભાર મૂકીને લોકોને આ જન્મમા સત્કર્મો કરવા માટે ઉપદેશ આપવાનો આશય ધરાવે છે.

સ્વયંવર-વર્ણન પછી, નલ-દવદતીનાં વિધિપૂર્વક લગ્ન થાય છે; ભીમરાજા તેમને સંઘ દેશ સુધી વળાવવા જાય છે; નળ પોતાના નગરમા પાછો ફરે છે; દવદતી પોતાની સાસુની સેવાચાકરી કરે છે; નિષધરાજા નળને રાજ્ય સોંપી વનમાં જઈ તપ કરે છે;—ઇત્યાદિ ઘટનાઓ ઝડપથી વર્ણવવામાં આવી છે. નિષધરાજા વનમા જતી વખતે નળને આ પ્રમાણે શિખામણ આપે છે:

સાત વિસન તઈં ટાલિવાં એ,
 છ દરસિણ રૂડી પરિ પાલવાં એ;

રાષેય રાજ રૂડી પરિઈં એ,
 નવઈ કરિ કોઈ રપે પીડીઈ એ

અહી પણ ઉપદેશ આપવાનો કવિનો ભાવ પ્રગટ થયા વિના રહેતો નથી નિષધરાજાએ સાત વ્યસન (જેમાંનું એક વ્યસન દ્યૂત પણ છે) ટાળવાની શિખામણ આપી છે છતા નળ કૂબર સાથે જુગાર રમવા લાગે છે કવિએ કૂબરને કપટ-બુદ્ધિવાળો બતાવ્યો છે એ એક બાજુ, નળની ભક્તિ કરે છે અને બીજી બાજુ, એક કાપડી–તપસ્વી સાધુની આરાધના કરી દ્યૂતવિદ્યા મેળવે છે.

કૂબર બુદ્ધિ કૂડી કરઈ એ,
 નલના પગ ભગતઈ અણુસરઈ એ.

આરાધઈ એક કાપડી એ,
 કૂબરનઈ વિદ્યા સાપડીઈ એ

કૂબર આ રીતે કોઈ તપસ્વી પાસેથી દ્યૂતવિદ્યા મેળવીને નળને હરાવે છે એવો ઉલ્લેખ આ અજ્ઞાત કવિની કૃતિ સિવાય બીજી કોઈ કૃતિમા જોવા મળતો નથી સામાન્ય રીતે બધી જ જૈન કૃતિઓમા નળને કૂબરની સાથેના દ્યૂતમા સ્વાભાવિક રીતે જ હારતો બતાવાયો છે. કૂબરની દ્યૂતવિદ્યાને લીધે નળ હાર્યો છે એમ ક્યાય બતાવવામા આવ્યું નથી મહાભારતની કથામાં નળ દ્યૂતમાં સ્વાભાવિક રીતે હારતો નથી, પણ કલિના પ્રભાવથી હારે છે ત્યા કલિ અને દ્વાપર પાસાનું રૂપ લઈને પુષ્કરને જિતાડવા અને નળને હરાવવા માટે આવે છે અને પોતાના કાર્યમા બને સફળ થાય છે. પરંતુ નળને જ્યારે ઋતુપર્ણ રાજા પાસેથી અક્ષવિદ્યા–ગણિતવિદ્યા મળે છે ત્યારે કલિ એના શરીરમાં રહી શકતો નથી, એટલુ જ નહિ, એ અક્ષવિદ્યાના પ્રભાવે નળ ફરી પુષ્કરને દ્યૂતમાં હરાવે છે

અહીં આપણને એક પ્રશ્ન થશે. જૈનેતર પરંપરાની જેમ જૈન પરંપરાની નલકથામા પણ નળ અક્ષવિદ્યા મેળવી કૂબરને હરાવી પોતાનું રાજ્ય પાછુ મેળવે છે. પણ જો, આ રાસમાં કવિએ બતાવ્યું છે તેમ, કૂબર પાસે દ્યૂતવિદ્યા હોય તો તેને નળ હરાવી શકે જ કઈ રીતે? માટે જ કદાચ કવિએ આ રાસમાં નળે કૂબરને દ્યૂતમા હરાવી પોતાનું રાજ્ય પાછું મેળવ્યુ એવો સ્પષ્ટ ઉલ્લેખ નહિ કર્યો હોય. જો કૂબરને દ્યૂતવિદ્યા આવડતી હોય અને નળને અક્ષવિદ્યા (જે બરાબર દ્યૂતવિદ્યા) આવડતી હોય તો અંતે હારજીત કોની થાય? કથાનું પરિણામ જો નળની જીતમા જ આવતું હોય તો પછી કૂબરની દ્યૂતવિદ્યાને નળની અક્ષવિદ્યાથી ઊતરતી બતાવવી પડે અને એના કારણમાં કવિને ઊતરવુ પડે પણ આપણા આ કવિએ એટલી ઝીણવટમાં ન ઊતરતાં ડહાપણપૂર્વક દ્યૂતનો ઉલ્લેખ કર્યા વિના વર્ણવ્યુ છે કે નળે નિષધનગરીમા જઈ, પૃથ્વીનું રાજ્ય જીતી લઈ કૂબરને યુવરાજ બનાવ્યો

નળ કૂબર સાથે દ્યૂત રમે છે, એ પ્રસંગ પછી નળનુ દ્યૂતમાં હારવુ, દવદતી સાથે વનમાં જવું, વનમા નળે દવદતીનો ત્યાગ કરવો, દવદતીનું વનમાં ભટકવું ઇત્યાદિ પ્રસગો કવિએ આઠેક કડીમા વર્ણવ્યા છે દવદંતીનો કરુણ વનવિલાપ 'સામાનુ વન્નનઉ ઢાલ'ની ઓગણીસ જેટલી કડીમાં અસરકારક અને સચોટ બાનીમાં વર્ણવાયો છે. વળી, આ ઢાલની પ્રત્યેક કડીમા કવિએ અંતર્યમકની યોજના કરી હોવાથી આખા રાસમા આ ઢાલ સૌથી વધુ કવિત્વમય બની છે. ઉ. ત. એમાની કેટલીક કડીઓ જોઈએ:

દવદંતી પુહવઈ પડઈ, સપી અંગ જ મોડઈ રે,
મોડઈ નઈ ત્રોડઈ હાર હીઆ તણું એ

વનદેવ! તુમ્હ વીનવઉ, સપા નલવર દાપઉ રે,
દાપઉ નઈ ભાપઉ, કંત કિહા ગઉ એ?

ચદ સૂરિજ સાચૂં કહું, મોરઉ જીવન જાણઉ રે
જાણઉ નઈ આણઉ વર વેગિઈ કરી એ.

* * *

ધરણી વિહૂણી ધરણિ ઢલી, સપી મૂપિ મૂંકતી સાસ રે,
સાસ નઈ આસ ટલી જીવહ તણી એ.

વાઘ સિંહ વિંતર ઘણા, ભુઈ બીહતી ચાલઈ રે,
ચાલઈ નઈ સાલઈ વરસા રત ઘણુ એ.

નઈ નાલા પૂરઈ વહઈ, પટુલડી ભીજઈ રે,
ભીજઈ નઈ ખીંજઈ ચી કણ લપસણઈ એ

આ જ ઢાલની છેલ્લી ચાર કડીમા દવદતી પોતાની માસીને ત્યાં જાય છે અને ત્યાથી પોતાના પિતાને ત્યાં આવી પહોચે છે એ પ્રસગો વર્ણવાયા છે.

વનવાસ પછી દવદતીના પ્રસગો વર્ણવીને કવિએ સાતેક કડીમાં નળના પ્રસગો વર્ણવ્યા છે. વનમા નળને નાગ કરડે છે, નાગ એને વસ્ત્ર અને રત્ન આપે છે, નળ 'સુમસુમાપુરી'મા રિથપૂર્ણ (ઋતુપર્ણ) રાજાને ત્યા આવી રસોઇયા તરીકે રહે છે, હરિમિત્ર બ્રાહ્મણ તેની ભાળ કાઢી ભીમરાજાને સમાચાર આપે છે, રિથપૂર્ણને દવદતીના સ્વયવરની બનાવટી વાત કરવામા આવે છે, રિથપૂર્ણ અને હુંડિક (નળ) વિદર્ભ આવી પહોચે છે, રસ્તામા તેઓ બને પોતપોતાની વિદ્યાની આપલે કરે છે, ભીમરાજા રિથપૂર્ણનો સારો સત્કાર કરે છે ઇત્યાદિ પ્રસગો કવિએ એટલા સક્ષેપમા વર્ણવ્યા છે કે નલકથાથી અપરિચિત સામાન્ય વાચક જે આમાથી જ વાર્તા જાણવાનો પ્રયત્ન કરે તો એને એમા સમજ પણ ન પડે કે અહી કઈ કઈ ઘટનાઓ બને છે વસ્તુત., કવિએ જાણે નલકથાના જાણકારો માટે આ રાસ લખ્યો હોય એવી છાપ પડે છે આમ બનવાનુ એક કારણ કદાચ એ પણ હોઈ શકે કે રાસયુગના આરભમા રાસનું કથાવસ્તુ લોકપરિચિત લેવામાં આવતું અને એ સમયે આ રાસ રમાતા અને ગવાતા ત્યારે થોડીક કડીઓ ગવાયા પછી, વચ્ચે વચ્ચે જ્યા જ્યા જરૂર હોય ત્યા ત્યા, એમા આવતા પ્રસગો વિસ્તારથી કહેવાતા હતા અને સમજાવાતા હતા.

રાસની છેલ્લી છ સાન કડીઓમા નળનું દવદતી આગળ પ્રગટ થવુ, પોતાનું રાજ્ય કૂબર પાસેથી પાછું મેળવી સારી રીતે ભોગવવુ, પોતાના પુત્રને ગાદી આપી નલ અને દવદતીનુ સંયમવ્રત ધારણ કરવુ અને અતે દેવલોકમા ઉત્પન્ન થવું ઇત્યાદિ પ્રસંગો વર્ણવી કવિએ આ રાસ પૂરો કર્યો છે.

આ કૃતિ જૈન પરંપરાની છે કવિએ કથાવસ્તુ માટે 'ત્રિષષ્ટિશલાકાપુરુષ-ચરિત્ર'નો પણ આધાર લીધો હશે એમ એમા આવતા, વનમા ચોર નળનો રથ ઉપાડી જાય છે એ પ્રસંગ પરથી જણાય છે આમ છતાં, આ કવિએ જૈન પરપરાની કથાની બધી જ વિગતો આપી નથી. એમા કવિએ નલ-દવદતીના

પૂર્વભવોના વૃત્તાન્તનો ક્યાંય નિર્દેશ કર્યો નથી એ આ કૃતિની લાક્ષણિકતા છે. કવિએ કેટલાક પ્રસંગોના આલેખનમાં નવી મૌલિક કલ્પનાઓ ઉમેરેલી છે અને મહાભારતની કથાની પણ છાયા ઝીલેલી છે, એ આ કૃતિની નોંધપાત્ર વિશિષ્ટતા છે અલબત્ત, કૃતિ તરીકે કદમાં એ નાની હોવાથી નલકથા આલેખતી અન્ય રાસકૃતિઓની સરખામણીમાં એનું મૂલ્ય બહુ અંકાય નહિ. તેમ છતાં કવિમા રહેલી શક્તિની જે પ્રતીતિ આ રાસ દ્વારા આપણને થાય છે તે જોતાં એમ કહી શકાય કે આ અજ્ઞાત કવિએ બધા જ પ્રસંગો ખીલવીને વિસ્તારપૂર્વક આ રાસની રચના કરી હોત તો જરૂર એક ઉત્તમ કક્ષાની કૃતિ આપણને મળી હોત.

## ૧૪. મહીરાજકૃત નલદવદંતી રાસ

વિક્રમના સત્તરમા સૈકાના આરંભમા નલદવદતી વિશે આપણને જે એક નોંધપાત્ર રાસકૃતિ સાપડે છે તે છે મહીરાજકૃત 'નલદવદતીરાસ'* ઋષિવર્ધનસૂરિ અને અજ્ઞાત કવિની કૃતિ કરતા કદ અને કથાનિરૂપણની દૃષ્ટિએ વિકાસ દાખવતી આ રાસકૃતિ દુહા, ચોપાઈ અને જુદી જુદી ઢાળોની બધી મળીને લગભગ સાડાબારસો કડીમા લખાયેલી છે વસ્તુવિકાસ પ્રમાણે કવિએ એમા ખડો પાડ્યા નથી, જે આરભના સમયની રાસકૃતિઓની લાક્ષણિકતા દર્શાવે છે કવિએ રાસની સળગ રચના કરી છે અને એ પ્રમાણે કડીઓની સળગ સખ્યા આપી છે આ રાસની એક વિશિષ્ટતા એ છે કે કર્તાના પોતાના હસ્તાક્ષરમાં લખાયેલી એની પ્રત મળી છે

સંવત ૧૬૧૨મા મહીરાજે આ રાસ લખ્યો તે પહેલાં કવિ ચપ, કવિ ઋષિવર્ધનસૂરિ અને કોઈ અજ્ઞાન કવિના નલંવદતી વિશે રાસના પ્રકારની રચના મળે છે એની સાથે આ રાસની સરખામણી કરતા જણાય છે કે એ કવિઓના રાસના કદ કરતા મહીરાજના રાસનુ કદ ઘણું મોટુ છે મહીરાજે પ્રસગોના આલેખનમા, પાત્રાલેખન, પ્રકૃતિવર્ણન અને દાનશીલાદિના મહિમાના વર્ણનમા એ કવિઓ કરતાં ઘણી સારી શક્તિ બતાવી છે રાસના શરૂઆત કવિએ નળદવદતીના પૂર્વભવના પ્રસંગોથી કરી છે એ જોતા અને બીજા કેટલાક પ્રસગો જોતા આ રાસની રચના માટે હેમચદ્રાચાર્યના 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'નો કવિએ મુખ્ય આધાર લીધો હોય એમ લાગે છે આ ઉપરાત, દેવપ્રભસૂરિકૃત 'પાણ્ડવચરિત્ર'માથી પણ કેટલીક કલ્પનાઓ આ કવિએ લીધી હોય એમ જણાય છે

રાસની શરૂઆતની સત્તર જેટલી કડીમા કવિએ સરસ્વતી, બ્રહ્મા અને સદ્દગુરુને પ્રણામ કરીને સદ્દગુરુ તથા ભારતીવાણીનો મહિમા ગાયો છે સરસ્વતીના પ્રસાદની યાચના માટે કવિ પોતાની નમ્રતા વ્યક્ત કરતા કહે છે :

ઉચી સાપ દેવી કરી, વામણઉ લેવા જાઈ,
વાટઈ જાતા લોકનઈ હાસારથ તે થાઈ. —૧૩

---

*આ રાસનુ સંપાદન ડૉ. ભોગીલાલ સાડેસરાએ કર્યું છે મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય સંચાલિત 'પ્રાચીન ગુર્જર ગ્રંથમાળા'મા આ રાસ ૧૯૫૪મા પ્રગટ થયો છે

તિમ મૂરખ મતિ માહરી, કવિયશ વાંછઉ માઇ,
વાણી દેજે સરસ તૂં, લાગઉં તાહરઈ પાઇ —૧૪.

ત્યાર પછી ૮૭ કડી સુધી કવિએ નલદવદંતીના પૂર્વભવનો વૃત્તાન્ત, મધ્યકાલના અન્ય જૈન સાધુકવિઓના ગુજરાતીમાં લખાયેલા નલદવદંતી વિશેના રાસની અપેક્ષાએ કંઈક વિસ્તારથી આપ્યો છે ચોપાઈની ચોવીસેક કડીમા વીરમતી રાણી અને મમ્મણ રાજાના ભવનું વર્ણન કરવામાં આવ્યું છે. પ્રસંગે પ્રસંગે, કેટલીકવાર તો થોડુ વિષયાંતર કરીને પણ, ધર્મોપદેશ કે વ્યવહારજ્ઞાન આપવાની કવિની વૃત્તિનુ દર્શન રાસની શરૂઆતથી જ આપણને થાય છે

વીરમતી અને મમ્મણના ભવના વર્ણન પછી 'એકનીસાની' ઢાલની ૨૬મી કડીમા કવિએ આહીર અને આહિરણીના ભવની કથા આલેખી છે તેમાં વચ્ચે દયાધર્મ અને દાનધર્મનો મહિમા સમજાવ્યો છે આ ઢાલમા કવિએ ત્રુટકની ચાર પંક્તિવાળી કડીઓ મૂકી છે રાસની ઘટનાઓના નિરૂપણમાં કેટલીક વાર તો કવિ બરાબર હેમચન્દ્રાચાર્યના 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'ને અનુસરે છે એ બંનેની કેટલીક પંક્તિઓ સરખાવતાં જણાશે

નલદવદંતીના પૂર્વભવની કથા પછી કવિએ કોશલા નગરીનુ વર્ણન જૂનાં ગુજરાતી કથાકાવ્યોની પરિપાટીએ કર્યું છે નિષધરાજા અને એમની સમૃદ્ધિનું અને રાણી સુંદરી સાથેના એમના સુખનુ વર્ણન કર્યા પછી કવિએ નળના જન્મ-સમય અને ઉછેરનું ચિત્ર દોર્યું છે. આ ચિત્ર કવિએ વિગતે દોર્યું છે પરંતુ તેમા તેમણે પોતાના પુરોગામી કવિ ઋષિવર્ધનસૂરિના રાસની છાયા ઝીલી છે એમ બંનેની કેટલીક પંક્તિઓ સરખાવતા જણાશે. કવિ ઋષિવર્ધન લખે છે :

જિનવર ગુરુપૂજા કરું, દિવરાવૂ બહુ દાન;
રાણી મનિ એ દોહલા, રાઉ કરઈ સુપ્રમાણ.

મહીરાજ લખે છે .

દેહલા ઊપજઈ નવનવા એ, પૂરઈ નિષધરાય;
મૂર્તિ પૂજઉ સ્વામી તણી એ, વંદઈ ગુરુજન પાય
દીન દુસ્થ ઉપગાર કરઈ એ, ગુરુજન નઈ માન ૧૧૯–૨૦

સુંદરી રાણીના જિનવરની મૂર્તિની પૂજા કરવાના, ગુરુને વંદન કરવાના અને ગરીબોને દાન દેવાના દોહદની વાત 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર', 'પાંડવચરિત્ર',

'કુમારપાલપ્રતિબોધ' ઇત્યાદિ ગ્રંથોમાં જોવા મળતી નથી. ઋષિવર્ધનના રાસમાં એ પહેલી વાર આપણને જોવા મળે છે ઋષિવર્ધનને અનુસરી મહીરાજે પણ એનો ઉલ્લેખ કર્યો છે

આમ, કવિએ અહીં ઋષિવર્ધનની છાયા ઝીલી છે, પરંતુ એ પછીના નળના વિદ્યાભ્યાસના વર્ણનમા કવિએ ક્યાક પોતાની મૌલિક કલ્પના પણ ચલાવી છે. આ કવિની એક ખાસિયત એ છે કે જ્યા જ્યાં કઇક વ્યવહારજ્ઞાન આપવાની તક મળી છે ત્યા ત્યા તેમણે તે ઝડપી લઈને નિરાતે તેની વાત કરી છે જેટલી પક્તિઓમા કવિએ નળનુ વર્ણન કર્યું છે તેથીયે વધારે પક્તિઓમાં તેમને પુત્રને કેવી રીતે ઉછેરવો અને વિદ્યા ગ્રહણ કરવાના કેટલા અને કેવા પ્રકાર છે એનુ જ્ઞાન પીરસ્યુ છે

૧૪૮ મી કડીથી, 'સ્થૂલિભદ્ર બારમાસા'ની ઢાલમાં કવિ ભીમરાજા અને પુષ્પદતીરાણીનો વૃત્તાન્ત શરૂ કરે છે રાણીને સ્વપ્નમા 'ધવલ હસ્તી' દેખાય છે એ પ્રસગે આઠેક પક્તિમા કવિએ સ્વપ્નશાસ્ત્ર પ્રમાણે, જુદા જુદા સમયે સ્વપ્ન આવે તો કેટલા સમયમા એના ફલની પ્રાપ્તિ થાય તે સમજાવ્યુ છે. દવદંતીનો જન્મ, એના કપાળનુ તિલક, એનુ સૌન્દર્ય ઇત્યાદિનુ વર્ણન કરીને માતા-પિતાએ એને નિશાળે મૂકી એનો કવિ નિર્દેશ કરે છે કવિના બતાવ્યા પ્રમાણે નળને પાચ વરસની ઉંમરે નિશાળે મૂકવામાં આવે છે એ બીજી વિદ્યાઓ ઉપરાત બોતેર કળાઓ શીખે છે દવદતીને આઠ વરસની ઉમરે નિશાળે મૂકવામા આવે છે એ બીજી વિદ્યાઓ ઉપરાત ચોસઠ કળા શીખે છે દવદતી આઠ વરસની ઉંમરે આ બધી કળાઓ શીખવી શરૂ કરે છે એવો ઉલ્લેખ 'ત્રિષષ્ટિ-શલાકાપુરુષચરિત્ર'મા છે એને આધારે 'કુમારપાલપ્રતિબોધ'મા પણ એવો ઉલ્લેખ છે ઋષિવર્ધનના 'નળરાયદવદંતીચરિત'મા પણ એ ઉલ્લેખ છે મહીરાજે પણ એ જ આધારે વર્ણન કર્યું છે પરંતુ નિશાળે જઈને અભ્યાસ કરવાનો ઉલ્લેખ મહીરાજનો પોતાનો છે બીજા પુરોગામી કવિઓએ વર્ણવ્યુ છે તે પ્રમાણે દવદતીને ઉપાધ્યાય આવાને શાખવે છે

દવદતીના રૂપસૌન્દર્યનુ નિરૂપણ મહીરાજે પોતાની મૌલિક કલ્પનાથી કેટલુક કર્યું છે, તો કેટલુક જૂના કથાકાવ્યોની પરિપાટીએ કર્યું છે તેવી રીતે સ્વયવર-મડપના વર્ણનમા પણ જોઈ શકાશે અલબત્ત, આ નિરૂપણમાં કેટલેક અશે મહીરાજ ઋષિવર્ધનના ઋણી છે એ તેઓ બનેની પક્તિઓ સરખાવતા જોઇ શકાશે.

સ્વયંવર પછી નળને કૃષ્ણરાજા સાથે યુદ્ધ થાય છે એ પ્રસંગનું આલેખન ઋષિવર્ધનસૂરિ કરતાં મહીરાજે વધારે વિગતે કર્યું છે, પરંતુ નલદવદંતીનાં લગ્નનો પ્રસંગ મહીરાજે ઋષિવર્ધનસૂરિ કરતાં વધુ સંક્ષેપમાં વર્ણવ્યો છે. ત્યાર-પછી, દવદંતી સાસરે જાય છે એ પ્રસંગે એની માતા શિખામણ આપે છે તે માટે ઋષિવર્ધનસૂરિએ માત્ર એક પંક્તિ પ્રયોજી છે, જ્યારે મહીરાજે એ માટે ત્રણ કડી આપી છે. (સત્તરમા શતકના કવિ સમયસુંદરે તે માટે એક આખી ઢાલ પ્રયોજી છે)

સ્વયંવરમાંથી પાછા ફરતા માર્ગમાં જે એક મુનિ મળે છે તેનો પ્રસંગ કવિ મહીરાજે વર્ણવ્યો છે. પરંતુ એ રાતનો સમય છે એથી અંધકારમાં દવદંતીના તિલકના પ્રકાશ વડે માર્ગમાં અજવાળું પથરાય છે અને મુનિનાં દર્શન થાય છે, એવો ઉલ્લેખ 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર' વગેરે ગ્રંથોમાં અને ઋષિવર્ધનના રાસમાં આવે છે, જ્યારે મહીરાજે આવો કોઈ ઉલ્લેખ કર્યો નથી. દવદંતી સાસરે આવે છે અને સાસુને પગે લાગે છે ત્યારે સાસુ એને પગે પડ્યાના પૈસા આપે છે એવું વર્ણન કવિ મહીરાજે પોતાના જમાનાના રિવાજને (આજે પણ એવો રિવાજ કેટલીક જ્ઞાતિઓમાં છે.) અનુસરીને કર્યું છે. (કડી ૨૪૩-૨૪૪).

નળ પોતાનો સમય સુખમાં પસાર કરે છે. નિષધરાજા વનમાં જઈ ચારિત્ર્ય લેતી વખતે નળને જે ઉપદેશ આપે છે તે કવિએ વિસ્તારથી આપ્યો છે. આ શિખામણની કડીઓ કોઈ પુરોગામી કવિઓને અનુસરીને નહિ, પણ મહીરાજે પોતાની સ્વતંત્ર રીતે લખી છે. પિતાની નિવૃત્તિ પછી નળ પ્રધાનને પૂછે છે, "મારા પિતાની રિદ્ધિ કેટલી અને કયા કયા દેશમાં એમનું રાજ્ય છે?" મંત્રી કહે છે, "તમારા પિતા પાસે તો ઘણા દેશો છે, પણ તમે પોતે પણ નવા કેટલાક દેશો મેળવો." આ પછી નળ પોતાનું સૈન્ય લઈ રાજાઓને આણ મનાવવા નીકળે છે અને ઘણા દેશો પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ દિશામાં જીતી લે છે. મહીરાજે કરેલું આ વર્ણન (કડી ૨૬૧ થી ૨૭૧) એમના પોતાની કલ્પનાનું લાગે છે, કારણ કે જૈન પરંપરાની નલકથામાં કે બીજા કોઈ ગ્રંથમાં તેવું જોવા મળતું નથી.

'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'માં અલબત્ત એવો ઉલ્લેખ છે કે નળ એક દિવસ પોતાના સામંતોને બોલાવીને પૂછે છે, "હું પિત્રોપાર્જિત ભૂમિ પર રાજ્ય કરું છું કે તેથી અધિક ભૂમિ ઉપર?" સામંતોએ કહ્યું, "તમારા પિતા નિષધે તો ત્રણ અંશ ઓછા એટલા આ ભારતાર્ધને ભોગવ્યું. તમે તો આખા ભારતાર્ધને

ભોગવો છો. તેથી પિતાથી પુત્ર અધિક થાય તે યુક્ત જ છે " 'ત્રિષષ્ટિશલાકા-પુરુષચરિત્ર' પ્રમાણે નળ જ્યારે પ્રધાનોને પૂછે છે ત્યારે એણે અધિક રાજ્ય મેળવી લીધેલુ છે. મહીરાજના વર્ણન પ્રમાણે પ્રધાન નળને પિતા કરતા વધારે દેશ મેળવવા કહે છે અને નળ તે માટે સૈન્ય લઈને નીકળી પડે છે આમ, નળ પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ દિશામા પોતાની આણ મનાવતો જાય છે મહીરાજે અહીં એ બધા જ દેશોની યાદી આપી છે, જેમા લગભગ આખુ ભારત આવી જાય છે પરતુ તેમા નળે નવા દેશો કયા મેળવ્યા તે સ્પષ્ટ જણાવ્યુ નથી. વળી, જે દેશો પર નળે આણ મનાવી તે બધા કવિએ અહીં નિર્દેશેલા દેશો નવા મેળવ્યા એમ પણ અર્થ નહિ લઈ શકાય, કારણ કે તેવો અર્થ લેવા જતા ભારતના લગભગ ઘણાખરા દેશો નીકળી જાય, એટલે કે નિષધરાજાની પાસે કંઈ રાજ્ય જ નહોતુ એવો અર્થ થાય.

પોતાની આજ્ઞા ન માનનાર કદબ રાજાને નળ હરાવે છે, એ પ્રસગ પણ કવિએ વિસ્તારથી આપ્યો છે. દૂત મોકલવાની વાત આવતાં કવિએ દૂતનાં લક્ષણો પણ ગણાવ્યા છે આ દૂત કદબ રાજા પાસે આવી કહે છે, "અમારા ઠાકુર નળરાજા તમને પોતાના લઘુબધુ કૂબરની જેમ ગણે છે તેઓ આખો દિવસ તમને સભારે છે અને તમારા ગુણ ગાય છે" આ કલ્પના કવિની પોતાની છે

પોતાના નાના ભાઈ કૂબર સાથેના નળના દ્યૂતનો પ્રસગ પણ કવિએ પોતાના પુરોગામી કવિઓ કરતા વિસ્તારથી આપ્યો છે કૂબર કોઈ અવધૂતની સેવા કરી એની પાસેથી મત્રવિદ્યા મેળવી નળ સાથે દ્યૂતમા જીતે છે એવી કલ્પના પોતાના પુરોગામી અજ્ઞાત કવિની 'નલદવદતીચરિત્ર' રાસમાથી કદાચ આ કવિએ લીધી હોય એવો સભવ છે.

નળ દ્યૂત રમવા લાગે છે એનુ વર્ણન કરતા ઋષિવર્ધને લખ્યું છે કે કેટલીક ઉત્તમ વસ્તુઓમા પણ કઈક ખોડ હોય છે ઋષિવર્ધનને અનુસરી મહીરાજે આવા દૃષ્ટાતો થોડા વધારે આપ્યા છે.

જુગારમા મગ્ન બનેલો નળ પ્રધાનની શિખામણ સાભળતો નથી એ પ્રસગે કવિએ કોને શું શુ ન કરવુ ઘટે એના દૃષ્ટાતો આપ્યા છે દ્યૂતમા નળે હારેલી દવદતી માટે કૂબર દુષ્ટ ઇચ્છા કરે છે ત્યારે કઈ કઈ આઠ પ્રકારની નારીનો નિષેધ કરવામા આવ્યો છે તે કવિ આપણને જણાવે છે કઈક વ્યવહારુ જ્ઞાન આપવાની તક કવિએ આ બને પ્રસગે ઝડપી લીધી છે.

નળ વનમા જાય છે ત્યારે કોશલ નગરીમાં શોકમય વાતાવરણ છવાઈ જાય છે. કવિએ એનુ તાદશ, સચોટ ચિત્ર દોર્યું છે (જુઓ કડી ૩૮૬ થી ૪૦૨) વનમા જતાં પહેલા નગર બહાર પાંચસો હાથ ઊંચો સ્તંભ ઉખેડી, ઉપાડીને નળ પોતાના બળની પ્રતીતિ કરી લે છે એ પ્રસગ કવિએ વર્ણવ્યો છે. પરતુ એ વિશે નળે બાળપણમાં સાંભળેલી કોઈ એક મુનિની આગાહીનો ઉલ્લેખ જે 'ત્રિપષ્ટિશલાકાપુરુષચરિત્ર' વગેરે સસ્કૃત, પ્રાકૃત ગ્રંથોમાં અને ઋષિવર્ધનના રાસમા પણ જોવા મળે છે, તે મહીરાજે પોતાના રાસમાં કર્યો નથી નળદવદતી વનમા જાય છે ત્યા ભીલો તેમના પર હુમલો કરે છે અને તેમનો રથ ઉપાડી જાય છે એ પ્રસગ 'પાડવચરિત્ર'મા નથી, પણ 'ત્રિપષ્ટિશલાકા૦'મા છે એ પ્રસગનું કવિએ નિરૂપણ કર્યું છે. જે બતાવે છે કે કવિ 'ત્રિપષ્ટિશલાકા૦'ની નલકથાને વિશેષ અનુસરે છે. નળદવદતીનું વનમાં ભમવુ, તરસી દવદતીને નળે પાણી આપવુ, નળે દવદંતીનો ત્યાગ કરવો, એ સમયે દવદંતીને સ્વપ્ન આવવુ, સ્વપ્નનો પોતાને અર્થ સમજાવો, નળથી શોધ કરવી અને વિલાપ કરવો તથા પોતાના કર્મનો દોષ જોવો વગેરે કવિ જૈન પરપરાની કથાનુસાર આલેખે છે; દવદતીનો વિલાપ કવિએ આખી એક ઢાલમા વર્ણવ્યો છે અને તેમા પ્રાસાનુપ્રાસની સારી ચમત્કૃતિ દાખવી છે

ત્યાર પછી કવિ દવદતીએ નળને આપેલા ઉપાલભનું અને વનની ભયાનકતાનું વર્ણન કરે છે. આવા સકટમા પણ દવદંતીનો નળ પ્રત્યેનો સ્નેહ જરા પણ ઓછો થતો નથી, ઊલટાનો વધે છે, એમ તેઓ બતાવે છે :

ઓર બાઉલીઆ ગોખરૂ, ચરણિ વી ધાઈ તેહ,
પીઉ ચિત્તિઈ ન વીસરઈ, અધિક વધારઈ નેહ—૪૮૭

વસત સાર્થવાહ, રાક્ષસ, પાચસો તાપસો, ધનદેવ સાર્થવાહ વગેરેના પ્રસગો કવિએ પરપરા પ્રમાણે વર્ણવ્યા છે. કર્પુર નામનો તાપસ જે કુસુમપ્રભ નામનો દેવ બને છે તેનો પ્રસગ કવિએ 'ત્રિપષ્ટિશલાકાપુરુષચરિત્ર'ને આધારે વર્ણવ્યો છે,

યશોભદ્રસૂરિ અને સિંહકેસરી કેવલી, નળના સમાચાર કહી જનાર પથી, રાક્ષસી, અને સૂકી નદીના પ્રસંગો કવિએ પરપરાની કથા પ્રમાણે વર્ણવ્યા છે. એમાં પોતાની કલ્પના ઉમેરીને એ પ્રસગોને કવિએ બહલાવ્યા છે. નળના સમાચાર સાંભળી દવદંતીને જે વિચારો આવે છે તેનું નિરૂપણ કરવા કવિએ એક આખી ઢાલ અને ચોપાઈની કેટલીક કડીઓ રોકી છે. એ પછી મલ્લિનાથની મૂર્તિની

પૂજા કરતા શ્રાવકોનો પ્રસંગ (કડી ૬૧૪ થી ૬૨૬) પણ કવિએ 'ત્રિષષ્ટિ-શલાકા૦'ને અનુસરીને આપ્યો છે દવદતી પોતાના દુઃખનો વૃત્તાંત એ શ્રાવકને કહે છે અને શ્રાવક તેને કેટલોક ધર્મોપદેશ આપે છે. ત્યાર પછી દવદતી સાર્થ સાથે અચલપુર પહોચે છે નગરમાં પ્રવેશતાં પહેલાં દવદતી એક વાવમાં પાણી પીવા જાય છે કવિએ એવું વર્ણન કર્યું છે કે દવદંતીએ જ્યારે વાવમાં પગ મૂક્યો ત્યારે કોઈ જળચરે તેનો પગ પકડ્યો એ વખતે દવદતી ત્રણ વાર નવકાર મંત્ર ભણે છે અને તે જળચર તેનો પગ મૂકી દે છે કવિ લખે છે:

દવદતી અતિ તરસી થઈ, પાણી પીવા વાવિમાંહિ ગઈ,
જલજીવિઈ પગ ગ્રહીઉ ઈસિઈ, નારી ચિત્તિ વિમાસઈ તસિઈ

દૈવ તણી ગતિ વિસમી જોઈ, સુખ વાછતઈ દુઃખજ હોઈ,
ત્રિણિ વાર ભણીઉ નવકાર, પાણીજીવિઈ મેલ્હા તે વાર.

આ પ્રસગ ઋષિવર્ધનના કે બીજા કોઈ કવિના રાસમાં નથી 'ત્રિષષ્ટિ-શલાકા૦' અને 'કુમારપાલ-પ્રતિબોધ'મા એ છે એટલે કવિએ 'ત્રિષષ્ટિશલાકા૦'-માથી આ પ્રસગ લીધો હોવો જોઈએ

• અચલપુરમા દવદતી ચન્દ્રયશા રાણીને ત્યાં જાય છે એ પ્રસગનું વર્ણન કવિ મહીરાજે 'ત્રિષષ્ટિશલાકા૦'ને અનુસરીને કર્યું છે, પરંતુ 'ત્રિષષ્ટિશલાકા૦'મા વર્ણવ્યા પ્રમાણે દવદતી પોતાની માસીને ઓળખી શકતી નથી, પરંતુ મહીરાજે વર્ણવ્યુ છે તે પ્રમાણે દવદતી પોતાની માસીને ઓળખે છે ખરી, પણ બોલતી નથી. દાનશાળામા દવદંતી દાન આપે છે, પિગળ ચોરને બચાવે છે; હરિમિત્ર બ્રાહ્મણ દવદંતીની તપાસ કરે છે અને પત્તો મેળવે છે; પિંગળ ચોર દેવ બને છે, દવદંતી ભીમરાજાને ત્યાં આવે છે વગેરે પ્રસંગો કવિએ પરપરા પ્રમાણે વર્ણવ્યા છે.

નિષધદેવ અને દાધપર્ણરાજા સાથેના નળના પ્રસગો કવિએ પરપરા પ્રમાણે આલેખ્યા છે. એ પછી વર્ષા અને અન્ય ઋતુઓના વર્ણનમા અને દવદંતીની વિયોગવ્યથાના આલેખનમાં કવિની સવિશેષ શક્તિ જોવા મળે છે પ્રકૃતિનિરૂપણમા કવિએ દાખવેલી આટલી ઉચ્ચ કવિત્વશક્તિ એમના રાસમાં અન્યત્ર જોવા મળતી નથી. વર્ષાઋતુનું વર્ણન (કડી ૮૨૪ થી ૮૩૬) કવિએ મનોહર અને સચોટ કર્યું છે. શિયાળો આવ્યો, પરંતુ દવદતીને નળનો હજુ મેળાપ થયો નથી, એ શિયાળાનુ વર્ણન પણ કવિએ ટૂકું છતા એટલું જ સચોટ કર્યું છે. તેવી જ રીતે ઉનાળાનું વર્ણન કવિએ કર્યું છે.

સખી દવદંતીને ઘણી સારી શિખામણ આપે છે. સ્નેહની કસોટી વિયોગમાં જ વધારે થાય છે એમ કહીને કઈ કઈ વસ્તુઓની કસોટી ક્યારે ક્યારે થાય છે તે વિશે એ કહે છે વ્યવહારુ જ્ઞાન લાક્ષણિક રીતે આપવાની કવિની વિશિષ્ટતાનું અહીં આપણને ફરીથી સુભગ દર્શન થાય છે

ભીમરાજા નળની તપાસ માટે કુશળ નામના બ્રાહ્મણને દધિપર્ણ રાજાને ત્યા મોકલે છે. કૂબડાને જોતાં બ્રાહ્મણને એમ લાગે છે કે 'કયાં રાજા નળ અને કયા આ કાળો કૂબડો?' દવદંતીને એના પર નળની ખોટી ભ્રાંતિ થઈ છે, નળ અને કૂબડા વચ્ચેનું અંતર મેરુ પર્વત અને સરસવના અંતર જેટલું છે એમ 'ત્રિપષ્ટિશલાકા૦'માં કહ્યું છે.' 'કુમારપાલ-પ્રતિબોધ'માં પણ એ જ દૃષ્ટાંત આપવામા આવ્યું છે 'પાણ્ડવચરિત્ર'મા એ ઉપરાંત કાચ અને મરકતમણિ તથા સૂર્ય અને આગિયાનું દૃષ્ટાંત આપ્યુ છે ઋષિવર્ધને સૂર્ય અને રાહુનું દૃષ્ટાંત આપ્યું છે. કવિ મહીરાજે પોતાની ખાસિયત પ્રમાણે, એક બે દૃષ્ટાંતથી સંતોષ ન માનતા, પંદર જેટલી કડીમા ત્રીસ કરતાયે વધારે દૃષ્ટાંત આપ્યાં છે. એમાંના કેટલાક તો ખરેખર સચોટ છે જુઓ.

અંતર દીસઈ એવડૂ, જેવડઉ સોનઈિ રૂઉ રે,
અંતર દીસઈ એવડૂ, જેવડઉ બાપ નઈ પૂઉ રે.—૮૭૭

અંતર દીસઈ એવડૂ, જેવડઉ રાણી નઈ દાસિ રે,
અંતર દીસઈ એવડૂ, કિહા દહી કિહાં છાસિ રે—૮૭૮

આમ, રાય અને રંક, કાયર અને ધીર, સોનુ અને માટી, રંભા અને રાટી (હલકી સ્ત્રી), પાલખી અને ડોળી, વેપારી અને ઢોળી, દિવાળી અને હોળી, પટોળુ અને કછોટી, રાજકુમાર અને માળી, માનવ અને પૂતળી, સિંહ અને શિયાળ, સાકર અને રાળ, ગરુડ અને મચ્છર, હાથી અને સમલું, સાધુ અને ચોર, બગલો અને મોર, ગંગા અને ગામનો પ્રવાહ, ચંદ્ર અને રાહુ વગેરે ઘણા દૃષ્ટાંતો આપવાની નિરાંત કવિએ અહીં દાખવી છે

કુશળ નામનો બ્રાહ્મણ હુંડિકની પરીક્ષા કરવા માટે એની આગળ અર્થગર્ભિત શ્લોક બોલે છે એવું નિરૂપણ 'ત્રિપષ્ટિશલાકા૦'મા છે. 'નલવિલાસ' નાટકમાં 'નલાન્વેપણ' નામનું નાટક ભજવ્યાનો પ્રસંગ છે ઋષિવર્ધનસૂરિએ 'નલવિલાસ'ને અનુસરીને તથા વાચક મેઘરાજે ઋષિવર્ધનસૂરિને અનુસરીને કુશલો બ્રાહ્મણ નાટક ભજવે છે એવુ નિરૂપણ કર્યું છે. પરંતુ મહીરાજે ઋષિ-

વર્ધનસૂરિને ન અનુસરતાં 'ત્રિષષ્ટિશલાકા૦'ને અનુસરીને નિરૂપણ કર્યું છે અલબત્ત, મહીરાજે આ પ્રસંગે કુશલો નાચ કરે છે એવી પોતાની કલ્પના તેમાં ઉમેરી છે. આ પ્રસંગે કુશલો જે દુહો બોલે છે તેમા 'ત્રિષષ્ટિશલાકા૦'ની અને ઋષિવર્ધનસૂરિની કેટલીક અસર જણાય છે.

દવદંતીના દ્વિતીય સ્વયંવરનુ નિમંત્રણ, એ માટે દધિપર્ણ રાજાની તૈયારી, દધિપર્ણ અને હુંડિકે કુંડિનપુર જતા માર્ગમા પરસ્પર આપેલી વિદ્યા, દવદંતીને આવેલુ સ્વપ્ન વગેરે પ્રસંગોનું મહીરાજે પરંપરા પ્રમાણે નિરૂપણ કર્યું છે. કૂબડો હુંડિક ભીમરાજાને ત્યા આવે છે ત્યારે ભીમરાજા એને પૂછે છે કે, "તમે નળ છો કે નહિ તે અમને કહો.' જવાબમા કૂબડો કહે છે કે 'ક્યા ઇન્દ્ર સમાન નળરાજા અને ક્યા હુ?' ઋષિવર્ધનસૂરિએ આ પ્રસંગે થોડુ વિશેષ વર્ણન કર્યું છે ભીમરાજા જ્યારે કૂમડાને આગ્રહપૂર્વક પૂછે છે ત્યારે કૂબડો કહે છે, 'જો તમારા મનમા એમ હોય તો લાવો, મને દવદંતી આપો, હું હમણા નળ થાઉ છુ' આવુ નિરૂપણ ઋષિવર્ધનસૂરિનુ પોતાનું છે. 'ત્રિષષ્ટિશલાકા૦'માં કે અન્ય સંસ્કૃત, પ્રાકૃત ગ્રંથોમા તે જોવા મળતુ નથી ઋષિવર્ધનસૂરિને અનુસરી મહીરાજે પણ તેનુ નિરૂપણ કર્યું છે ઋષિવર્ધનની પંક્તિઓ આ પ્રમાણે છે:

'મઝનઈ નલ થાવા તણી, રાહડિ, જઉ તમ્હ ચિત્તિ,
તુ હૂ નલગ આ હૂઉ, મઝનઈ દિઉ દવદતી

મહીરાજની પંક્તિઓ એની સાથે સરખાવો

મઝનઈ નલ થાવા તણી, વાછા છઈ તમ ચિત્ત,
તુ હૂં નલ હવડા હોઈસિ, મઝનઈ દિઉ દવદતિ.—૯૬૬

મહીરાજે આ પંક્તિઓ દેખીતી રીતે જ ઋષિવર્ધનમાંથી લીધી છે તેમાં પણ નોધવા જેવી વાત તો એ લાગે છે કે મહીરાજે જાણે સીધેસીધી આ બે પંક્તિઓ ઋષિવર્ધનમાથી ઉપાડીને જાણે પોતાના રાસમાં વચ્ચે ગોઠવી દીધી ન હોય એવું આગળ-પાછળની પંક્તિમાના સંદર્ભ જોતા જણાય છે, કારણ કે સંદર્ભ પ્રમાણે જોતા મહીરાજના રાસમા આ બે પંક્તિઓ બરાબર બંધબેસતી નથી અને એ કોણ બોલે છે એ પણ જણાવાયું નથી ત્યાર પછી અંગુલિસ્પર્શને લગતી બે પંક્તિઓ પણ મહીરાજે ઋષિવર્ધનમાથી લીધી છે ઋષિવર્ધનની પંક્તિઓ નીચે પ્રમાણે છે.

અંગુલિ ફરસ કરાવિઉ તાણિ, રાઇ હુંડિક પાહિ પરાણિ
રોમચી નિણિ ભીમી ભાઈ, પભણઈ ભાવઠિ ભાંજી ગઈ.

મહીરાજની પંક્તિઓ એના સાથે સરખાવો :

અંગુલ ફરસ કરાવિઉ તાણિ, રાઈ કૂબડ પાહિઈ પગાણિ,
રોમાચિન દવદતી થઈ, ભાવઠિ સઘલી નાહસી ગઈ.—૯૭૪

એવી જ રીતે દવદંતી હુંડિકને ઠપકો આપે છે તેને લગતી ઋષિવર્ધનની મૌલિક પંક્તિઓ પણ સહેજ ફેરફાર કરી મહીરાજે લીધી છે. ઋષિવર્ધનની પંક્તિઓ નીચે પ્રમાણે છે.

કીડી ઉપર સી કટકઈ, કિહા દયા તમ્હ કેરી ગઈ;
મયા કરૂ મઝ ઉપરિ ઘણી, પગિ લાગૂ કિંકરિ તમ્હતણી

મહીરાજની નીચેની પંક્તિઓ એની સાથે સરખાવો :

કીડી ઉપર સી કટકઈ, તમારી માયા તે કિહા રે ગઈ,
દયા ધરુ મઝ ઉપરિ ઘણી, પગિ લાગૂ દાસી તમ તણી—૧૦૦૩

આમ, ઋષિવર્ધન અને મહીરાજની આ પંક્તિઓ સરખાવતા સ્પષ્ટ પ્રતીતિ થશે કે મહીરાજના નલદવદની રાસ પર એના પુરોગામી કવિ ઋષિવર્ધનના નલદવદંતી વિશેના રાસની ઠીક ઠીક અસર પડી છે.

કૂબડો છે તો પણ એ નળ જ છે, એમ દવદતી વિચારે છે તે સમયે મહીરાજે પોતાની ખાસિયત પ્રમાણે સુભાષિતો આપ્યા છે તેમાથી કેટલાક જુઓ :

દવદતી મનિ ચિંતઈ ઇસ્યૂં, મઝ ચિત્તિઈ એ રત્ન જ જસ્યૂ;
નલ વલ્લભ એ સૂધુ સહી, રાજલોકનઈ એ વાત જ કહી.—૯૮૨

જઉ સૂકી તુહઈ ફૂલસિરી, જઉ વીંધી તુહઈ મોતીસિરી,
જઉ ડૂહલૂ તુહઈ ગગાજલ જાણિ, જઉ થોડી તુહઈ સપુરિસ વાણી —૯૮૩

નલદવદતીનું પુનર્મિલન થાય છે એ પ્રસગે કવિએ વસતઋતુનું વર્ણન કરતી 'ફાગ'ના પ્રકારની સાતેક કડી રચી છે આ પ્રકારનુ ઋતુવર્ણન 'ત્રિષષ્ટિશલાકા૦'માં કે ઋષિવર્ધનસૂરિના રાસમાં જોવા મળતુ નથી મહીરાજની પોતાની આ વિશેષતા છે એમા જ્યાં વૃક્ષોની માત્ર યાદી આપી છે તે સિવાયની પક્તિઓમાં સુચારુ વર્ણન થયુ છે

નિષધ રાજાએ નળને આપેલો ઉપદેશ, જિનસેનસૂરિએ નળદવદંતીને કહેલી તેમના પૂર્વભવની કથા, પુત્રને ગાદી સોંપી નળદવદતીએ લીધેલી દીક્ષા, ચારિત્ર્ય-પાલનમા નળની શિથિલતા ઇત્યાદિ પ્રસગો કવિએ વિસ્તારથી વર્ણવ્યા છે. ચારિત્ર્યપાલનમા નળ શિથિલ બને છે તે પ્રસગે તુચ્છ વસ્તુ માટે મહામૂલી વસ્તુ જવા દેવી ન જોઈએ એ પ્રકારનો ઉપદેશ નિષધદેવ નળને આપે છે આ પ્રસંગે મહીરાજે પોતાની લાક્ષણિકતા અનુસાર સખ્યાબધ દૃષ્ટાન્તો આપ્યા છે.

ચારિત્ર્યનું પાલન બરાબર થતુ ન હતુ એટલે નળ અનશન કરી દેહ છોડે છે. દવદંતી પણ એ રીતે અનશનપૂર્વક દેહ ત્યજે છે. બને દેવલોકમાં ઉત્પન્ન થાય છે. ત્યારપછી, ૧૧૮૮મી કડીથી ૧૨૦૭મી કડી સુધીમાં કવિએ કનકવતીના ભવના પ્રસગો વર્ણવીને કથાનું સમાપન કર્યું છે. એ પછી ૧૨૦૮મી કડીથી ૧૨૪૨મી કડી સુધી કવિએ પુણ્યનો–ધર્મનો મહિમા દર્શાવ્યો છે. છેલ્લી થોડીક કડીઓમા કવિએ આ રાસની ફલશ્રુતિ, પોતાની ગુરુપરપરા, રાસની રચનાસાલ, રાસનુ રચનાસ્થળ વગેરેનો નિર્દેશ કર્યો છે

આમ, 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર' અને ઋષિવર્ધનસૂરિના રાસની અસર દાખવતી અને મહીરાજની પોતાની સ્વતંત્ર, મૌલિક કલ્પનાશક્તિની પ્રતીતિ કરાવતી, દૃષ્ટાન્તો અને સુભાષિતોથી મડિત આ રાસકૃતિ આપણા મધ્યકાલીન સાહિત્યની એક ગણનાપાત્ર કૃતિ છે એમ અવશ્ય કહી શકાશે

# ૧૫. વાચક મેઘરાજકૃત નલ-દવદંતી ચરિત

વિક્રમના સત્તરમા શતકમાં નલદવદંતી વિશે રચાયેલી રાસકૃતિઓમાં વાચક મેઘરાજે સં. ૧૬૬૪મા રચેલી રાસકૃતિ 'નલદવદંતીચરિત્ર'નો પણ સમાવેશ થાય છે.* રાસને અંતે કવિએ શ્રવણ ઋષિનો પોતાના ગુરુ તરીકે ઉલ્લેખ કર્યો છે કવિએ પોતાના ગચ્છનો સ્પષ્ટ ઉલ્લેખ આ કૃતિમાં કયાંય કર્યો નથી, પરંતુ રાસની અંતિમ પંક્તિઓમાં તેઓ પાર્શ્વચન્દ્રસૂરિથી પોતાની ગુરુપરંપરા ગણાવે છે એ પરથી અનુમાન થાય છે કે તેઓ પાર્શ્વચન્દ્ર ગચ્છના હશે.

આ રાસ ૭ ખંડની બધી મળીને લગભગ સાડાછસો કડીમા લખાયેલો છે રાસની શરૂઆત કવિએ શ્રી શાંતિનાથ તીર્થંકરને પ્રણામ કરીને કરી છે આરંભની બારેક પંક્તિમા શ્રી શાંતિનાથ ભગવાનની પ્રશસ્તિ છે એમાં પણ બીજી કડીમા તો શ્રી શાંતિનાથ ભગવાનના જીવનની મહત્ત્વની ઘટનાઓની તિથિઓ આપવામા આવી છે આથી રાસની શરૂઆતમા જ કવિતાની નહિ, પણ કેટલીક શાસ્ત્રીય હકીકતોની છાપ આપણા મન ઉપર પડે છે આ પ્રશસ્તિ કવિએ વિગતે ગાઈ હોવાથી રાસ વાંચવાની શરૂઆતમા જ મનમા પ્રશ્ન થશે કે કવિ નલદવદંતીનુ ચરિત્ર કહેવા માગે છે કે શ્રી શાંતિનાથ ભગવાનનુ ? પ્રથમ પડેલી આ છાપ, પરંતુ કવિ આપણા મન પરથી તરત જ ભૂંસી નાખે છે, આગળ વાચતા જે રીતે કવિએ એક પછી એક ખંડની રચના કરી છે તે જોતાં લાગે છે કે કવિ માત્ર કથાકાર જ નથી; એમની પાસે અસાધારણ કવિત્વશક્તિ પણ છે.

કવિ ઋષિવર્ધનની જેમ વાચક મેઘરાજે પણ ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'ની નવલકથાને અનુસરીને નળદવંતીના પૂર્વજન્મની કથાથી રાસની શરૂઆત કરી છે

---

*'આનંદકાવ્યમહોદધિ'ના ઈ. સ ૧૯૧૪મા પ્રગટ થયેલા ત્રીજા ભાગમા વાચક મેઘરાજનો આ રાસ છાપવામા આવ્યો છે. (પૃ. ૩૧૦ થી ૩૭૩). આ રાસ છાપવામા તે સમયે અમદાવાદના ડહેલાના ઉપાશ્રયની પ્રતનો અને અમદાવાદમા શામળાની પોળમા આવેલી શ્રી હઠીસિંહ જૈન સરસ્વતી સભાની બે પ્રતનો ઉપયોગ કરવામા આવ્યો છે 'આનંદકાવ્યમહોદધિ'ના મુદ્રિત પાઠને આધારે અહીં અવતરણો આપવામા આવ્યા છે.

ર મનસુખલાલ કિરતચંદ મહેતાએ 'જૈન રાસમાળા'મા પ્રસ્તુત રાસ વિશે ઉલ્લેખ કરતાં લખ્યું છે. "નળદમયંતી. વિ સં. ૧૫૨૦. લેખક મેઘરાજ " પરંતુ ત્યા સ ૧૫૨૦ લખવામા સરતચૂક થયેલી જણાય છે, કારણ કે મેઘરાજે પોતે પોતાના રાસમા સ. ૧૬૬૪નો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે.

રાસના પહેલા ખંડમા નળદવદતી પૂર્વભવની ઘટનાઓનું તથા નળદવદંતીનાં જન્મ અને ઉછેર, દવદતીનો સ્વયવર અને તેમાં નળને વરવું ઇત્યાદિ પ્રસગોનું કવિએ નિરૂપણ કર્યું છે કવિ દરેક ખંડને અને અતે ચોપાઈની બે પક્તિમાં તે તે ખડની મુખ્ય ઘટનાઓનો નિર્દેશ કરે છે એ પ્રમાણે પહેલા ખડને અતે કવિએ લખ્યુ છે

પૂરવ પાચ ભવાતર ચરી, નળરાજે દવદતી વરી,
મુનિ મેઘરાજ તણી એ વાણી, એટલે પહેલો ખંડ વખાણી

નળ અને દવદતી પૂર્વના એક ભવમાં મમ્મણ રાજા અને વીરમતી રાણી હતાં મમ્મણ અને વીરમતી શિકાર કરવા જતાં હતા ત્યા માર્ગમા એક મુનિને જોતા પોતાને અપશુકન થયા છે એમ તેઓએ મુનિને બાર ઘડી સુધી કષ્ટ આપ્યું તેનુ વર્ણન કરતા કવિ લખે છે

મારગે મુનિવર જો મિલે, વાદીજે કર જોડિ,
ધર્મલાભ વળતો દિયે, સીઝે કારજ કોડિ.

તિણે રાયે મૂરખપણે, અશુકન ચિત્ત વિચાર;
સાથ વિછોહી સતાપિયો, મુનિવર ઘટિકા બાર.

પરતુ પાછાથી એ મુનિને જોતાં તેમને પશ્ચાત્તાપ થાય છે, તેમના હૃદયનું પરિવર્તન થાય છે અને તેઓ મુનિને પોતાના ઘેર તેડી જઈ તેમનો ઉપદેશ ગ્રહણ કરે છે આ પ્રસગનુ કવિએ પ્રાસાનુપ્રાસયુક્ત વર્ણન કર્યું છે. તેમાંની કેટલીક પક્તિઓ જુઓ :

સૌમ્યવદન ઋષિ નિરખિયો, હિયડે નરવર હરખિયો,
પરખિયો સાચો મુનિવર એ સહી એ

પૂછે નૃપ ઋષિ ભાખોને, આવ્યા કિહાથી દાખોને,
આખોને જાસો ઈહાંથી કિહાં વહી એ ?

અનિયત વાસિ ઋષિ વદે, જાઉ યાત્રા અષ્ટાપદે,
ઉનમદે સાથ વિછોહો તે કર્યો એ

ધર્મ કાજે બહુ અતરાય, સાભળ હો મોટા રાય,
ઉપાય ધર્મ તણો મેં અણુસર્યો એ

નળના જન્મદિવસ વિશે નિશ્ચિતપણે કોઈ કવિએ ઉલ્લેખ કર્યો નથી પરંતુ કવિ મેઘરાજે લખ્યુ છે કે નળનો જન્મ બારસને દિવસે થયો હતો. અલબત્ત, કયા માસમા અને કયા પક્ષમા જન્મ થયો હતો તે કવિએ બતાવ્યુ નથી. સ્વયવર-મંડપનું અને સજ્જ થઈને તેમા આવેલી દવદંતીનુ વર્ણન મેઘરાજે પોતાના પુરોગામી કવિઓ ઋષિવર્ધનસૂરિ કે મહીરાજ જેટલુ સુંદર કર્યું નથી, સ્વયવર વખતે દવદંતીની ઉમર આ કવિએ દસ વર્ષની બનાવી છે. તેટલી વયે એને લક્ષ્મીના અવતાર જેવી ગણાવી છે તેમા થોડી અત્યુક્તિ જણાય છે. અન્ય કોઈ કવિએ દવદંતીની એટલી નાની ઉમર બતાવી નથી. કવિ લખે છે :

> સકળ કળા ગુણમણિ ભરી, વિદ્યા વિનય વિચાર;
> અનુક્રમે વર્ષ દશની થઈ, લક્ષ્મિ તણો અવતાર
>
> તવ રાજા મન ચિંતવે, એ પુત્રી મુજ સાર,
> રૂપ અનોપમ વય ચડી, કુણ કીજે ભરતાર

સ્વયવરમા દવદંતી નળને વરી એથી ઈર્ષા કરનાર અને યુદ્ધ માટે તૈયાર થનાર કૃષ્ણરાજ નામના રાજવીને નળે યુદ્ધમાં હરાવવો, દવદંતીને પરણીને નળનું પોતાના નગરમા પાછા ફરવુ, પોતાની આજ્ઞા ન માનનાર કદંબ રાજાને નળે હરાવવો, અને પોતાના ભાઈ કૂબર સાથે દ્યૂતમા પોતાનુ રાજ્ય હારી દવદંતી સાથે વનમાં જવા માટે નળનું નીકળવુ—આટલી ઘટનાઓનુ આલેખન રાસના બીજા ખંડમાં કવિએ કર્યું છે.

પુરોગામી કવિ ઋષિવર્ધને નલદવદંતીના વિવાહનો પ્રસંગ એક આખી ઢાલમાં વર્ણવ્યો છે, ત્યારે મેઘરાજે એનો ઉલ્લેખ માત્ર બે જ પંક્તિમા કરી, એ પ્રસંગ પતાવી દીધો છે :

> નળ દવદંતી પરણિયા, મગળ ધવળ સુગાન;
> સાજન સવિ સતોષિયા, દીધાં બહુલા દાન

એવી જ રીતે, સ્વયંવરમાંથી પાછા ફરતા નળદવદંતીને માર્ગમા ભમરાથી વીંટળાયેલા, કાઉસગ્ગ ધ્યાનમા રહેલા મુનિ મળે છે એ પ્રસગ પણ મેઘરાજે ફક્ત બે પંક્તિમા વર્ણવ્યો છે :

> ગજમદગધે ભમરે વીટચો, કાઉસગિં છે મુનિ એક;
> નિષધ નરેસર સવિ પરિવારે, વાદે ધરી વિવેક.

એવી જ રીતે કદંબ રાજા સાથેના યુદ્ધનો પ્રસંગ પણ કવિએ થોડી પંક્તિઓમાં માત્ર વિગતનિર્દેશ કરીને જ રજૂ કર્યો છે, નળ પોતાના ભાઈ કૂબર સાથે જુગાર રમે છે તે કર્મને વશ થઈને એમ બતાવતા અલંકારયુક્ત પંક્તિઓમાં કવિ કહે છે:

ચંદન કૂઓ ચન્દ્રને, લંછણ જલનિધિ ખાર,
તિમ નળને જુવટાતણો અવગુણ એક અપાર.

દોષ મ દેજો જાતિને, માતા પિતા નવિ દોષ;
દોષ જ દેજો કર્મને, ફોક મ કરજો શોષ

મત જાણો ઉત્તમતણો, એહથી વંક ન હોય,
ચંદનથી ઊઠે અગનિ, વન બાળતી જોય.

સમુદ્ર પિતા ભાઈ ચન્દ્રમા, બહિની લાછિ સરીખ,
શંખ સરીખો ફૂટડો, ઘર ઘર માગે ભીખ

નળ જ્યારે જુગાર રમે છે ત્યારે દવદંતી એને એમ ન કરવા માટે સમજાવે છે. એ પ્રસંગે કવિએ દવદંતી પાસે માત્ર જુગાર જ નહિ. સાતે વ્યસન ન સેવવા વિશે નળને ઉપદેશ અપાવ્યો છે એ માટે કવિએ આ બીજા ખંડની આખી એક ઢાળ લખી છે નળ જુગારમા હારે છે અને વનમા જતી વખતે પાંચસો હાથ ઊંચો સ્તંભ ઉખેડીને ઉપાડે છે, જેથી એને ખાતરી થાય છે કે ભવિષ્યમાં પોતે પાછો રાજ્યનો ધણી થશે મહાન પુરુષોના જીવનમા આવતી આવી ચડતીપડતી વિશે આ પ્રસંગે કવિ કેવી સદૃષ્ટાંત સુભાષિતાત્મક પંક્તિઓ પ્રયોજે છે તે જુઓ.

લોક કહે વાણી ઘણી, નળ હોસ્યે કોશળનો ધણી,
મોટા માણસ આપદ જોય, સંપદ પુણ મોટાને હોય.
ચંદ્ર વધે ને ચંદ્ર જ ઘટે, તારા શું વાધે શું ઘટે?
જળપૂરે નદી કરે સુસુઆડિ, ઝાડ ઉપાડે નદી કહી પાડિ;
વર્ષા ગઈ ઊડે તિહાં ધૂળ, પાપ કર્યું રહ્યું તે મૂળ.
વેળા વહેતે ડાહ્યો થાય, સઘળા દિન સરખા નવિ જાય;
અરહટ-ઘટિકા આવે કરી, એક ગળી બીજી જળ ભરી.

રાસના ત્રીજા ખંડમા ભીલ લોકો નળનો રથ લઈ જાય છે, નળ દવદતીનો વનમાં ત્યાગ કરે છે, દવદતીને એ વખતે સ્વપ્ન આવે છે, જાગ્યા પછી નળને ન જોતાં તે રુદન કરે છે, વનમાં આમતેમ ભમે છે, માર્ગમાં એને એક રાક્ષસ મળે છે, ત્યારપછી દવદંતી ગુફામાં જઈને રહે છે, વર્ષામાથી તાપસોને બચાવી લે છે, સિંહકેસરીને કેવળજ્ઞાન થાય છે, દવદંતી ધનદેવ સાર્થવાહના સાર્થ સાથે અચલપુર આવી પહોચે છે ઇત્યાદિ પ્રસગો કવિએ વર્ણવ્યા છે

ત્યારપછી સિહકેસરીને કેવળજ્ઞાન પ્રાપ્ત થવાનો પ્રસંગ કવિએ વર્ણવ્યો છે કૂડકપટથી ભરેલા કૂબરનો પુત્ર સિંહકેસરી કેવળજ્ઞાન પામે છે એમાં પિતાપુત્ર વચ્ચે કેટલું બધું અંતર જણાય છે ? પરતુ સસારમાં કર્મની ગતિને કારણે આમ બને છે. કૂબર અને સિહકેસરી વિશેની આવી સદૃષ્ટાંત વિચારણા આ કવિ સિવાય બીજા કોઈ કવિએ કરેલી જોવા મળતી નથી

દવદંતી ઋતુપર્ણ રાજાને ત્યા આવે છે, દાનશાળામા દાન આપે છે, પિગળ ચોરને બચાવી, ઉપદેશ આપીને સયમ લેવડાવે છે, હરિમિત્ર બ્રાહ્મણ દવદંતીની ભાળ કાઢી એને કુડિનપુર લઈ જાય છે, દવદતીના માતાપિતા એને આશ્વાસન આપે છે નળ અગ્નિમાં બળતા સાપને બચાવવા જાય છે ત્યા સાપ એને કરડે છે, સાપ એ નળના પિતા નિષધદેવ છે અને તે નળને દિવ્ય વસ્ત્રાવરણ આપે છે, નળ સુસમારપુર આવે છે અને ત્યાં ગાંડા હાથીને વશ કરી દધિપર્ણ રાજાની કૃપા મેળવે છે–આ બધા પ્રસંગો કવિએ ચોથા ખંડમાં આલેખ્યા છે

જૈન પરપરાની નલકથા પ્રમાણે દવદંની અચલપુરના પાદરે એક વાવને કાંઠે બેઠી હતી એવું વર્ણન છે પણ કવિ મેઘરાજે દવદંતી સરોવરની પાળે બેઠી હતી એવુ વર્ણન કર્યું છે જૈન પરંપરાની નલકથા પ્રમાણે ઋતુપર્ણ રાજાને ત્યાં દવદંતો પહોચી ત્યારે દાનશાળા ચાલતી જ હતી પરંતુ કવિ મેઘરાજે વર્ણન કર્યા પ્રમાણે ઋતુપર્ણ રાજા મોટી દાનશાળા ચાલુ કરવાનુ દવદતીને કહે છે. આ વર્ણન પ્રમાણે પણ અજ્ઞાતવાસ દરમિયાન ત્યા દવદતીને કોઈ ઓળખી શકતું નથી અને કવિએ પણ એ જ પ્રમાણે બતાવ્યું છે, છતા ઋતુપર્ણ રાજા દવદતીને 'ભીમી' કે 'દવદની' એવું સંબોધન કરીને વાત કરે છે એવું કવિથી અજાણતાં બતાવાઈ ગયું છે, જેથી ત્યા ગંભીર ક્ષતિ જણાય છે.

અન્યદા તે રાજા ઋતુપન્ન,
બોલ્યો નરપતિ અતિ સુવચન

પુત્ર ભીમી સાંભળ વાત,
વચન એક બોલું છુ સાચ.

લખમી માહરે ઘેર છે ઘણી,
આરતિ ચિતા સવે અવગુણી.

માંડો મોટી એક દાનશાળા,
દીજે પુત્રી દાન રસાળાં.

* * *

એહ વચન સાભળ દવદતી,
દાન દિયો અતિ મનની ખતિ.

નગર તણે બાહર એક કરી,
દાનશાળા માંડી ધન ભરી

બીજા ગૌણ પ્રસંગોને ટૂકાવનાર આ કવિએ પિંગળ ચોરનો પ્રસગ વિસ્તારથી આલેખ્યો છે, અને સુસગતિ અને દુસગતિ તથા સુગતિ અને દુર્ગતિ વિશે સદષ્ટાંત ઉપદેશ દવદંતી પાસે પિગળ ચોરને અપાવ્યો છે

દવદતી પોતાના પિતાને ત્યાં જાય છે એનાં દુ.ખની વાત સાંભળીને માતા-પિતાને ઘણું દુ.ખ થાય છે પરતુ તેઓ સીતા, અજના, ઋષિદત્તા વગેરેના દષ્ટાત આપી દવદંતીને આશ્વાસન આપે છે, અને આ બધુ કર્મને કારણે બને છે એમ સમજાવે છે

આ ખડની ચોથી ઢાલથી કવિ દવદતીનો ત્યાગ કરીને ગયેલા નળના પ્રસગો વર્ણવે છે નળે અગ્નિમાથી સાપ બચાવ્યો એ પ્રસગનુ વર્ણન કવિએ ઋષિવર્ધનને અનુસરીને કર્યું હોય એમ લાગે છે નળ દધિપર્ણરાજાને ત્યા રહે છે રાજા એની પાસે સૂર્યપાક રસોઈ કરાવે છે, દવદતીની વિનતીથી ભીમરાજા નળની ભાળ કઢાવે છે અને પછી બનાવટી સ્વયવરની યોજના કરે છે, દધિપર્ણ રાજા હુડિક (નળ) સાથે કુડિનપુર આવે છે ઇત્યાદિ ઘટનાઓનુ નિરૂપણ કવિએ પાચમા ખડમા કર્યું છે દધિપર્ણરાજાને ત્યાં નળ કૂબડા તરીકે આવે છે દવદંતી સાથે વનમાં નીકળેલા નળનુ અવસાન થયુ છે એવી કલ્પિત વાત તે દધિપર્ણને કહે છે

દવદતીને સ્વપ્નું આવે છે અને તેમા પોતે એક આંબાના વૃક્ષ ઉપર ચડે છે આ સ્વપ્નની વાત દવદંતી પોતાના પિતાને કહે છે અને જૈન પરપગની નળકથામા, અને એને અનુસરીને લખાયેલી કૃતિઓમા ભીમરાજા દવદતીને માત્ર એટલુ જ જણાવે છે કે એ સ્વપ્ન એના ઉદયનુ સૂચક છે. પરતુ કવિ મેઘરાજે સ્વપ્ન વિશે થોડો વધુ ખુલાસો કર્યો છે, જે બતાવે છે કે કવિ પરંપરાની નલ-કથાને ચુસ્તપણે વળગી ન રહેતાં પ્રસગોપાત્ત પોતાની કલ્પના પ્રમાણે તેની વિગતોમાં સુધારાવધારા કરે છે

છઠ્ઠા ખડમાં કૂબડા હુડિકની કસોટી થવી અને એ જ નળ છે એની દવદતીને પ્રતીતિ થવી, નળે મૂળ સ્વરૂપ ધારણ કરવું, ભીમરાજાને ત્યા કેટલોક સમય રહી નળે કૂબરને યુદ્ધમાં હરાવી એની પાસેથી રાજ્ય પાછુ મેળવી લેવું, નિષેધ દેવતાના ઉપદેશથી નળે ધર્મઘોષસૂરિ પાસે દીક્ષા લેવી, સમયનુ પાલન ન થતા નળે અનશનવ્રત લઈ દેહનો અત આણવો, દેવલોકમાં ધનદ તરીકે નળનુ ઉત્પન્ન થવું, દવદંતીનું પણ દીક્ષા લઈ, અનશન કરી, મૃત્યુ પામી દેવલોકમાં ધનદની પત્ની તરીકે ઉત્પન્ન થવુ, ત્યાથી દવદતીએ કનકવતી તરીકે જન્મવું, કનકવતીના સ્વયંવરમા ધનદ અને વસુદેવનુ આવવું અને કનકવતીએ વસુદેવને સ્વયંવરમાં વરવો અને અતે કનકવતીએ કેવળજ્ઞાન પ્રાપ્ત કરવુ—આટલા પ્રસગોનું કવિએ નિરૂપણ કર્યું છે

આ ખંડમા કવિ વાચક મેઘરાજે એવું વર્ણન કર્યું છે કે નળે કૂબરની સાથે યુદ્ધ કરીને પોતાનું રાજ્ય પાછુ મેળવી લીધુ. જૈન પરંપરાની નળકથામાં વાચક મેઘરાજે કરેલો આ ફેરફાર ફક્ત જૈન પરંપરાની કથામા જ નહિ, મહાભારતની પરંપગની કથામાં પણ કોઈ કવિએ કર્યો નથી. મહાભારતની અને જૈન પરપગની નળકથામાં નળ જ્યારે અક્ષવિદ્યા મેળવી પાછો ફરે છે ત્યારે તે પોતાના ભાઈ પાસેથી પોતાનુ રાજ્ય જુગાર રમીને પાછું જીતી લે છે આમ, નળને પોતાના ભાઈ સાથે બીજી વાર જુગાર રમતો બનાવાયો છે પરતુ હવે એની પાસે અક્ષવિદ્યા હોવાથી એ હારવાનો નથી એની એને ખાતરી છે એટલે નળ દ્યૂતના વ્યસનથી હાર્યો હોવા છતા બીજી વાર એ જુગાર રમે છે એમાં ઔચિત્યભગ કે વિચારદોષ રહેલો હોય એમ લાગતું નથી પરંતુ વાચક મેઘરાજે નળને બીજી વાર દ્યૂત વડે નહિ, પણ યુદ્ધ વડે જીતતો બતાવ્યો છે આ પ્રસગે યુદ્ધની ભયકરતાનું વિગતપૂર્ણ ચિત્ર કવિએ સરસ દોર્યું છે.

નળને યુદ્ધથી જીતતો બનાવવા પાછળ કવિનો આશય કદાચ એને બીજી વાર દ્યૂત રમતો ન બનાવવાનો હોઈ શકે અલબત્ત, જો આવા આશયથી કવિએ

તેમ કર્યું હોય તો નળને અક્ષવિદ્યા મળે છે તેનુ કંઈ પ્રયોજન કે ઔચિત્ય રહેતું નથી, કારણ કે એનો ઉપયોગ બીજા કોઈ પ્રસંગે બતાવાયો નથી કવિએ વ્યસનથી મુક્ત રહેવા વિશે જે ઉપદેશ આપ્યો છે તેને સહજ ભાવથી અનુસરીને આ ફેરફાર કર્યો હોય એમ પણ બનવા સભવ છે નળના બીજી વારના જુગાર રમવામાં જે સૂક્ષ્મ વિચાર રહેલો છે તે 'જુગાર રમવાથી રાજ્ય ગુમાવ્યુ છતા, અને જુગાર એ મોટુ વ્યસન છે છતા, નળ શા માટે બીજી વાર જુગાર રમવા ગયો ?' એવો પ્રશ્ન કરનાર સામાન્ય જનસમુદાય માટે આ સૂક્ષ્મ વિચાર સહેલાઈથી સમજવો કે ગળે ઉતારવો અઘરો છે આવા સમુદાયને લક્ષમાં રાખીને કવિએ આ ફેરફાર કર્યો હોય એ પણ બનવા સંભવ છે

નિષધદેવના કહેવાથી નળ વૈરાગ્ય ધારણ કરે છે અને પોતાના નગર પાસેના વનમાં આવેલા સાધુ પાસે ધર્મોપદેશ સાભળે છે આ સાધુનું નામ જુદા જુદા કવિઓએ જુદુ જુદુ આપ્યું છે મૂળ પરપરાની કથામા એમનું નામ 'જિનસેન-સૂરિ' છે સોમપ્રભાચાર્યે 'કુમારપાળ-પ્રતિબોધ'મા એમનુ નામ 'જિનભદ્રસૂરિ' આપ્યુ છે કવિ સમયસુદરે પોતાના 'નલ-દવદતી રાસ'મા 'જિનસેનસૂરિ' આપ્યુ છે વાચક મેઘરાજે એમનુ નામ 'ધર્મઘોષસૂરિ' આપ્યુ છે ધર્મઘોષ-સૂરિ નળને સમજાવે છે કે એને માથે જે દુઃખ પડયાં છે તેનુ કારણ પૂર્વભવનાં કર્મો છે

દીક્ષા લીધા પછી નળનુ મન ફરી વિષયવાસના તરફ જાય છે તે સમયે એના પિતા નિષધદેવ આવીને એને સમજાવે છે એ પછી પણ નળ સયમ પાળી શકતો નથી અને એથી અનશન દ્વારા પોતાના દેહનો અત આણે છે. નિષધદેવ નળને સમજાવવા આવે છે એ પ્રસગનો ઉલ્લેખ ઋષિવર્ધને નથી કર્યો અને એને અનુસરીને મેઘરાજે પણ નથી કર્યો

કવિ મેઘરાજનો આ રાસ પુરોગામી કવિ ઋષિવર્ધનના રાસની સાથે બરાબર વિગતે સરખાવી જોતા લાગે છે કે ઋષિવર્ધનના રાસની અસર મેઘરાજના આ રાસ પર ઘણી પડેલી છે વસ્તુતઃ આ રાસ લખતી વખતે મેઘરાજે ઋષિ-વર્ધનનો રાસ પોતાની નજર સમક્ષ રાખ્યો હોય એવી સ્પષ્ટ પ્રતીતિ સ્થળે સ્થળે થાય છે એ રીતે ઋષિવર્ધન પ્રત્યેનુ મેઘરાજનુ ઋણ ઘણું છે એમ નિઃસકોચ કહી શકાશે.

ઋષિવર્ધનની જેમ મેઘરાજે પણ શ્રી શાતિનાથ પ્રભુની સ્તુતિ સાથે રાસની શરૂઆત કરી છે દ્યૂત રમવાની નળની ટેવ માટે ઋષિવર્ધન લખે છે :

ચંદન કડૂઓ ચદ્રિ કલંક, રયણાયર ખારૂ, જલિ પંક;
ગુણમય નલનઈ જૂઅ રૂહાડિ, રતનિ દોષ દિવિહ કુણ પાડિ.

મેઘરાજ લખે છે:

ચંદન કડૂઓ, ચંદ્રને લંછન, જલનિધિ ખાર;
નિમ નળને જુવટા તણો અવગુણ એક અપાર.

નળના પાત્રનું વર્ણન કરતાં ઋષિવર્ધન લખે છે:

દિન દિન વાધઈ નલકુમાર, શુદ્ધહ પખિ ચંદો;
રૂપ સોભાગિં આગલુ એ, જણ નયનાનંદો
કલા બહુત્તરિ ભણઈ, ગુણઈ સવિગ્રંથ વખાણઈ

મેઘરાજ લખે છે.

શુકલ પખે જિમ ચંદલો વાધે તેમ કુમાર;
કળા બહુત્તર શીખિયો. જાણે ગ્રંથ વિચાર,

નળ દવદંતીનો ત્યાગ કર્યા પછી, આગળ જતાં અગ્નિમાં બળતા સાપને બચાવે છે એ પ્રસંગ પણ મેઘરાજે બરાબર ઋષિવર્ધનને અનુસરીને આલેખ્યો છે. દવદંતીને છોડીને ગયા પછી આઠમે દિવસે આ બનાવ બને છે એમ ઋષિવર્ધને લખ્યું છે. જૈન પરંપરાની મૂળ કથામાં આ બનાવ કેટલે વખતે બન્યો તેનો સ્પષ્ટ નિર્દેશ નથી, પરંતુ એ પ્રસંગે નળ પોતાના પિતાને 'દવદંતીનું' શું થયું ?' એમ પૂછે છે ત્યારે 'દવદંતી અત્યારે એના પિતાને ઘરે પહોંચી ગઈ છે' એમ અવધિજ્ઞાની નિષધ દેવના કહે છે હવે આગળના વૃત્તાંત પ્રમાણે નળ-દવદંતી વનમા જવા નીકળ્યાં અને નળે દવદંતીનો ત્યાગ કર્યો એ પછી દવદંતી સાત વર્ષ એકલી પર્વત પર ગુફામાં રહી એ પછી એ પોતાની માસીને ત્યા ગઈ. માસીને ત્યાં એ કેટલો વખત રહી એનો સ્પષ્ટ નિર્દેશ કયાય થયો નથી એટલે એટલા સમયનો ચોક્કસ અંદાજ કાઢી શકાય નહિ. પરંતુ દવદંતી પોતાના પિતાને ત્યાં પહોંચી ગઈ એવા સમાચાર નિષધદેવ નળને આપતા હોય તો એનો અર્થ એ થયો કે દવદંતીના ત્યાગ પછી, સાત વર્ષ કરતાયે વધારે સમય પસાર થયા પછી, આ પ્રસંગ બન્યો હોવો જોઈએ. એને બદલે ઋષિવર્ધને આ પ્રસંગ દવદંતીના ત્યાગ પછી આઠમે દિવસે બનતો વર્ણવ્યો છે. જુઓ:

નલિ જવ ભીમી પરિહરી, ચાલિઉ મનિ ઝૂરત,
તવ દવ દેખઈ આઠમંઈ દિનિ વનિ પસરત.

અને આથી 'દવદંતી પોતાના પિતાને ત્યાં પહોચી ગઈ છે' એવુ વચન ઋષિવર્ધને નિષધદેવ પાસે કહેવડાવ્યુ નથી જુઓ :

નલિ પૂછિઉ દવદતીનુ કહુ દેવ ચરિત્ત;
સીલ પ્રશસા તસ તણી, કરતુ સુપવિત્ત

આમ, ઋષિવર્ધને કરેલા આ ફેરફારને અનુસરીને મેઘરાજે પણ આઠમા દિવસે આ ઘટના બનતી બતાવી છે :

વાટે જાતા રે તવ દિન આઠમે, દવ દીઠો વનમાહિ;
સાદ કરે છે કો એક તિહા રહ્યો, રાખો પસારી બાંહિ

અને આવી જ રીતે, નળના પ્રશ્નના જવાબમા નિષધદેવ કહે છે

નળ રાયે રાખ્યો તેહ કરડીઓ, પૂછી ભીમી વાત;
શીળ પ્રશંસા સુર સવિશેષે, સઘળી કરે રે વિખ્યાત

આ જ પ્રસગના નિરૂપણમા ઋષિવર્ધને બતાવ્યુ છે કે સાપ નળના ડાબા હાથે કરડયો જૈન પરપરાની કથામા વર્ણવ્યા પ્રમાણે સાપ નળને હાથે કરડે છે, પણ તે કયા હાથે તેનો નિર્દેશ કરવામા આવ્યો નથી. પરંતુ ઋષિવર્ધને પોતાના રાસમા ડાબા હાથનો સ્પષ્ટ નિર્દેશ કર્યો છે.

અહિ વલગાડી ઓઢણઈ, જઈ ઉસિરી ઠામિ;
મૂકતા નલરાજા તિસિ, ડસીઉ હરિ વામિ.

ઋષિવર્ધનને અનુસરી વાચક મેઘરાજે પણ એમ જ લખ્યુ છે :

એહવું ચિતવિ ઓઢણુ નાખીઓ, વળગ્યો અહિ તણે બાથ;
આઘો જઈને નળ મૂકે જિસે, ડસીઓ ડાવે હાથ

કવિ રામચન્દ્રસૂરિના 'નલવિલાસ નાટક'ને અનુસરીને ઋષિવર્ધને પોતાના રાસમા જે ફેરફાર કર્યો છે તે વાચક મેઘરાજે પણ ચાલુ રાખ્યો છે નળ દધિપર્ણ-રાજાને ત્યા કદરૂપા હુડિક તરીકે રહે છે ત્યારે ભીમરાજા તરફથી મોકલવામાં આવેલો દૂત 'કુશલો' પ્રથમ નળની માહિતી મેળવી લાવે છે અને પછી દધિપર્ણ

નળ થાનાં માહરુ શુ જાય, જો તુમરો મન એમ સોહાય,
તો હું નળ થયો છુ આજ, દ્યો ભીમી મારો નૃપ કાજ.

આ પ્રસંગના આલેખનમા ઋષિવર્ધનની અને મેઘરાજની બીજી થોડીક પંક્તિઓ સરખાવો :

ઋષિવર્ધન :

યૌવન ભરી પ્રીઉ તણુ વિયોગ, દુસ્સહ સંનિપાત સયોગ,
નિષિ વિહ્વલ દવદતી હુઈ, તાસ વચનિ તમ્હ મતિ કાં ગઈ.

વિદ્યા કલા તણા અહિનાણ, તે પણિ સઘલા અપ્રમાણ,
એક એકમાં અધિકા અછઈ, કલા જાણ જગિ ગુણવંત પછઈ

મેઘરાજ :

યૌવન ભર પ્રિયતણો વિયોગ, વિરહાનળ પીડે મહારોગ,
ભીમી મદ વિહ્વળ મતિ માહી, તસુ વચને તુમ મતિ કાં નાહી ?

કલા સુલક્ષણ વિદ્યા માહરી, સુરજપાક રસોઈ સારી,
દેખી કાં મન ભૂલા તેરા, જગમે કળાવંત બહુતેરા.

ઋષિવર્ધન :

ઘણિ વચનિ સહૂ હીલઉ હૂઉ, ઊઠી જાવા લગ જૂજૂઉ,
ભીમસુતા નવ મૂકી લજ્જ, જઈ તાત નિસુણિ નિરવજ્જ.

મેઘરાજ :

ઈણે વચને સહુ ઊઠી જાય, ભીમીનુ મન વ્યાકુળ થાય;
ભીમરથ નૃપ આગળ દિલ ખોલે, લાજ મૂકીને ભીમી બોલે.

હુડિક નળતરીકે પ્રગટ થતો નથી એ વખતે દવદતી એને એકાંતમાં ઉપાલંભ આપે છે તે પ્રસગે ઋષિવર્ધને દવદતીના મુખમા મૂકેલી કેટલીક પંક્તિઓ સાથે સરખાવતાં જરૂર લાગશે કે મેઘરાજનું પોતાના પુરોગામી કવિ ઋષિવર્ધન પ્રત્યેનુ ઋણ ઘણું મોટુ છે.

રાસના છેલ્લા, કનકવતી અને વસુદેવના પ્રસંગનું નિરૂપણ પણ મેઘરાજે ઋષિવર્ધનના રાસને અનુસરીને કર્યું હોય એવુ બંનેની પંક્તિઓ સરખાવતા સ્પષ્ટ લાગે છે. આમ, આરંભથી તે અંત સુધી, નળ અને કૂબરના અંતિમ યુદ્ધના પ્રસંગ સિવાય, દરેક પ્રસંગનુ આલેખન કવિ મેઘરાજે, કવિ ઋષિવર્ધનને અનુસરીને જ કર્યું છે. મેઘરાજે ઋષિવર્ધનના રાસમાથી કેટલીક પંક્તિઓ અથવા પંક્તિખંડો સીધેસીધા લઈ લીધા છે, કેટલીક પંક્તિઓ થોડાક શાબ્દિક ફેરફાર સાથે લીધી છે, અને કેટલીક વાર મેઘરાજે ઘણુખરુ પોતાના જ શબ્દોમાં, પણ ઋષિવર્ધનની પંક્તિઓનો ભાવ લક્ષમા રાખીને જ પોતાની પંક્તિઓ લખી હોય એમ જણાય છે જ્યાં જ્યા ઋષિવર્ધને કંઈક નવુ ઉમેર્યું કે કંઈક છોડી દીધું છે ત્યા ત્યાં એને અનુસરીને વાચક મેઘરાજે પણ તેમ કર્યું છે. આમ, રાસના આરંભથી તે અંત સુધી મેઘરાજે આ પ્રમાણે કર્યું છે, તો પછી એક યુદ્ધનો પ્રસંગ કવિએ પોતાની કલ્પના વડે કેમ ઉમેર્યો હશે એવો પ્રશ્ન આપણને થશે. એની ચર્ચા આગળ આપણે કરી છે. પરંતુ ઋષિવર્ધનની પંક્તિઓ સાથે સરખાવતાં એક તર્ક કરી શકાય એમ છે આ પ્રસંગનુ નિરૂપણ કરતા ઋષિવર્ધને લખ્યુ છે :

તિહાં માસ એક રહી સયલ રાય, સેના સિઉ કોસલિં નયરિ જાઈ;
નલ આવિઉ રજ્જ સિરિ નિમિત્ત, કૂબર ભયિ કંપી કૂડ ચિત્ત,
જૂઈ જીપીય લીધૂ સયલ રજ્જ, કૂબરનઈ દીધૂ યૌવરજ્જ.

અહી વર્ણવ્યા પ્રમાણે નળ સેના કોશલા નગરી જાય છે અને ત્યા ‘જૂઈ’ (દ્યૂત) મા રાજ્ય જીતી લીધું એમ કવિએ વર્ણવ્યુ છે. અહી ‘જૂઈ’ ને ‘ઝૂઝઈ’ અથવા ‘ઝૂઝી’ શબ્દ મૂકવાથી ‘નળ સેના સાથે આવ્યો અને યુદ્ધમા એણે રાજ્ય જીતી લીધુ’ એવો અર્થ થાય તો પછી ‘જૂઈ’ ને બદલે ‘ઝૂઝિં’ એવો પાઠ સમજવાને લીધે તો મેઘરાજે યુદ્ધનું વર્ણન નહિ કર્યું હોય, એવો તર્ક કરવાનું મન થાય છે. અલબત્ત, આ તો માત્ર એક તર્ક જ છે અને તેમ કરવાનુ કારણ મેઘરાજે પોતાના રાસના કથાવસ્તુ માટે ઋષિવર્ધનના રાસ પર સંપૂર્ણ આધાર રાખ્યો છે અને આ પ્રસંગના આલેખનમાં ઋવિર્ધનને, બીજા કવિઓની જેમ દ્યૂતનું વિગતે વર્ણન ન કરતાં, તેનો માત્ર થોડા શબ્દમા નિર્દેશ કર્યો છે એ છે વળી, આગળની પંક્તિમાં એમણે ‘સેના’ નો ઉલ્લેખ કર્યો છે. એટલે ચાવા રૂપ ‘જૂઈ’ શબ્દના અર્થમાં સમજફેર થતાં આખો પ્રસંગ બદલાઈ જાય છે. આવી સમજફેર

રાજાને ત્યા જઈ નલ દવદંતીનું નાટક ભજવી બનાવી હુંડિક એ નળ છે એની વિશેષ ખાતરી કરી લાવે છે આ પ્રમાણે એક નવો પ્રસંગ, જે રામચન્દ્રસૂરિએ પોતાના નાટકમાં પ્રયોજ્યો છે તે ઋષિવર્ધને પોતાના રાસમા લીધો છે અને તેને અનુસરીને વાચક મેઘરાજે પણ તે પ્રસંગ વર્ણવ્યો છે જૈન પરંપરાની નલકથામાં આવો કોઈ પ્રસંગ નથી.

મેઘરાજે આ પ્રસંગના નિરૂપણમા ઋષિવર્ધનની પંક્તિઓની કેટલી છાયા ઝીલી છે તે બંનેની પંક્તિઓ સરખાવતાં જોઈ શકાશે આ પ્રસંગની બીજી કેટલીક પંક્તિઓ સરખાવો . ઋષિવર્ધન :

મદિરા પાહિ દ્રોહ કર, નિખરૂ મોહ અપાર;
જિણિ ધારિઉ જાણઇ નહિ, જીવ વિવેક વિચાર.

મેઘરાજ :

મદિરા પાહે દ્રોહ કર, નેહ નિખરો અપાર;
જેણે વાર્યાં જાણે નહિ, જીવ વિવેક વિચાર.

ઋષિવર્ધન :

હૂં નલના ઘરનુ સૂયાર, તિણિ મઝ મનિ છઈ નેહ અપાર;
સામિભગત તે સેવક સહી, ઈમ જ પઈ હુંડિક ગહિગહિ

મેઘરાજ :

હું નળના ઘરનો સૂઆર, તેણે ઉપજે મુજ દુઃખ અપાર;
સામિભગત જે સેવક હોય, સામીં દુઃખ દેખીને રોય

ઋષિવર્ધન :

કુશલુ કુશલઈ પાછઉ વલિઉ, આવી ભીમ રાજાનઈ મિલિઉ
બહૂકિ બોલઈ સુણિ ભૂપાલ, તે છઈ કુબજ રૂપ વિકરાલ

મેઘરાજ .

નવ દિવ કુશલો પાછો વળ્યો, જઈ કુંડિનપુર ભીમરથ મળ્યો;
કુશલો કહે સુણો ભૂપાળ કુબડો રૂપે અતિ વિકરાળ

ઋષિવર્ધન .

> કૂબડ કાજલ સામલ દેહ, અતિ કરૂપ કિ હિ હુ ડિક એહ;
> હુંડિક ઉપરી નલની ભ્રતિ, ફોકઈ હૂઈ છઈ મનિ દવદતી

મેઘરાજ :

> કિહાં હુડિક એ કૂબડો, કાજળ વરણ કુરૂપી રે,
> હુડિક ઉપરે ભીમોની નળની ફોકટ ભ્રાતિ રે.

જૈન પરંપરાની નલકથા પ્રમાણે, દવદતીને પૂછીને ભીમરાજા એના બીજા બનાવટી સ્વયવરનો વિચાર કરે છે પરંતુ ઋષિવર્ધને એવુ આલેખન કર્યું છે કે દવદંતીના બીજા સ્વયવરનો વિચાર મત્રી ભીમરાજાને કહે છે મંત્રી તરફથી આવું સૂચન થાય છે એ કલ્પના ઋષિવર્ધનની પોતાની છે. ઋષિવર્ધનને અનુસરી વાચક મેઘરાજે પોતાના રાસમા એ પ્રમાણે કર્યું છે. મેઘરાજે ભીમરાજાના મત્રીનુ ‘મતિસાગર’ એવુ નામ પોતાની કલ્પનાથી આપ્યુ છે

જૈન પરંપરાની નલકથા પ્રમાણે, દધિપર્ણરાજા અને કૂબડો જ્યારે ભીમ-રાજાને ત્યા આવે છે ત્યારે કૂબડાને સૂર્યપાક રસોઈ બનાવવાનુ કહેવામા આવે છે અને કંઈ પણ આનાકાની વગર તે બનાવે છે પરંતુ કવિ ઋષિવર્ધને એવું આલેખન કર્યું છે કે કૂબડાને જ્યારે સૂર્યપાક રસોઈ બનાવવાનું કહેવામા આવે ત્યારે તે ભીમરાજાને એમ કહે છે કે ‘તમે પહેલા સ્વયંવર કરો, પછી હું રસોઈ કરીશ’ ઋષિવર્ધનને અનુસરીને વાચક મેઘરાજે પણ પોતાના રાસમા એ પ્રમાણે નિરૂપણ કર્યું છે

એ જ પ્રસગના આલેખનમા તે પછી ઋષિવર્ધને પોતાની કલ્પનાથી હુડિક પાસે ભીમરાજાને એમ કહેવડાવ્યું છે કે, “નળ થવામા મારુ શુ જાય છે? જો તમને એમ લાગતું હોય તો લ્યો, આ હુ નળ થયો. લાવો મને દવદતી આપો” આવા શબ્દો જૈન પરંપરાની નલકથામાં નથી ઋષિવર્ધને હુંડિકના મુખમાં એ શબ્દો મૂકયા છે. જુઓ :

> મઝનઈ નલ થાવા તણી, રાહડિ જઉ તમ ચિત્તિ,
> તુ હૂ નલરા આ હૂઉ, મઝનઈ દિઉ દવદતિ.

ઋષિવર્ધનને અનુસરીને વાચક મેઘરાજે ( અને મહીરાજે પણ ) નળના મુખમાં એવા શબ્દો મૂકયા છે ·

નળ થાતાં માહરુ શુ જાય, જો તુમરો મન એમ સોહાય;
તો હું નળ થયો છુ આજ, દ્યો ભીમી સારો નૃપ કાજ.

આ પ્રસંગના આલેખનમા ઋષિવર્ધનની અને મેઘરાજની બીજી થોડીક પંક્તિઓ સરખાવો

ઋષિવર્ધન :

યૌવન ભરી પ્રાંઉ તણુ વિયોગ, દુસ્સહ સનિપાત સયોગ,
તિણિ વિહ્વલ દવદતી હુઈ, તાસ વચનિ તમ્હ મતિ કા ગઈ

વિદ્યા કલા તણા અહિનાણ, તે પણિ સઘલા અપ્રમાણ,
એક એકમાં અધિકા અછઈ, કલા જાણ જગિ ગુણવત પછઈ

મેઘરાજ .

યૌવન ભર પ્રિયતણો વિયોગ, વિરહાનળ પીડે મહારોગ,
ભીમી મદ વિહ્વળ મતિ માઠી, તસુ વચને તુમ મતિ કાં નાઠી ?

કલા સુલક્ષણ વિદ્યા માહરી, સુરજપાક રસોઈ સારી,
દેખી કા મન ભૂલા તેરા, જગમે કળાવત બહુતેરા.

ઋષિવર્ધન :

ઇણિ વચનિ સહૂ ઢીલઉ હૂઉ, ઊઠી જાવા લગ જૂજૂઉ,
ભીમસુતા નવ મૂકી લજ્જ, જ પઈ તાત નિસુણિ નિરવજ.

મેઘરાજ :

ઈણે વચને સહુ ઊઠી જાય, ભીમીનુ મન વ્યાકુળ થાય;
ભીમરથ નૃપ આગળ દિલ ખોલે, લાજ મૂકીને ભીમી બોલે.

હુડિક નળતરીકે પ્રગટ થતો નથી એ વખતે દવદતી એને એકાતમાં ઉપાલભ આપે છે તે પ્રસગે ઋષિવર્ધને દવદતીના મુખમાં મૂકેલી કેટલીક પંક્તિઓ સાથે સરખાવતાં જરૂર લાગશે કે મેઘરાજનુ પોતાના પુરોગામી કવિ ઋષિવર્ધન પ્રત્યેનુ ઋણ ઘણું મોટુ છે

રાસના છેલ્લા, કનકવતી અને વસુદેવના પ્રસંગનું નિરૂપણ પણ મેઘરાજે ઋષિવર્ધનના રાસને અનુસરીને કર્યું હોય એવુ બનેની પંક્તિઓ સરખાવતાં સ્પષ્ટ લાગે છે આમ, આરભથી તે અત સુધી, નળ અને કૂબરના અતિમ યુદ્ધના પ્રસગ સિવાય, દરેક પ્રસગનુ આલેખન કવિ મેઘરાજે, કવિ ઋષિવર્ધનને અનુ-સરીને જ કર્યું છે મેઘરાજે ઋષિવર્ધનના રાસમાથી કેટલીક પક્તિઓ અથવા પક્તિખડો સીધેસીધા લઈ લીધા છે, કેટલોક પક્તિઓ થોડાક શાબ્દિક ફેરફાર સાથે લીધી છે, અને કેટલીક વાર મેઘરાજે ઘણુખરુ પોતાના જ શબ્દોમાં, પણ ઋષિવર્ધનની પક્તિઓનો ભાવ લક્ષમા રાખીને જ પોતાની પક્તિઓ લખી હોય એમ જણાય છે. જ્યા જ્યા ઋષિવર્ધને કઈક નવુ ઉમેર્યું કે કઈક છોડી દીધુ છે ત્યાં ત્યાં એને અનુસરીને વાચક મેઘરાજે પણ તેમ કર્યું છે. આમ, રાસના આરભથી તે અત સુધી મેઘરાજે આ પ્રમાણે કર્યું છે, તો પછી એક યુદ્ધનો પ્રસગ કવિએ પોતાની કલ્પના વડે કેમ ઉમેર્યો હશે એવો પ્રશ્ન આપણને થશે. એની ચર્ચા આગળ આપણે કરી છે પરતુ ઋષિવર્ધનની પક્તિઓ સાથે સરખાવતાં એક તર્ક કરી શકાય એમ છે. આ પ્રસગનુ નિરૂપણ કરતાં ઋષિવર્ધને લખ્યુ છે :

તિહા માસ એક રહી સયલ રાય, સેના સિઉં કોસલિં નયરિ જાઈ;
નલ આવિઉ રજ્જ સિરિ નિમિત્ત, કૂબર ભયિ કપી કૂડ ચિત્ત,
જૂઈ જીપીય લીધૂ સયલ રજ્જ, કૂબરનઈ દીધૂ યૌવરજ્જ.

અહી વર્ણવ્યા પ્રમાણે નળ સેના કોશલા નગરી જાય છે અને ત્યા 'જૂઈ' (દ્યૂત) મા રાજ્ય જીતી લીધું એમ કવિએ વર્ણવ્યુ છે. અહી 'જૂઈ' ને 'જૂઝઈ' અથવા 'ઝૂઝી' શબ્દ મૂકવાથી 'નળ સેના સાથે આવ્યો અને યુદ્ધમા એણે રાજ્ય જીતી લીધું' એવો અર્થ થાય. તો પછી 'જૂઈ' ને બદલે 'ઝૂઝિં' એવો પાઠ સમજવાને લીધે તો મેઘરાજે યુદ્ધનુ વર્ણન નહિ કર્યું હોય, એવો તર્ક કરવાનું મન થાય છે. અલબત્ત, આ તો માત્ર એક તર્ક જ છે અને તેમ કરવાનુ કારણ મેઘ-રાજે પોતાના રાસના કથાવસ્તુ માટે ઋષિવર્ધનના રાસ પર સંપૂર્ણ આધાર રાખ્યો છે અને આ પ્રસગના આલેખનમા ઋષિર્ધને, બીજા કવિઓની જેમ દ્યૂતનુ વિગતે વર્ણન ન કરતાં, તેનો માત્ર થોડા શબ્દમા નિર્દેશ કર્યો છે એ છે વળી, આગળની પંક્તિમાં એમણે 'સેના' નો ઉલ્લેખ કર્યો છે. એટલે ચાવારૂપ 'જૂઈ' શબ્દના અર્થમાં સમજફેર થતા આખો પ્રસંગ બદલાઈ જાય છે. આવી સમજફેર

જો કદાચ થઈ હોય તો તેમ થવામાં કોઈ હસ્તપ્રતે પણ ભાગ ભજવ્યો હોય એમ પણ બની શકે અલબત્ત, આ તો માત્ર એક તર્ક જ છે. સંભવ છે કે મેઘરાજે આવી કોઈ સમજફેરથી નહિ પણ પોતાની કલ્પનાથી આ પ્રસંગનું આલેખન કર્યું હોય.

ઋષિવર્ધનના રાસ પર કથાવસ્તુ માટે આધાર રાખ્યો હોવા છતાં સ્થળે-સ્થળે મેઘરાજે વિચાર, વર્ણન, અલંકાર, બોધ, ઇત્યાદિમા પોતાની કલ્પના સારી રીતે ચલાવી છે અને એમા આપણને સ્થળેસ્થળે કવિની મૌલિક સર્જનશક્તિનું દર્શન થાય છે એટલે ઋષિવર્ધનને અનુસરવાને લીધે કવિ મેઘરાજમાં સર્જનશક્તિ કે કલ્પનાશક્તિ જ નથી એમ નહિ કહી શકાય. આ રાસમાં વર્ષાઋતુનું વર્ણન, દવદંતીના સ્વરૂપનું વર્ણન, વનમા દવદતીને માથે પડેલા દુ ખનુ વર્ણન, ભીમ-રાજના દૂત કુશલાએ ભજવેલા નાટકનું વર્ણન, કૂબર અને નળના યુદ્ધનું વર્ણન ઇત્યાદિ વર્ણનોમાં કવિની મૌલિક નિરૂપણશક્તિનો આપણને સરસ પરિચય મળી રહે છે

આ રાસમાં રહેલી કવિની એવી જ બીજી એક મૌલિક શક્તિ તે વિચાર-દર્શનની છે જૈન રાસાઓ સામાન્ય રીતે દુહા, ચોપાઈ અને જુદી જુદી દેશીઓ ઢાલોમાં લખાયા છે આ રાસ પણ એ રીતે જ લખાયો છે એમાં આ રાસની એક નોંધપાત્ર વિશિષ્ટતા એ છે કે ઘણા ખરા રાસ કવિઓ જ્યારે દુહાની પંક્તિ-ઓમાં માત્ર કથાપ્રસગ વર્ણવે છે ત્યારે મેઘરાજ ઘણુ ખરુ એમા સદૃષ્ટાંત સુભાષિત કે મુક્તક જેવી રચનાઓ આપે છે આ દુહાઓ કથામા બરાબર બંધ-બેસતા મુકાયા છે, પરંતુ તે જુદા તારવીને સ્વતંત્ર રીતે વાંચી શકાય એવા પણ છે આવા કેટલાક બોધદાયક દુહાઓ સુભાષિત તરીકે પણ ઉપયોગમાં લઈ શકાય એવા છે કવિની ભાષા સરળ છે. અને વ્યવહારુ જ્ઞાન અને ઉપદેશ આપવાની એમાં રહેલી કવિની વૃત્તિ અને શક્તિ જોઈ શકાય એમ છે. દરેક ખંડમાં છૂટાછવાયા લખાયેલા આવા સુભાષિતાત્મક દુહાઓ તથા ચોપાઈ અને ઢાલોમાં લખાયેલી એવી ઉપદેશાત્મક પંક્તિઓ ખૂબ રોચક અને રાસ માટે ઉપકારક બન્યાં છે કેટલાક દુહાઓમાં, અલબત્ત, કથાપ્રસંગો પણ વર્ણવાયા છે, પરંતુ આ રાસ વાચતાં એકંદરે એવી છાપ પડે છે કે આવી ઉપદેશાત્મક પંક્તિઓ દ્વારા પોતાના વિચારો દર્શાવવાની કવિએ એક પણ તક જતી કરી નથી જોકે એમ કરવામાં કેટલીક વાર પ્રમાણભાન બરાબર જળવાયુ નથી કોઈક સ્થળે પ્રસંગ માત્ર બે જ પંક્તિમાં વર્ણવાયો હોય છે અને એને અનુલક્ષીને લખાયેલી આવી ઉપદેશાત્મક કડીઓ આઠદસ ગણાથી વધારે હોય છે આથી જ લગભગ સાડા છસો કડીના આ રાસમાં આવી બોધાત્મક કડીઓની સંખ્યા સવાબસો કરતાયે વધારે છે. નિષધરાજા નળને

કલાવિદ્યામા નિપુણ કરે છે તે પ્રસંગે બાળકોને ઉછેરવા વિશે, દવદતીના સ્વયંવરના પ્રસગે દીકરાને કેવો વર પરણાવવો જોઈએ તે વિશે, કૃષ્ણરાજના પ્રસંગે અભિમાન વિશે, કુંભધરાજાના પ્રસગે આજ્ઞા અને તેજના પ્રભાવ વિશે, કૂબર દ્યૂતમાં દવદંતીને જીતી લે છે તે પ્રસંગે પરદારા વિશે, સાપ નળને કરડે છે તે પ્રસંગ દુર્જન વિશે, નળ દધિપર્ણ ગજાને ત્યાં રહે છે તે પ્રસગે સેવક વિશે—આમ પ્રસગે પ્રસંગે કવિએ બોધયુક્ત માર્મિક પક્તિઓ લખી છે

કવિ મેઘરાજને આવા બોધક કડીઓમા પ્રસગોચિત પ્રાચીન કથાપાત્રો કે ઘટનાઓના દૃષ્ટાત આપવાનો-અર્થાન્તરન્યાસ અલકાર પ્રયોજવાનો પણ શોખ જણાય છે જુઓ .

જુઆરી ચોરી કરેજી, કોઈ ન ગણે લાજ,
પરઘરણી ધન હારવેજી, પાંડવ ગમીઉં રાજ

× × ×

માસ જીવનો પિંડ છેજી, નરગ તણો ઉપાય.
બગ રાક્ષસ નરગે ગયોજી, માસ તણે સુપસાય

× × ×

પરદારા દુખદાયનીજી અપજસનો ભડાર,
જાન ગમાડે દ્રવ્યનુંજી, રાવણ ચરિત્ત સભાર

× × ×

ચોરી દુખનું મૂળ છેજી, નગરતણી એ દૂતી,
વધ બધાદિ બહુ પરેજી, મરણ લહે શિવભૂતિ.

ઘેવર ક્ષપક તપસ્વી થયો, ક્રોધ પ્રભાવે નરકે ગયો,
ચારિત્ર્ય પાળ્યાનો એ સાર, ઉપશમ કીજે સુખદાતાર

× × ×

પવનજય નૃપગેહિની, હનુમતની જે માય,
સતી શિરોમણી અજના, દુખણી વનમા થાય.

× × ×

જીવતાં પામે જગે, સુખ સબળા સસાર,
યથા ભાનુ મત્રીસરે, પાપી સગસતી નાર

આમ, આ રાસમાં કવિએ સ્થળેસ્થળે સરળ ભાષામાં, સદૃષ્ટાંત, સાલંકાર આવા દુહાઓ મૂક્યા છે. એમ કરવાથી અલબત્ત, રાસ વધુ રસિક અને લોકભોગ્ય બન્યો છે અને રાસના સ્વરૂપની એક વિશિષ્ટ છાપ આપણા મન ઉપર પડે છે. તેમ છતાં, અગાઉ બતાવ્યુ તેમ, કેટલીક વાર આવા દુહાઓમાં કલાની દૃષ્ટિએ પ્રમાણભાન જળવાયું નથી કેટલીક વાર એક વિચારમાંથી બીજા વિચારમાં વિષયાંતર પણ થતું ગયુ છે. વિયોગ પછી નળ-દવદંતીના મિલન પ્રસંગે સ્ત્રી વિશે કવિએ નીચેની જે પંક્તિઓ લખી છે તેમાં ઔચિત્યભંગ પણ થતો હોય તેમ જણાય છેઃ

નારી વયણે કોણ ન ચૂકે, સુભટ શિરોમણી ધીરજ મૂકે,
સ્ત્રી કરસે વિહસે તરૂ ઘાત, તો માણસની કેણી વાત.

શસ્ત્ર શાસ્ત્ર પૂર જિકે, કેહુજો ન નામે શીશ,
તે પણ નારી બોલડે, ચૂકે વિસવાવીસ.

માતાપિતાને વચિયે, સગાં સહોદરા ભાય,
નારી નેહ વશ કર્યા, માહા તે ગહિલા થાય.

તાં લગે મતિ બુધિ સાંભરે, જાં લગે શાસ્ત્ર વિચાર,
નારી સાથે ગોઠડી, જાં નહુ કરે અપાર.

આમ, વસ્તુ, પાત્રાલેખન, પ્રકૃતિવર્ણન ઇત્યાદિની સમગ્ર દૃષ્ટિએ જોતાં નયસુંદર, સમયસુંદર કે મહીરાજના નલદવદંતી વિશેના રાસની કક્ષા સુધી આ રાસ પહોચી શકે એવો નથી, અને ઋષિવર્ધનના રાસ પ્રત્યેનુ એનું ઋણ ઘણું છે. તેમ છતા કવિએ બતાવેલી પોતાની મૌલિક શક્તિની દૃષ્ટિએ જોતા આપણા મધ્યકાલીન રાસસાહિત્યમા આ રાસ નોંધપાત્ર સ્થાન ધરાવે છે એમ અવશ્ય કહી શકાશે.

## ૧૬. નયસુંદરકૃત નળદમયંતી રાસ

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં નળદમયંતીની કથાના વિકાસમાં ફાળો આપનાર જૈન કવિઓમા ઉપાધ્યાય કવિવર નયસુંદરનું સ્થાન મોખરે છે કવિ નયસુંદરનો 'નળદમયંતી રાસ' કથાનિરૂપણમા અને કવિત્વશક્તિમાં બીજા જૈન કવિઓની આ કથાને નિરૂપતી કૃતિઓ કરતાં જુદો તરી આવે છે* 'રૂપચંદ-કુંવરરાસ,' 'શત્રુંજય ઉદ્ધારરાસ,' 'સુરસુંદરી રાસ,' 'શીલરક્ષા રાસ,' 'પ્રભાવતી રાસ' ઇત્યાદિ કૃતિઓના રચનાર આ વિદ્વાન કવિએ પોતે જણાવ્યુ છે તેમ સંવત ૧૬૬૫ મા 'નળદમયંતી રાસ'ની રચના કરી છે

ગ્રંથને અંતે કવિએ પોતાની ગુરુપરંપરા ભગવાન મહાવીરના સમયથી બતાવી છે તેઓ પોતે શ્રી ભાનુમેરુ ઉપાધ્યાયના શિષ્ય હતા. પોતાના ગુરુબંધુ શ્રી માણિક્યરત્ન ગૃહસ્થાવસ્થામા નયસુંદરના મોટા ભાઈ હતા, એમ કવિએ પોતે રાસમાં જણાવ્યું છે.

કવિ નયસુંદરે આ રાસની રચના મહાકવિ માણિક્યદેવસૂરિરચિત 'નલાયન' નામના મહાકાવ્યને અનુસરીને કરી છે રાસના મંગલાચરણમા કવિ લખે છે :

માણિક્યસૂર મહાયતિ, તિણે કર્યો નળાયન ગ્રંથ;
નવરસપયોધિ વિલોવવા, કરે જે થયો સુરમંથ.

સ્વસમય ને પરસમયનો એકત્ર જિહાં અધિકાર;
શતસર્ગ જેહના વાચતાં, ઉલ્લાસ થાય અપાર

અનુસરી તેહને મુખે કરી, અમ્હે જોડશું સંબંધ;
મન રંગ એહનો ઊપનો, બોલશું પુણ્ય પ્રબંધ

'નલાયન' ગ્રંથની નલકથા જૈન પરંપરાની અન્ય કૃતિઓની નલકથા કરતાં ભિન્ન છે એમ કવિ જાણે છે અને માટે આવું ભિન્ન નિરૂપણ કરવામાં પોતાને કોઈ દોષ ન આપે એમ કવિ ઇચ્છે છે રાસને અંતે કવિ કહે છે.

---

* ઉપાધ્યાય નયસુંદરનો આ રાસ ઈ. સ. ૧૯૧૮મા પ્રગટ થયેલા 'આનંદકાવ્યમહોદધિ'ના મૌક્તિક છઠ્ઠામા છપાયેલો છે.

સતી શિરોમણિના ગુણ કહિયા, જેવા ગુરુપ્રસાદિ મિ લહિયા;
કહિયુ ધનદમુર પૂર્વચરિત્ર, ગાયું પુણ્યશ્લોક પવિત્ર

એ મિં અભિનવ મંગલકાર, ગ્રંથ નલાયન પેખી સાર;
તે માહિ જે પરિ છિ અધિકાર, રચિયો રાસ સો લેઈ અનુસાર.

નેમિચરિત્રાદિકમાંહિ વળી, કાંઈ એક ભિન્ન કથા સાંભલી;
માહરૂ દોષ રખે કો લહિ, પ્રબંધ સનમુખ પંડિત કહે !

પ્રથમ બહુશ્રુત પૂછી કરી, સરસ કથા મન સાથે ધરી,
ગ્રંથ નલાયન મતિ અનુસરી, લખિયુ પુણ્યશ્લોકનું ચરી

'નલાયન' મહાકાવ્યના દશ સ્કંધમાં લખાયેલી કથાને કવિએ ગુજરાતીમાં સોળ પ્રસ્તાવમા નિરૂપી છે. એમા કવિએ મૂળ કાવ્યનો શબ્દશ: તરજુમો નથી કર્યો પરંતુ એને ગુજરાતીમાં, પોતાની ભાષામાં, યથોચિત ફેરફારો સાથે ઉતારવાનો પ્રયત્ન કર્યો છે. એમ કરવામાં ક્યાક ક્યાક મૂળનો કથાવિસ્તાર જતો કર્યો છે અને ક્યાક ક્યાક કવિએ નવુ ઉમેર્યું પણ છે. દરેક પ્રસ્તાવને અંતે કવિએ ઋણસ્વીકાર કરતા છેલ્લી કડીમાં ગ્રંથ 'નલાયન'નો ઉલ્લેખ આ પ્રમાણે કર્યો છે:

ગ્રંથ નલાયનનો ઉદ્ધાર, નળચરિત્ર નવરસ ભંડાર;
કવિ નયસુંદર સુંદરભાવ, એતલે હવો પ્રથમ પ્રસ્તાવ

કવિ નયસુંદરના 'નળદમયંતી રાસ'ની રચના 'નલાયન' મહાકાવ્યને આધારે થઈ હોવાથી એ બંને કૃતિઓની સવિગત સરખામણી અહીં આપણે કરીશુ

રાસના પહેલા પ્રસ્તાવની ૬૪ કડીમાં કવિએ વીરસેન રાજાનું અને ક્રૌંચકર્ણ રાક્ષસના વધનુ વર્ણન કર્યું છે. નળની પ્રશંસા કરતા અને એનુ માહાત્મ્ય વર્ણવતા મૂળ મહાકાવ્યમા પચાસેક શ્લોક છે તેની જગ્યાએ કવિએ ફક્ત એક જ કડી યોજી છે.

પુણ્ય એક નલનૃપ કીર્ત્તન, સુણતાં ગણતાં વાધે ધન્ન;
દૂર હોય કળિકાળ કલંક, વશ થાયે અરિ જે હુએ વંક.

નયસુંદરે વીરસેન રાજાની દસ હજાર રાણી હતી એમ લખ્યુ છે, જે મૂળ મહાકાવ્યમાં બનાવવામાં આવ્યું નથી નળના રાજ્યનું કેટલુક વર્ણન કવિએ મહાકાવ્યને અનુસરીને કર્યું છે. એ પછી, પરિસંખ્યા અલંકારવાળુ નગરીનું વર્ણન, નયસુંદરે થોડુંક 'નલાયન'ને અનુસરીને અને થોડુંક પોતાની કલ્પનાવાળું કર્યું છે

નળની નગરીના વર્ણન પછી 'નલાયન'કારે બારેક શ્લોકમાં નળની મહત્તા અને પરાક્રમશીલતાનું વર્ણન કર્યું છે. નયસુંદરે એને બદલે શ્રીહર્ષના 'નૈષધીય-ચરિત'માથી સંસ્કૃતમા બે શ્લોક આપ્યા છે અને સાથે સાથે એના પરથી પોતાની ગુજરાતી પદ્યરચના આપી છે. સંસ્કૃત શ્લોકના વક્તવ્યને સ્પષ્ટ રીતે રજૂ કરવા કવિને વધારે ગુજરાતી પંક્તિઓ લખવી પડી છે

ત્યારપછી કવિએ નળરાજા પાસે થયેલું તાપસોનુ આગમન, તાપસોએ કહેલો પોતાનો વૃત્તાન્ત અને તાપસોની માગણીથી નળરાજાએ કરેલો ક્રૌંચકર્ણ રાક્ષસનો વધ—આ ઘટનાઓ મૂળને અનુસરીને, પણ ટૂંકામાં વર્ણવી છે. ક્રૌંચકર્ણ અને નળના યુદ્ધનું વર્ણન કવિએ વેગ અને ઓજસ્‌યુક્ત ભાષામાં સુંદર કર્યું છે. આવી રીતે, યુદ્ધ થયા પછી તે રાક્ષસ વરાહનું રૂપ લઈ નાસે છે અને નળ તેને મારે છે તેનું વર્ણન કવિએ ઘણુ ખરું મૂળ મહાકાવ્યને અનુસરીને કર્યું છે

બીજા પ્રસ્તાવમા કવિએ કોઈ પથિક નળ પાસે આવી દમયતીનુ વર્ણન કરે છે તે પ્રસંગનુ નિરૂપણ કર્યું છે. 'નલાયન' મહાકાવ્યમા પથિક દંડકારણ્યની ઉત્પત્તિની કથા કહે છે તે પ્રસગ વિષયાતર જેવો લાગવાથી નયસુંદરે છોડી દીધો છે તે યોગ્ય જ કર્યું છે પથિકના પ્રસગમા કવિએ મૂળ કરતાં થોડુંક ભિન્ન નિરૂપણ કર્યું છે. 'નલાયન' મહાકાવ્યમા નળરાજા આગળ પોતાના પ્રવાસનું વર્ણન આપનાર પથિક અથવા ભિક્ષાચરે પોતે દમયંતી સાથે કશી વાતચીત કરી નથી, પરંતુ બીજો કોઈ એક ઉત્તર દિશાનો પથિક દમયતી સાથે વાત કરી રહ્યો હતો તે એણે સાભળી હતી અને તે એણે નળરાજાને કહી સંભળાવી એ કન્યા કોણ હતી અને એની આગળ ઉત્તર દિશાના પથિકે કયા રાજાનું વર્ણન કર્યું તેની આ ભિક્ષાચરને ખબર નહોતી. એ કન્યા તે દમયંતી છે એમ નળને પાછળથી તપાસ કરતાં જાણવા મળે છે વળી, દમયતી પોતે નળરાજા તરફ પોતાને પ્રેમ થયો છે એવી વાત નથી કરતી, પરંતુ તે પથિક તેની આગળ જે રાજાનું (નળનું જ) વર્ણન કરતો હતો તે એ ઉત્કંઠાપૂર્વક સાંભળતી હતી.

નયસુંદરે કરેલા વર્ણન પ્રમાણે તે ભિક્ષાચર અથવા પથિક પોતે દમયતી સાથે વાત કરે છે અને દમયતી તેની આગળ નળરાજા પ્રત્યેના પોતાના સ્નેહની વાત, તેની પોતાની પાસે બોલાવીને કરે છે 'નલાયન' મહાકાવ્યમા આ પ્રસંગના નિરૂપણમા દમયતી કે એના માતાપિતાનો નામનિર્દેશ કવિએ કર્યો નથી માત્ર, દક્ષિણ દિશાના કોઈ એક રાજાની કન્યા તરીકે એનો ઉલ્લેખ કવિએ કર્યો છે નયસુંદરે તેમનો સીધો નામનિર્દેશ કર્યો છે. અહીં નયસુંદરે દમયતીની

માતાનું નામ 'પુષ્પમતી' જણાવ્યું છે 'નલાયન' મહાકાવ્યમાં દમયંતીની માતાનું નામ કવિએ 'પ્રિયંગુમંજરી' જ રાખ્યું છે, અને એ નામનો નિર્દેશ સ્થળેસ્થળે આ રાસમાં જોવા મળે છે માત્ર આ એક જ સ્થળે કવિએ, સીધો નિર્દેશ કરવા જતાં, સરતચૂકથી જૈન પરંપરાની નલકથાનું નામ 'પુષ્પમતી' લખ્યું હોય એમ લાગે છે (જો એ લહિયાઓની ભૂલ ન હોય તો).

નળની વિરહાવસ્થાનું વર્ણન કરતા 'નલાયન'કારે પતંગિયું, ભમરો, હાથી વગેરેનાં ઉદાહરણો એક જ શ્લોકમાં આપ્યાં છે કવિ નયસુંદરે એ ઉદાહરણો વિગતે સમજાવ્યાં છે. આ ઉપરાંત કવિએ વિષયવાસના વિશે બહારથી લીધેલા પાચ સંસ્કૃત શ્લોક આપ્યા છે અને તે પરથી તેમણે પોતે રચેલી ગુજરાતી પદ્યપંક્તિઓ પણ આપી છે.

ત્રીજા પ્રસ્તાવમાં કવિએ હંસને મળેલો શારદાદેવીનો શાપ અને નળરાજા આગળ હંસનું આવવું એ પ્રસંગનું નિરૂપણ કર્યું છે. પ્રસ્તાવની પહેલી ૨૫ કડીમાં કવિએ 'નલાયન'ને અનુસરી શારદાદેવીએ હંસને આપેલા શાપનો પ્રસંગ રજૂ કર્યો છે. શરદઋતુનું આગમન થતાં નળ ઉપવનમાં જાય છે અને મૃણાલતિકા નામની માળીની કન્યા નળ આગળ શરદઋતુમા ખીલેલી વનશ્રીનું વર્ણન કરે છે એ પ્રસંગ અને એનું વર્ણન જે 'નલાયન'માં આવે છે તે નયસુંદરે જતાં કર્યાં છે. નળ પોતાની વિરહવ્યથા ભૂલવા માટે વનમાં જાય છે તે સમયે આવેલા હંસોનું વર્ણન કેટલીક ઉત્પ્રેક્ષાઓ સાથે 'નલાયન'કારે કર્યું છે નયસુંદરે થોડીક વધારે ઉત્પ્રેક્ષાઓ આપી છે, જે એમણે 'કાદંબરી'-માંથી લીધેલી હોવાનો સંભવ છે. જુઓ :

જાણે ઉજ્વળ પિંડ કપૂર. અથવા ક્ષીરોદધિ જળપૂર;
મહાદેવનો હાસ્યસમૂહ, મુક્તાહાર નિકરનો ઊહ.

તપ્તનગ્જાત શશિ કિરણ કદંબ, દુગ્ધભૃત દક્ષણ ભ્રમ કબુ;
દધિચય શેષનાગ નિર્મોક, દીઠો ગજહંસનો થોક

રાજહંસ નળ આગળ એની કીર્તિ અને એના પ્રતાપનું જે વર્ણન કરે છે એને લગતા 'નલાયન'ના બે શ્લોક (પહેલા સ્કંધના સાતમા સર્ગના શ્લોક ૩૧ અને ૩૨) પોતાના રાસમા ઉતારી લઈ કવિ નયસુંદર પછી પોતાની મૌલિક કલ્પના વડે નળની કીર્તિનું સુંદર અને મનોહર આલેખન કરે છે, જે 'નલાયન'મા આપણને જોવા મળતું નથી.

રાજન પુંડરીક મદહારી, અતિ નિર્મલ તાહરું યશવારિ;
તે પરિસર્યું સકલ સંસારિ, વિમલ હવુ તિણે જગત વિસ્તારી,

રાજન તુજ કીરતિ હંસિકા, હવી વિરચી હંસ સંગિકા;
તિણે સા વરટા હુઈ ગર્ભિણી, પછી ભૂમિ ઉલ્લંઘી ઘણી.

× × ×

તવ કીરતિ કન્યા જગમાંહિ, રાજન ખેલ કરે ઉચ્છાંહિ;
ક્રીડાભૂમિ હિમાચળ કર્યો, પૂર્ણચન્દ્ર કંદુર કર ધર્યો.
ખડોખલિ ખીરોદધિ તાસ, શિન્જયા દિગ્ગજ દંતનિવાસ;
ઓઢણિ સુરગંગા શશિમુખી, ગોદેવિ તેહની પ્રિય સખી.

× × ×

તવ કીરતિ દૂતી સંચરી, ત્હારે વશ કરવા સુંદરી;
પહિલાં હરિપત્ની ભોળવી, નિશ્ચળ મન તુજશું મેળવી.

તવ મન શંકા કરે ગિરીશ, આપે હુઓ અર્દ્ધ નારીશ;
બ્રહ્મા સુણી ચતુર્મુખ ભયો, સહસ્ર નયન તે સુરપતિ થયો.

એ આશંકા કરી વિચાર, ન કરે નારી સંગ કુમાર:
સા તવ કીરતિ નિશ્ચય હુજો, નળ નૃપ કોટિ કલ્પ જીવજો

'નલાયન'મા નળ જ્યારે હંસને પકડે છે ત્યારે એને છોડી મૂકવા માટે હંસી તરત નળને પ્રાર્થના કરે છે નયસુંદરે હંસને છોડી મૂકવા માટે હંસ પાસે, 'નલાયન'માં નથી એવા એક બે સાંસારિક કારણ રજૂ કરાવ્યાં છે ·

ધરાધીશ એહવુ ચિંતવે, તવ સો રાજહંસ વીનવે;
સુણ હો કૃપાવંત નળરાય, અતિહિ જરાતુર છે મુજ માય

સા પણ જાણ એક સુતવતી, પ્રિયા એક વરટા મુજ સતી;
નવ પ્રસૂત સા સુણ જિતમાર, તે બિહુને એક હું આધાર

ચોથા પ્રસ્તાવમા કવિએ ભીમરાજા અને પ્રિયંગુમંજરીની સંતાન માટેની ઇચ્છા, તે માટે ચક્રેશ્વરીદેવીની આરાધના, દેવીની પ્રેરણાથી આવેલા દમનક મુનિએ આપેલા આશીર્વાદ, પ્રિયગુમંજરીને પુત્રી દમયંતીની પ્રાપ્તિ, દમયંતીનો વિદ્યાભ્યાસ અને યૌવનપ્રવેશ, દમયંતીનો પ્રેમ મેળવી આપવા માટે હંસે નળને આપેલું વચન, હંસનું કુંડિનપુર આવવુ અને દમયંતીને મળવુ ઇત્યાદિ ઘટનાઓનું 'નલાયન'ને અનુસરીને નિરૂપણ કર્યું છે

ભીમરાજા અને પ્રિયંગુમંજરી કંઠે પોતાના બચ્ચાને વળગાડી ફૂદની વાંદરીને જોઈ પોતાના સંતાન વિનાના નિરર્થક જીવનનો વિચાર કરે છે એ પ્રસંગે કવિએ 'મૃચ્છકટિક' નાટકમાં એક શ્લોક મૂકયો છે (જો તે લહિયાઓએ પોતે હસ્તપ્રતમાં ન ઉમેર્યો હોય તો). દમનક મુનિ ભીમરાજા અને પ્રિયંગુમંજરીને આશીર્વાદ આપતાં જે શ્લોક 'નલાયન' માં બોલે છે તે શ્લોક કવિએ રાસમાં પણ ઉતારી લીધો છે. 'નલાયન'મા દમયંતીનાં 'દમયંતી' અને 'દવદંતી' એ બન્ને નામ સકારણ રાખવામાં આવ્યાં એમ કવિએ બતાવ્યું છે તે જ પ્રમાણે નયસુંદરે પણ પોતાના રાસમાં આલેખન કર્યું છે 'નલાયન'માં વર્ણવવામાં આવ્યું તે પ્રમાણે હંસના મુખેથી દમયંતીનુ વર્ણન સાંભળતા વિરહવ્યાકુળ બનેલો નળ મૂર્ચ્છા પામી જમીન પર ઢળી પડે છે. ત્યારે હંસ અને બીજાં પક્ષીઓ નળને પોતાની સરોવરના જળથી ભીંજાયેલી પાંખો વડે પવન નાખે છે. પછી નળ જાગૃત થાય છે. નયસુંદરે આ છોડી દીધું છે. નળ હંસના મિત્રકાર્યની પ્રશંસા કરે છે એ 'નલાયન'કારે ત્રણેક શ્લોકમાં વર્ણવ્યુ છે. નયસુંદરે તેનું વિગતે વર્ણન કર્યું છે

આ પછી કવિએ મિત્રતા વિશેનાં ફારસી, ગુજરાતી, હિંદી અને સંસ્કૃત સુભાષિત આપ્યાં છે. હંસ ઊડતો ઊડતો કુંડિનપુરમાં દમયંતીના ક્રીડાકાનનમાં આવે છે એનું અને દમયંતી એને પકડવા માટે પ્રયત્ન કરે છે એનુ મૂળના જેવું જ મનોહર આલેખન નયસુંદરે કર્યું છે

પાંચમા પ્રસ્તાવમાં કવિ નયસુંદરે હંસે દમયંતી આગળ કરેલુ નળનું વર્ણન અને નળ આગળ કરેલું દમયંતીનુ વર્ણન આપ્યુ છે 'નલાયન'માં નળના વિદ્યાભ્યાસનું વર્ણન કર્યા પછી હંસ એટલુ જ કહે છે, "હે સુંદર અંગવાળી દમયંતી! હુ તેના સૌભાગ્યશાળી ગુણનું શુ વર્ણન કરુ ? તેને જોતાં જગતપર જાણે ગુણનો રાશિ ઉદ્ભવ્યો હોય તેમ જણાય છે" નયસુંદરના રાસમા હંસ સાથેસાથે નળના દેહનુ વર્ણન પણ કરે છે

આ પ્રસ્તાવની સોળમી કડીથી બાવન કડી સુધી અને એ પછીની ઢાલની પાચ કડી સુધી નળ વનમાં જાય છે, ત્યા જાલંધર દેશના ચંદ્રબાહુ રાજાની કુંવરી કનકાવતીને વિદ્યાધરના હાથમા બચાવવા જતાં કિલનવિદ્યાના ભોગ બનેલા શ્રીધર આચાર્યને નળ દિવ્ય ઔષધી લાવી છોડાવે છે અને ત્યાર પછી ચંદ્રબાહુરાજા પોતાની કુંવરીને નળ સાથે પરણાવે છે એ પ્રસંગનુ નિરૂપણ કવિએ 'નલાયન'ને અનુસરીને જ કર્યું છે. નળના કાર્યથી પ્રસન્ન થયેલા શ્રીધર આચાર્યે નળને 'સંમોહન' જેવાં જૃંભકાસ્ત્રો આપ્યાં એમ 'નલાયન'માં લખ્યુ છે. નયસુંદરે આ અસ્ત્રોનો ઉલ્લેખ કર્યો નથી પરંતુ ગુરુ તરફથી સૂર્યપાક રસવતી મળ્યાનો ઉલ્લેખ કર્યો છે, જે 'નલાયન'માં નથી

જેહથી જીવહિંસા નવિ હોઈ, અરિ પરાભવી ન શકે કોઈ;
સૂરિજ પાક રસવતી આમનાય, અતિહિત કરી દીએ ગુરુરાય,
વળિ ગુરુ ધર્મદેશના દીએ, એતલે સોનાની આવી એ મિલે

આ ઢાળની બાકીની કડીઓમા નયસુંદરે વીરસેન રાજાની નિવૃત્તિનો અને નળના રાજ્યાભિષેકનો પ્રસંગ વર્ણવ્યો છે. 'નલાયન'મા આવે છે તે પ્રમાણે વીરસેન રાજાનો મહામંત્રી સાલંકાયન છે અને તેનો પુત્ર શ્રુતશીલ નળનો મંત્રી બને છે નયસુંદરે અગાઉ પણ સાલંકાયન મંત્રીનો ઉલ્લેખ કર્યો નથી અને આ પ્રસંગના નિરૂપણમા તો સાલંકાયનનું કામ દ્યૂતશલને સોપાયું છે 'નલાયન'માં નળને રાજ્યધુરા વહન કરવાનુ વીરસેન રાજા સાલંકાયન મંત્રી મારફત કહેવડાવે છે. 'નળદમયંતી રાસ'માં કવિ' શ્રુતશીલાદિક' શબ્દ એકબે સ્થળે વાપરે છે અને બીજે કેટલેક સ્થળે સાલંકાયનને બદલે 'શ્રુતશીલ' શબ્દ સ્પષ્ટ લખે છે.

એક દિન શ્રુતશિલાદિક આગળ, વીરસેન કહે રાયજી,
વૃદ્ધ સચિવ ! તુ હમે સાભલુ સાચુ, રાજધુરા અતિ ભારજી
યુવા ધનુર્ધર સવિગુણ પૂરૂ, નળને કીજે રાયજી

× × ×

ક્રમાયાત શ્રુતશીલ સચિવની, સાર ભલામણ દીધીજી,
નલને સર્વ સમો પિતા તે, ધર્મ તણી મતિ લીધીજી

× × ×

એમ વિલાપ કરતો નૃપ રાખ્યો, શ્રુતશીલાદિ પ્રધાનેજી,
શિથિલ શોક કે તે દિન કીધું, યશ વિસ્તારિઓ દાનિજી

નળને આશ્વાસન આપનાર મંત્રી તરીકે અહી શ્રુતશીલ મંત્રીનો ઉલ્લેખ નયસુંદરે કર્યો છે તે બરાબર છે, પરંતુ જ્યા સાલંકાયનનો ઉલ્લેખ થવો જોઈ તો હતો ત્યા પણ કવિએ શ્રુતશીલનો જ ઉલ્લેખ કર્યો છે મૂળ 'નલાયન'માં વીરસેન રાજાની સાથે સાલંકાયન મંત્રી પણ, મંત્રીની પોતાની જવાબદારી પોતાના પુત્ર શ્રુતશીલને સોપીને, વનમા જાય છે એનો નિર્દેશ નયસુંદરે કર્યો નથી, તે એટલા માટે જ તદ્દુપરાત, નળનો જ્યારે રાજ્યાભિષેક થાય છે ત્યારે 'નલાયન' માં વર્ણવ્યા પ્રમાણે આકાશવાણી થાય છે કે 'હે રાજેશ્વર ! સર્વ કરતા અનુપમ, શાલિ ડાંગર કરતા પણ અધિક ઉજ્જ્વળ તારી કીર્તિ અને પ્રતાપ નિરંતરને માટે ચિરસ્થાયી રહો.' આ આકાશવાણીનો નિર્દેશ પણ કવિ નયસુંદરે પોતાના રાસમાં કર્યો નથી.

હંસ દમયંતી આગળ નળનાં દિગ્વિજયનું વર્ણન કરે છે. ત્યારપછી તે નળના ગુણોની પ્રશંસા કરે છે. આ વર્ણન નયસુંદરે 'નલાયન' કરતાં તદ્દન ભિન્ન કર્યું છે એમાં કવિએ 'નલાયન'ની કેટલીક ઉત્તમ પંક્તિઓ છોડી દીધી છે કવિ નયસુંદરે પોતાની મૌલિક કલ્પનાથી આ પ્રસંગે નળના ગુણોનું વર્ણન કર્યું છે. તેમાથી કેટલીક પંક્તિઓ જુઓ :

માનવલોક ઇન્દ્ર અવતરિયો, નલનૃપ રાજસિદ્ધ પરિવરિઓ,
સુણિ સ્વરૂપ જિત હરિભામિની, નલ મહારાય કીરતિ કામિની;

વસ્ત્ર એક ખીરોદધિસાગ, પહિરી અંગે ધરે શૃંગાર,
ધરિયો એક ગંગાજલિ હાર, એક કરિ કંકણ મેરૂ ઉદાર;

શશિધર મંડલ કુંડલ એક કાન, અવર વિભૂષણ એણિ માન,
નલ સમીપિ યાચે બાપડી, સ્રી સ્વભાવિ ગહિલી હઠી ચડી;

અણહુંતું નૃપ કિહાથી દીયે, તેણિ કરી સા રીસાવી હીયે.
ભમતી હીંડિ દેશ વિદેશી, સ્વર્ગિ મૃત્યુ પાતાલિ નિવેશી;

હંસ ભણિ સાંભલિ દમયંતી, તુહિ તસ પૂગી નહી ખંતિ,
નિર્મલ નલ કીરતિની તુલા, નાવિ શશિ સંપૂરણ કલા;

તે ભણી મૃગકલંક સો વહિ, એ ઉપમા કારણ કવિ કહી,
નલ નૃપ શત્રુતણા આવાસ, પડ્યા ભૂમિ તેણિ ઉગ્યા ઘાસ;
તે ચરિવા મૃગ આવે સોઇ, તો શશિ નલકીરતી સમ હોય.

નળની કીર્તિરૂપી કામિનીનું કવિએ દોરેલુ અલંકારયુક્ત આ ચિત્ર કવિની ઉચ્ચ કવિત્વશક્તિની આપણને પ્રતીતિ કરાવે છે.

નળનું વર્ણન કર્યા પછી હંસ, દમયંતીની ઇચ્છાથી, પોતાના નખ વડે નળનું ચિત્ર દોરે છે અને દમયંતી તેના ગળામા હાર પહેરાવે છે ત્યારપછી દમયંતી પાસેથી નળને જ વરવાનું વચન મેળવી હંસ નળ પાસે આવે છે અને એની આગળ દમયંતીનું જે વર્ણન કરે છે તે નયસુંદરની મૌલિક કલ્પનાનું છે મૂળ 'નલાયન'માં એ નથી. નયસુંદર દમયંતીના અંગાંગોનું વર્ણન કરતાં લખે છે કે આવી દમયંતીની સરખામણી બીજી કોઈ સ્રી સાથે થઈ શકે એમ નથી, કારણ કે તે દરેકમા કંઈક ને કંઈક દોષ છે જ્યારે દમયંતીમાં કોઈ દોષ નથી

પોતાનુ દૂતકાર્ય કર્યા પછી હંસ જ્યારે ચાલ્યો જાય છે ત્યારે એકલો પડેલો નળ મિત્રવિયોગનું દુઃખ અનુભવે છે એ પ્રસંગે કવિએ સંસ્કૃત સુભાષિત આપી એનુ ગુજરાતી પણ પદ્યમા આપ્યું છે અને ત્યારપછી પ્રિયતમના વિરહની વ્યથા અનુભવતી કોઈ નાયિકાના મુખમા મૂકેલી હિંદી ભાષામાં લખેલી દોહરાની ૯ કડી અને ગુજરાતીમા લખેલી સોરઠાની બે કડીઓ આપી છે, જે અહીં અપ્રસ્તુત લાગે છે. એ પછી દમયંતીની વિરહવેદનાનું વર્ણન કરતાં કવિએ દોહરાની ૭ કડીઓ અને એક પ્રાકૃત ગાથા બીજેથી લઈ અવતરણ તરીકે આપી છે દમયંતીના સ્વયવરમડપની તૈયારીનો નિર્દેશ કરી કવિએ આ પ્રસ્તાવ પૂરો કર્યો છે

આમ, 'નલાયન' મહાકાવ્યના પ્રથમ સ્કંધના પદર સર્ગનુ કથાવસ્તુ કવિએ પાચ પ્રસ્તાવમાં આલેખ્યું છે

છઠ્ઠા પ્રસ્તાવમા કવિએ સ્વયંવરમા જતા નળને દેવોનુ મળવું, પોતાના દૂતકાર્ય માટે દેવોએ નળને સમજાવવું અને એ માટે દમયતી પાસે જઈ દેવોને વરવા માટે નળે દમયંતીને સમજાવવી—ત્યાં સુધીની ઘટનાઓનું નિરૂપણ કર્યું છે. દમયતીના સ્વયવરની વાત સાભળી દેવો તે માટે નીકળે છે તે સમયે કવિ વર્ણવે છે :

> વરુણ, હુતાશન ને યમરાજ, ચાલ્યા સાથિ ઇન્દ્ર મહારાજ;
> સાચી વાત સુણી સા સચી, નિજ મનશુ શુદ્ધિ ઢચમચી
>
> મલિન વદન મંજુઘોષા ભઈ, રભા ખભી થભ થઈ રહી,
> મૌન ભાવિ ભાવી મેનિકા, હુઈ વિખિન્ન સહુ સુર કન્યકા

નળ રાજાને જોતા ઇન્દ્ર વગેરે દેવો સ્તબ્ધ થઈ જાય છે અને તેમને પાછા ચાલ્યા જવાની ઇચ્છા થાય છે. તથા આવા નળરાજાને મૂકીને દમયંતી પોતાને વરશે તો યોગ્ય ગુણની કદર નહિ કરી શકનારી એવી દમયતીને મેળવવાથી શો લાભ ? એવો દેવોને ઘડીભર પ્રશ્ન થાય છે એમ 'નલાયન'માં જે બતાવ્યું છે તે નયસુંદરે પોતાના રાસમા બતાવ્યું નથી દેવો જ્યારે નળને દૂતકાર્ય સોપે છે ત્યારે નળ પોતાની જે મુસ્કેલી જણાવે છે તે નયસુંદરે બરાબર 'નલાયન'ને અનુસરીને, જાણે મૂળની પંક્તિઓનો બરાબર અનુવાદ કર્યો હોય એ રીતે વર્ણવી છે. પોતાનુ દૂતકાર્ય કરવા માટે નળને સમજાવતા દેવોને કવિએ નળને પણ 'દેવ !' કહી સબોધતા બતાવ્યા છે અને એ પ્રસંગે પોતાની પ્રિયાનો પ્રેમ યાદ આવતાં ડોકું ધૂણાવી ના પાડતો નળ જાણે વીછીનો

ડખ લાગવાથી તેમ કરતો હોય એવું નિરૂપણ નયસુંદરે કર્યું છે, જે મૂળમાં નથી.

ભીમરાજાનો પુષ્કરાક્ષ નામનો મંત્રી દમયંતીએ નળની સેવા માટે મોકલાવેલ કિન્નરયુગલ લઈને નળની પાસે આવે છે એ પ્રસંગ નયસુંદરે પણ મૂક્યો છે, પરંતુ નયસુંદરે મંત્રીનું નામ પુષ્કરાક્ષ નહિ પણ માત્ર પુષ્કર રાખ્યું છે. વળી 'નલાયન'માં નળ પુષ્કરાક્ષને પૂછે છે કે 'આવું કિન્નરયુગલ ક્યાંથી પ્રાપ્ત થયું ?' ત્યારે પુષ્કરાક્ષ કહે છે, 'ભીમરાજાને એ વનમાંથી પ્રાપ્ત થયું. એથી વિશેષ હું કશું જાણતો નથી.' આ યુગલ ભીમરાજાને કેવી રીતે મળ્યું તે 'નલાયન'કારે કેશિનીના પૂર્વવૃત્તાન્ત વખતે પાછળથી બનાવ્યું છે. પરંતુ નયસુંદરે કેશિની પાસેથી ભીમરાજાને આ યુગલ મળ્યું એમ અહીં જ પુષ્કર દ્વારા નળને જણાવ્યું છે. નળ દેવોને પરણવા માટે દમયંતીને સમજાવે છે તે પ્રસંગે નળનું કથન કવિએ કેટલુંક 'નલાયન'ને અનુસરીને અને કેટલુંક પોતાની મૌલિક કલ્પનાથી કર્યું છે.

સાતમા પ્રસ્તાવમા નળ અને દમયંતીની વાત આગળ ચાલે છે નળ દમયંતીને દેવોને વરવા માટે ભિન્નભિન્ન દલીલો કરીને સમજાવે છે, અને દમયંતી નળને વરવા માટેની પોતાની એટલી જ દઢતા વ્યક્ત કરે છે દમયંતી રોતાં રોતા પણ નળને વરવાના પોતાના નિશ્ચયમાં દઢ રહે છે. તેને હજુ ખબર નથી કે દેવદૂત એ પોતે જ નળ છે. માટે તે નળને પ્રાર્થે છે :

તાહરે કાજે કંતજી ! નિધન ભલું નિર્ધાર,
તેણિ સુરલોકે સ્યું કરું, જિહાં નહી નલ ભરતાર.

જે પહિલાં પ્રેમી તણું હૃદય વિદારે દેવ,
તેહથી સ્યુ સુખ પામશે વૈદર્ભિ ક્ષણમેવ.

પૂરવ પુણ્યતણું જિહાં, વ્યય નિત હોય અપાર,
અવર પુણ્ય ઉતપતિ નહિ, સો સુરલોક અસાર

ઉઝ્ખલ પતિ જેહના, સેવક સબલ કઠિન્ન
દૂરિ રહી વંદન કરું, સો સુરલોક રતન્ન.

દમયંતીને ડૂસકાં ભરતી જોઈને વ્યાકુળ ચિત્તવાળો બનેલો નળ પોતે નળ છે એમ દમયંતીને જણાવે છે દેવદૂત એ નળ છે એમ જાણતા દમયંતી શરમાઈ જાય છે એ સમયે બાલચંદ્ર હંસ ત્યાં આવે છે. તે એક બાજુ નળને ઠપકો

આપે છે અને બીજી બાજુ દમયતીને સમજાવતાં કહે છે કે દેવોના કહેવાથી નળને આવાં વચન કહેવાં પડ્યા છે આમ, છઠ્ઠા અને સાતમા પ્રસ્તાવમાં કવિએ નિરૂપણ કર્યું છે. કવિ નયસુંદરે આ નિરૂપણ ઘણુંખરું 'નલાયન' મહાકાવ્યને અનુસરીને જ કર્યું છે તેમ છતા ક્યાક ક્યાંક કવિએ પોતાની કલ્પના પણ ચલાવી છે અને કેટલુંક છોડી પણ દીધુ છે અહી 'નૈષધીયચરિત્ર' અને અન્ય સ્થળેથી લીધેલા કેટલાક શ્લોકો પણ એમણે વચ્ચે વચ્ચે ટાક્યા છે

આઠમા પ્રસ્તાવમા નળદમયંતીના પાણિગ્રહણ સુધીની ઘટનાનું આલેખન કવિએ કર્યું છે, આ પ્રસ્તાવની શરૂઆત કવિએ 'નલાયન' મહાકાવ્યના ત્રીજા સ્કંધના પહેલા સર્ગના શ્લોક ૬, ૮, ૯, ૧૨, ૧૩ અને ૧૬, ૧૯, ૨૦ અને ૨૧ આપીને કરી છે.× કવિએ (અથવા લહિયાઓએ) મૂળ મહાકાવ્યમાથી એકસામટા આટલા શ્લોક લીધા હોય અને તે પણ પ્રસ્તાવના આરંભમા એવું આ પ્રસ્તાવમા જ જોવા મળે છે. શરૂઆતની ૩૬ જેટલી કડીમા સ્વયવરમંડપ અને નળનુ ત્યા થયેલું આગમન કવિએ વર્ણવ્યું છે. સ્વયંવરમંડપનું જેટલી વિગતે વર્ણન 'નલાયન'કારે કર્યું છે તેટલું નયસુંદરે કર્યું નથી નળ આવતાં બીજા રાજાઓ ઝાખા પડી જાય છે તે બતાવતાં કવિ કહે છે:

તવ શોભી અતિ નરપતિ સભા, અવરરાય લોપાણી પ્રભા;
ટિટ્ટિભિ ઘણું માન મનિ વહે, પણિ રાજહંસ લીલા કિમ લહે.

'નલાયન'કારને અનુસરી આ પ્રમાણે લખ્યા પછી કવિ આને મળતો દોહરો લખે છે:

તાં ઢકવા તાં ઢકવલી, જા નવિ વાજે તૂર;
તા ચંદા, તા ચાદ્રણી, જાં નવિ ઊગે સૂર

દમયતીના આ સ્વયંવરમા યક્ષો, ગાંધર્વો, કિન્નરો, નાગ વગેરે આવ્યા એનું વર્ણન કવિએ 'નલાયન'ને અનુસરીને કર્યું છે. આમ, સ્વયવરમા બધા જ આવ્યા, પરંતુ વાયુદેવ, બ્રહ્મા, શકર, વિષ્ણુ અને રાક્ષસો ન આવ્યા એમ 'નલાયન'કારે સકારણ જે બતાવ્યું છે તે નયસુદરે બતાવ્યું નથી. સ્વયવરમા પધારેલા દેવોનો પરિચય આપવાની ભીમરાજાની મૂઝવણ સરસ્વતી દેવી દૂર કરે

× આ પ્રસ્તાવની પાચમી કડી જે છ લીટીની છે તે ગુજરાતી લિપિમા છાપવામા આવી છે, તે કવિની પોતાની રચેલી છે એવો આભાસ ઉત્પન્ન કરે છે તે સમયે 'નલાયન' ગ્રંથ ઉપલબ્ધ નહિ હોવાથી સંપાદકોએ પણ તેમ માની લીધું હોય એમ લાગે છે વસ્તુતઃ એ કડી તે 'નલાયન'નો પદ્પદીમા રચાયેલો બારમો શ્લોક છે.

છે દમયતી સ્વયંવરમંડપમાં પ્રવેશે છે ત્યારે સરસ્વતી દેવી પ્રથમ યક્ષો, ગાંધર્વો, કિન્નરો, નાગો વગેરેનો પરિચય દમયતીને આપે છે અને પછી મનુષ્યોમા ઋતુપર્ણ વગેરે રાજાઓનો પરિચય આપે છે ત્યારપછી નળ પાસે આવતા તેમને પાંચ નળ દેખાય છે; દમયતીની પ્રાર્થનાથી દેવો એની મૂઝવણ દૂર કરી મૂળ સ્વરૂપે પ્રગટ થાય છે અને એને વરદાન આપે છે નળને વરેલી દમયતીના પાણિગ્રહણનો મહોત્સવ થાય છે અને નળ દમયંતી સાથે પોતાના નગરમા પાછો ફરે છે. આ બધી ઘટનાઓનુ કવિ નયસુદરે ‘નલાયન’ને વફાદાર રહી નિરૂપણ કર્યું છે અલબત્ત, ‘નૈષધીયચરિત’ની જેમ નલાયનકારે નળરૂપ ધારણ કરેલા દેવોનું સરસ્વતીએ કરેલુ દ્વિઅર્થી ભાષામા વર્ણન આપ્યુ છે, તેવું નયસુંદરે પોતાના રાસમા આપ્યુ નથી આ ઉપરાન દેવોએ નળદમયંતીને જે વરદાન આપ્યાં તેનું અને નળદમયતીના પાણિગ્રહણ મહોત્સવનું ‘નલાયન’કારે જેવું વિગતે આલેખન કર્યું છે તેવું નયસુંદરે પોતાના રાસમા કર્યું નથી. આમ, ‘નલાયન’ મહાકાવ્યના ત્રીજા સ્કધના નવ સર્ગમાં નિરૂપાયેલા કથાવસ્તુનુ કવિ નયસુદરે પોતાના રાસના આઠમા પ્રસ્તાવમાં નિરૂપણ કર્યું છે.

નવમા પ્રસ્તાવથી કવિએ નળની ઉત્તરકથા શરૂ કરી છે. નળ પ્રત્યે દ્વેષ ધરાવનાર કલિને સરસ્વતી દેવી અને દેવો સાથે સવાદ થાય છે, કલિ નળના દેહમા પ્રવેશે છે, નળ દ્યૂતક્રીડા કરવા લાગે છે, એથી દમયંતી શોકમગ્ન બને છે, નળ એને એનુ કારણ પૂછે છે, દમયંતી કદ્રુ અને વિનતાની પૌરાણિક કથા કહી દ્યૂત ન રમવા માટે નળને સમજાવે છે અને નળ તે પ્રમાણે વચન આપે છે—આટલી ઘટનાનુ કવિએ નવમા પ્રસ્તાવમા નિરૂપણ કર્યું છે

કલિના આગમત સમયનું વર્ણન ‘નલાયન’કારે વિગતે કર્યું છે, જ્યારે નયસુંદરે માત્ર બે પંક્તિમાં જ તેનો નિર્દેશ કર્યો છે. કલિ અને દેવોના મેળાપ પહેલાં દેવોના નૈગમેષી દેવ અને કલિના સ્તુતિપાઠક વચ્ચે જે વાત થાય છે તેનો નયસુદરે ઉલ્લેખ સરખો પણ નથી કર્યો. કલિ સપરિવાર પૃથ્વી પર આવે છે એમ નયસુંદરે લખ્યું છે, પરંતુ એના પરિવારનું સચોટ ચિત્ર ‘નલાયન’કારે જે દોર્યું છે તે નયસુંદરની બે પંક્તિમા ક્યાથી આવી શકે ?

કલિ દેવોની સાથે અને સરસ્વતી દેવી સાથે જે દલીલો કરે છે તેના નિરૂપણમા નયસુદરે ‘નલાયન’ની કેટલીક સુદર અને સચોટ દલીલો જતી કરી છે નયસુંદરે આમા મૂળની સાધારણ છાયા ઝીલી બાકીનુ નિરૂપણ પોતાની મૌલિક રીતે કર્યું છે. ‘નલાયન’કાર કરતા નયસુદરનુ નિરૂપણ ઘણું ટૂકુ છે સરસ્વતી દેવી ‘નલાયન’મા કલિની મજાક ઉડાવતા કહે છે :

अहो बत प्रसुप्तस्य व्यतीत ग्रहणं तव ।
वीक्षितुं हि विभाते त्वं प्रमार्जयसि चक्षुषी ॥

अभवद् भवतैकेन नूनमूनः स्वयम्वरः ।
स सर्वगुणपूर्णोऽपि कलङ्केनेव चन्द्रमाः ॥

अमुना खलु रूपेण वेषेण विभवेन च ।
आस्ता भीमोद्भवा साक्षादन्यापि त्वां वृणीत यत् ॥

આ પછી સરસ્વતી ક્રોધે ભરાઈ કલિને ઠપકો આપે છે. નયસુંદરના રાસમાં સરસ્વતી ‘નળના પુણ્ય આગળ તારું કશું વળશે નહિ’ એમ કલિને કહે છે અને કલિ જવાબમાં પોતાના પુણ્યવિરોધી સ્વરૂપનુ વર્ણન કરે છે, જેનો ‘નલાયન’મા થોડો ઉલ્લેખ કલિના સ્તુતિપાઠકના શબ્દોમા જોવા મળે છે ‘નળ-દમયતી રાસ’નો કલિ કહે છે :

પુણ્ય પુણ્ય સહુ કો કા કહો, કલિયુગ વચન કહે તે ગ્રહો;
ખાઓ પીઓ સહુ કરો વિલાસ, પરભવની કો મ કરો આસ.

વ્યસન સાત સેવો મન રંગે, મ બીહો પાયતણે પરસંગે;
ગાઓ વાઓ ને નિરખો નાચ, જે દૃષ્ટે દીસે તે સાચ!

અદૃષ્ટ ફલ સઘળુ તે ફોક, રખે લહો જે છે પરલોક;
જપતપ ધ્યાને મ દુહવો દેહ, કલિ કહી સાચુ નાસ્તિક એહ

દાન પુણ્યથી રહો વેગળા, સીખો કૂડ કપટની કળા!
માનો મદનતણી વળી આણ, ફળ લ્યો એક દેહનુ સુજાણ

ઇતિ ગતિ ચાલે તે કલિમિત્ર, પુણ્યવંત તે કલિનું શત્રુ;
પુણ્યશ્લોક કીર્તિ નવ લહે, તે સુણતાં કલિ ભડકે દહે

આ પછી નયસુંદરે કલિયુગની લાક્ષણિકતા વ્યક્ત કરતુ એક સસ્કૃત સુભાષિત પણ આપ્યું છે કલિને સરસ્વતી દેવી જવાબ આપે તે પહેલા દેવો અને કલિ વચ્ચે જે ટપાટપી થતી ‘નલાયન’કારે બતાવી છે તે નયસુંદરે છોડી દીધી છે. સરસ્વતી દેવીના જવાબની પણ અડધી કડીઓ નયસુંદરે પોતે નવી આપી છે. સરસ્વતી કહે છે :

રે રે દુષ્ટ હૃદય પાપિષ્ટ ! ઇતિ ભાષિત મન ભાખિ અનિષ્ટ.
જે જગદીસેં પ્રવચને કહિયાં, સદાકાળે તે સાચાં લહિયાં;
મૂરખ ! જો કિમ નહીં પરલોકિ, એક સુખી ને એક સશોક.

પાતિક પુણ્ય પટંતર માનિ, એક બધિર એક સાંભલિ કાનિ;
એક વિલોચન સુનયન એક, એક અજ્ઞાની એક સુવિવેક.

ગજલીલા એક ભોગવે ખરી, એક આગલિથી ધામે તુરી;
પૂરવ પુણ્યપાપના યોગ, દેખે પરગટ જુજુઆ પ્રયોગ.

સરસ્વતીને કલિ જે ઉત્તર આપે છે તે નયસુંદરે 'નલાયન'ને અનુસરીને, થોડો ટૂંકાવીને આપ્યો છે. તેવી જ રીતે દેવો કલિને જે શબ્દો કહે છે અને કલિ રોપે ભરાઈ પ્રતિજ્ઞા લે છે તેનું પણ નયસુંદરે 'નલાયન' પ્રમાણે આલેખન કર્યું છે કલિથી છૂટા પડેલા દેવો અમરાવતી પહોંચીને નલ અને કલિના શત્રુ-પણાની વાત કરે છે અને નળના રક્ષણ માટે શુભેચ્છા વ્યક્ત કરે છે એ 'નલાયન'નો પ્રસંગ નયસુંદરે છોડી દીધો છે નળની નગરીમાં કલિ પ્રવેશી શકતો નથી અને તેથી તે બહેડાના વૃક્ષમાં રહે છે તે પ્રસંગે બંને સરખેસરખાં છે એમ બતાવી કવિએ એવા અર્થની એક પ્રાકૃત ગાથા પણ ટાંકી છે.

કલિયુગ કૂડો છે જેહવું, મિલ્યું ઠામ તેહને તેહવું;
જો જો સરિખા સરિખ્યું મિલિઉં, દૈવતણું તિહાં કૃપણ ટલિઉં.

નળરાજાના રાજ્યનું 'નલાયન'માં જે વર્ણન આ પ્રસંગે આપ્યું છે તેમાં નયસુંદરે પોતાની મૌલિક કલ્પનાથી રાજાનાં સપ્તાંગ અને ભિન્નભિન્ન પ્રકારની સેનાની રચના વિશે જે વિચાર વ્યક્ત કર્યો છે તે કેટલેક અંશે અપ્રસ્તુત લાગે છે

કલિ દ્યૂતના સ્વામી દુરોદરને નળના શરીરમાં પ્રવેશ કરાવે છે એમ 'નલા-યન'માં આવે છે, નયસુંદરે દુરોદરનો નામોલ્લેખ કર્યો નથી, પરંતુ દ્યૂતવ્યસનને કલિના દૂત તરીકે ઓળખાવ્યો છે. નળ દ્યૂત રમે છે તે વખતે શોકમગ્ન બનેલી દમયંતી નળને સમજાવવા કદ્રુ અને વિનતાની દ્યૂતના વ્યસન વિશેની પૌરાણિક કથા કહે છે અને એથી નળ દ્યૂત ન રમવા માટે વચન આપે છે એવું આલેખન ફક્ત 'નલાયન'કારે જ કર્યું છે, અને એમને અનુસરી નયસુંદરે પણ તેમ કર્યું છે. આ પ્રસ્તાવની ૧૩૭ મી કડીથી ૧૭૮ મી કડી સુધી કવિએ આ પૌરાણિક કથા આપી છે. આ કથા સાંભળી નળ કહે છે :

તુ છિ સુતા ભીમભૂજાનિ, સમ તાહરા કરિ કહું સાનિ;
જૂઆ ન ખેલું દિન આજથી, વિરમ્યું એહ અશુભ કાજથી

દસમા પ્રસ્તાવમા કૂબર સાથે દ્યૂત રમતાં સર્વસ્વ હારેલો નળ દમયંતી સાથે વનમા જાય છે ત્યા સુધીની ઘટનાનું નિરૂપણ કવિએ કર્યું છે. આ આખો પ્રસ્તાવ કવિએ લગભગ 'નલાયન' પ્રમાણે જ લખ્યો છે અલબત્ત, તેમા કવિએ 'નલાયન'ના કેટકેટલા અલંકારો જતા કર્યા છે પરંતુ કથાતંતુની દૃષ્ટિએ અને પાત્રોના સંવાદની દૃષ્ટિએ કવિએ તેમાં ખાસ નોંધપાત્ર ફેરફાર ક્યાંય કર્યો નથી નળનુ ફરી દ્યૂત રમવુ, દમયંતીનું રાજસભામાં આવી નળને અને કૂબરને સમજાવવુ, નળનુ ન માનવું, દમયંતીને એથી થયેલો સંતાપ, કેશિનીએ એને આપેલુ સાંત્વન, નળ રાજ્ય હારી જશે અને તેઓને રાજ્ય છોડી જવું પડશે એવી કેશિનીએ કરેલી આગાહી, સંતાનોને દમયંતીએ કુંડિનપુર સેનાપતિ બાહુક સાથે મોકલી દેવા, ત્યાથી બાહુકે અયોધ્યામાં ઋતુપર્ણ રાજા પાસે આવી તેની સેવામા રહેવુ, સર્વસ્વ હારી જતા વનવાસ માટે નળનું નીકળવું, દમયંતીને નળની સાથે ન જવા માટે સમજાવવાનો કૂબરનો પ્રયત્ન, તે ન માનતા નળની સાથે દમયંતીનું જવુ, નગર બહાર ઊંચો સ્તંભ નળે ઉખેડવો અને ફરી સ્થાપવો, ભીલ લોકો સાથે નળનો સંગ્રામ, પક્ષીઓએ નળના ઉત્તરીય વસ્ત્રનુ કરેલુ અપહરણ, પક્ષીઓએ કહેલું પોતાનું વૃત્તાન્ત અને દમયંતીએ નળને આપેલુ આશ્વાસન—આટલા પ્રસંગોનુ આ પ્રસ્તાવની ૧૫૭ કડીમા કવિએ નિરૂપણ કર્યું છે.

અગિયારમા પ્રસ્તાવમા નળ દમયંતીનો ત્યાગ કરી વનમા એકલો ચાલ્યો જાય છે, એને કર્કોટક નાગ કરડતા એનો દેહ કદરૂપો બની જાય છે અને ઋતુપર્ણ રાજાની નગરીમા જઈ ગાંડા હાથીને વશ કરી, ઋતુપર્ણ રાજાની પ્રશંસા પામી એની પાસે રહે છે ત્યા સુધીની ઘટનાનું નિરૂપણ થયુ છે. નલાયન મહાકાવ્યના ચોથા સ્કંધના છેલ્લા ચાર — દસ, અગિયાર, બાર અને તેરમા સર્ગનુ કથાવસ્તુ આ પ્રસ્તાવમા નિરૂપાયું છે

નળ દમયંતીનો ત્યાગ કરવા માટે મનમા વિચાર જે કરે છે તેનું નિરૂપણ કરતા નયસુંદર લખે છે.

શત્રુ સવે હિવ પરગટ થાસે, નલ એકાકી જાણી,
તેહસ્યુ યુદ્ધ કિસી પરિ થાસ્યે, જુ ગખેવી રાણી.

તવ જો ભૈમિ પાસિ ન હુ તિ, તો રથ કિમ લે ઢીલ;
રાણીને રાખેવા કારણિ, યુદ્ધ તણી કરી ઢીલ

મારગિં અતિ દોહલી નિરવ હતા, ભૈમી કોમલકાય;
ક્ષુધા તૃષા ભરિ ચરણે ચાલે, તે દુ:ખ ખમ્યું ન જાય

× × ×

જિમ કૌમુદી વિના શશિધરનિ, ઉદયું કોઇ ન જાણે,
તિમ નલનેં ભૈમી વિણ ભમતાં, કો મનમાંહિ નહી આણેં.

જિમ પોથી મૂરખનિ હાથિ, નિર્ધન હાથિં નિધાન,
ન ભજે નલ અમીપિં તિમ ભૈમી, નહીં પામે બહુમાન

કાયર-કરિં તરવારિતણીં પરિ, એ નલ પાસિ ન સોભે;
પુણ્યહીન કરિ જિમ ચિંતામણિ-રયણ નિશ્ચલ નવિ થોભે.

તે ભણી જિમ તિમ કપટ કેળવી, વૈદર્ભી ઈહા મૂકું;
નલને ઈસી કુબુદ્ધિ ઉપની, પુણ્ય સરોવર સૂકું

નળની આવી મનોદશા છે બીજી બાજુ, નળની સ્થિતિ જોઈ દમયંતી જે વિચાર કરે છે તે 'નલાયન'કાર કરતા નયસુંદરે જરાક ભિન્ન રીતે વ્યક્ત કર્યો છે. 'નલાયન'મા દમયંતી નળની આવી સ્થિતિ આણવા માટે કૂબરને, પરિવારને, મંત્રીમંડળને લક્ષ્મીને ધિક્કાર હો એમ બોલે છે. 'નળદમયંતી રાસ'મા દમયંતી પોતાની પહેલાંની સ્થિતિ અને વર્તમાન સ્થિતિ વચ્ચે સરખામણી કરી કર્મનો દોષ જુએ છે

દમયંતીનો ત્યાગ કરતી વખતે નળ એના ગુણો સંભારે છે અને માતા, પુત્રવધૂ, સખી, મંત્રી, દાસી, તીર્થ વગેરેના ગુણવાળી દમયંતી પોતાના જીવનમા કેવી વણાઈ ગઈ છે તે યાદ કરે છે. નયસુંદરે 'નલાયન'ના આ કથનને ગુજરાતીમા ન ઉતારતા, મૂળનો એ ઉત્તમ શ્લોક 'वात्सल्याज्जननी सखा विनयस्तीर्थं च...' સીધો રાસમા મૂક્યો છે.

દમયંતીનો ત્યાગ કરવાના વિચારને નળ જ્યારે અમલમાં મૂકવા જાય છે ત્યારે હજુ જે વધુ મનોમંથન એ અનુભવે છે અને દમયંતીનું રક્ષણ કરવા માટે દિક્પાલો, વૃક્ષો, પર્વતો ઇત્યાદિને વિનના કરે છે અને દમયંતીનો ત્યાગ કર્યા પછી દુ:ખના આવેગને લીધે ચિરાતા હૃદય પર પોતાના હાથ મૂકી 'હે તાત!

હે તાત! એમ ઉચ્ચ સ્વરે બૂમો પાડતો અને પ્રતિક્ષણ દમયંતીના રક્ષણ માટે ચિંતા સેવતો નળ જે વ્યાકુળતા અનુભવે છે તેનું 'નલાયન'કારે આપેલું વેધક ચિત્ર નયસુંદરે પોતાના રાસમાં ઉતાર્યું નથી

કર્કોટક નાગ કરડવાથી નળનો દેહ કદરૂપો થઈ ગયો તેનું વર્ણન કવિએ 'નલાયન' પ્રમાણે કર્યું છે, પણ તેમાની કેટલીક ઉપમાઓ છોડી દીધી છે. કર્કોટક સાથે નળનો પ્રસંગ કવિએ 'નલાયન' ને અનુસરીને આપ્યો છે, પરંતુ કર્કોટક અંતર્ધ્યાન થાય છે તે સમયનું ચિત્ર 'નલાયન'કારે જેવું મનોહર દોર્યું છે તેવું નયસુંદરે નથી દોર્યું તે વખતે નળ કહે છે, "મને ફરીથી હસ્તી અને અશ્વવાળું રાજ્ય ન હો, સેવકો પણ ભલે ન મળો, પરંતુ હે પૂજ્ય! તમારી પુત્રવધૂને માટે કંઈક કરો " 'નલાયન'કારે નળના મુખમાં મૂકેલા આવા શબ્દો નયસુંદરે નળના મુખમા મૂક્યા નથી.

ઋતુપર્ણ રાજાની નગરીમા નળ જ્યારે આવે છે ત્યારે ત્યાં હાથીએ જે તોફાન મચાવ્યુ હોય છે તેનું ચિત્ર 'નલાયન' કરતાં 'નળદમયંતી રાસ'માં વધારે વિગતે અને તાદૃશ દોરાયું છે. જુદા જુદા વેપારીઓનો ઉલ્લેખ નયસુંદરે જે કર્યો છે તે એમની મૌલિક કલ્પનાથી થયો છે નયસુંદરે દોરેલું એ સચોટ ચિત્ર જુઓ :

નગરતણી પોલિ જવ પેઠું, તવ સુણ્યુ હાહાકાર;
રાયતણું પટ્ટ હસ્તી છૂટયું, જન પાડિ પોકાર.

એક ઉજાણા ચડે અટાલે, એક ઉપરિ પ્રાકાર,
એક મહાવૃખ્ય ઉપરિ ચડીઆ, એક મંદિર તેણી વાર.

દોસી હાટ ઉઘાડા નાખાં, નાઠા ન જુએ વાળી;
પારખિ પગ વાહીને નાસે, ન શકે દ્રવ્ય નિહાળી.

મોતી ભુઇ વીખેરે ઝવહિરી, જાયે જિમ જલ પૂર;
કેસર અગર કપૂર સુગંધી મેહલી નાઠા દૂર.

ગાંધી હાટે વસાણા શૂના, કૂડી હાટે કણ અંબાર;
ઘી હાટે નીક વહે તવ ઘીની, કોઈ કરે નહીં સાર.

તંબોલી તિણિ ખેવિ પુલાયા, પુહવી વીખર્યાં પાન;
સૂતા હાટ ત્યજી સુખડીઆ, નાઠા નહી સિરિ સાન.

પડિ નાશતા એક એક ઉપરિ, એક પાડિ આક્રંદ;
એક અબલા પણિ ન સકે નાશિ, ચાલંતી ગતિ મંદ.

કુલાલ ઘરિ મદિરા જઈ પીધી, સો ઉન્મત્ત અપાર;
પાડે હાટ આવાસ અનોપમ, પાડે પોલિ પ્રકાર

આ મદોન્મત્ત હાથીને કૂબડો નળ વશ કરે છે. રાજા પાસેથી તે બક્ષિસ મેળવે છે તથા ઋતુપર્ણ રાજા એને પોતાને ત્યા રાખે છે એનુ નિરૂપણ કવિએ આ પ્રસ્તાવની છેલ્લી પચીસેક કડીમા, 'નલાયન'ને અનુસરીને કર્યુ છે આમ, પ્રસ્તાવ નવ, દસ અને અગિયારમા કવિએ 'નલાયન'ના ચોથા સ્કંધના તેર સર્ગના કથાવસ્તુનું નિરૂપણ કર્યું છે.

બારમા પ્રસ્તાવમાં કવિએ વિયોગાવસ્થામા દમયંતીને વનમાં થયેલા અનુભવોનું અને એને માથે આવી પડેલી આપત્તિઓનુ આલેખન કર્યુ છે નળે દમયંતીનો ત્યાગ કર્યો તે સમય દમયંતીને જે સ્વપ્ન આવ્યું તે આ પ્રસ્તાવના આરંભમાં કવિએ વર્ણવ્યું છે. દમયંતીનો વિયોગવિલાપ 'નલાયન'ના બે સર્ગમા નિરૂપાયો છે નયસુંદરે આ પ્રસ્તાવની ૧૨ મી કડી સુધી ત્રણ જુદા જુદા રાગમાં એ વિલાપનું આલેખન કર્યું છે. તેમાં કવિએ મૂળ મહાકાવ્યની ઘણી પંક્તિઓ જતી કરી છે અને કયાક ક્યાંક પોતાની પંક્તિઓ ઉમેરી છે. એ રીતે આ નિરૂપણમા નયસુંદરે મહાકાવ્યની થોડીક છાયા ઝીલી છે કેટલુક નિરૂપણ એમણે પોતાની આગવી રીતે કર્યું છે. નળને ન જોતા આકુળવ્યાકુળ બનેલી દમયંતીનું કવિએ દોરેલું ચિત્ર જુઓ :

ચકિત મૃગીપરિં સઘલે નિરખે, પાસે જિમણે ડવે રે;
આગલિં પાછલે વળી નિહાળે, કીહીં પતિ દૃષ્ટે નવિ આવે રે

મનસ્યુ ત્રાસ લહી થઈ ઉભી, પ્રીઉ મુખ જોવા ચાલી રે;
વન ગુહવર સરોવરની પાલિં, સઘલિં થાકી નિહાલી રે.

પ્રીઉ ચિંતામણિ કિહાં નવિ દીઠો, જાણ્યું કરે છે હાસુ રે;
છાનો છયલ, છીપીને રહાઓ, કિહાં સાદ કરે ઝરે આંસૂ રે

દમયંતીનું દુઃખ જોતાં આસપાસનાં વૃક્ષો, પંખીઓ, પર્વતો ઇત્યાદિ પર પડેલી તેની અસરનું આલેખન 'નલાયન' ને અનુસરીને કવિએ કર્યુ છે પોતાનાં વસ્ત્રપર નળે લખેલા અક્ષરો વાચ્યા પછી દમયંતી વિલાપ કરે છે :

હો રઢીયાલા રાણા, ભલું કીધુ ભરતારજી,
વનમાહિ એકલી નિરાસ:

વિણ અપરાધ નિદ્રામાહિ ત્યજી,
ભંજી અબલાની આસ

હો રઢીયાલા રાણા, ભલું કીધું ભરતારજી
જાણ્યું હતું પ્રીઉડો પાલસે, સખે દુખે ત્યજે નહી નેહ;

દેહ છાયાપરિ ચાલતા, વિપ સી દેહ ગયો છેહ.
હો રંગીલા રાણા ! ભલું કીધુ ભરતારજી !

'નલાયન' મહાકાવ્યમા આવો વિલાપ કરતી વેળા દમયંતી પોતાના આ દુઃખને માટે પૂર્વભવમા ચોરી, અયોગ્ય વચન, ખોટો ઉપદેશ, અભિમાન, નિંદા ઇત્યાદિ કોઈ ખરાબ કર્મ તો કારણભૂત નહિ હોય એવો વિચાર કરે છે. 'નળ-દમયંતી રાસ' માં કવિએ એટલુ છોડી દીધુ છે

દમયંતી વનમા એકલી ચાલતા ચાલતાં પોતાને પિયર જવાનો નિશ્ચય કરે છે, સાથે સાથે નળને શું થયુ હશે તેની પણ ચિંતા કરે છે, એટલામા કોઈક અજગર એને ગળે છે; કોઈક ભીલ એને બચાવે છે, ભીલની દૃષ્ટિ દમયંતી પ્રત્યે કામાસક્ત બને છે, દમયંતી એને સમજાવે છે પરંતુ ભીલ તે ન માનતા તેનો સ્પર્શ કરવા જાય છે ત્યારે દમયંતી તેને શાપ આપે છે એટલે તે ભસ્મીભૂત થઈ જાય છે, આગળ જતા તેને એક સાર્થ મળે છે, મદોન્મત્ત હાથીઓ તે સાર્થનો નાશ કરે છે, ત્યાર પછી એક મુનિમંડળ મળે છે, મુનિમંડળ પોતાના આગમનનુ કારણ જણાવે છે; દમયંતી પોતાની વાત તેમને કહે છે– આ બધા પ્રસંગોનું આલેખન નયનસુંદરે 'નલાયન' પ્રમાણે થોડુ ટૂંકાવીને આપ્યુ છે એ પછી, દમયંતીને આશ્વાસન આપવા માટે મુનિવર એને શકુન્તલા અને કલાવતીના ચરિત્ર કહી સંભળાવે છે 'નલાયન'કારે શકુન્તલાનુ કથાનક પાચ સર્ગના લગભગ સવા બસો શ્લોકમાં અને કલાવતીનું કથાનક ૭ સર્ગના લગભગ ત્રણસો શ્લોકમા વિસ્તારથી કહ્યુ છે નયનસુંદરે યોગ્ય રીતે જ આ બંને કથાનકોનો ઉલ્લેખ માત્ર ૭ સાત કડીમા જ કર્યો છે.

આ પછી મુનિવર્ગના ઉપદેશથી દમયંતીએ શ્રી શાંતિનાથ ભગવાનની મૂર્તિની રચના કરી એની પૂજા શરૂ કરી 'નલાયન'મા અવધિજ્ઞાનના જાણકાર મુનિવર દમયંતીને કહે છે, "હમેશા આયંબિલનુ તપ કરીને તું ત્યાં સુધી આ શ્રી શાંતિનાથ

ભગવાનની પ્રતિમાની પૂજા કર કે જ્યા સુધી કોઈ પણ વ્યક્તિ નારી પાસે આ પ્રતિમાની માગણી ન કરે" આ વાતનો ઉલ્લેખ નયસુંદરે પોતાના રાસમાં કર્યો નથી.

આવી રીતે દમયંતીના પાંચસો દિવસ પસાર થાય છે ત્યારપછી દમયંતીએ બીજા એક મુનિવરને જોયા એ મુનિવર દમયંતીને એની દાસી કેશિનીનો વૃત્તાત કહે છે તે નયસુંદરે 'નલાયન' પ્રમાણે પોતાના ગસમા આપ્યો છે, તેમા ફેર માત્ર એટલો છે કે 'નલાયન'કારે કેશિનીના પિતાનું નામ 'બૃહદ્રથ' આપ્યું છે તે બદલીને નયસુંદરે 'જયદ્રથ' રાખ્યું છે કદાચ તેમાં હસ્તપ્રત પણ જવાબદાર હોય.

પ્રસ્તાવ તેરમામાં દમયતી પોતાની માસીને ત્યાં જાય છે અને ત્યાથી પોતાના પિતાને ત્યાં જાય છે ત્યાં સુધીની ઘટનાનું નિરૂપણ કવિએ કર્યું છે. આ પ્રસ્તાવ આગળના કેટલાક પ્રસ્તાવોના સરખામણીમાં કદમાં નાનો— માત્ર ૬૮ કડીનો જ છે. પ્રસ્તાવની આરંભની ચોપાઈની કેટલીક કડીઓમા કવિએ દમયંતીને મળેલી ભરવાડણ અને એણે કહેલી સતી સુભદ્રાની કથા-એ પ્રસંગનું વર્ણન 'નલાયન' પ્રમાણે કર્યું છે 'નલાયન'માં લગભગ ૪૦ શ્લોકમાં આપવામાં આવેલી સતી સુભદ્રાની કથાનો સારાંશ નયસુંદરે માત્ર ત્રણેક કડીમાં આપ્યો છે. એ પછી નયસુંદરે દમયતી એની માસી ચંદ્રમતી રાણી અને ચંદ્રાવતંસ રાજાને ત્યા આપે છે તે પ્રસંગ 'નલાયન'ને અનુસરી વર્ણવ્યો છે. પરંતુ તેમાં કવિને હાથે એક-બે સ્થળે સરતચૂક થઈ હોય એમ લાગે છે 'નલાયન'માં દમયંતી ભરવાડણ સાથે પ્રથમ ચંપાનગરી આવે છે. ભરવાડણ એ નગરીનો ઇતિહાસ—સતી સુભદ્રાની કથા—કહે છે અને ત્યાર પછી દમયંતીને કહે છે, "અહીથી પાચ ગાઉ દૂર શ્રીવર્દ્ધન નામની નગરીમાં ભીમરાજાની સાળી ચંદ્રમતી રાણી અને ચંદ્રાવતંસ રાજા રહે છે." પછી દમયંતી એ નગરીમા પોતાની માસીને ત્યાં પહોંચે છે નયસુંદરના 'નળદમયતી-રાસમાં દમયંતી એ ચંપાનગરીમા જ પોતાની માસીને ત્યાં જાય છે એમ બતાવાયુ છે શ્રીવર્દ્ધન નગરીનો ઉલ્લેખ જ નયસુંદરે કર્યો નથી જુઓ :

> સતી સુભદ્રા યસ વિસ્તરિઓ, દુઃકલંક અપયસ ઉતરિયો;
> સા આ ચંપાનગરી જાણી, રાજા ચદ્રવતંસ વખાણી
> ચંદ્રમતી રાણી તસુ તણી, ભીમ પ્રિયા ભગિની સા સુણી

નયસુંદરે અહીં ચંદ્રવતંસ રાજા અને એની રાણી ચંદ્રમતીનો ઉલ્લેખ કર્યો છે, પરંતુ આગળ ૪૫ અને ૪૬મી કડીમા ચંદ્રાવતંસ રાજાને બદલે 'દધિપર્ણ'

રાજાનું નામ આપ્યું છે જે જૈન પરંપરાની નલકથામાંથી અજાણતા, સરતચૂકથી એમનાથી લેવાઈ ગયું હોય એમ લાગે છે; કારણ કે 'નલાયન'કાર માણિક્યદેવ-સૂરિએ પોતાના એ મહાકાવ્યમા દધિપર્ણ રાજાનો ઉલ્લેખ ક્યાય કર્યો નથી.

આમ, 'નલાયન' મહાકાવ્યના પાંચમા સ્કંધના એકવીસ સર્ગ અને છઠ્ઠા સ્કંધના પહેલા સર્ગના કથાવસ્તુનું નિરૂપણ નયસુંદરે પોતાના રાસના બારમા અને તેરમા પ્રસ્તાવમા કર્યું છે

ચૌદમા પ્રસ્તાવમાં ભીમરાજાએ મોકલેલા બ્રાહ્મણો સુદેવ અને શાંડિલ્ય ઋતુપર્ણ રાજાને ત્યા આવે છે અને નળની શોધ કરે છે એ પ્રસંગનુ નિરૂપણ કવિએ કર્યું છે. 'નલાયન' મહાકાવ્યના છઠ્ઠા સ્કંધના બીજા,- ચોથા, પાચમા અને છઠ્ઠા સર્ગના કથાવસ્તુનુ નિરૂપણ આ પ્રસ્તાવમા થયું છે

જે કોઈ નળરાજાની તપાસ કરીને માહિતી આપશે તેને એક હજાર ગાય દાન તરીકે આપવામા આવશે એવી જાહેરાત પ્રિયંગુમંજરી કરે છે દમયંતી નળની તપાસ માટે "**पटं छित्वा प्रनष्टोऽसि .....**" એ ત્રણ શ્લોક (નલાયન, સ્કંધ ૭, સર્ગ ૨, શ્લોક ૪,૫,૬) સેવકોને આપે છે મૂળ નલાયનમાં આ ત્રણ શ્લોક બે વાર આપવામા આવ્યા છે, દમયંતી સેવકોને આપે છે ત્યારે અને સુદેવ અને શાડિલ્ય કુબ્જ નળને કહે છે ત્યારે. (સ્કંધ ૬, સર્ગ ૫, શ્લોક ૧૫, ૧૬, ૧૭). એ પ્રમાણે નયસુંદરે પણ આ ત્રણ શ્લોક બે વાર આપ્યા છે (કડી ૭, ૮, ૯ અને કડી ૫૯, ૬૦, ૬૧) દમયંતી નળને ઓળખવા માટે સુદેવ અને શાડિલ્યને નળનાં કેટલાંક લક્ષણો જણાવે છે તે નયસુંદર 'નલાયન' પ્રમાણે આપે છે

નળના લક્ષણો બતાવ્યા પછી, 'નલાયન'મા દમયંતી અત્યંત નિરાશ થઈને કહે છે, "નળરાજા કદાચ જીવતા જ નહિ હોય જીવતા હોત તો શુ તેમના સમાચાર ન સંભળાયા હોત ? માટે હે શાડિલ્ય ! તું નળની શોધ કરવાના વિચારનો ત્યાગ કર" આવી નિરાશ બનેલી દમયંતીને આશ્વાસન આપવા માટે સુદેવ અને શાડિલ્ય તિલકમંજરીની કથા કહે છે. 'નલાયન'ના છઠ્ઠા સ્કંધના ત્રીજા સર્ગમા કહેવાયેલી આ કથા નયસુંદરે પોતાના રાસમાં છોડી દીધી છે આગળ આપણે જોયું છે કે શકુન્તલા, કલાવતી અને સુભદ્રાની કથા 'નલાયન'કારની જેમ વિસ્તારથી ન આલેખતા માત્ર બે-ચાર કડીમા એનો નિર્દેશ નયસુંદરે અવશ્ય કર્યો છે; પરંતુ તિલકમંજરીની કથાનો તો નિર્દેશ પણ નયસુંદરે કર્યો નથી સુદેવ અને શાંડિલ્ય નળની તપાસ માટે ક્યા ક્યાં કેવી કેવી રીતે ભમે છે તે થોડાક

ફેરફારો સાથે 'નલાયન' પ્રમાણે કવિ વર્ણવે છે. સુદેવ અને શાંડિલ્ય કુબ્જ નળ આગળ જે નલનિંદા કરે છે તેનું નયસુંદરે 'નલાયન' જેટલું જ સચોટ નિરૂપણ કર્યું છે:

ઇન્દ્રાદિક ચ્યારિં અપમાની, જો નલ કીધો કંત;
તો ભીમીનેં એટલું જોઈએ, જો આદરિયું અસંત

લીંબ તણી તુલણાએં નાવે, ભીમીનો ભરતાર,
લીંબ હુવે પરિણામે મીઠો, નલ વિષકુંભ અપાર.

× × ×

મૃત્યુમુખે દમયંતી મેહલી, નાસી ગયો સો ક્યાહિં;
જાનુ કિહી રહિઓ ઉદર ભરિ જિ, નસુ જીવિત સ્યામાંહિં.

સ્ત્રીય એવડું સ્યું દુખ દીધું, કુણ નિરવાહથી ભાગો;
ચોરતણી પરિ રાતિ લેઈ નેં, જે નાટો અધવચિ નાગો

× × ×

રાજભૃષ્ટ સસરા ધરિં જાતા, મનસ્યું લાજ ઉપાઈ;
સ્ત્રી વીસાસી મેહલી જાતા, મૂરખ લાજ ન આઈ

આમાં, 'નલાયન'માં ન હોય એવી, નયસુંદરની પોતાની સુંદર, મૌલિક કેટલીક પંક્તિઓ પણ છે.

આ ઉપરાંત, ૭૩મી કડીમાં '**अनार्या नाम ..**' એ જે શ્લોક કવિએ આપ્યો છે તે 'નલાયન'મા નથી. એટલે કવિએ એ બીજેથી લીધો હોય અથવા પોતે રચ્યો હોય એવો સંભવ છે. સુદેવ જ્યારે ઋતુપર્ણ રાજાની સભામાં ચિત્રપટ બનાવી સાથે સાથે નલકથા કહે છે ત્યારે કુબ્જ નળ શોક, શરમ, રોષ વગેરે જે ભાવો અનુભવે છે અને વ્યક્ત કરે છે તે પ્રસંગનુ 'નલાયન'નું આલેખન નયસુંદરે જતું કર્યું છે, આમ, ચૌદમો પ્રસ્તાવ કદમા નાનો હોવા છતા તેમાં આવતા પ્રસંગોને કારણે તેમજ કવિની પોતાની નિરૂપણશક્તિને કારણે ખરેખર રસિક બન્યો છે.

પંદરમા પ્રસ્તાવમાં નળ કુંડિનપુર જાય છે અને પોતાના મૂળ સ્વરૂપે પ્રગટ થાય છે ત્યાં સુધીની કથાનું નિરૂપણ કરવામાં આવ્યુ છે એમા 'નલાયન'ના છઠ્ઠા સ્કંધના સાતમા સર્ગનું અને સાતમા સ્કંધના પાંચમા સર્ગ સુધીનું કથાવસ્તુ લેવામા આવ્યું છે

સુદેવ અને શાંડિલ્ય કુબ્જ વિશે જે માહિતી મેળવી લાવે છે તે સાંભળી ભીમરાજા દમયંતીને કહે છે કે 'કુબ્જ એ નળ હોઈ શકે જ નહિ, માટે એની તું આશા છોડી દે અને અહી સુખેથી રહે. નળ જ્યાં હશે ત્યાંથી આવીને તને મળશે' દમયંતી ભીમરાજા આગળ કંઈ દલીલ કરતી નથી, પણ પોતાની માતા આગળ રુદન કરતાં કરતાં તે પોતાના હૃદયની વ્યથા વ્યક્ત કરે છે અને બધા ભલે ના પાડે, પણ કુબ્જ એ નળ છે એમ એને પોતાને તો લાગે જ છે, કારણ કે નળરાજા કુબ્જ થાય એમાં કશુ જ આશ્ચર્ય નથી.

પરિ ધરિ દાસ કુબજ થઈને રહે, ઈમ ભાખે છે તાત;
ભૈમીને સહુ સમજાવે છે, ઇતિ કહી કૂડી વાત

કરમેં મહાદેવ મહારાજા, ત્રણ્ય વિગોયા દિસિં;
તો નલરાજા કુબજ થયાનુ, અચિરજ કસ્યું ગુણીસ્યે

'નલાયન'મા આ પ્રસગે કવિએ દેહવિકૃતિ થઈ હોય એવા પૌરાણિક દાખલાઓ દમયતી પાસે અપાવ્યા છે :

ययातिर्जरठो जज्ञे नहुष सर्पतां ययौ ।
कुष्ठी सनत्कुमारोऽभूत् स्त्रीर्बभूव नरायण: ॥

गर्दभास्योऽभवद् ब्रह्मा षण्ढश्चासीद् महेश्वर ।
इन्द्र· सहस्रनेत्रोऽभूदेकक्षोऽजनि भार्गव. ॥

विश्वामित्रवशिष्ठौ च बकाडी समजायताम् ।
कोऽयं नलस्य कुब्जत्वे मतिमोहो महात्मनाम् ॥

નયસુંદરે વિસ્તારભયથી આ દાખલાઓ છોડી દીધા છે ઋતુપર્ણ રાજા પાસે દમયંતીનો દૂત કુરબક દમયંતીના બીજા સ્વયવરની ખોટી વાત કરે છે તે સમયે કૂબડો મનમા વિચાર કરે છે કે દમયંતી આવું કરી જ ન શકે તે પછી તે ઋતુપર્ણ રાજા આગળ જે વિચાર રજૂ કરે છે તેનુ નિરૂપણ નયસુ દરે 'નલાયન' જેવું સરસ કર્યું નથી. 'નલાયન'મા નળ કહે છે .

एकाकी कृपण: क्लीब: कुणि: कुब्जोऽथवापि सन् ।
न दास्यति नलो जीवन् ग्रहीतुं निजवल्लभाम् ॥

यस्तदर्थे मृतोऽप्येति भस्मीभूतोऽपि जीवति ।
परहस्तगतां पत्नीं नल किं स तितिक्षते ॥

આ પ્રસંગે નયસુંદર લખે છે :

> જો નલ પ્રાહિં જીવતુ હોસ્યે, તુ આપણુ કલત્ર;
> અન્ય હાથિં કિમ જાવા દેસિ , નિરખિત સોઈ વિચિત્ર.
>
> કેસરિ કેસ ફણિંદ ફણા મણિ, કોઈ સકે નહી લેઈ;
> કુબજ કહિ ઈતિ નલ જીવિતાં, ન સકે અવર વરેઈ.

'કેસરી કેસ.....' એ પંક્તિ નયસુંદરે 'નલાયન'માંથી नृसिंहस्य सटाभारं .....' એ શ્લોકને અનુસરીને લીધી છે. પરંતુ 'નલાયન'મા તે આ પ્રસંગે નહિ, પણ કુબજ નળ દમયંતીના સ્વયંવરનો પોતે એકલો વિચાર કરે છે એ પ્રસંગે આપવામાં આવી છે ઋતુપર્ણ અને નળ પરસ્પર વિદ્યાવિનિમય કરે છે અને કલિ નળના દેહમાંથી બહાર નીકળે છે એ પ્રસંગનુ નિરૂપણ નયસુંદરે 'નલાયન' પ્રમાણે કર્યું છે. એ પછી ભીમ રાજાને ત્યાં કુબજ નળ સૂર્યપાક રસોઈ બનાવે છે એ પ્રસંગના નિરૂપણમાં, નળ મનમા પોતાને ધિક્કારે છે એ અને કેશિનીના કહેવાથી નળની કસોટી કરવા માટે કોઈ એને સૂર્યપાક રસોઈ બનાવવા માટે પાણી, અગ્નિ અને કાષ્ઠ આપતું નથી એ 'નલાયન'નું વર્ણન નયસુંદરે છોડી દીધું છે. મહાભારતની કથા પ્રમાણે 'નલાયન'કારે પણ સૂર્યપાક રસવતીના પ્રસંગમાં નળને દેવોએ આપેલાં બીજાં વરદાનોની પણ સાથે સાથે કસોટી થતી બતાવી છે પરંતુ નયસુંદરે આ બીજી કસોટીઓનું વર્ણન કર્યું નથી. કૂબડાએ બનાવેલી સૂર્યપાક રસોઈ ચાખીને દમયંતી કહે છે કે 'જો બે મેરુ હોય, ત્રણ પખવાડિયા હોય, ચાર અગ્નિ હોય, પાંચ વેદ હોય....તેર સૂરજ હોય તો જ નળ વિના બીજો કોઈ સૂર્યપાક રસોઈ જાણે'

> જબુદ્વીપ માહિ જિમ બીજુ, મેરૂ ન કોપિ જગિ જાણે;
> ત્રીજુ પણિ કહાં નહી પખવાડુ, ચઉથું અગિન ન જાણી
>
> × × ×
>
> નથી ત્રયોદસ સૂરિજ સંખ્યા, જિમ જગમાહિ બલેરૂ;
> સૂર્યપાક રસવતી નીપાઈ, નલ વિણ નથી અનેરૂ

અહીં નયસુંદરે બે મેરૂ, ત્રણ પખવાડિયા વગેરે તેર સૂર્ય સુધી, નલાયન પ્રમાણે, ગણાવ્યાં છે. પણ 'નલાયન'કારે એવા ઓગણીસ સુધી ગણાવ્યાં છે, જેમાંનાં છેલ્લા છ નયસુંદરે છોડી દીધા છે. દમયંતી અને કુબ્જ વચ્ચે જે વાર્તાલાપ થાય છે તે નયસુંદરે 'નલાયન' પ્રમાણે આપ્યો છે, પરંતુ કુબ્જ

'નલાયન'મા છેલ્લો જે ઉત્તર આપે છે કે "દમયંતીના બીજા સ્વયવરની વાત દેશદેશાંતરમા ફેલાઈ ગઈ છે. તેનું શુ ?......દમયતી ભલે સ્વયંવર કરે અને ઋતુપર્ણ રાજાને વરે" (શ્લોક ૩૧ થી ૩૫) એ ઉત્તર નયસુંદરે પોતાના રાસમા નળ પાસે અપાવ્યો નથી, પરંતુ 'નળે પ્રત્યુત્તર આપ્યો ત્યારે અદૃષ્ટ વાણી થઈ' એવું લખી નળના ઉત્તરનો માત્ર નિર્દેશ કર્યો છે

ઈત્યાદિક વાયક સુણી કુબજો, પ્રત્યુત્તર જવ આપેજી;
તવ અદષ્ટ વાણી હુઈ સહસા, કહિયાં વચને સવિ થાપેજી

'નળદમયતી રાસ'ના છેલ્લા સોળમા પ્રસ્તાવમાં નળ અને દમયતી અનશન કરી દેવલોકમા ઉત્પન્ન થાય છે ત્યા સુધીના પ્રસગો વર્ણવવામાં આવ્યા છે. 'નલાયન' મહાકાવ્યના સાતમા સ્કધના છેલ્લા છઠ્ઠા સર્ગનુ અને આઠ, નવ અને દશમા સ્કધનુ કથાવસ્તુ કવિએ આ પ્રસ્તાવમા આલેખ્યુ છે નળ પોતાના મૂળ સ્વરૂપે પ્રગટ થાય છે તે સમયે ઋતુપર્ણ રાજા એની માફી માગે છે, પરંતુ નળ કહે છે :

વળતુ નૃપ કહિ મા ઈમ ભણો, સૂર્યવશ મુક્તાફલ ! સુણો;
કેતા તુમ ગુણ કહિએ મુખેં, અશુભ કાલ અપહરીઉ સુખેં.

વરસ બાર તુમ પાસિં રહિયા, વિનોદ કરતા સવિ દિન ગઈયા.
દુઃખસમુદ્ર સોહિલે ઉતરિયા, સવિ પરિવાર મિલ્યુ મનિ ઠરિયા.

અહીં નયસુંદરે નળ ઋતુપર્ણ રાજાને ત્યા બાર વર્ષ રહ્યો એવું લખ્યુ છે, પરંતુ તે પ્રમાણે 'નલાયન'મા નથી નળ ઋતુપર્ણ રાજાને ત્યા કેટલા વર્ષ રહ્યો તે વિશે 'નલાયન'મા કશો નિર્દેશ કરવામા આવ્યો નથી, નળદમયતીના મહેલમા આવ્યો અને દમયંતીએ જ્યારે એને ભૂતકાળની કેટલીક વાતો કહી એ જોઈ નળ ગભરાયો અને ઘણી વાર સુધી નીચું જોઈ બેસી રહ્યો એમ જે નયસુંદરે વર્ણવ્યું છે તે પણ 'નલાયન' મહાકાવ્યમા નથી.

આ પ્રસ્તાવની ૨૫ મી કડીથી ૪૪ મી કડી સુધીમા કવિએ 'નલાયન' પ્રમાણે કેશિનીનો વૃત્તાન્ત આપ્યો છે ૪૭ મી કડીથી ૧૪૩ મી કડી સુધીમા 'નલાયન'ના આઠમા સ્કધના વસ્તુનું નિરૂપણ થયું છે નળ દિગ્વિજય માટે પ્રયાણ કરે છે. એની સેનામા આગળ ઋતુપર્ણ રાજા છે અને ભીમરાજાનો પુત્ર પાછળ છે તથા વિદ્યાધરો ઊંચે આકાશમા છે :

સેના મુખિ રાજા રિતુપર્ણ, પછે ભીમસુત દલ આભરણ;
વિદ્યાધર સેના આકાશિં, ચાલિયું કટક પૂર જલરાશિં.

નળ સામે કોઈ યુદ્ધ કરતું નથી માટે બધા દેશોને હિંસા વગર તે જીતી લે છે:

સરોવરબંધ ન ભંજ્યા તેણિ, નવિ છેદાવી કિહાં વનશ્રેણી;
કૃષિસંપદા ન લૂંટિ કિહીં, દુર્ગપાન વળી કીધા નહી
નવિ લૂટયા નવિ જાલ્યાં ગ્રામ, ન કરિયું બધિગ્રહણનું નામ;
નવિ કિહીં કીધું દુખીઉ લોક, નારીગણુ નવિ કરિયુ સશોક.

આમ, પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ દિશામાં નળ દિગ્વિજય કરે છે. ઉત્તર દિશાના દિગ્વિજયના વર્ણનમા નયસુંદરે 'નલાયન' જેટલી વિગત આપી નથી અને રોમકબલ રાજા એને અશ્વમુખ વગેરે કિન્નરોનો ઉલ્લેખ કર્યો નથી કૂબર સાથે દ્યૂત રમીને રાજ્ય પાછુ મેળવી લેવાની નળને સલાહ આપતા ઋતુપર્ણ રાજા પોતાને અક્ષવિદ્યા કેવી રીતે મળી હતી તેનો વૃત્તાન્ત જે કહે છે તે નયસુંદરે 'નલાયન' પ્રમાણે આપ્યો છે નળ કૂબર પાસેથી પોતાનું રાજ્ય દ્યૂત રમીને પાછું મેળવે છે તે પ્રસંગે કવિએ નીચેનાં બે સુભાષિતો આપ્યા છે :

जा जूयण धणासा, मुंडी सीसेण जाइ रुवासा ।
वेशासग-पसंगा, तिन्नि आसा निरासा सा ॥

પાશા, વેશ્યા, અગ્નિ, જલ, ઠગ, ઠક્કર, સોનાર,
એ દસ નુહિ અપ્પણા, બંભણ, બહુઅ બિડાલ.

આ બે બહારના સુપ્રચલિત સુભાષિતોને બદલે નયસુંદરે 'નલાયન'ની દ્યૂત વિશેની આપેલી પંક્તિઓ ખરેખર ઉત્તમ અને કાવ્યોચિત અલંકારયુક્ત છે:

येन हि स्वीकृतं द्रव्यं कस्य द्यूत वशंवदम् ।
कस्मिन पण्याङ्गना रक्ता कच लक्ष्मीर्न विमुञ्चति ॥

यस्मिन पुत्र. कलत्रं च नासाकर्ण च हार्यते ।
नहि द्यूतन्य तस्यास्ति तुल्यता व्यसनं परम् ॥

अस्ति पापात्मकं सौख्यं व्यसनेष्वपि केषुचित् ।
हानौ निःशेषसौख्यानां द्यूतमेकं व्यवस्थितम ॥

* * *

व्यामोहमसुरापाणं विषयत्यागमव्रतम् ।
वितनोति मनुष्याणां दुरन्तः हि दुरोदरम् ॥

जितमर्थमनिर्गम्य कितवस्य कुतः सुखम ।
न स्वस्था स्यादसृक् पीतमवान्त्या जलसर्पिणी ॥

૧૧૭ મી કડીથી ૧૪૩ મી કડી સુધીમા કવિએ નળનો રાજ્યાભિષેક, કૂબરને યુવરાજપદે સ્થાપવો, તીર્થયાત્રા માટે નળનુ નીકળવું અને ત્યાંથી પાછા ફરતા માર્ગમાં જોયેલા મુનિની સેવાચાકરી કરવી એ પ્રસંગોનુ નિરૂપણ 'નલાયન' પ્રમાણે કર્યું છે.

'નલાયન'ના નવમા સ્કંધના ચાર સર્ગમાં નળદમયંતીના પૂર્વભવોની કથા કહેવામા આવી છે નયસુંદરે એનું નિરૂપણ 'નળદમયંતી રાસ'ના સોળમા પ્રસ્તાવ-ની ૧૪૩ મી કડીથી ૨૧૫ મી કડી સુધીમા કર્યું છે. માત્ર, વીરમતી અને મમ્મણના પ્રસંગમાં મુનિએ અલ્પ હિંસા કરવાથી ઘણું દુઃખ ભોગવનાર કલાવતી સતીનો અને મિત્રાનંદ નામના પુરુષનો દાખલો ટાંકયો છે તે નયસુંદરના રાસમા નથી અને વીરમતી અને મમ્મણના એ પછીના પાચમા ભવમા તેઓ સુરલોકમા જન્મે છે ત્યાં 'નલાયન'કારે તેમનાં નામ ક્ષીરડિંડિર અને ક્ષિરડિંડિરાનો ઉલ્લેખ કર્યો છે તે પણ નયસુંદરના રાસમા નથી. છપાયેલા 'નલાયન'મા વીરમતી અને મમ્મણ બીજા ભવમાં સુરલોકમાં ઉત્પન્ન થાય છે એનો ઉલ્લેખ નથી. પરંતુ નયસુંદરે તેનો 'બીજે ભવિ સુરસુખ ભોગવી' એ શબ્દો દ્વારા ઉલ્લેખ કર્યો છે

'નલાયન' મહાકાવ્યના છેલ્લા દસમા સ્કંધના ચાર સર્ગના કથાવસ્તુનું નિરૂપણ નયસુંદરે 'નળદમયંતીરાસ'ના છેલ્લા સોળમા પ્રસ્તાવની ૨૧૬મી કડીથી ૨૮૯મી કડી સુધીમાં કર્યું છે. નળ આગળ ભૂંડનો ખેલ રજૂ કરનાર નાટયાચાર્યને 'નલાયન'માં વર્ણવ્યા પ્રમાણે લાખો સુવર્ણમહોર (**हेमलक्षैरयोजयत**) આપવામા આવે છે. નયસુંદરના રાસમાં 'એક લખ્ય હેમજ આપીયું, ઉપરિ વળી એક ગામ'. નાટયાચાર્યને આપવામા આવે છે આ પ્રસંગે પોતાના પિતાએ આપેલા ઉપદેશ-થી નળ પોતાની વિષયાવના વિશે વિચાર કરે છે એને લગતા 'નલાયન'ના શ્લોકમાથી નયસુંદરે '**संध्यादिवा...**' થી શરૂ થતા પાચ શ્લોક 'નલાયન'મા સર્ગ પહેલો, શ્લોક ૨૬, ૨૭, ૨૮, ૨૯, ૩૦) આ રાસમા ઉતાર્યા છે એટલા

શ્લોકનું નયસુંદરે ગુજરાતી આપ્યું નથી.

રાજભાર પોતાના પુત્રને સોંપી, ચારિત્ર ગ્રહણ કરી નળ ઉગ્ર તપશ્ચર્યા કરે છે, તેથી પોતાના ઇંદ્રાસન વિશે ક્ષોભ પામેલો ઇન્દ્ર તેની તપશ્ચર્યામાં વિઘ્ન નાખવા માટે રંભા, મેનકા વગેરે અપ્સરાઓને મોકલે છે રંભા દમયંતી બને છે, મેનકા કેશિની બને છે અને ચિત્રરૂપ નામનો દેવ ક્રૌંચકર્ણ રાક્ષસનો નાનો ભાઈ કિર્મીરમાલી બને છે. નયસુંદરે રંભાનો ઉલ્લેખ સ્પષ્ટ કર્યો છે. છપાયેલા રાસના પાઠમા અને પાઠાંતરમાં મેનકાનો ઉલ્લેખ નથી, પરંતુ કવિએ તે કર્યો હોય એવો સંભવ, આ બંને પાઠ જોતાં, ઘણો લાગે છે. ચિત્રરૂપ દેવનો ઉલ્લેખ નયસુંદરે બિલકુલ કર્યો નથી અને કિર્મીરમાલીનો ઉલ્લેખ 'કિમીર' તરીકે કર્યો છે

નળમુનિ કાળધર્મ પામી સુરલોકમા ઉત્પન્ન થાય છે એમ 'નલાયન'કારે વર્ણવ્યું છે નયસુંદરે 'નલાયન'નું આ વર્ણન છોડી દીધું છે. તેવી જ રીતે 'નલાયન' માં અંતે નળ અનંતનાથ તીર્થંકર ભગવાનની જે સ્તુતિ કરે છે તે પણ નયસુંદરે આપી નથી 'નલાયન'માં નળદમયંતી દેવલોકમા ઉત્પન્ન થાય છે, નળ કુબેર અથવા ધનદ બને છે અને દમયંતી એની પત્ની બને છે એમ વર્ણવી કવિએ કાવ્ય પૂરું કર્યું છે. નયસુંદરે નળદમયંતી થોડા ભવમાં મુક્તિ પામશે એમ વર્ણવ્યું છે. અલબત્ત, કનકવતીના ભવનો 'નલાયન'કારની જેમ નયસુંદરે ઉલ્લેખ કર્યો નથી. નયસુંદર લખે છે .

સહુ સુરલીલા ભોગવી આય-પ્રમાણિ
તિહાથી ચવી નિજ કાય,

થોડા ભવમાહિં સરસે કાજ,
લહિસ્યે મુગતિ રમાના રાજ.

આમ, 'નલાયન' કાવ્ય પ્રમાણે નયસુંદરે એના પરથી ગુજરાતીમાં ઉતારેલી નલકથા અહીં પૂરી થાય છે. એ પછી નયસુંદર, 'નેમિચરિત્રાદિક'માં ભિન્ન નલકથા છે છતાં બહુશ્રુતોને પૂછીને પોતે 'નલાયન'ને અનુસરીને આ 'ધનદસુર-પૂર્વચરિત્ર' લખ્યું છે માટે તેમાં કવિનો કોઈએ દોષ ન ગણવો એમ ક્ષમાપનાપૂર્વક અને નમ્રતાપૂર્વક કહે છે

આ પછી કવિએ રાસની રચનાસાલ, માસ, તિથિ, વાર, નક્ષત્ર ઇત્યાદિ આપ્યાં છે એ પછી પંદરેક કડીમાં કવિએ ભગવાન મહાવીર સ્વામીના સમયથી

પોતાની પદ્દાવલી જણાવી છે અને છેલ્લી થોડીક કડીઓમાં નળદમયંતીની કથાની ફલશ્રુતિ કહી, ઉપદેશાત્મક વચનો સાથે આ રાસ પૂરો કર્યો છે.

આમ, કવિ માણિક્યદેવસૂરિરચિત 'નલાયન' મહાકાવ્યના કથાવસ્તુને કવિ નયસુંદરકૃત 'નળદમયંતી રાસ'ના કથાવસ્તુ સાથે આપણે સરખાવી જોયું ૧૦ સ્કંધના ૯૯ સર્ગના લગભગ ૪૦૫૦ શ્લોકમાં લખાયેલા 'નલાયન' મહાકાવ્યને ૧૬ પ્રસ્તાવની લગભગ ૨૪૦૦ કડીમાં નયસુંદરે ગુજરાતીમાં ઉતાર્યું છે આ પરથી જોઈ શકાય છે કે 'નલાયન' મહાકાવ્ય કરતાં 'નળદમયંતીરાસ'નુ કદ નાનું છે વળી, જેટલી સઘનતા 'નલાયન' ની સંસ્કૃત ભાષામાં રહેલી જોઈ શકાય છે તેટલી કેટલીક વાર 'નળદમયંતીરાસ'ની ગુજરાતી ભાષામા રહેલી જણાતી નથી. પરિણામે, કેટલીક વાર કવિને એક-બે સંસ્કૃત શ્લોકને ગુજરાતીમા ઉતારવા માટે ચાર-પાચ કડીની જરૂર પડી છે. અલબત્ત, કેટલીક વાર એક જ સંસ્કૃત શ્લોકને કવિએ એક જ કડીમા ઉતાર્યો હોય એવાં ઉદાહરણો પણ આ રાસમાથી સખ્યા-બધ મળશે તેમ છતાં, એકદરે એવી સ્પષ્ટ છાપ પડે છે કે નયસુંદરે 'નલાયન'-ના કથાવસ્તુના નિરૂપણને ટૂંકાવીને રજૂ કર્યું છે પરંતુ એનો અર્થ એ નથી કે નયસુંદરની દૃષ્ટિ આખા મહાકાવ્યને એકસરખી રીતે સક્ષેપમાં ગુજરાતીમાં ઉતારવાની છે 'નળદમયતીરાસ'મા કેટલાયે એવા પ્રસગો જોવા મળે છે કે જે કવિએ બરાબર 'નલાયન' જેટલા જ વિસ્તારથી વર્ણવ્યા છે. એટલે કે કવિએ પોતાને જ્યા જ્યાં જે પ્રમાણે ઉચિત લાગ્યું તે પ્રમાણે 'નલાયન' મહાકાવ્યનો કેટલોક કથા-ભાગ જતો કર્યો છે. કેટલોક સાધારણ સક્ષેપમાં રજૂ કર્યો છે, કેટલોક અત્યંત સંક્ષેપમાં રજૂ કર્યો છે, અને કેટલોક મૂળના જેટલા જ વિસ્તારથી રજૂ કર્યો છે. કથાવસ્તુના નિરૂપણની બાબતમા નયસુંદર પહેલેથી છેવટ સુધી 'નલાયન'ને જ વફાદાર રહ્યા છે. 'નેમિચરિત્રાદિક'ની જૈન પરપરાની જૈનોમા પ્રચલિત કથાથી તેઓ સુપરિચિત હોવા છતાં તેમણે 'નલાયન'માં ન હોય તેવો કોઈ કથાઅંશ જૈન પરંપરાની કથામાથી લઈને 'નળદમતીરાસ'માં ઉમેર્યો નથી વળી, જૈન પરપરાની નલકથામાંથી કોઈ પ્રસગ લઈને 'નલાયન'કારે પોતાની દૃષ્ટિથી જે રીતે જ્યા રજૂ કર્યો હોય તેમા ફેરફાર કરવાનો પ્રયાસ પણ નયસુંદરે કર્યો નથી. 'નલાયન'મા નલકથાનો અંત નળ અને દમયંતી દેવલોકમા ઉત્પન્ન થાય છે ત્યાં આવે છે જૈન પરપરાની નલકથાનો અંત દેવલોક પછી દમયતી કનકવતીના ભવમા વસુદેવને વરે છે ત્યા આવે છે પરંતુ નયસુંદરે કનકવતીના ભવનો ઉલ્લેખ સુધ્ધાં કર્યો નથી. બીજા કોઈક જૈન કવિએ 'નલાયન'ની કથાને અધૂરી ગણી આટલી વાત જરૂર ઉમેરી લીધી હોત, પરંતુ નયસુંદરે તે પ્રમાણે કર્યું નથી.

'નલાયન'માંથી નયસુંદરે કોઈ પ્રસંગ સાવ છોડી દીધો હોય એવો દંડકારણ્યની ઉત્પત્તિનો અને સુદેવ અને શાંડિલ્યે દમયંતીને કહેલો તિલકમંજરીનો વૃત્તાન્ત છે. શકુન્તલા, કલાવતી અને સુભદ્રાની કથાનો નયસુંદરે માત્ર નિર્દેશ કરીને જ ચલાવી લીધું છે એ યોગ્ય જ કર્યું છે તાપસો અને ક્રૌંચકર્ણ રાક્ષસ, ભિક્ષાચર, સરસ્વતી દેવી અને બાલચંદ્ર હંસ, શ્રીધર મુનિ અને કનકાવલી, કિન્નરયુગલ, કદ્રુ અને વિનતા, કેશિનીનો પૂર્વવૃત્તાન્ત ઈત્યાદિ 'નલાયન'માં જોવા મળતા વધારાના પ્રસંગો 'નળ-દમયંતીરાસ'માં નયસુંદરે ઉતાર્યા છે. આમ, નયસુંદર કથાવસ્તુના નિરૂપણની બાબતમાં 'નલાયન' મહાકાવ્યને જ વફાદાર રહ્યા છે. અલબત્ત, કોઈ કોઈ પ્રસંગના નિરૂપણમાં નાની નાની વિગતોમાં એમને હાથે ક્યાંક ક્યાંક થોડા ફેરફારો થયા છે એ અગાઉ આપણે જોયું છે.

નયસુંદરના આ રાસને 'નલાયન'ના ભાષાંતર કે માત્ર અનુવાદ કહેવા કરતાં ભાવાનુવાદ કહેવો વધારે યોગ્ય ગણાય 'નલાયન' મહાકાવ્યની અને નળ-દમયંતી રાસ'ની પંક્તિએ પંક્તિ સરખાવતાં એટલું અવશ્ય જણાય છે કે નયસુંદર મૂળની ઘણી પંક્તિઓનો થોડી પંક્તિઓમાં સાર આપી દે છે; કેટલીક વાર મૂળની પંક્તિઓનો લગભગ એટલી પંક્તિઓમાં ભાવ દર્શાવી દે છે, કેટલીક વાર મૂળની પંક્તિઓને બરાબર એ જ પ્રમાણે ગુજરાતીમાં સચોટ રીતે ઉતારે છે; તો કેટલીક વાર મૂળની પંક્તિઓને વિસ્તારથી અને વિશદતા તથા સરળતાથી રજૂ કરવાનો પ્રયાસ કરે છે કેટલીક વાર કેટલીક પંક્તિઓમાં નયસુંદરે 'નલાયન'માં ન હોય એવું પોતાની મૌલિક કલ્પના વડે નિરૂપણ કર્યું છે. એકંદરે, નયસુંદરનો આ અનુવાદ બાણભટ્ટની કાદંબરીના ભાલણે કરેલા અનુવાદની યાદ અપાવે એટલો, બલ્કે, એથી પણ વિશેષ સમર્થ છે

આ રાસમાં નયસુંદરની પોતાની તરી આવતી વિશિષ્ટતા તે એમણે સ્થળે સ્થળે મૂકેલાં સુભાષિતો છે. કવિએ સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, ગુજરાતી, હિંદી, ફારસી એમ ભિન્ન ભિન્ન ભાષાઓમાંથી આવા સુભાષિતો આપેલાં છે. કેટલીક વાર એવા સુભાષિતો આપીને એનો ગુજરાતી પદ્યાનુવાદ પણ પોતે આપ્યો છે. કેટલાંક સુભાષિતો કવિએ પોતે યોજી કાઢ્યાં હોય એવા પણ જણાય છે આવાં પ્રસંગોચિત સુભાષિતો શોધવા અને મૂકવાં એ કવિની વિદ્વત્તા અને એમના વિશાળ વાચનની પ્રતીતિ કરાવે છે. કવિએ આપેલાં આવાં સુભાષિતોનું પ્રમાણ કથાના પૂર્વભાગ કરતા ઉત્તર ભાગમાં ઘણું ઓછું જોવા મળે છે એ નોંધનીય છે

નયસુંદરની અનુવાદશક્તિ જેટલી ઉચ્ચ પ્રકારની છે એટલી જ ઉચ્ચ પ્રકારની એમની પોતાની કવિત્વશક્તિ પણ છે. કવિની વિદ્વત્તાની, રસિકતાની અને

કલ્પનાશક્તિની પ્રતીતિ આ રાસમા આપણને સ્થળેસ્થળે થાય છે નયસુંદર માત્ર અનુવાદક નથી, ઉત્તમ કવિ પણ છે એની એમના બીજા મૌલિક રાસ જેવા કે 'રૂપચદકુંવરરાસ' 'સુરસુંદરીરાસ, 'પ્રભાવતીરાસ' ઇત્યાદિ જોતાં પ્રતીતિ થશે. છંદ અને દેશીઓની દૃષ્ટિએ જોતા કવિએ દુહા, ત્રૂટક, ચોપાઈ અને કેટલાક રાગ અથવા દેશીમા આ 'નળદમયતીરાસ'ની રચના કરી છે. તેમા દુહા કે બીજી દેશીઓ કરતાં ચોપાઈ કવિની સર્જકપ્રતિભાને સવિશેષ અનુકૂળ છે એ જોઈ શકાશે કવિની વાણી અનાયાસ, એકધારી, અસ્ખલિત વહી જાય છે. કવિ પાસે અસાધારણ ભાષાપ્રભુત્વ છે માટે જ એમની રચના સામાન્યતામાં કે બિનજરૂરી વિસ્તારમાં સરી પડતી નથી. પાદપૂરક તરીકે શબ્દો કવિને વાપરવા પડતા હોય એવું આ રાસમાં ભાગ્યે જ જોવા મળશે. કવિને અલબત્ત, 'નલાયન'ની ભાષાનો અને એના શબ્દભંડારનો લાભ તો મળ્યો જ છે પરંતુ તેમ છતાં કવિનું પોતાનું શબ્દભંડોળ પણ ઓછું નથી. ઉદાહરણ તરીકે ઇન્દ્ર, વરુણ, અગ્નિ અને યમ એ ચાર દેવો માટે, દમયતીના સ્વયવર પ્રસગનું નિરૂપણ તપાસતાં, કવિએ કેટલા ભિન્ન ભિન્ન શબ્દો આપ્યા છે એ જોતા આની પ્રતીતિ થશે. સંસ્કૃત શબ્દોની જેમ તદ્ભવ શબ્દો પરતું કવિનું પ્રભુત્વ પણ એટલું જ અસાધારણ અને પ્રશસ્ય છે કવિની ભાષામા ઓજસ્ છે અને માધુર્ય પણ છે, આડંબર છે અને શબ્દવિલાસ પણ છે.

આમ, કવિ નયસુંદરકૃત 'નળદમયતીરાસ' નલકથા વિશે ગુજરાતીમાં લખાયેલી જૈન પરંપરાના કવિઓની કૃતિઓમા સૌથી શ્રેષ્ઠ ગણી શકાય એવી છે અને આપણી મધ્યકાલીન સાહિત્યકૃતિઓમા પ્રથમ હરોળમાં મૂકી શકાય એવી છે.

# ૧૭. ગુણવિનયકૃત નલદવદંતી પ્રબંધ*

ઉપાધ્યાય કવિ ગુણવિનયે સં ૧૬૬૫ માં નવાનગરમાં આસો વદ છઠના સોમવારે 'નલદવદંતી પ્રબંધ'ની રચના પૂર્ણ કરી હતી. રાસની અંતિમ કડીઓમાં તેનો સ્પષ્ટ નિર્દેશ એમણે કર્યો છે.

ગુણવિનયે ૩૫૩ કડીમાં આ રચના કરી છે. એની ફલશ્રુતિ દર્શાવતાં કવિએ પોતાની આ 'રાસકૃતિને પ્રબંધ' તરીકે ઓળખાવી છે.

ગુણવિનયે આ રાસની રચના કરી તે અગાઉ ઋષિવર્ધન, મેઘરાજ વગેરે કવિઓના નળદવદંતી વિશેના રાસની રચના થઈ ગઈ હતી, પરંતુ ગુણવિનયે તે કોઈ કૃતિનો નિર્દેશ પોતાના રાસમાં કર્યો નથી, જેવું તે અપેક્ષિત પણ નથી. 'નલાયન' મહાકાવ્યની રચનાનો નિર્દેશ પણ આ રાસમાં થયો નથી. ગુણવિનય એ કૃતિઓથી પરિચિત હશે કે કેમ તે પ્રશ્ન છે, કારણકે તે સમયમાં કૃતિઓ મેળવવાનાં સાધનો સુલભ ન હતાં.

સંવત ૧૬૬૫ માં ગુણવિનયે આ રાસની રચના કરી તે જ વર્ષે કવિ નયસુંદરે પોતાના 'નળદમયંતીરાસ'ની રચના કરી છે. પરંતુ બંનેની કૃતિઓમાં તફાવત છે. ગુણવિનયનો આ રાસ કદમાં નાનો છે. નયસુંદરનો રાસ સુદીર્ઘ છે. ગુણવિનય મૂળ જૈન પરંપરા પ્રમાણે કથા વર્ણવે છે; નયસુંદર 'નલાયન' મહાકાવ્યને અનુસરીને કથા નિરૂપે છે. પાંડિત્યનુ દર્શન બંને કવિની કૃતિમા થાય છે, પરંતુ નયસુંદરનો રાસ કાવ્યકૃતિ તરીકે વિશેષ સિદ્ધિ દાખવે છે.

આ રાસની રચના માટે ગુણવિનયે કયા ગ્રંથનો આધાર લીધો છે તેનો ઉલ્લેખ તેમણે રાસમાં કર્યો નથી, પરંતુ તેનુ કથાનિરૂપણ જોતાં 'પાંડવચરિત્ર' અથવા 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'નો આધાર તેમણે લીધો હશે તેમ જણાય છે.

ગુણવિનયે નલ અને દવદંતી એ બંનેમાંથી દવદંતીના પાત્રને વિશેષ લક્ષમાં રાખીને, એના શીલનો મહિમા વર્ણવવાના આશયથી આ રચના કરી છે. કૃતિના આરંભમાં તેમ જ કૃતિને અંતે શીલનો મહિમા કવિએ દર્શાવ્યો છે.

---

* આ મહાનિબંધના લેખકે ગુણવિનયના અદ્યાપિ અપ્રસિદ્ધ રહેલા આ રાસ સંશોધિત-સંપાદિત કરી હવે પ્રકાશિત કર્યો છે.

કવિએ આ રાસમાં ખંડ કે વિભાગ પાડયા નથી. દુહા, ચોપાઈ અને વિવિધ દેશીની ઢાલમાં કવિએ સળંગ રચના કરી છે. તેમાં પણ દુહા અને ચોપાઈની કડીઓની સંખ્યા પ્રમાણમાં ઓછી છે. બે ઢાલ વચ્ચે દુહાની પંક્તિઓ પ્રયોજવાની આ સમયના અન્ય કેટલાક જૈન કવિઓમા જે પદ્ધતિ જોવા મળે છે તે ગુણવિનયના આ રાસમાં જોવા મળતી નથી કવિએ ચોપાઈની ઢાલ ઉપરાંત કુલ સોળ ઢાલમાં આ રાસની રચના કરી છે.

કવિ ગુણવિનયની આ રાસકૃતિ કદમા નાની છે. તેનુ એક કારણ એ પણ છે કે એમણે નળદમયંતીના પૂર્વના ભવ કે પછીના ભવની કથા આલેખી નથી. કથાનો ઉપક્રમ પણ કવિ નળ અને દમયંતીનો સહેજ પરિચય કરાવી સ્વયંવરની ઘટનાથી કરે છે. કવિનો આશય શીલનો મહિમા દર્શાવવા માટે આ કૃતિની રચના કરવાનો હોવાથી એમનું લક્ષ્ય દવદંતીના શીલની કસોટીના પ્રસંગોનું આલેખન કરવા તરફ વિશેષ રહ્યું છે.

ગુણવિનયે રાસની શરૂઆતમા ચોપાઈની પચાસથી વધુ કડીમાં દવદંતીના સ્વયંવરનો પ્રસંગ વર્ણવ્યો છે. રાસમાં વર્ણવાયેલા અન્ય પ્રસંગોની સરખામણીમાં સ્વયંવરનો પ્રસંગ વધુ વિગતે અને વિવિધ અલંકારો સહિત વર્ણવાયો છે. ચોપાઈની આ ઢાલ રાસની અન્ય ઢાલની સરખામણીમાં સૌથી લાંબી છે. રાસરચનાનો કવિએ હજુ આ આરંભ કર્યો છે એટલે એ પ્રસંગના નિરૂપણમાં એમનો ઉત્સાહ પ્રગટ થાય છે.

ત્યારપછી પહેલી ઢાલમાં કવિ ભીમરાજા નિષધનરેશને તથા વરવધૂ નળદવદંતીને વિદાય આપે છે એ પ્રસંગ વર્ણવે છે ભીમરાજા નળદવદંતીને વિદાય આપે છે તે વખતે તેઓ દવદંતીને પતિની અનુગામિની થવાની શિખામણ આપે છે, કારણ કે તેમને ખબર છે કે નળને જુગાર રમવાનુ વ્યસન છે કવિએ આ પ્રકારનું જે વર્ણન કર્યું છે તે જુગાર રમતાં આવી પડનારી આપત્તિના સૂચન રૂપ છે પરંતુ મૂળ કથા પ્રમાણે તો નળને દ્યૂત રમવાનું વ્યસન તો ઘણે સમયે લાગુ પડે છે. એટલે ગુણવિનયે કરેલુ આ વર્ણન પરંપરાની કથાથી થોડું ભિન્ન છે.

નળદવદંતી ભીમરાજાની વિદાય લે છે. એમનો રથ ચાલવા લાગે છે આ પ્રસંગે નળદવદંતીના પ્રથમ પ્રણયોત્સુક મિલનનું વર્ણન કવિએ જે કર્યું છે તેમાં એમની મૌલિકતા અને રસિકતાનું દર્શન થાય છે. આવું વર્ણન નળદવદંતી

વિશેની અન્ય કોઈ કૃતિમાં જોવા મળતુ નથી. લગ્ન પછી પાછા ફરતાં નળ રસ્તામાં દવદંતીની લજ્જા દૂર કરવા યુક્તિપૂર્વક રથને આડે રસ્તે વાળે છે. કવિ લખે છે :

નવપરિણીત લાજઈ કરી એ
  અવનત વદન નિહાલિ,
તઉ નલ કુતૂહલ રસઈ એ
  કુપથ ભાણી અસ વાલિ. ૭૧

વિભ્રમ નવપરિણીતના એ
  દેખિવા એકલઉ ભૂપ;
તઉ પ્રશ્ન એહવા કરઈ એ
  કુણ તરુ પ્રિય એ અનૂપ ૭૨

લાજ સિથિલ તેહની કરી એ
  આશ્ચર્યઉ મૂરિજ નામ
તઉ વિવિધ આલિંગનઈ એ
  પ્રિય રખાવઈ તિણિ ઠામિ ૭૩

નળ પોતાના નગરમાં આવી સુખ ભોગવે છે. નિષધરાજ નિવૃત્ત થાય છે. નળનો રાજ્યાભિષેક થાય છે અને કૂબરને યુવરાજના પદે સ્થાપવામાં આવે છે પરંતુ ક્રૂર કૂબર નળની પાસેથી રાજ્ય પડાવી લેવા માટે નળને દ્યૂત રમવા લલચાવે છે. નળ હારવા લાગે છે. દવદંતી એને સમજાવે છે પરંતુ નળ માનતો નથી પરિણામે સર્વસ્વ હારીને નળને રાજ્ય છોડવું પડે છે. આ ઢાલમાં દવદંતી નળને જુગાર ન રમવા માટે વિનવે છે તેનું સાલંકાર સંવાદ નિરૂપણ કવિએ કર્યુ છે.

આપણ હાથિ વધારી ઓરડી,
કિમ નિજ કરિ છેદીજઈજી;
અમૃત ભોજન દેઈ પહિલઉ
મૂત્રચુલુ કિમ દીજઈજી ?

છઠ્ઠી ઢાલમાં કુબજ નળ સુસમારપુરમાં ગાંડા હાથીને વશ કરીને દધિપર્ણ રાજાનો પ્રેમાદર પામી ત્યાં રહે છે એ પ્રસંગનુ આલેખન કવિએ કર્યું છે સાતમી ઢાલમાં દવદંતીનો ત્યાગ કર્યો પછી એને માથે શું વીતે છે તેની વાત નળને કુશલ નામના બ્રાહ્મણ પાસેથી જાણવા મળે છે એ પ્રસંગ નિરૂપાયો છે. આઠમી ઢાલમાં દવદંતીની વિપત્તિનુ ચિત્ર, વનમાં આસપાસનાં પશુપંખીઓ પર પડેલા એના પ્રભાવના નિરૂપણ સાથે, કવિએ તાદૃશતાથી ઉપસાવ્યું છે.

દવદંતીના ચારિત્રનો પ્રભાવ હિંસ્ર, પ્રાણીઓ પર પણ કેવો પડતો હતો તે અહી વર્ણવી કવિએ એના શીલનો મહિમા સૂક્ષ્મ રીતે દર્શાવ્યો છે

નવમી અને દસમી ઢાલમાં દવદંતીને વનમા થયેલા સાર્થવાહ, રાક્ષસ, તાપસો વગેરેના અનુભવોનું, યશોભદ્ર કેવલીને એણે પૂછેલી પોતાના દુઃખના કારણની વાતનું, અચલપુરમા માસીને ત્યા તે ગુપ્તપણે રહે છે અને પિંગલ ચોરને બચાવે છે તે પ્રસંગનુ નિરૂપણ થયું છે. અગિયારમી ઢાલમાં હરિમિત્ર બ્રાહ્મણ દવદંતીની ભાળ કાઢે છે અને દવદંતી પોતાના પિતાને ત્યાં આવે છે એ ઘટનાનું નિરૂપણ થયુ છે નળની તપાસ ભીમરાજા કરાવે છે દધિપર્ણરાજાને ત્યા જે કુબજ છે એ નળ હોવાનો સંભવ છે એમ જાણી ભીમરાજા બનાવટી સ્વયંવરની યુક્તિ કરીને દધિપર્ણ સાથે કુબજને કુંડિનપુર બોલાવે છે કુબજની પરીક્ષા થાય છે અને એ નળ જ છે એની પ્રતીતિ થાય છે અને નળદવદંતીનું પુનર્મિલન થાય છે—ઈત્યાદિ પ્રસંગોનુ નિરૂપણ બારમી, તેરમી અને ચૌદમી ઢાલમા થયુ છે નળે કુબજ પાસેથી પોતાનુ રાજ્ય પાછુ મેળવી લીધુ એ પ્રસંગનુ તથા નળે ઘણાં વર્ષ રાજ્યસુખ ભોગવ્યા પછી નિષધદેવની પ્રેરણાથી સંયમવ્રત ધારણ કર્યું અને અંતે અનશન કરી, દેહ છોડી દેવલોકમાં તે કુબેર નામનો દેવ થયો તે પ્રસંગનું નિરૂપણ પંદરમી ઢાલમા થયુ છે. છેલ્લી ઢાળમા રચનાસ્થળ તથા રચનાવર્ષનો નિર્દેશ કરી, પોતાની ગુરુપરંપરા જણાવી, રાસની ફલશ્રુતિરૂપે શીલનો મહિમા દર્શાવી કવિ રાસનુ સમાપન કરે છે

કવિ ગુણવિનયની વાણીમાં લાઘવ અને પ્રસાદ છે નળદવદંતીના કથાનકને આ રાસકૃતિમા કવિએ સુશ્લિષ્ટતાથી આલેખ્યું છે. તેમ કરવા જતા કેટલેક સ્થળે

કવિ કથાને માત્ર પદ્યદેહ આપે છે એવું લાગે છે. અલબત્ત, તેવે સ્થળે પણ કવિનું પદ્ય લયબદ્ધ અને પ્રાસાનુપ્રાસયુક્ત રહ્યું છે સંરચનાની દૃષ્ટિએ, દેશીઓ અને રાગરાગિણીની દૃષ્ટિએ આ રાસમાં, સમયસુંદર વગેરે કવિઓની કેટલીક રાસકૃતિઓમાં જોવા મળે છે તેવું વૈવિધ્ય ઓછું જોવા મળે છે.

આ રાસમા ગુણવિનયની કવિદૃષ્ટિનો પરિચય સ્થળેસ્થળે થાય છે. કવિએ યોજેલા શબ્દાલંકાર અને અર્થાલંકાર પણ એની પ્રતીતિ કરાવે છે. મધ્યકાલીન કવિનામા અંત્યાનુપ્રાસની રચના સમગ્ર કૃતિમાં હોય છે તેવી રીતે આ રાસમાં પણ જોઈ શકાય છે. તદુપરાંત તેમાં આંતરયમક, વર્ણસગાઈ ઇત્યાદિની રચના પણ જોવા મળે છે. આવી રચના ગુણવિનયમા સહજસુંદર થઈ છે.

કવિએ ઉપમા, ઉત્પેક્ષા. રૂપક, દૃષ્ટાન્ત વગેરે અર્થાલંકારોમાં દાખવેલી મૌલિકતા જુઓ :

ભમરી પરિ ભમતી તસુ દૃષ્ટિ
રાજવનઈ નવિ પામઈ તુષ્ટિ. ૬૦

× × ×

રોમાંચિત તસુ હૂઅઉ દેહ
ધરિ અંકુર જિમ વૂઠઈ મેહિ. ૬૧

× × ×

ચંચલ જિમ દંતાવલ કાન
વીતે રિત જિમ તરુનઉ પાન

તિમ ચંચલ વછ રાજ્યવિલાસ
તિહાં સ્થિરપણઈ કિસી તુઝ આસ. ૩૩૮

× × ×

નર રતનાંરી દેષઉ રીતિ
અપગારી ઉપરિ કરઈ પ્રીતિ;

ચંદન છેદઈ જેહ કુહાર
વાસઈ તેહની મુખની ધાર. ૩૩૩

× × ×

હૃદયકમલિ નલહંસ વહેતી. ૧૯૪

× × ×

સાત વ્યસન એ ધૂરિ કહ્યઉ એ,
જિણઈ સત્યકાનન હેલઈ દહ્યઉ એ. ૯૩

કવિ ગુણવિનય સંસ્કૃતના પ્રખર પંડિત હતા એથી એમની ભાષામાં ક્યારેક સંસ્કૃત શબ્દો અને સમાસપ્રચુર પંક્તિઓનો ઉપયોગ જોવા મળે છે. આ રાસમા તૃષિન, શ્રાંત, એકાપધપાત, પરીરભમુદ્રા, ભયભ્રાતા, આસન્ન, ત્યાગાવધિ, ફલભારનત, કલધૌત, સપરિચ્છદ, કાતર વગેરે શબ્દો વપરાયેલા જોવા મળે છે. કવિએ પોતાની કૃતિમાં તત્કાલીન કહેવતો અને રૂઢપ્રયોગોનો ઉપયોગ પણ કર્યો છે. 'સંત ન મૂકઈ ટેક,' 'ઉત્તમ કિમ છોડઈ નિજ સીમ,' 'ઊંઘત જાણિ વિ છાયઉ મિલ્યઉ,' 'મૂંગા માંહિ જાણિ ઘૃત ઢલ્યઉ' વગેરે તેનાં ઉદાહરણો છે.

કવિ ગુણવિનયની આ રાસકૃતિ કદની દૃષ્ટિએ મધ્યમ પ્રકારની છે જૈન પરંપરાની નલકથાને તે બરાબર અનુસરે છે કવિની વિદ્વત્તાથી અને મૌલિક પ્રતિભાથી અંકિત આ કૃતિ છે એમાં કેટલાંક રસસ્થાનો કવિએ પોતાની સ્વતંત્ર કલ્પનાથી વિકસાવ્યાં છે એ દૃષ્ટિએ નલકથાના વિકાસમાં ગુણવિનયની આ રાસકૃતિ પણ મહત્ત્વનું સ્થાન ધરાવે છે

# ૧૮. સમયસુંદરકૃત નલ-દવદંતી રાસ

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરનાર સમર્થ જૈન કવિઓમાં સમયસુંદરનું સ્થાન વિશિષ્ટ છે. ઈ. સ. ના સોળમા શતકના ઉત્તરાર્ધમાં અને સત્તરમા શતકના પૂર્વાર્ધમાં થઈ ગયેલા આ જૈન સાધુ કવિએ ગુજરાતી સાહિત્યમાં વિવિધ પ્રકારનો ફાળો આપ્યો છે, કવિ અને વિદ્વાન સાહિત્યકાર તરીકે તેમજ તપસ્વી સાધુ તરીકે તેમણે ઉચ્ચ પ્રકારની પ્રતિષ્ઠા પોતાના સમયમાં મેળવી હતી.

સમયસુંદરે સંવત ૧૬૭૩માં, એટલે કે વિક્રમના સત્તરમા સૈકાના ઉત્તરાર્ધમાં મારવાડમાં આવેલા મેડતા ગામમાં 'નલ-દવદંતી રાસ' (અથવા 'નલ-દવદંતી ચોપાઈ')ની રચના કરી છે.* આ રાસનું કથાવસ્તુ છ ખંડની લગભગ હજારેક કડીમાં વહેંચાયેલું છે. સીમંધર સ્વામી વગેરે વીસ વિચરતા જિનેશ્વરો, તીર્થંકરો, કેવળજ્ઞાનીઓ, ગણધરો, સાધુઓ અને પોતાના ગુરુ તથા સરસ્વતીને પ્રણામ કરીને કવિ નળદવદંતીની કથા શરૂ કરે છે. પહેલા ખંડમાં નિષધરાજાનું રાજ્ય, એમના બંને પુત્રો નળ અને કૂબર, દવદંતીના સ્વયંવરનું નિમંત્રણ, દવદંતીનો સ્વયંવર, સ્વયંવરમાં દવદંતીએ નળને વરવું, તેઓનું અયોધ્યા પાછા આવવા માટે નીકળવું, રસ્તામાં કાઉસગ્ગ ધ્યાનમાં રહેલા મુનિનો પ્રસંગ, અયોધ્યામાં આવતાં પ્રજાએ નળ-દવદંતીનું કરેલું સ્વાગત વગેરેનું નિરૂપણ કવિએ કર્યું છે.

દવદંતી સાસરે વિદાય થાય છે એ વખતે એની માતા તથા સખીઓ એને જે વ્યવહારુ શિખામણ આપે છે તેને માટે કવિએ એક આખી ઢાલ પ્રયોજી છે

સ્વયંવરમાંથી પાછા ફરતા અયોધ્યા નગરીમાં નલ-દવદંતીનું સ્વાગત થાય છે તે પ્રસંગનું કવિએ સવિગત તાદૃશ ચિત્ર દોર્યું છે.

બીજા ખંડમાં નલ-દવદંતીનું સુખપૂર્ણ જીવન, કૂબરનો દ્વેષ, નળ અને કૂબર દ્યૂત રમવા લાગ્યા અને એમાં નળનું હારી જવું, નળ-દવદંતીનું વનમાં જવું, વનમાં દવદંતીનો ત્યાગ, અગ્નિમાં બળતા સાપને નળે બચાવવો અને દધિપર્ણ રાજાની મેળવેલી પ્રશંસા વગેરે પ્રસંગો કવિએ વર્ણવ્યા છે.

---

* સમયસુંદરકૃત 'નલ-દવદંતી રાસ' આ મહાનિબંધના લેખકે સંશોધિત-સંપાદિત કરી, પ્રસ્તાવના અને ટિપ્પણ સાથે પ્રગટ કર્યો છે. અમદાવાદના 'ભારત પ્રકાશન' તરફથી ૧૯૫૭માં તેનું પ્રકાશન થયું છે.

બીજા ખંડની પાંચમી ઢાલમા કવિએ અગ્નિમાં બળતા સાપનો અને સુસમારપુર નગરમાં ગાંડા હાથીને વશ કરવાનો એમ બે પ્રસંગો આલેખ્યા છે. આ પ્રસંગો માટે કવિએ પ્રયોજેલી ઢાલની ભાષા ઓજસ્વાળી છે અને એનો લય વેગવાળો છે. બંને પ્રસંગો નજર સમક્ષ ખડા થાય એ રીતે કવિએ આલેખ્યા છે.

ત્રીજા ખડમાં, નળ દધિપર્ણ રાજાને ત્યા અશ્વવિદ્યા, ગજવિદ્યા અને સૂર્યપાક રસવતીના જાણકાર તરીકે રહે છે, એક બ્રાહ્મણ પથિક નળની ભાળ કાઢી જાય છે, નળે વનમા ત્યાગ કરેલી દવદતીને માથે ઘણાં સંકટો આવી પડે છે—ઇત્યાદિ ઘટનાઓનું કવિએ આલેખન કર્યું છે. એમાં, વનમા ભમતી દમયતીએ પોતાનો સંદેશો ચન્દ્ર મારફત પોતાના પતિને મોકલવા માટે કરેલી વિનતી એ આ કવિની પોતાની મૌલિક કલ્પનાનું સર્જન છે જુઓ :

હો સાયરસુત સોહામણા—સોહામણા રે,
હો સાભલિ સગુણ સદેસ
હો ગગનમંડલ ગતિ તાહરી રે—તાહરી રે,
હો દેષઈ સગલા તું દેસ
દેષઈ સગલા દેસ
ચંદલિયા સદેસઉ રે કહે મ્હારો કંતનઈ રે,
થારી અબલા કરઈ અંદેસ

ચોથા ખંડમાં, એક પર્વત પર ગુફામાં દવદંતીનુ રહેવું, વર્ષાના જલપૂરમાથી તાપસોને બચાવી લેવા, સિહકેસરીને 'કેવળજ્ઞાન થવુ, કોઈક પુરુષના કહેવાથી પોતાના પતિને શોધવા નીકળતા દવદતીનુ વનમા ભૂલા પડી જવુ, અને ધનદેવ સાર્થવાહની મદદથી અચલપુર પહોચવું ઇત્યાદિ ઘટનાઓ કવિએ નિરૂપી છે. આ ખડની ઢાલ ચોથી અને પાંચમીમા કવિએ નલ-દવદંતીના પૂર્વભવની કથા યશોભદ્ર મુનિના મુખે વર્ણવી છે.

પાંચમા ખડમા અચલપુરમા રાણી ચન્દ્રજસાને ત્યા દવદંતીનું રહેવું, પિગળ ચોરને બચાવવો, હરિમિત્ર બ્રાહ્મણે દવદંતીની કરેલી શોધ; દવદતીનું પોતાના પિતાને ત્યા કુડિનપુર આવવું, દવદતીના બીજી વારના સ્વયંવરની બનાવટી વાત એ માટે દધિપર્ણ રાજા અને કૂબડાનું કુડિનપુરમા આવવુ, કૂબડાની દવદંતીએ કસોટી કરવી અને દિવ્ય વસ્ત્ર ધારણ કરી મૂળ સ્વરૂપે નળનું પ્રગટ થવું—આટલી ઘટનાઓનું કવિએ નિરૂપણ કર્યું છે પોતાને ત્યાં રહેલી દવદંતી એ પોતાની

ભાણેજ છે એવું જ્યારે રાણી ચન્દ્રજસા જાણે છે ત્યારે તેને એક તરફ જે હર્ષ થાય છે અને બીજી તરફ દુઃખ થાય છે તે પ્રસંગનું કવિએ કરેલું વર્ણન રસિક છે.

છઠ્ઠા ખંડમાં કૂબર સાથે દ્યૂત રમી નળે પોતાનું રાજ્ય પાછું મેળવ્યું; નળ-દવદંતીએ કેટલોક સમય સુખ ભોગવી સંયમ ધારણ કરી દીક્ષા લીધી; એ દીક્ષા બરાબર ન પળાતાં સાધુએ નળને ગચ્છ બહાર કાઢ્યો; નળના પિતાએ નળમુનિ પાસે આવી ઉપદેશ આપ્યો; અનશન કરી નળે પોતાના દેહનો અંત આણ્યો; દવદંતીએ પણ અનશન કરી દેહત્યાગ કર્યો—આટલા પ્રસંગો પછી કવિએ નળદવદંતીના એ પછીના ભવોનું આલેખન કર્યું છે

સમયસુંદરે પોતે આ રાસમાં કહ્યું છે તેમ, કથાવસ્તુ માટે 'પાંડવચરિત્ર' અને 'નેમિચરિત્ર' નો તેમણે આધાર લીધો છે જુઓ :

'પાંડવનેમિચરિત્ર હો ને૦. એ અધિકાર તિહાથી ઉધર્યઉ
ચ ચઉ કવિઅણ ચિત્ત હો ને૦ કવિઅણ કેરી કિહાં કણિ ચાતુરી."

'પાંડવચરિત્ર' અને 'નેમિચરિત્ર'ની નલકથા સાથે સરખાવતાં સ્પષ્ટ દેખાઈ આવે છે કે સમયસુંદરે પોતાના રાસના કથાવસ્તુમાં પોતાના કહી શકાય એવા મહત્ત્વના કંઈ પણ ફેરફાર કર્યા નથી. 'પાંડવચરિત્ર' અને 'નેમિચરિત્ર'ની નલકથા જૈન પરંપરાનુસારી કથા છે, એટલે સમયસુંદરનો રાસ જૈન પરંપરાની નલકથાને બરાબર વળગી રહે છે એમ કહી શકાય. અલબત્ત, આનો અર્થ એ નથી કે તેઓ 'પાંડવચરિત્ર' કે 'નેમિચરિત્ર'ની કથાને અક્ષરશઃ વળગી રહ્યા છે. તેમણે એ બંને ગ્રંથોમાંથી કથાપ્રસંગો ઉપરાંત કેટલાક ઉત્તમ અલંકારો અને કેટલીક ઉત્તમ કલ્પનાઓ પોતાના રાસ માટે સ્વીકારી લીધાં છે તેમ છતાં તેમાંની કેટલીક ઉત્તમ કલ્પનાઓ એમણે જતી પણ કરી છે અને પ્રસંગોના આલેખનમાં ક્યાંક વિગતફેર પણ કર્યા છે. સમયસુંદરની કૃતિમાં વસ્તુસંકલનાની દૃષ્ટિએ એ નોંધવું જોઈએ કે 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર' 'નેમિનાથચરિત્ર' આદિ કેટલાક ગ્રંથોમાં નળદવદંતીની કથા નળ અને દવદંતીના મમ્મણ રાજા અને વીરમતીના પૂર્વભવથી શરૂ થાય છે, જ્યારે સમયસુંદરે કથાની શરૂઆત 'પાંડવચરિત્ર'ને અનુસરીને નલદવદંતીના ભવથી જ કરી છે. બીજી એક નોંધપાત્ર વસ્તુ એ છે કે અન્ય રાસના કવિઓએ નલદવદંતીના પછીના ભવની વાત અત્યંત સંક્ષેપમાં કહી છે ત્યારે, સમયસુંદરે, મૂળ સંસ્કૃત અને પ્રાકૃત ગ્રંથોને અનુસરીને, એ ઘણી વિસ્તારથી કહી છે. સમયસુંદરે એ કહેવામાં આ રાસનો લગભગ આખો છઠ્ઠો ખંડ રોક્યો છે આથી જૈન પરંપરાની

ની નલકથાથી અપરિચિત, પરંતુ લોકપ્રચલિત નળદમયંતીની કથાથી પરિચિત એવા વાચકવર્ગને તો આ રાસનો છઠ્ઠો ખંડ જાણે મૂળ કથાપ્રવાહથી છૂટો પડી જતો હોય એવું લાગવાનો સંભવ છે આમેય, નલદવદંતીનાં સુખદુ:ખની કથામાં વાચકને જેટલો રસ પડે એટલો રસ વાસુદેવ અને કનકવતીની કથામાં પડે નહિ અલબત્ત, કવિએ કેટલાક રસિક પ્રસંગો યોજ્યા છે તોપણ. આપણું માનસ આ કથા અમુક રીતે સાંભળવા ટેવાઈ ગયેલું હોય એ પણ આમ બનવાનુ કદાચ કારણ હોય.

કદની દૃષ્ટિએ સમયસુંદરનો આ રાસ એમના પુરોગામી કવિઓ ઋષિવર્ધન, ગુણવિનય કે અજ્ઞાત કવિના રાસની સરખામણીમા મોટો છે, પણ નયસુંદરના 'નળદમયંતીરાસ' કરતાં નાનો છે. સમયસુંદરે કથાવસ્તુનો યથોચિત વિકાસ નિરૂપ્યો છે તેમ છતા કેટલેક સ્થળે એમણે જેટલી કથારસની દરકાર કરી છે એટલી કાવ્યરસની કરી હોય એમ લાગતું નથી કેટલાક રસિક અને ભાવપૂર્ણ પ્રસંગો એમણે અવશ્ય ખીલવ્યા છે, પરંતુ કેટલેક સ્થળે પ્રસંગોની કવિત્વમય ખિલવણી માટે જ્યા અવકાશ હતો ત્યા એમણે માત્ર સંક્ષેપમા કથાપ્રસંગો વર્ણવી દીધા છે.

કવિએ રાસ માટે કથાવસ્તુ પરંપરાગત લીધું છે, પણ તેનુ આલેખન પોતાની વિશિષ્ટ પ્રતિભા પ્રમાણે કર્યું છે. તેમ કરવામાં એમણે કેટલીક વાર અન્ય કવિઓ કરતા વિશિષ્ટ શક્તિ દાખવી છે આ રાસના બે મુખ્ય પાત્રો નળ અને દવદંતી ઉપરાત નિષધરાજા, ભીમરાજા, કૂબર, ઋતુપર્ણ, ચન્દ્રજસા રાણી, દધિપર્ણ રાજા, પિંગલ ચોર, ધનદેવ સાર્થવાહ, શ્રીવસંત, વસુદેવ, કનકવતી, યશોભદ્ર ગુરુ, સિંહકેસરી કેવલી વગેરે ગૌણ પાત્રોનુ પણ મનોહર આલેખન કરી દરેક પાત્રને પોતપોતાના વ્યક્તિત્વ પ્રમાણે ઉપસાવવાનો કવિએ સારો પ્રયાસ કર્યો છે. એ પાત્રો પોતપોતાનાં સ્વભાવ-લક્ષણ વડે આપણી નજર સામે તરવરી રહે છે.

આ રાસમાં મુખ્ય બે પાત્રોને–નળ અને દવદંતીને–કવિએ ગૌરવપૂર્ણ આલેખ્યાં છે. એના આલેખનમા કવિએ પરંપરાગત કલ્પનાઓ લીધી છે અને તેમા પોતાની નવી નવી કલ્પનાઓ પણ ઉમેરી છે દવદંતીના દેહલાવણ્યને વર્ણવવામાં અને નળના પરાક્રમનું મહત્ત્વ આલેખવામાં કવિએ' ક્યારેક કવિસહજ અતિશયોક્તિ પણ કરી છે, અને એમના સુખદુઃખના પ્રસંગો દ્વારા વાસ્તવિક, સજીવ અને સુરેખ આલેખન પણ કર્યું છે.

દવદંતીના રૂપસૌન્દર્યનો પરિચય આપતાં કવિએ એક પછી એક મનોહર કલ્પનાઓ ખડી કરી છે યૌવનમાં પ્રવેશતા જેતુ 'જોવન લહરે જાય' છે એવી 'ચંદ્ર

વદની', 'મૃગલોયણી' દવદંતી એટલી રૂપવંતી છે કે એની સરખામણીમાં અપ્સરા કે વિદ્યાધરીનું સૌન્દર્ય કશી વિસાતમાં નથી. દવદતીનું દેહસૌન્દર્ય એટલું ઉત્તમ હતું કે ખુદ બ્રહ્મા પણ એને ઘડયા પછી એવું બીજું રૂપ ઘડવાની કલા ભૂલી ગયા. કવિ કહે છે :

એક રૂપ ઉત્તમ ઘડયઉ રે, વલિ બીજઉ ન ઘડાય;
વિગન્યાન માહરઉ વીસર્યઉ રે, વિહિ ચિંતાતુર થાય.

ગુણ ગણિવા ભણી સરસતી રે, હાથિ ગ્રહિ જપમાલ;
પાર અજી પામઈ નહિ રે, કેતઉ હી ગયઉ કાલ.
જે 'ચાલઈ ગજગતિ ગેલિ'

અને જેને 'નિરખતાં નયણાં ઠરઈ' એવી દવદંતીને નિહાળતા અને એનાં ગુણગાન ગાતા ઇન્દ્ર અને બ્રહ્મા માટે કવિ કહે છે :

સહસ લોચન સફલા કરઈ રે, દરસણ કરતઉ ઈંદ;
ચત્રુમુખ વેદ વિચઈ ભણઈ રે, દવદતી ગુણવૃંદ.

માટે જ આવી દવદંતી જેને સ્વયંવરમાં વરશે એ અતિશય ભાગ્યશાળી હશે એમ સ્વયવરમાં પધારેલા રાજાઓને લાગે છે. સ્વયંવરમા દવદંતીને સ્વાભાવિક રીતે જ નળ પ્રત્યે પ્રેમ થાય છે. નળ સાથે અયોધ્યામાં આવી એ પોતાના દિવસો સુખમાં પસાર કરે છે. દ્યૂતમાં હારી જતાં નળ વનમાં જાય છે, તો દવદંતી પણ તેની સાથે જવા તૈયાર થાય છે નળ પોતાનો ત્યાગ કરીને ચાલ્યો જાય છે, ત્યારે એ નળને ધિક્કારવા લાગતી નથી, પણ તેમાં પોતાના જ દોષ દેખે છે અને પોતાના આ ભવનાં કે પૂર્વભવનાં કર્મનો વાક જુએ છે. ઉપદેશાત્મક દૃષ્ટિથી કવિએ આ પ્રસગ સારી રીતે ઝડપી લીધો છે અને કુકર્મોની લાંબી યાદી ગણાવી છે. દવદંતી કહે છે :

કે મઈ કેહના નાહ નિપટ ભંભેરિયા,
કે કામિની વિરહ વિયોગ દીયા મન ફેરીયા.

કે મઈ કેહના પુત્ર વિછોટયા માતથી,
કે મઈ માર્યઉ નાહ અભાગિણી લાતથી,

કે મઈ થાપણિ માલ પરાયા રાખીયા
કે મઈ દીધા કલક કે કૂડા ભાખીયા.

વનમાં દવદંતીને ઘણાં કષ્ટો પડે છે. પણ મૂળ ગ્રંથોને અનુસરીને કવિ દવદંતીના શીલના પ્રભાવથી થતા કષ્ટ-નિવારણના ચમત્કૃતિથી ભરેલા એક પછી એક પ્રસંગ વર્ણવતા જાય છે.

દવદંતીનો નળ પ્રત્યેનો પ્રેમ અમાપ છે. કૂબડો એ નળ જ છે એવી પ્રતીતિ થતાં એ કહે છે :

કહઈ દવદંતી પ્રિય તુ જાણ્યઉ,
કૂબડઉ હાથ ઝાલીનઈ તાંણ્યઉ
પ્રીતમ અબ તુ નઈ નહિ છોડુ
તુજસું જોર કરી પ્રીતિ જોડું

નિષધ રાજાનો કુંવર નળ પહેલેથી જ તેજસ્વી અને પરાક્રમી છે, સ્વયંવરમાં એ આવે છે ત્યાં જ બીજા રાજાઓ એના તેજ આગળ ઝાંખા પડી જાય છે.

આવા નળને જોતાં જ દવદંતીના હૃદયમાં હર્ષ અને પ્રેમ જન્મે એ સ્વાભાવિક જ છે. કવિ લખે છે:

દવદંતી નલ દેષતા, હરષિત હુઈ તતકાલ;
નિજ નજરિ નલ લાગી રહી, મૃગલા પડ્યામૃગજાલ.

દ્યૂત રમતા નળ પોતાની તમામ રિદ્ધિ હારી જાય છે અને દવદંતી સાથે વનમાં જવા નીકળે છે ત્યારે એની સાથે અનેક લોકો, પરિજનો, શુકસારિકાઓ વગેરે પણ આવવા તૈયાર થાય છે. એ બતાવે છે કે નળની લોકપ્રિયતા કેટલી બધી હતી.

વનમાં દવદંતીનો ત્યાગ કરતાં નળને ઘણું દુ:ખ થાય છે. પોતે દવદંતીને માટે બરાબર લાયક નીવડ્યો નહિ એમ જ એ માને છે એ વખતે પોતાની અયોગ્યતા માટેના એના શબ્દો જુઓ .

કલ્પવૃક્ષ જાણિ આશ્રયઉ રે, તઈ મુજનઈ ભરતાર;
એરંડીયઉ થઈ નીમડયઉ રે, તુંનઈ સુંકિસિ ઉડાકાર.

રતન અમૂલિક જાણિનઈ રે, ગાંઠિ બાંધ્યઉ તાણિ;
પણિહુ પાથર નીમડયઉ રે, ભાવઈ જાણી મ જાણી.

કાલરૂપ વિકરાલ, ભીમ ભયંકર,
મુંડ રુંડ માલા ધરઈ એ;
અગનિ તણી મુખ જાલ, દાઢ કાતી જિસી,
યમ જિહ્વિકી પાશિ પાશિ કરઈ એ

આ રાસમા કવિએ કોઈ પણ એક રસનુ પ્રધાનપણે આલેખન કર્યું નથી. પરંતુ પ્રસંગેપ્રસંગે શૃંગાર, કરુણ, અદ્ભુત અને શાન્ત રસની જમાવટ એમણે કરી છે અલબત્ત, ક્યાક ક્યાક સામ્પ્રદાયિક પરંપરાને લીધે, પ્રગટ ધર્મોપદેશને લીધે કે દવદંતીના શીલના ચમત્કારોને લીધે એ રસની જમાવટમાં કેટલીક હાનિ પણ પહોંચી છે

આ રાસમાં કવિએ સ્થળેસ્થળે ઉપમા, રૂપક, ઉત્પ્રેક્ષા, અર્થાન્તરન્યાસાદિ અર્થાલંકારો સ્વાભાવિકતાથી પ્રયોજ્યા છે અને ત્યાં ત્યા કવિના કલ્પનાવૈભવનાં આપણને દર્શન થાય છે અલબત્ત, કેટલાક અલંકારો કવિએ મૂળ 'પાંડવચરિત્ર' કે 'નેમિચરિત્ર'માંથી લઈ એને ગુજરાતી વાણીમાં ઉતાર્યા છે. કેટલાક અલંકારોમા કવિની પોતાની મૌલિક કલ્પના રહેલી છે કવિએ પ્રયોજેલા અલંકારોમાંથી થોડાક જોઈએ :

આછિલિ ફૂલે ફૂટરુ, પગે ન પૂજા હોઈ;
ચાપા ફૂલ અમૂલ ગુણ, સિર ચાઢઈ સહુ કોઈ

× × ×

વિદરભ દેસ વખાણીયઈ રે, કુંડિનપુર ગુણ પાણિ
ગયછ કુંડિનપુર ગુણ પાણિ.
પૃથિવી રૂપિણી પદમિણી રે, કાનનઉ કુંડલ જાણિ
રાયછ કાનનઉ કુંડલ જાણિ

× × ×

પૂતલી થાંભે સિણગારી, ગ્રહણે ગાંઠે કરી સારી;
જાણે અપછર જોવા આઈ. જાયઈ નહી ગઈ લપટાઈ.

× × ×

ચિત જાતે નઈ આવતે, કુમરી દેખણ કાજ
આગંગ કીધઉ સાંકડઉ, વિસ્તરતે પણિ આજ.

× × ×

હરખ આંસૂ પૃથિવી હુઈ, આજ આણંદા રે
કાદમમય સુખકંદ, આજ આણંદા રે.

× × ×

મદઝરતા ગજ સજ કિયા, વાજતી ઘંટ નિનાદ;
સુંદર સીસ સિંદૂરિયા, વીજલી ઘન સમવાદ

કેટલેક સ્થળે કવિએ શ્લેષાદિ શબ્દાલંકારો પણ ચાતુર્યથી પ્રયોજ્યા છે. નીચેના ઉદાહરણોમા રહેલો શબ્દશ્લેષ જુઓ .

સતી ચરણ ફરસઈ કરી, પૃથિવિ હુઈ નિપાપ;
રજ રૂપઈ ઊંચી ગઈ, એ એ સીલ પ્રતાપ.

× × ×

નલ નઉ સરિષઉ નિરખીયઉ, બીજા ડાભ સરૂપ.

મધ્યકાલમા લખાયેલુ ઘણુ ખરુ સાહિત્ય ધર્મના રંગથી મુક્ત રહ્યુ નથી. સમયસુંદરે પણ પોતાના આ રાસમા ધાર્મિક વાતાવરણ ખડું કર્યું છે, વારંવાર ધર્મની વાત કરી છે અને પ્રગટ ધર્મોપદેશ પણ આપ્યો છે. રાસના દરેક ખંડની શરૂઆત જ સમયસુંદરે ધર્મના ભિન્ન ભિન્ન અંગોમાથી કોઈક અંગને પ્રણામ કરીને કરી છે પહેલા ખંડના આરંભમાં વિહરમાન જિનેશ્વરો, કેવલીઓ, તીર્થંકરો, ગણધરો અને નવકાર મંત્રને કવિ પ્રણામ કરે છે. એવી જ રીતે બીજા ખંડમાં પિસ્તાળીસ આગમોને, ત્રીજામા જ્ઞાન, દર્શન અને ચારિત્ર્યને, ચોથામાં અરિહંત, સિદ્ધ, સાધુ અને કેવલીભાષિત ધર્મ — એ ચાર શરણોને, પાચમામાં શ્રુત વ્યવહારને અને છઠ્ઠામા વ્રતના પાલનહાર સાધુને કવિ પ્રણામ કરે છે.

જૈન પરંપગની મૂળ કથામાં અને એને લગતી તમામ જૈન કૃતિઓમાં નળ અને દવદંતીને જૈન પાત્રો તરીકે નિરૂપવામા આવ્યાં છે અને જૈન ધર્મ આચરતા, વિવિધ જૈન ધાર્મિક ક્રિયાઓ કરતા બતાવવામાં આવ્યા છે. સમયસુંદરે પણ એ પ્રમાણે નિરૂપણ કર્યું છે .

આ રાસમા સાધુઓના કાઉસગ્ગ ધ્યાનનો પ્રસંગ વર્ણવવામા આવ્યો છે ત્યા, દવદંતી પશ્ચાત્તાપ કરતી વખતે જૈન ધર્મની પ્રણાલિકા પ્રમાણેના અતિચારની એ વાત કરે છે ત્યાં, કૂબડો નળ દધિપર્ણ રાજા પાસે સાતે વ્યસન પોતાના દેશમાં નિવારવા માટે ઢંઢેરો ફેરવવાની માગણી કરે છે ત્યા, યશોભદ્ર ગુરુએ દવદંતીને આપેલા અને

અને જ્યારે નળ દવદંતીનો ત્યાગ કરે છે ત્યારે પોતે ઘણું જ ખોટું કાર્ય કરી રહ્યો છે, જે માટે એને દુઃખ થાય છે અને એવું કરવા બદલ પોતાને એ ધિક્કારે છે.

હા, હા નલ દુષ્ટાતમા, કાં તુ ભમ્મ ન હોઈ,
નિરપરાધ નિજ કામિની, અબલા તજઈ ન કોઈ.

નળ તેજસ્વી અને પરાક્રમી છે, છતાં અંતે તો એ માનવ છે એ કવિએ એના ચિત્તની વિહ્વલ અવસ્થા દ્વારા બતાવ્યું છે.

સમયસુંદરે આ રાસમાં પ્રાચીન પ્રણાલિકા પ્રમાણેનાં કેટલાંક વર્ણનો કર્યાં છે અને કેટલાંક ખરેખર કવિત્વમય મનોહર વર્ણનો કરી અનુપમ શબ્દચિત્રો ખડાં કર્યાં છે. આર્યાવર્તના સાડી પચીસ દેશો, અયોધ્યા નગરી, અઢાર વર્ણ, સ્વયંવર મંડપ અને ત્યાં પધારેલા રાજવીઓ, વેત્રિણીએ જુદા જુદા દેશના રાજાઓનો આપેલો પરિચય, દવદંતીના પશ્ચાત્તાપમાં અતિચારનો વિચાર ઇત્યાદિ પ્રસંગોનું નિરૂપણ કવિએ ઘણુંખરું પ્રણાલિકાગત કલ્પનાનુસાર કર્યું છે. બીજી બાજુ, એમણે કેટલાક પ્રસંગોને મનોરમ કલ્પના વડે, અસાધારણ ખૂબીથી ખીલવ્યા છે, અને આપણી નજર સમક્ષ રમતા કરી મૂકયા છે નળ અને કૂબર એ બ ને ભાઈઓ દિવસ-રાત જુગાર રમવામા ખાવા-પીવાનું પણ ભૂલી જાય છે અને નળ ઉત્તરોત્તર પોતાની રિદ્ધિ હારતો જાય છે એ પ્રસંગ એવી જ ઢાળમાં, બીજી પંક્તિના છેલ્લા ચરણને બેવડાવવા જઈને કવિએ રજૂ કર્યો છે.

નલદવદતીના આનંદ-પ્રમોદના દિવસો કવિએ થોડી પણ સચોટ પંક્તિઓમા કેવી લાક્ષણિક રીતે વર્ણવ્યા છે! જુઓ :

કબહી જલક્રીડા કરઈ, કબહી રમઈ ચઉગાંન;
કબહી વિલસઈ વાગમઈ, કબહી સુણઈ ગીત ગાંન

કબહી નારી પ્રેમસું, ખેલઈ પાસા સાર;
કબહી પૂછઈ અતિ કઠિન, શાસ્ત્ર તણા સુવિચાર.

કબહી રંગમઈ રૂસણો, કબહી કરઈ કામ કેલિ
કબહી વજાઈ વીણનઈ, કબહી રમઈ મન મેલિ

કબહી ચઉખોલા કરઈ, દુહા ગૂઢા છંદ;
દીયાડી હુંસઈ કરઈ, અહનિસિ કરઈ આનંદ.

નળ અને દવદંતી અયોધ્યાનો ત્યાગ કરી વનમા જાય છે તે વખતે પ્રજાજનો, પરિજનો, દાસીઓ અને શુકસારિકા સુધ્ધા તેમને વળાવવા આવે છે એ પ્રસંગ કવિએ કરુણરસિક બનાવ્યો છે પતિ સાથે વનમાં નીકળેલી, ભમી ભમીને થાકેલી અને તરસી થયેલી દવદતીનું આ તાદશ ચિત્ર જુઓ :

દવદની તરસી થઈ, પગિ પગ માગઈ નીર;
નલ પાયઈ જલ આણિનઈ, છાંટઈ સયલ સરીર
કિહા માનગિ બઈસઈ સુવઈ, કિહાં વિસામઉ લઈ;
સાસીણી ચાલઈ સતી, હાથ બેઉ કડિ દેઈ,

દવદતીનો ત્યાગ કરતી વેળા, નળ વસ્ત્ર ચીરવાનો વિચાર કરે છે તે વખતે એવું પાપકર્મ ન કરવા માટે એના ડાબા અને જમણા હાથ વચ્ચે થયેલો સવાદ કવિએ કેવી રસિકતાથી રજૂ કર્યો છે :

ચઉરી માંહે મઈ ચડી રે, જિણ પરણી બહુ પ્રેમ;
જિમણઉ કહઈ મુજ ચીરનઈ રે, છેદતા આવઈ કેમ.
ડાવઉ જિમણાનઈ કહઈ રે, સાભલિ મોરી મીત;
હથલેવઈ રસ તઈ લીયઉ રે, ને વાત આંણી તું ચીત
ભોજન જીમઈ તું ભલા રે, માખી વીજાવઈ મુજ;
તું નાસઈ તીર નાખતા રે, હુ આગઈ કરુ ઝુઝ
તુ વીટઈ સિર પાઘડી રે, હુ સમારિ કરું સૂલ,
હુ ભારીપમઉ તોલતા રે, તે વાત ગઈ તુજ ભૂલ.

આ ઉપરાન, દવદતીનો ત્યાગ કરતાં વેળાની નળની મનોદશાનો પ્રસંગ, જંગલમા સાપ કરડના નળનો દેહ કદરૂપો બની જાય છે એ સમયનો પ્રસંગ, સુસમારપુરમા હાથીને વશ કરી દધિપર્ણ રાજાને પ્રસન્ન કરવાનો પ્રસગ, વનમા એકલી પડેલી દવદંતી ચન્દ્રને સદેશો આપે છે એ પ્રસગ, સિંહકેસરીને કેવળજ્ઞાન પ્રાપ્ત થાય છે એ પ્રસગ, કૂબડો નળ અને હરિમિત્ર બ્રાહ્મણ એકબીજાને મળીને વાત કરે છે એ પ્રસગ — આવા કેટકેટલા પ્રસગો કવિએ સચોટતાથી આલેખ્યા છે! ઓછા શબ્દોમા સુરેખ અને તાદશ ચિત્ર ખડું કરી દેવાની કલા કવિને સહજ રીતે જ વરેલી છે દવદતીને ખાવા આવેલા રાક્ષસની ભયાનકતાનુ ચિત્ર કવિએ માત્ર બે જ પક્તિમાં કેવું આબેહૂબ દોર્યું છે :

કાલરૂપ વિકરાલ, ભીમ ભયંકર,
ઘૂંટ ઘૂંટ માલા ધરઈ એ;
અગનિ જાણી મુખ જાલ, દાઢ દાંતી વિરૂઆં,
ધમ ધરિધરી પાઉ પાઉ કરઈ એ

આ રાસમાં કવિએ કોઈ પણ એક રસનું પ્રધાનપણે આલેખન કર્યું નથી. પરંતુ પ્રસંગોપ્રસંગે શૃંગાર, કરુણ, અદ્ભુત અને શાંત રસની જમાવટ એમણે કરી છે. અલબત્ત, ક્યાંક ક્યાંક સાંપ્રદાયિક પરંપરાને લીધે, પ્રગટ ધર્મોપદેશને લીધે કે દૃષ્ટાંતોના શીલના ચમત્કારોને લીધે એ રસની જમાવટમાં કેટલીક હાનિ પણ પહોંચી છે.

આ રાસમાં કવિએ સ્થળેસ્થળે ઉપમા, રૂપક, ઉત્પ્રેક્ષા, અર્થાન્તરન્યાસાદિ અર્થાલંકારો સ્વાભાવિકતાથી પ્રયોજ્યા છે અને ત્યાં ત્યાં કવિના કલ્પનાવૈભવનાં આપણને દર્શન થાય છે અલબત્ત, કેટલાક અલંકારો કવિએ મૂળ 'પાર્શ્વચરિત્ર' કે 'નેમિચરિત્ર'માંથી લઈ એને ગુજરાતી વાણીમાં ઉતાર્યા છે. કેટલાક અલંકારોમાં કવિની પોતાની મૌલિક કલ્પના રહેલી છે. કવિએ પ્રયોજેલા અલંકારોમાંથી થોડાક જોઈએ :

આહિલિ ફૂલે કેટક, પગે ન પૂજન હોઈ;
ચાંપા ફૂલ અમૂલ ગુણ, સિર ચાઢઈ સહુ કોઈ.

× × ×

વિદરભ દેસ વખાણીયઈ રે, કુંડિનપુર ગુણ ખાણિ
રાયજી કુંડિનપુર ગુણ ખાણિ.
પૃથિવી રૂપિણી પદમિણી રે, કાનનઉ કુંડલ જાણિ
રાયજી કાનનઉ કુંડલ જાણિ

× × ×

પૂતલી થાંભે સિણગારી, શ્રદ્ધાણે ગાંઠે કરી સારી;
જાણે અપછર જોવા આઈ, જાયઈ નહીં રહી લપટાઈ

× × ×

ચિત જાતે નઈ આવતે, કુમરી દેપણ કાજ
મારગ કીધઉ સાંકડઉ, વિસ્તરતે પણિ આજ.

× × ×

હરખ આસૂ પૃથિવી હુઈ, આજ આણંદા રે
કાદમમય સુખકંદ, આજ આણંદા રે

× × ×

મદઝરતા ગજ સજ કિયા, વાજતી ઘંટ નિનાદ;
સુંદર સીસ સિંદૂરિયા, વીજલી ઘન સમવાદ

કેટલેક સ્થળે કવિએ શ્લેષાદિ શબ્દાલંકારો પણ ચાતુર્યથી પ્રયોજ્યા છે. નીચેના ઉદાહરણોમા રહેલો શબ્દશ્લેષ જુઓ .

સતી ચરણ ફરસઈ કરી, પૃથિવિ હુઈ નિપાપ;
રજ રૂપઈ ઊંચી ગઈ, એ એ સીલ પ્રતાપ.

× × ×

નલ નડ સરિષઉ નિરષીયઉ, બીજા ડાભ સરૂપ

મધ્યકાલમા લખાયેલું ઘણુ ખરુ સાહિત્ય ધર્મના રંગથી મુક્ત રહ્યુ નથી. સમયસુંદરે પણ પોતાના આ રાસમા ધાર્મિક વાતાવરણ ખડું કર્યું છે, વારંવાર ધર્મની વાત કરી છે અને પ્રગટ ધર્મોપદેશ પણ આપ્યો છે. રાસના દરેક ખંડની શરૂઆત જ સમયસુંદરે ધર્મના ભિન્ન ભિન્ન અંગોમાથી કોઈક અંગને પ્રણામ કરીને કરી છે પહેલા ખંડના આરંભમા વિહરમાન જિનેશ્વરો, કેવલીઓ, તીર્થંકરો, ગણધરો અને નવકાર મંત્રને કવિ પ્રણામ કરે છે. એવી જ રીતે બીજા ખંડમા પિસ્તાળીસ આગમોને, ત્રીજામા જ્ઞાન, દર્શન અને ચારિત્ર્યને, ચોથામાં અરિહંત, સિદ્ધ, સાધુ અને કેવલીભાષિત ધર્મ — એ ચાર શરણોને, પાચમામાં શ્રુત વ્યવહારને અને છઠ્ઠામા વ્રતના પાલનહાર સાધુને કવિ પ્રણામ કરે છે.

જૈન પરંપરાની મૂળ કથામા અને એને લગતી તમામ જૈન કૃતિઓમાં નળ અને દવદંતીને જૈન પાત્રો તરીકે નિરૂપવામા આવ્યા છે અને જૈન ધર્મ આચરતાં, વિવિધ જૈન ધાર્મિક ક્રિયાઓ કરતા બતાવવામાં આવ્યા છે. સમયસુંદરે પણ એ પ્રમાણે નિરૂપણ કર્યું છે

આ રાસમા સાધુઓના કાઉસગ્ગ ધ્યાનનો પ્રસંગ વર્ણવવામાં આવ્યો છે ત્યા, દવદંતી પશ્ચાત્તાપ કરતી વખતે જૈન ધર્મની પ્રણાલિકા પ્રમાણેના અતિચારની એ વાત કરે છે ત્યા, કૂબડો નળ દધિપર્ણ રાજા પાસે સાતે વ્યસન પોતાના દેશમાં નિવારવા માટે ઢંઢેરો ફેરવવાની માગણી કરે છે ત્યા, યશોભદ્ર ગુરુએ દવદંતીને આપેલા અને

જિતસેન આચાર્યે નળને આપેલા ઉપદેશમાં તથા નેમિનાથે ગજસુકમાલનું દૃષ્ટાન્ત આપી વસુદેવ અને એની રાણીઓને આપેલા ઉપદેશમાં કવિની ધર્મોપદેશ આપવાની વૃત્તિ અપ્રગટ રહેતી નથી. એકંદરે કથારસ અને કાવ્યરસની સાથેસાથે જૈન ધર્મનો મહિમા બતાવવો અને જૈન તત્ત્વજ્ઞાનના કર્મવાદનું સદૃષ્ટાન્ત રહસ્ય સમજાવવું એ પણ આ કવિનો એક ઉદ્દેશ હોય એમ લાગે છે.

સમયસુંદરના આ રાસમા ભાષાની સુકુમારતા અને લયનુ માધુર્ય કાવ્યના બાહ્યાંગને વિશિષ્ટ રીતે ઓપ આપે છે. એમની પંક્તિઓનો પ્રવાહ સરળતાપૂર્વક સ્વાભાવિક રીતે જ વહ્યા કરે છે. પંક્તિને છેડે આવતા અંત્યાનુપ્રાસથી અને વચ્ચે વચ્ચે આવતા અનુપ્રાસાદિ અન્ય શબ્દાલંકારો વડે શોભતી કાવ્યપંક્તિઓ સુશ્લિષ્ટ અને સંવાદી બની રહે છે સંગીત અને ઢાળનું વૈવિધ્ય એમના રાસની એક મોટામાં મોટી ગુણસંપત્તિ છે. સમયસુંદર સંગીતના અચ્છા જાણકાર હતા. એટલે એમના રાસમાં સંગીતનું વૈવિધ્યપૂર્ણ તત્ત્વ આવ્યા વિના રહે જ નહિ તત્કાલીન લોકપ્રચલિત દેશીઓને અને ઢાળોને એમણે કેવી ખૂબીથી પોતાની કૃતિમા ગૂંથી લીધી છે એ તો આ રાસની એક પછી એક આવતી ઢાળનો રાગ કવિએ કઈ કઈ તત્કાલીન લોકપ્રિય દેશી પરથી પસંદ કર્યો છે એ જોવાથી સહેજે સમજાશે. એમણે પોતાની ઢાળો પ્રસંગોચિત, ભાવાનુકૂળ દેશીઓમાં લખી છે અને એમાં અવનવું વૈવિધ્ય આણ્યું છે દવદંતી ચન્દ્રને આર્દ્ર હૃદયે જે સંદેશો આપે છે એ પ્રસંગની સુમંદ, સુકોમલ લયવાળી દેશી પણ એમાં છે અને નળ સુસમારપુર જતાં ગાંડા હાથીને વશ કરે છે એ પ્રસંગને તાદૃશ કરતા ચિત્રની ઝડપી લય, જોમ અને તાલવાળી દેશી પણ એમા છે.

કવિએ આ રાસની આડત્રીસ ઢાળોમાં, એક ચોપાઈની ઢાળ બાદ કરતા, એક દેશી કે ઢાળનો બીજી વાર ઉપયોગ કર્યો નથી, એટલું જ નહિ, કેટલીક ઢાળો તો એક નહિ પણ બે જુદા જુદા લય કે રાગમાં ગાઈ શકાય એવી રચી છે.

કેટલીકમા તો એક સાથે બેનું સુભગ મિશ્રણ પણ થયેલું છે. આ રાસમાં એમણે કેટલીક ઢાળોની રચના જુદી જુદી રાગરાગિણીમાં કરી છે, કેટલીક ઢાળોમાં તત્કાલીન લોકપ્રિય દેશીઓને એમણે ઉપયોગમા લીધી છે અને કેટલીક દેશીઓ તો તેમણે પોતે જ પોતાના અન્ય ગીતો દ્વારા પ્રચલિત કરી દીધેલી હોય એવી ઉપયોગમાં લીધી છે. આ તેમ જ અન્ય રાસમા અને સંખ્યાબંધ ગીતોમાં સમયસુંદરે સુકોમલ અને સુમધુર લય અને તાલમા પ્રયોજેલી આવી ઘણી દેશીઓની ગુર્જર સાહિત્યને ભેટ આપી છે.

સમયસુંદરની આ કૃતિ ઈ. સ. ના સત્તરમા સૈકાના પૂર્વાર્ધમા લખાયેલી છે અને તેમાં તે સમયની ભાષાનું સ્વરૂપ જળવાઈ રહેલું આપણે જોઈ શકીએ છીએ. સમયસુંદરની જન્મભાષા મારવાડી હતી એટલે એ ભાષાની છાંટ એમના આ રાસમા સ્વાભાવિકતાથી જ આવી છે વળી, સમયસુદર ઘણા પ્રદેશોમા વિચર્યા હતા અને અકબર બાદશાહ તથા અન્ય રાજ્યાધિકારીઓના સપર્કમા તેઓ આવ્યા હતા એટલે ફારસી ભાષા પણ તેમણે સારી રીતે જાણી લીધી હતી આ રાસમાં ફારસી ભાષાની છાટ પણ જોઈ શકાય છે. સમયસુદરની ભાષા સરળ અને સ્વાભાવિક, સુકુમાર અને સુમધુર છે શબ્દો પરતુ એમનુ પ્રભુત્વ અસાધારણ છે ભાષાની ભિન્ન ભિન્ન ભગિઓને, એમા રહેલા માર્દવ અને લાલિત્યને તેઓ કુશળ કલાકારની અદાથી પ્રગટ કરી શકે છે

આમ, વસ્તુ અને પાત્રાલેખન, રસ અને અલકાર તથા ઢાળના વૈવિધ્ય અને ભાષાની ચારુતાની દૃષ્ટિએ આ રાસ આપણા મધ્યકાલીન સાહિત્યની એક ગણનાપાત્ર કૃતિ છે એમ નિ:સંશય કહી શકાય.

## ભાલણકૃત નળાખ્યાન

નલકથાને ગુજરાતીમાં સૌ પ્રથમ ઉતારનાર જૈન પરંપરાના કવિ ચંપની કૃતિ મળતી હોવાથી અને તે ઉપરાંત પણ ભાલણ પૂર્વે ઋષિવર્દ્ધન કૃત 'નળરાય–દવદંતી ચરિત' નામની રાસકૃતિ મળતી હોવાથી મધ્યકાલીન ગુજરાતીમાં નળ-દમયંતી વિશે પ્રથમ કૃતિ લખવાનું માન ભાલણને મળે એમ નથી તેમ છતાં, જૈનેતર કવિઓમાં સૌ પ્રથમ ગુજરાતીમાં નલકથા ઉતારવાનુ માન ભાલણના ફાળે જાય છે એના 'નળાખ્યાન' ના કથાવસ્તુને ક્રમવાર અહીં આપણે તપાસીશું.

ભાલણે 'નળાખ્યાન' ૩૦ કડવામાં લખ્યુ છે.* ભાલણના 'સપ્તશતી', 'મૃગી આખ્યાન', 'મામકી આખ્યાન', 'ધ્રુવાખ્યાન' વગેરે કરતાં એનુ આ આખ્યાન કવિતાની દૃષ્ટિએ તેમજ આખ્યાનકલાના વિકાસની દૃષ્ટિએ વધારે ચડિયાતુ છે પોતાના સમયના અલ્પજ્ઞાનવાળા, મુગ્ધ-રસિક લોકોને માટે મહાભારતની કથા સંક્ષેપમાં લઈ તથા 'નૈષધીયચરિત' અને 'નલચંપૂ'માંથી કેટલુંક લઈને આ 'નળાખ્યાન'ની પોતે રચના કરી છે એમ તે પોતે 'નળાખ્યાન'ના પ્રથમ કડવામાં કહે છે :

ગુરુપદ પંકજને પ્રણમૂં, બ્રહ્મસુતાને ધ્યાઉં,
ગુર્જર ભાખાએ નલરાજાના ગુણ મનોહર ગાઉં.
નૈષધ ચંપૂ મહાભારતમાં કવિ કીરતિ અતિ લીધી;
કાલાંને પ્રીછવા ભાલણે ભાખાએ એ કીધી

× × ×

પુણ્યશ્લોક કથારસ પીતાં અમૃત ખાટૂં લાગે;
માહાકવિ શૃંગાર વરણવ્યો પૂર્વે જે માહાભાગે
આરણ્યિક પર્વ સકલરસ બોલ્યો, દૃષ્ટાંતે એ માંડી;
ધર્મરાજાને ધીરજ દેવા દેખાડી રામદાડી.
સંખેપે તે સકલ ગ્રંથનૂ લઈ કેટલું હેત;
કહીશ કથા હૂં નલરાજાની થોડા માહે સંકેત.

* સ્વ. રામલાલ મોદી સંપાદિત ભાલણકૃત 'નળાખ્યાન' ૩૩ કડવાનુ છે, પણ તેથી તેમાં કડવાં વધારે નથી. માત્ર સંખ્યાફેર જ છે. શ્રી. કે કા. શાસ્ત્રી સંપાદિત 'નળાખ્યાન'માં ૧૯ મા, ૨૨ મા અને ૩૦ મા કડવામાં જ્યાં દેશીફેર કે તાલભેદ છે ત્યાં સ્વ. મોદી સંપાદિત 'નળાખ્યાન-મા નવુ કડવુ ગણાવવામાં આવ્યું છે

કથાવસ્તુના આલેખનમાં નાકર અને પ્રેમાનંદ કરતા ભાલણ મહાભારતની કથાને વધારે અનુસરે છે. મહાભારતમાં અર્જુનના વિરહથી શોકગ્રસ્ત પાંડવો બેઠા છે તે વખતે આ દુઃખનું કારણ યુધિષ્ઠિર છે એમ ભીમ કહે છે જો પોતાનું ચાલે તો હમણાં જ દુઃશાસનને પોતે હણી નાખે એમ એ કહે છે. ભીમની આ કોપવાણી મહાભારતમા છે. નાકર અને પ્રેમાનંદે તે આલેખી નથી. ભાલણે તે મહાભારત પ્રમાણે આલેખી છે.

ત્રીજા કડવામા, યુધિષ્ઠિરને આશ્વાસન આપવા માટે બૃહદશ્વ ઋષિ જે ઉદાહરણો આપે છે તેમા, મહાભારતમા નથી એવાં, નીચેનાં કેટલાક ઉદાહરણો ભાલણે ઉમેર્યાં છે.

વલના બૃહદશ્વ ઋખિ બોલિ, 'સાંભલિ, રાજા ધર્મ;
પ્રાણિ સર્વ સદાયિ દૂખિયા, ચેહ્નિ વલગા કર્મ;
રામચન્દ્ર વનવાસ ભોગવ્યું ચે તા અશરણિ શરણ
જનક સુતાનૂં વનમાહા, આવી રાવણ કીધૂં હરણ.
અતિ દુઃખ બહુ વાનરદલ, મેહેલી સાગર બાંધી પાજ;
રાવણ મારી વભીખણનિ, આપ્યૂં લંકાનૂં રાજ
ઇન્દ્ર અમર મેહિલી નાહુ, માનસરોવરિ વશિઓ;
મઘવા મહીપતિ નિઘુખ થયું તે શચી સમીપિ ધશિઓ
વાડવ તેણિ વાહન કીધા, નારીનિ નવિ અડિઉ;
અગસ્તિ કેરા શાપ થકી, તે સર્પ થઈનિ પડિયુ

ચોથા કડવામાં બૃહદશ્વ મુનિ નળરાજાનો પરિચય આપે છે આ વર્ણન ભાલણે થોડુ મહાભારતમાથી અને થોડુ 'નૈષધીયચરિત'માથી લીધુ છે. નળના માથા પર કાળા બે અંબોડા છે એવું વર્ણન મહાભારતમાથી નહિ પણ 'નૈષધીય-ચરિત' માથી લેવામા આવ્યુ છે:

નલ શિરિ બિ અંબોડા બાંધ્યા, કરતા ના નલસ્નાન,
શામ કલંક રહ્યા શિરિ બિ, એ જાણુ, રાય, નિદાન;
વિહિચી મેરુ માહાગિરિ નાંખ્યુ, પાત્ર તણિ તાં પાણિ,
તુ શું દાન કર્યૂં મિ મહીમાહા, મનિ મોટી એ કાણિ.

બ્રાહ્મણની તા વરૂણ કરંતાં સિંધુ ન થ્યુ મારુઆડિ;
તુ શ્યં પુણ્ય કર્યું મિ મનશ, ચિંતા પામી હાડિ.

ચંદ્ર સૂરય પાખલિ કૂંડાલું થાઈ છિ વરસાતિ;
તિહાં કલ્પના મ્હાહાકવિની મનિ એહવી આવી વાત.

નલના તેજરૂપિયું સૂરય, યશરૂપિ શશિ દેખી;
બ્રહ્મા સાચા જૂઠા જૂઈ અંતરગતિ ઉવેખી.

જિમ નામૂ જૂઠુ જાણિ તે વણિક લેઈ નિ વાલિ;
તિમ ધ્યાતાએ જૂઠા જાણી રવિશશિની કુંડાલિ

આની સાથે 'નૈષધીયચરિત'ના નીચેના બે શ્લોકો સરખાવો:

**विभज्य मेरुर्न यदर्थिसात्कृतो न सिन्धुरुत्सर्गजलव्ययैर्मरुः।**
**अमानि तत्तेन निजायशोयुगं द्विफालबद्धाश्चिकुराः शिरः स्थितम् ॥**

**तदोजसस्तद्यशसः स्थिताविमौ वृथेति चित्ते कुरुते यदा यदा।**
**तनोति भानोः परिवेषकैतवात्तदा विधिः कुण्डलनां विधोरपि॥**

અહીં ભાલણે વાણિયાની વાત પોતાના તરફથી ઉમેરેલી છે. જૂના વખતમાં વાણિયો જેમ કોઈને ધીરેલી રકમ પાછી આવી જાય એટલે પોતાના ચોપડામા તે રકમની આસપાસ કુંડાળુ કરી તેને વાળી નાખે છે, તેમ નળના તેજરૂપી સૂર્ય અને યશરૂપી ચન્દ્રને જોઈને બ્રહ્માને સંદેહ થાય છે કે પોતે રચેલા સૂર્ય અને ચન્દ્ર ખોટા હશે? તેથી તે તેમની આસપાસ કુંડાળું કરી તેમને મદદ કરે છે. અહી વાણિયાના ઉદાહરણથી ભાલણે શ્રીહર્ષની કલ્પનાને વધારે સુંદર બનાવી છે.

ચોથા કડવાની છેલ્લી ચાર કડીમા કવિએ દમયંતીના જન્મ સંબંધી માહિતી આપી પાંચમા કડવામાં એનું વર્ણન 'નૈષધીયચરિત'ના આધારે કર્યું છે:

નારી સરવનિ દમિ કામિની સુંદર તા અભિરામ;
નહેવૂં જોઈ તેણિ પાડ્યૂ દમયંતી તે નામ.

વેધ્યાઈ ચાહિન વદન જ રચિઉ ત્યાહારિ સાર ઈંદુનૂં હરિઉ;
નર લીધી નાહા ખાણ થઈ છિ, મુખ મનોહર કરિઉ;

મુષ્ટિ ઉદર ભર્યૂં વેધ્યાઈ અંગુલિનૂ એધાણ,
ત્રિવલી પ્રગટ થઈ પ્રેમદાનિ પ્રત્યક્ષ એહ પ્રમાણ;

કુબીરી પિછિ ભાર મયુરનુ વન ત્યા ગ્યા વિધિ પાશ
અર્દ્ધ ચંદ્ર દેઈ શિખિ કાઢ્યુ પૂજા પુષ્પપ્રકાશ

આની સાથે સરખાવો 'નૈષધીયચરિત'ના બીજા અને સાતમા સર્ગના નીચેના શ્લોકો.

भुवनत्रयसुभ्रुवामसौ दमयन्ती कमनीयतामदम् ।
उदियाय यतस्तनुश्रिया दमयन्तीति ततोऽभिधां ददौ ॥ २–१८

हृतसारमिवेन्दुमण्डलं दमयन्ती वदनाय वेधसा ।
कृतमध्यबिलं विलोक्यते धृतगम्भीरखनीखनीलिमम् ॥ २–२५

उदरे नतमध्यपृष्ठतास्फुटदङ्गुष्ठपदेन मुष्टिना ।
चतुरङ्गुलमध्यनिर्गतत्रिवलिभ्राजिकृतं दमस्वसुः ॥ २–३४

अस्याः कचानां शिखिनश्च किं नु
विधिं कलापौ विमतेरगाताम् ।
तेनायमेभिः किमपूजि पुष्पैरभर्त्सि
दत्त्वा स किमर्धचन्द्रम् ॥ ७–२२

\+ \+ \+

ભાલણે વર્ણવ્યા પ્રમાણે અગ્નિશર્મા નામનો બ્રાહ્મણ દમયંતી પાસે આવી એનામા નળ પ્રત્યે અને નળ પાસે આવી એનામાં દમયંતી પ્રત્યે અનુરાગ જન્માવે છે. અગ્નિશર્મા નામનો બ્રાહ્મણ અનુરાગ જન્માવે છે એવુ વર્ણન મહાભારતમાં નથી ભાલણે આ કલ્પના 'નલચંપૂ'માંથી લીધી હોય એમ લાગે છે 'નલચંપૂ'માં વર્ણવ્યા પ્રમાણે દક્ષિણ દિશાનો કોઈક પથિક નળ આગળ દમયંતીનું વર્ણન કરી અનુરાગ જન્માવે છે અને ઉત્તર દિશાનો કોઈ પથિક દમયંતી આગળ નળનુ વર્ણન કરી અનુરાગ જન્માવે છે. 'નલચંપૂ'ને અનુસરી માણિક્યદેવસૂરિએ 'નલાયન'માં પણ એ રીતે નળદમયંતી વચ્ચે પરસ્પર અનુરાગ જન્માવનાર બે જુદીજુદી વ્યક્તિ બતાવી છે પરંતુ 'નલાયન' પરથી 'નળદમયંતી રાસ' લખનાર નયસુંદરે બે પથિકને બદલે એક પથિક બંનેમાં અનુરાગ જન્માવે છે એમ વર્ણવ્યુ છે ભાલણે પણ તેમ કર્યું છે 'નલચંપૂ' કે 'નલાયન'માં આ પથિકનું નામ આપવામાં આવ્યું નથી નયસુંદરે પણ તે આપ્યુ નથી ભાલણે એનું નામ 'અગ્નિશર્મા' આપ્યું છે

મહાભારતમાં પથિકનો ઉલ્લેખ નથી પણ નળે દમયંતી વિશે વાત તો સાંભળી છે. એથી એ વિરહવ્યથા અનુભવે છે અને તે ભૂલવા માટે વનમાં આવે છે ભાલણે 'આનંદ-ભારિ અતિ હરખી' નળ ઉપવનમાં આવે છે એવું વર્ણન કર્યું છે.

ક્રીડા કરવામાં નળ હંસને પકડે છે અને હંસ દમયંતી પાસે જઈ નળ તરફથી કૃતકાર્ય કરવાનું કહે છે એ પ્રસંગનું નિરૂપણ કરવામાં આવ્યું છે. આ વર્ણન મહાભારતને અનુસરીને ભાલણે જેટલું કર્યું છે તેથી વિશેષ 'નૈષધીયચરિત'-ને અનુસરીને કર્યું છે અને તેમાં કેટલીક પોતાની મૌલિક કલ્પના પણ ઉમેરી છે. નળ સરોવરને તીરે જાય છે અને તે સરોવર જોઈ જે વિચાર કરે છે તે ભાલણની મૌલિક કલ્પના છે. સરોવરનું પૌરાણિક કથાઓના સંદર્ભથી સભર એવું વર્ણન કરતાં ભાલણ લખે છે :

સિંધુ થકી સર અધિકૂં અતિસિં મિ મન સાથિ દીઠૂં;<br>
યેહનૂં જલ કાંઈ અરથિ ન આવિ, આ તો અમૃત-મીઠૂં ૩

શ્રી હરિ જે સાગરિ સૂઈ છિ, સહી એ સંગ નવિ જાણૂં;<br>
નારાયણ આગલિ નારદજી શૂં એ સર નથિ વિખાણૂં. ૪

કુંભસુતિ તે આચમન કીધૂં, કોટિ વરસ રહુ હાલુ;<br>
અનેકિ કુલિ ઉલેચના એ ધરિ નહી સર ચાલુ. ૫

સરોવર કિનારે નળે દીઠેલા હંસનું વર્ણન ભાલણે 'નૈષધીયચરિત'માંથી લીધું છે ભાલણ લખે છે :

એક ચરણ પાખમાંહિ લીધો, બીજુ અવની માંડી;<br>
રક્તપાદ જાણે ચમર ધરૂં છિ, વિદ્રુમ કેરી ડાંડી. ૭

આની સાથે સરખાવો 'નૈષધીયચરિત'નો નીચેનો શ્લોક:

स नालमात्मानमनर्जितप्रभं<br>
ह्रिया नतं काञ्चनमम्बुजन्म किम ।<br>
अबुद्ध तं विद्रुमदण्डमण्डित<br>
म पीतमम्भः प्रभुचामरं नु किम ॥ १-१२२

નળ હંસને પકડે છે તે સમયે હંસ નળને જે કહે છે તે પણ ભાલણે મહાભારત-માંથી નહિ પણ 'નૈષધીયચરિત'માથી લીધું છે. ભાલણ લખે છે .

શાહાનિ કાજિ હૂ ઝાલ્યુ છૂ ? તું છિ અતિ દયાલ,
પાખ તણિ હેમિ શ્ર તાહરા ભરાશિ ભંડાર.
સાગરજલ કેટલૂ વાધિ પડતો શાહિ ઠાર ? ૧૨.

\+ + +

વૃદ્ધ ઘણૂ, માતા માહરી બાલ સાધવી નારી;
એહનુ જીવન તા હૂં છૂ; મૂકાવો મોરારી,

આની સાથે સરખાવો 'નૈષધીયચરિત'ના નીચેના શ્લોકો :

धिगस्तु तृष्णातरलं भवन्मनः
समीक्ष्य पक्षान्मम हेमजन्मनः ।
तवार्णवस्येव तुषारसीकरै
र्भवेदमीभि· कमलोदयः कियान् ॥ १–१३०

* * *

मदेकपुत्रा जननी जरातुरा
नवप्रसूतिर्वरटा तपस्विनी ।
गतिस्तयोरेष जन स्तमर्दयन्नहो-
विधे त्वां करुणा रुणद्धि न ॥ १–१३५

'નૈષધીયચરિત'મા હંસ વિધિને સંબોધન કરે છે. ભાલણના 'નળાખ્યાન'-માં તે હરિને સંબોધન કરે છે અને માટે તે 'કરુણાનિધિ! તે દયા કાહા ગઈ જે ગજપતિ મૂકાવ્યુ '? એમ કહે છે અહી ગજેન્દ્રમોક્ષની કલ્પના ભાલણે પોતે ઉમેરી છે નળ હંસને પકડે છે એનુ 'નૈષધીયચરિત'ના શ્લોક પરથી ભાલણે એજ પંક્તિમા દોરેલુ ચિત્ર કેટલુ તાદૃશ છે સરખાવો :

ચરણ-ત્રાણ ઉતારી ભૂપતિ વામન થઈનિ ચાલુ;
બલિ ગજાની પરિ રહી દક્ષિણ કર પદ ઝાલુ ૬-૯.

विधाय मूर्तिं कपटेन वामनीं
स्वयं बलिध्वंसिविडम्बिनीमयम् ।
उपेतपार्श्वश्चरणेन मौनिना
नृपः पतङ्गं समधत्त पाणिना ॥

આ પ્રસંગે હંસ નળને જે કહે છે તે 'મનુષ્યવાચા'માં બોલે છે એમ ભાલણે લખ્યું છે, મહાભારતમાં 'મનુષ્યવાચા' શબ્દ નથી પણ એ હંસ બોલે છે એમ લખ્યું છે ત્યાં હંસ માટે મહાભારતકારે 'હંસ શબ્દ ન મૂકતાં अन्तरिक्षग· શબ્દ મૂક્યો છે. શ્રી કે. કા શાસ્ત્રી ભાલણે મહાભારતના નલોપાખ્યાનમાં કરેલા ફેરફારો વિશે લખતાં આ પ્રસંગ માટે લખે છે, "કડવું ૬ : મહા માં આકાશ-વાણી થયાનું મળે છે ત્યારે અહીં તો હંસ 'મનુષ્યવાચાયિ' બોલ્યો છે," * વળી, ભાલણના 'નળાખ્યાન'ની પ્રસ્તાવનામાં પણ તેઓ મહાભારતના અધ્યાયો સાથે ભાલણના કડવા સરખાવતાં મહાભારતમાં આકાશવાણી છે અને ભાલણના કડવામાં મનુષ્યવાચામાં હંસ બોલે છે એવો ફેર બતાવ્યો છે + પરંતુ મહાભારતમાં આકાશવાણી થયાની વાત નથી. મહાભારતકારે આમ લખ્યું છે :

ततोऽन्तरिक्षगो वाचं व्याजहार नलं तदा । ૫૦-૨૦

એટલે જોઈ શકાશે કે ભાલણે આમાં શ્રી. કે. કા શાસ્ત્રી બતાવે છે તેવો ફેરફાર કર્યો નથી પરંતુ ભાલણે અહીં 'નૈષધીયચરિત'ને અનુસરીને મહાભારતની કથામાં બીજો એક નાનો ફેરફાર કર્યો છે. મહાભારતમાં હંસ નળને વચન આપે છે કે 'તું મને ન મારીશ. હું તારું કંઈક પ્રિય કાર્ય કરી આપીશ દમયંતીની આગળ હું તારી એવી વાત કરીશ કે જેથી તારા સિવાય બીજા કોઈ પુરુષનો વિચાર જ નહિ કરે'

हन्तव्योऽस्मि न ते राजान् करिष्यामि तव प्रियम् ॥ ૫૦-૨૦
दमयन्तीसकाशे त्वां कथयिष्यामि नैषध ।
यथा त्वदन्यं पुरुषं न सा मंस्यति कर्हिचित् ॥ ૫૦-૨૧

હંસના આ વચન પછી નળ હંસને છોડી દે છે. ભાલણે 'નૈષધીયચરિત'ને અનુસરીને એવું વર્ણન કર્યું છે કે નળ દયા આણી હંસને છોડી દે છે, ત્યારપછી આકાશમાં ઊડતાં ઊડતાં તે હંસ નળે આપેલા પ્રાણદાનના બદલામાં કંઈક પ્રત્યુપ-

* 'ભાલણ—એક અધ્યયન' — પૃ. ૧૯૦
+ ભાલણકૃત નળાખ્યાન પ્રસ્તાવના પૃ. ૯૨–૯૩.

કાર કરવાની વાત કરે છે. અલબત્ત, ભાલણે કરેલુ વર્ણન નૈષધીયચરિત'ને અક્ષરશ: અનુસરતુ નથી. વળી 'પ્રાણદાન', 'ઓશીકલ' 'પ્રત્યુપકાર' અને તે ન થાય તો 'ધિક્ અવતાર'—એ હંસનો વિચાર તે ભાલણનો પોતાનો ઉમેરો છે ભાલણ લખે છે:

કર ઢીલો મેહિલ્યુ તવ પંખી, ઉડી ગ્યુ આકાશ;
મધુરિ શબ્દ વાણી તે બોલ્યુ : 'નલરાજ, સુણુ પ્રકાશ.

પ્રાણદાન તિ મુઝનિ દીધૂ તે ઓશીકલ થાંઉ;
પ્રત્યુપકાર કરેવા રાજા, કુંડિનપુર હૂ જાઉં.

ભીમ તણી સુતા છિ સુંદર દમયતી અભિધાન;
ચૌદ લોકમાંહિ એક રત્ન છિ, રૂપિ કહૂ શૂં માન?

+ + + .

ત્યાહા જઈ તેહનિ વિરહિ લગાડૂ પ્રીત કરિ યમ નારિ;
ગુણ ઓશીકલ થાયિ નહીં, રાઈ ધિક્ તેહનુ અવતાર ૬-૨૫

મહાભારતમાં આ પ્રસગે હંસ નળ આગળ દમયતીનુ વર્ણન કરતો નથી 'નૈષધીયચરિત'મા આ પ્રસંગે દમયંતીનુ વિસ્તારથી વર્ણન કરતો હંસને બતાવ્યો છે. એને અનુસરી ભાલણે આ પ્રસગે દમયંતીનુ વર્ણન મૂકયુ છે, પણ તે ટૂંકુ અને ભાલણનું પોતાનું છે.

સાતમા કડવામા હસ દમયંતી આગળ જઈ નળનુ વર્ણન કરે છે એ પ્રસગનું નિરૂપણ કરવામા આવ્યું છે. કડવાના આરંભમા નળ હસના વચનનો જે જવાબ આપે છે તે ભાલણે 'નૈષધીયચરિત'માથી લીધો છે દમયંતી પાસે પહોચેલા હસને પકડવા માટે દમયતી ઓઢણી હસ પર નાખે છે એ કલ્પના ભાલણની પોતાની છે. મહાભારતમા એ નથી નળનું વર્ણન કર્યા પછી હસના મુખમા મૂકેલી નીચેની પંક્તિઓ પણ ભાલણની પોતાની કલ્પનાની છે. મહાભારતમા એ નથી, છેલ્લા ચરણ સિવાય.

રૂપ હુઈ તુ ચતુર તુહિ, અથવા નહીં ઉદાર;
તે હુઈ તુ વિભવ નુહિ, કે લપટ હુઈ અપાર ૭-૧૪

અતિ ચતુર અનુકૂલપતિ, બલવંત નહીં સમાન;
વરિ જુ નલરાયનિ તુ રહિ મનનૂં માન.

ભાવી હુઈ તે સહી, પણ ચતુરિ કરવુ યત્ન;
ભાગ્ય હુઈ તુ મ્યલિ કુંદણનિ યમ રત્ન. ૭-૧૬

આઠમા કડવામાં દમયંતીના હૃદયમાં નળ માટે અનુરાગ જગાડી, પોતાનું દૂતકાર્ય પાર પાડી હંસ નળ પાસે આવે છે અને દમયંતીના સમાચાર આપી નળના હૃદયમા દમયંતી માટે વિરહવ્યથા જગાડીને જાય છે તેનું નિરૂપણ કર્યા પછી ભાલણે દમયંતીની વિરહવ્યથાનું વધારે વિગતે નિરૂપણ કર્યું છે. તેમાંની કેટલીક પંક્તિઓ સીધી 'નૈષધીયચરિત'ને અનુસરીને જ ભાલણે આપી છે. કડી ૧૦ થી ૧૪ સુધીનું ભાલણનુ આલેખન તે 'નૈષધીયચરિત'ના કેટલાક શ્લોકોના ભાષાન્તર જેવુ છે. ભાલણે એ વર્ણન આ પ્રમાણે કર્યું છે :

એ રાહુ દ્વિજપતિ અશામાહિ કોહથી કાલ્યુ ટલ્યુ;
મુખચંદ ગ્રિહિવા માહરુ ઉતાવલુ આવી મલ્યુ. ૮–૧૦

રાહુનૂં શિર હરિ છિદ્યૂં– પુરાણિક મિથ્યાં કહિ.
વિરહિણીનૂં છેદિઉં તે મર્મમાંહલુ નવિ લહિ. ૮–૧૧

જઠર રહિ તૂં રાહુનૂં, ચંદ્ર પચતુ પાપિયુ;
વિરહિણીનિ પીડવા સિ વિધાતાઈ આપિયુ. ૮–૧૨

અગસ્તિ યાહિં ઉદધિ પીધુ તાહિ શશી એ નવિ જરયુ;
મહગાચલ પડ્યુ નવ તે ચૂર્ણ કાં, ભાઈ, નવિ કર્યુ ૮–૧૩

પૂછિ સખિ, તૂં ઈંદુનિ : એ વિદ્યા તિં કાંહીથી ભણી ?
ઉદધિમાંહા વડવાનલથી કે શિવ–ગલાના વિષ તણી ૮–૧૪

આની સાથે સરખાવો 'નૈષધીયચરિત'ના નીચે આપેલા શ્લોકો :

ऋजुदृश. कथयन्ति पुराविदो
मधुमिदं खलु राहुशिरच्छेदम ।
विरहिणीमूर्धमिदं निगदन्ति
न क न शशी यदि तज्जठरानलः ॥ ४–६६

वदनगर्भगतं न निजेच्छया
शशिनामुञ्जति राहुरसशयम ।
अशिन एव गलत्ययमत्ययं
सखि विनागलनालविलाध्वना ॥ ४–६५

निपततापि मन्दरभूभृता
त्वमुदधौ शशलाञ्छन चूर्णितः ।
अपि मुनेर्जठरार्चिषि जीर्णतां
बत गतोऽसि न पीतपयोनिधेः ॥ ४-५१

अयि विधुं परिपृच्छ गुरोः कुतः
स्फुटमशिक्ष्यत दाहवदान्यता ।
ग्लपित शंभुगलाद्‌गरलात्त्वया
किमुदधौ जड वा वडवानलात् ॥ ४-४८

'નૈષધીયચરિત'પરથી ભાલણે કરેલા આ આલેખન વિશે સ્વ રામલાલ મોદી લખે છે, નૈષધીયચરિત' પ્રમાણે "રાહુને જઠર ન હોવાથી ચન્દ્રનો નાશ થતો નથી. પરંતુ ભાલણે વિરહિણીને પીડવા વિધાતાએ તેને ઉત્પન્ન કર્યો એમ વધારી મૂળનો ભાવ વિશેષ દીપાવ્યો છે" * દમયંતીની વિરહદશાનું વર્ણન ભાલણે કેટલુંક પરંપરા પ્રમાણે કર્યું છે, કેટલુંક મહાભારતને અનુસરીને કર્યું છે અને કેટલુંક 'નૈષધીયચરિત'ને અનુસરીને કર્યું છે પરંતુ દમયંતીની વિરહવ્યથા વધારનાર ચંદ્ર વિશે શૃંગાર રસની નીચેની બે કડીઓ ભાલણની પોતાની મૌલિક કલ્પનાની છે :

હાર ગ્રહીનિ કહી, કામિની, ગુણવંત છિ તૂ, નવિ ઘટિ,
પરનારિના બિ પયોધરનિ સ્પર્શ કરિ છિ શા માટિ ? ૮-૧૫

ઈહુ આવી જઘનનિ એ અડિ છિ નીલજ થઈ;
કલશ્રી શ્રં કરિ નહી જે લાજ તુ તારી ગઈ ૮-૧૬

આ વિશે સ્વ. રામલાલ મોદી લખે છે, "દમયંતીની વિરહદશાના વર્ણનમાં ભાલણે બે કડીઓ ઉઘાડા શૃંગારની લખી છે (કડવુ ૮, કડી ૧૫-૧૬) એ જુગુપ્સાનો દોષ ગણાય. ભાલણ જેવા શિષ્ટ અને મર્યાદાવાળા કવિને શોભે નહિ. જોકે તેણે એ વાત મોઘમ જ જણાવી છે અને આશય ગૂઢ રાખ્યો છે તોપણ એ ન લખી હોત તો જ ઠીક." +

* 'બે નળાખ્યાન'— ટીકા, પૃ. ૧૧૭.
+ 'બે નળાખ્યાન'— કવિ અને કાવ્ય. પૃ ૨૨

નવમા કડવામા દમયંતીના સ્વયંવરનુ અને તેમા આવવા માટે દેવોનું નીકળવું એ ઘટનાનું નિરૂપણ કરવામા આવ્યુ છે આ નિરૂપણમાં ભાલણે પોતાના

નરહ્થી કેટલુંક ઉમેરેલું છે અને ક્યાંક 'નૈષધીયચરિત'ની છાયા પણ ઝીલી છે. મહાભારતની નલકથામા નારદમુનિ ઇન્દ્ર આગળ દમયંતીના સ્વયંવરની વાત કરતાં દમયતીને માત્ર જગતમાં રત્નરૂપી કન્યા તરીકે ઓળખાવે છે ભાલણના 'નળાખ્યાન'-માં નારદમુનિ દમયંતીનું વર્ણન કરતા સુરલોકની અપ્સરાઓને ઉતારી પાડે છે:

દમયંતીના સ્વયવરમા જવા માટે દેવો નીકળ્યા તો ખરા, પણ માર્ગમા તેમને વિચાર આવે છે કે દમયતી વરવા-યોગ્ય નથી દેવોનો આ વિચાર મહાભારતમાં નથી ભાલણે એ 'નૈષધીયચરિત'માથી લઈ ને વિકસાવ્યો છે

દેવો નળને યાચવાનો ઉપાય વિચારે છે એ માટે ભાલણે કરેલું વિધાન 'થયા યાચક; અર્થીન જુઈ દોષ,' એ પણ ભાલણનું પોતાનું છે. આના અનુ-સંધાનમા દસમા કડવાની પહેલી બે કડીમાં દેવોની દીનતા ભાલણે વર્ણવી છે તે પણ તેનુ પોતાનું ઉમેરણ છે. દેવોના યાચકપણા વિશે નલ જે વિચાર કરે છે તે પણ ભાલણનુ પોતાનુ ઉમેરણ છે. મહાભારતમાં એ નથી. દેવો નળને કહે છે:

સત્યવંત દાતાર છે નિ નનુ તિ ભણિયુ નથી;
અથવા શું તે વીસર્યું ? સદેહ શ કહીઈ કથી ?

આ વિચાર પણ મહાભારતમા નથી. ભાલણે તે 'નૈષધીયચરિત'ના પાંચમા સર્ગના ૧૨૧ મા શ્લોકમાથી લીધો છે. એવી જ રીતે દેવો ફરીથી નળને કહે છે:

સ્વર્ગથી સુર આવિયા અહ્મો યાચવાનિ આજ;
કલ્પતરુનિ એણી વાતિ કામધેનુનિ લાજ
અસ્થિ આપ્યા દધીચિ નિજ, માસ શિબિ રાજન,
તે થકી તૂ ન્યૂન નથી, ચીનવી જુઓ જ્ઞાન

દેવોની આ ઉક્તિમાં પણ 'નૈષધીયચરિત'ની છાયા છે. 'નૈષધીયચરિત'માં દધીચિ અને કર્ણનો ઉલ્લેખ છે. શિબિ રાજાનું દષ્ટાન્ત ભાલણે ઉમેરેલું છે. દેવોને જવાબમા નળ કહે છે:

ઉદધિ ગિરિ નિ વૃક્ષ તે અવનીનિ ન કરિ ભાર;
શીઝતિ લે, ના કહિ તે દુષ્ટનિ ધિક્કાર.

નળનો આ વિચાર ભાલણે નૈષધીયચરિત (૫-૮૮)ને અનુસરીને નિરૂપ્યો છે નળના મુખમાં મૂકેલા બીજા વિચારો ભાલણના પોતાના ઉમેરેલા છે.

ભાલણના 'નળાખ્યાન'નું અગિયારમું કડવું લાંબામાં લાંબું, ૧૦૨ કડીનું છે આમાં એણે નળ દમયંતી પાસે દેવોના દૂતકાર્ય માટે જાય છે ત્યાંથી તે નળ પુષ્કર સાથે દ્યૂત રમવા વિશે વાત કરે છે ત્યા સુધીના કથાવસ્તુનું નિરૂપણ કર્યું છે. નળ દમયંતીના આવાસમા પ્રવેશ કરે છે તે સમયનું ચિત્ર ભાલણે 'નૈષધીયચરિત'ને અનુસરીને દોર્યું છે મહાભારતમા આવું ચિત્ર આપ્યું નથી વળી, મહાભારતની કથા પ્રમાણે નળને માત્ર રક્ષકો જ જોઈ શકતા નથી. દમયંતી પાસે પહોચતાં તે અને તેની સખીઓ અને દાસીઓ તરત નળને જુએ છે. ભાલણે 'નૈષધીયચરિત'-ને અનુસરીને નળ પોતાનું રૂપ થોડીવાર પછી પ્રકાશે છે એમ લખ્યું છે. પરંતુ અદૃષ્ટ નળને શોધવા માટે દમયંતી એની દાસીઓ સાથે એકએકના હાથ પકડી આયાસ કરે છે તે કલ્પના ભાલણની પોતાની છે

નળને જોતા જ દમયંતીને જે સાનંદાશ્ચર્ય થાય છે તેનું વર્ણન અને દમયંતી એ પ્રસંગે જે બોલે છે તેનુ નિરૂપણ ભાલણનું પોતાનું ઉમેરણ છે. મહાભારતમાં નળને જોયા પછી દમયંતી તરત પૂછે છે, 'તમે કોણ છો ?' અને નળ ત્યાં તરત કહે છે, 'હુ નળ છું' ભાલણે 'નૈષધીયચરિત'ને અનુસરી નળની પાસે એનુ નામ તરત કહેવડાવ્યું નથી. નળ નામ નથી આપતો એટલે દમયંતી તરત એના પિતાનું નામ પૂછે છે આ કલ્પના ભાલણની પોતાની છે નળ પોતાના પિતાનું નામ પણ આપતો નથી અને દેવો તરફથી પોતે દૂતકાર્ય કરવા આવ્યો છે એમ જણાવી તે દમયંતીને ઇન્દ્રનુ વચન કહે છે. આમા ઇન્દ્રની દમયંતીના અધરપાન માટેની ઇચ્છા ભાલણે 'નૈષધીયચરિત'ના શ્લોક ૮—૧૦૪ને અનુસરી આલેખી છે બાકીની ઉક્તિ ભાલણની પોતાની કલ્પનાની છે દમયંતી દેવોને વરવાની ના પાડે છે. એટલે નળ મનુષ્ય અને દેવ વચ્ચેનો ભેદ બતાવી દેવોને વરવામા જ સાચું સુખ રહેલું છે એમ દમયંતીને સમજાવે છે. આનો દમયંતી જવાબ આપે છે અને એ રીતે નળ અને દમયંતી વચ્ચે દલીલો થાય છે નળ જ્યારે દેવોના વખાણ કરે છે ત્યારે દમયંતી જે જવાબ આપે છે અને દેવોની ચારિત્ર્યભ્રષ્ટતાનો નિર્દેશ કરે છે તે જુઓ :

વલતી વામા બોલિ મર્મ: વાંકુ છિ અતિ મનનુ ધર્મ;
મનિ માનુ તે માનુષ દેવ, જે પણિ લખિયુ કર્મની ખેવ ૧૧–૩૧

હસિ ગુણ કહ્યા તાં જેહ, તમમાહિ દીસિ છિ તેહ;
ઈન્દ્ર ઉલખ્યુ અહલ્યા નાર, પાવક ઋષિપત્ની વ્યભિચાર ૧૧–૩૨

નરદ્દથી કેટલુંક ઉમેરેલું છે અને ક્યાંક 'નૈષધીયચરિત'ની છાયા પણ ઝીલી છે. મહાભારતની નલકથામાં નારદમુનિ ઇન્દ્ર આગળ દમયંતીના સ્વયંવરની વાત કરતાં દમયંતીને માત્ર જગતમાં રત્નરૂપી કન્યા તરીકે ઓળખાવે છે ભાલણના 'નળાખ્યાન'-માં નારદમુનિ દમયંતીનું વર્ણન કરતા સુરલોકની અપ્સરાઓને ઉતારી પાડે છે:

દમયંતીના સ્વયંવરમાં જવા માટે દેવો નીકળ્યા તો ખરા, પણ માર્ગમાં તેમને વિચાર આવે છે કે દમયંતી વરવા-યોગ્ય નથી. દેવોનો આ વિચાર મહાભારતમા નથી ભાલણે એ 'નૈષધીયચરિત'માંથી લઈને વિકસાવ્યો છે

દેવો નળને યાચવાનો ઉપાય વિચારે છે એ માટે ભાલણે કરેલું વિધાન 'થયા યાચક; અર્થીન જુઈ દોષ,' એ પણ ભાલણનું પોતાનુ છે. આના અનુસંધાનમા દસમા કડવાની પહેલી બે કડીમા દેવોની દીનતા ભાલણે વર્ણવી છે તે પણ તેનુ પોતાનું ઉમેરણ છે. દેવોના યાચકપણા વિશે નલ જે વિચાર કરે છે તે પણ ભાલણનુ પોતાનુ ઉમેરણ છે. મહાભારતમાં એ નથી. દેવો નળને કહે છે:

સત્યવંત દાતાર છે નિ નનુ તિ ભણિયુ નથી;
અથવા શું તે વીશર્યું ? સંદેહ શ કહીંઈ કથી ?

આ વિચાર પણ મહાભારતમા નથી. ભાલણે તે 'નૈષધીયચરિત'ના પાંચમા સર્ગના ૧૨૧ મા શ્લોકમાથી લીધો છે. એવી જ રીતે દેવો ફરીથી નળને કહે છે :

સ્વર્ગથી સુર આવિયા અહ્મો યાચવાનિ આજ;
કલ્પતરુનિ એણી વાતિ કામધેનુનિ લાજ
અસ્થિ આપ્યા દધીચિ નિજ, માસ શિબિ રાજન,
તે થકી તૂ નૂન નથી; ચીનવી જુઓ જ્ઞાન.

દેવોની આ ઉક્તિમાં પણ 'નૈષધીયચરિત'ની છાયા છે. 'નૈષધીયચરિત'માં દધીચિ અને કર્ણનો ઉલ્લેખ છે. શિબિ રાજાનું દૃષ્ટાન્ત ભાલણે ઉમેરેલુ છે દેવોને જવાબમાં નળ કહે છે :

ઉદધિ ગિરિ નિ વૃક્ષ તે અવનીનિ ન કરિ ભાર;
શીઝતિ લે, ના કહિ તે દુષ્ટનિ ધિક્કાર.

નળનો આ વિચાર ભાલણે નૈષધીયચરિત (૫-૮૮)ને અનુસરીને નિરૂપ્યો છે. નળના મુખમાં મૂકેલા બીજા વિચારો ભાલણના પોતાના ઉમેરેલા છે.

ભાલણના 'નળાખ્યાન'નું અગિયારમું કડવું લાંબામાં લાંબુ, ૧૦૨ કડીનું છે આમાં એણે નળ દમયંતી પાસે દેવોના દૂતકાર્ય માટે જાય છે ત્યાંથી તે નળ પુષ્કર સાથે દ્યૂત રમવા વિશે વાત કરે છે ત્યા સુધીના કથાવસ્તુનું નિરૂપણ કર્યું છે. નળ દમયંતીના આવાસમા પ્રવેશ કરે છે તે સમયનુ ચિત્ર ભાલણે 'નૈષધીયચરિત'ને અનુસરીને દોર્યું છે મહાભારતમાં આવું ચિત્ર આપ્યુ નથી. વળી, મહાભારતની કથા પ્રમાણે નળને માત્ર રક્ષકો જ જોઈ શકતા નથી. દમયંતી પાસે પહોચતાં તે અને તેની સખીઓ અને દાસીઓ તરત નળને જુએ છે ભાલણે 'નૈષધીયચરિત'-ને અનુસરીને નળ પોતાનું રૂપ થોડીવાર પછી પ્રકાશે છે એમ લખ્યું છે. પરંતુ અદૃષ્ટ નળને શોધવા માટે દમયંતી એની દાસીઓ સાથે એકએકના હાથ પકડી આયાસ કરે છે તે કલ્પના ભાલણની પોતાની છે

નળને જોતા જ દમયંતીને જે સાનદાશ્ચર્ય થાય છે તેનું વર્ણન અને દમયંતી એ પ્રસંગે જે બોલે છે તેનુ નિરૂપણ ભાલણનું પોતાનું ઉમેરણ છે. મહાભારતમાં નળને જોયા પછી દમયંતી તરત પૂછે છે, 'તમે કોણ છો ?' અને નળ ત્યાં તરત કહે છે, 'હુ નળ છું' ભાલણે 'નૈષધીયચરિત'ને અનુસરી નળની પાસે એનુ નામ તરત કહેવડાવ્યુ નથી. નળ નામ નથી આપતો એટલે દમયંતી તરત એના પિતાનુ નામ પૂછે છે આ કલ્પના ભાલણની પોતાની છે નળ પોતાના પિતાનુ નામ પણ આપતો નથી અને દેવો તરફથી પોતે દૂતકાર્ય કરવા આવ્યો છે એમ જણાવી તે દમયંતીને ઇન્દ્રનુ વચન કહે છે. આમાં ઇન્દ્રની દમયંતીના અધરપાન માટેની ઇચ્છા ભાલણે 'નૈષધીયચરિત'ના શ્લોક ૮—૧૦૪ને અનુસરી આલેખી છે બાકીની ઉક્તિ ભાલણની પોતાની કલ્પનાની છે દમયંતી દેવોને વરવાની ના પાડે છે. એટલે નળ મનુષ્ય અને દેવ વચ્ચેનો ભેદ બતાવી દેવોને વરવામા જ સાચું સુખ રહેલું છે એમ દમયંતીને સમજાવે છે. આનો દમયંતી જવાબ આપે છે અને એ રીતે નળ અને દમયંતી વચ્ચે દલીલો થાય છે. નળ જ્યારે દેવોનાં વખાણ કરે છે ત્યારે દમયંતી જે જવાબ આપે છે અને દેવોની ચારિત્ર્યભ્રષ્ટતાનો નિર્દેશ કરે છે તે જુઓ :

વલતી વામા બોલિ મર્મ: વાંકુ છિ અતિ મનનુ ધર્મ;
મનિ માનુ તે માનુષ દેવ, જે પણિ લખિયુ કર્મની ખેવ ૧૧–૩૧

હસિ ગુણ કહ્યા તાં જેહ, તમમાંહિ દીસિ છિ તેહ;
ઇન્દ્ર ઉલખ્યુ અહલ્યા નાર, પાવક ઋષિપત્ની વ્યભિચાર ૧૧–૩૨

યમ વ્યંઠૂ યમુનાશૂ મન, શું કહીઈ ગુણ તેહના ધંન ?
પરનારી-સહોદર ગય, રૂપ તુલા કુણિ ન થવાય ૧૧—૩૩

દમયંતી કહે છે, "જે માણસ મનને ગમ્યો તે જ દેવ જેવો સમજી લેવો જોઈએ જે લેખ વિધાતાએ લખ્યો છે તેમાં ફેર પડે નહિ." એ પછી તે ઇન્દ્રના અહલ્યા સાથેના, અગ્નિના ઋષિપત્નીઓની બાબતના અને યમના યમુના સાથેના સંબંધનો નિર્દેશ કરે છે (વરુણ વિશે કશું કહ્યું નથી.) અને પછી કહે છે, 'નળરાજા પારકી સ્ત્રીઓને સગા ભાઈ જેવો છે, જોકે એના જેવું રૂપ કોઈનું છે નહિ તોપણ !' આ ત્રણ કડીમાં ભાલણે દમયંતી પાસે અપાવેલો જવાબ એની પોતાની સ્વતંત્ર કલ્પનાનો છે. મહાભારત કે 'નૈષધીયચરિત'માં એ નથી. એ પછી દમયંતી વિષ ખાઈ કે ગળે ફાંસો ખાઈ કે પાણીમા ડૂબીને પોતાના દેહનો અંત આણવાની વાત કરે છે તે મહાભારત પ્રમાણે છે. (પરંતુ તેમાં ભાલણે અગ્નિનો ઉલ્લેખ કર્યો નથી) આના જવાબમા નળ કહે છે ·

નૈષધ કહિ · ભલિ એ પરિ; બિહાં જાસુ દેવનિ ત્રિરિ;
દુર્મરણિ જાવૂં યમહાથિ; પુન્યિ સુરપતિ થાશિ નાથ.

અહીં દુર્મરણની કલ્પના ભાલણે 'નૈષધીયચરિત'માથી લીધી છે પુણ્યથી સ્વર્ગમાં ઇન્દ્ર-પત્ની થવાની કલ્પના ભાલણની પોતાની છે.

નળ દમયંતી પાસેથી આવી દેવોને પોતાના દૂતકાર્યનો અહેવાલ આપે છે તેનું નિરૂપણ ભાલણે મહાભારત પ્રમાણે કર્યું છે. નળના દૂતકાર્ય પછી દેવો પોતાના વિમાનમાં પાછા સ્વર્ગલોકમાં ગયા અને સ્વયંવરને દિવસે આવ્યા એવું મહાભારતમાં બતાવ્યું નથી. ત્યાં એ વિશે ઉલ્લેખ નથી. ભાલણે 'ચઢી વિમાની રહ્યા સુર ચ્યાર' એમ લખ્યું છે. ત્યાર પછી સ્વયંવર-મંડપનું વર્ણન ભાલણે કર્યું છે અને તેમા દેવોએ નળનુ રૂપ ધારણ કર્યું તે જોઈ દમયંતીને થયેલી મૂઝવણનું નિરૂપણ કર્યું છે. અહીં ભાલણે મહાભારત કરતાં અને 'નૈષધીયચરિત' કરતાં થોડુ ભિન્ન નિરૂપણ કરી પોતાની સ્વતંત્ર સર્જકતાની સરસ પ્રતીતિ કરાવી છે. મહાભારતમાં, દેવો જયારે સ્વયંવરમાં આવ્યા ત્યારે દેવોનાં કોઈ ચિહ્નો તેમનામા દમયંતીને દેખાયાં નહિ. આંખનું મટકું ન મારવું, પરસેવો ન થવો, ફૂલની માળા તાજી રહેવી અને પગ જમીનથી થોડા ઊંચા રહેવા આ દેવતાઈ ચિહ્નો દેવોએ પોતે નળના જેવું જ સ્વરૂપ ધારણ કરવા માટે દૂર કર્યાં હતાં. 'નૈષધીયચરિત'માં વર્ણવ્યા પ્રમાણે દમયંતીને પ્રશ્ન થાય છે કે નળ મનુષ્યના ચિહ્નો કેમ ધારણ કરતો નથી અને દેવો પોતાના ચિહ્નો કેમ ધારણ કરતા નથી ?

(૧૩–૪૭) ભાલણે દેવોને પોતાનાં ચિહ્નોને ધારણ કરેલા બતાવ્યા છે એટલુ જ નહિ, સ્વયવરમ ડપના તમામ રાજાઓને દેવોનાં ચિહ્નો ધારણ કરેલા એણે બતાવ્યા છે જુઓ :

પંચ નલ દેખી તે તાંહાં, સંદેહ અતિ પામી મન માહાં;
લક્ષણ સુરનાં યે સાંભલ્યા વૃદ્ધિ થકાગે હૂનિ મ્યલ્યા. ૧૧–૫૬

ઠામ ઠામ ચમર જે ઢલિ, પરશેવુ કુહુનિ નવિ વલિ;
સુંદર જોતાં બહુ ચિત્રામ, નિમિષ ન થાઈ લોચન ઠામ ૧૧–૫૭

આતપ-વારણ છાયા થાઈ, માલા તેણિ નવિ કરમાય;
ઊંચા આસન માડયાં લાગ, ભૂમિ છબિ નહીં કુહુના પાગ ૧૧–૫૮

સદેહ કાદવમાંહિ કલી, ચિતાઈ અતિ થઈ આકુલી;
અણપ્રીછિ આરોપૂં માલ તુ દેવ વરાઈ, રહિ ભૂપાલ ૧૧–૫૯

પછી દમયતી દેવોને સ્તુતિ કરી પોતાના મૂળ સ્વરૂપે પ્રગટ થવા વિનતી કરીને જે કહે છે "દેવ, તમ્હો પિતાનિ ઠાનિ, પુત્રી સાથિ શું વ્યભિચાર" એ કલ્પના ભાલણની પોતાની છે મહાભારતમા તે નથી દેવો પ્રગટ થયા અને નળને વરદાન આપી ચાલ્યા ગયા દેવોએ નળને આપેલાં વરદાન ભાલણે બરાબર મહા-ભારત પ્રમાણે આપ્યાં છે. નળ પોતાના નગરમા પાછો ફરે છે અને દમયતી સાથે સુખેથી રહે છે; યજ્ઞો કરે છે; એમને સતતિ થાય છે, વગેરેનુ વર્ણન પણ ભાલણે મહાભારત પ્રમાણે કર્યું છે. ત્યારપછી બીજી બાજુ, દેવોને સામે કલિ મળે છે એ પ્રસંગનું નિરૂપણ પણ ભાલણે મહાભારતને અનુરૂપ જ કર્યું છે કલિ નળના રાજ્યમા આવે છે તે સમયે રાજ્યની ધર્મી પ્રજાને કારણે એને ક્યાંય રહેવા મળતુ નથી. આ ધર્મી પ્રજાનું વર્ણન મહાભારતમા નથી 'નૈષધીયચરિત'ને અનુસરી ભાલણે આઠેક કડીમાં એ વર્ણન પોતાના તરફથી ઉમેરેલું છે. કલિને આ રીતે નળના શરીરમા પ્રવેશ કરતાં બાર વર્ષ થયા તે ભાલણે મહાભારત પ્રમાણે લખ્યું છે. કલિ આ રીતે બાર વર્ષ નળના રાજ્યમા ભમે છે, પરંતુ તેને રહેવા માટે ક્યાય સ્થાન મળતુ નથી પછી તે નળની વાડીમાં આવેલા બેહેડાના એક વિશાળ વૃક્ષમા પ્રવેશે છે એવુ ભાલણે કરેલું વર્ણન મહાભારતમા નથી બેહેડાના વૃક્ષનો ઉલ્લેખ મહાભારતમા આ સ્થળે આવતો નથી ભાલણે તો એ વૃક્ષ વળી નળની વાડીમા જ બનાવ્યું છે તે 'નૈષધીયચરિત' (૧૭–૨૧૧) ને અનુસરીને જ.

આ પ્રસંગ પછી નળ પુષ્કર સાથે દ્યૂત રમે છે તેનું વર્ણન ભાલણે કર્યું છે. આ પ્રસંગના નિરૂપણમાં ભાલણે પુષ્કરને ગોધલો લઈ નળ પાસે જઈ દ્યૂત રમતો બતાવ્યો છે ભાલણે આ નિરૂપણ મહાભારતને આધારે કર્યું છે એટલે કે એણે મહાભારતના શબ્દો 'गवां वृषः.'નો માત્ર શબ્દાર્થ જ લીધો છે લક્ષણાથી એનો અર્થ જે સામાન્ય રીતે કરવામાં આવ્યો છે તે નથી લીધો. 'કથાસરિત્સાગર'માં આખલો હોડમા મૂકવાની વાત સ્પષ્ટ આવે છે અને ત્યાં આખલાનું વર્ણન પણ કરવામા આવ્યું છે. વળી, એનું નામ પણ આપવામાં આવ્યું છે. 'કથાસરિત્સાગર'માં આખલાને 'ધવલ સુંદર' તરીકે વર્ણવવામા આવ્યો છે. ભાલણે પણ તેને 'ઉજ્જવલ સુંદર' તરીકે વર્ણવ્યો છે. આટલું સામ્ય કથાસરિત્સાગરના અને ભાલણના વૃષવર્ણનમાં જોવા મળે છે. (વૃષનો વર્ણ રાતો, બદામી, કાળો વગેરે હોઈ શકે છે માટે આ સામ્યનો નિર્દેશ કર્યો છે) પરંતુ ભાલણે એ વર્ણન 'કથાસરિત્સાગર'માંથી લીધું હોય એમ લાગતું નથી, કારણ કે મહાભારતના શબ્દોનો વાચ્યાર્થ લઈએ તો કલિએ આ આખલાનુ સ્વરૂપ ધારણ કર્યું એમ થાય અને ભાલણે પણ તે જ પ્રમાણે બતાવ્યુ છે. જ્યારે 'કથાસરિત્સાગર'મા આખલાની વાત આવે છે, પરંતુ કલિએ આખલાનુ રૂપ ધારણ કર્યાની વાત આવતી નથી. વળી 'કથાસરિત્સાગર'મા આખલાનુ નામ 'દાન્ત' એવું આપવામાં આવ્યુ છે ભાલણે તે આપ્યું નથી કથાસરિત્સાગર પ્રમાણે નળ પુષ્કરને ત્યા જાય છે ત્યારે આ આખલો જુએ છે ને માગે છે. પણ પુષ્કર એ આપતો નથી અને જોઈતો હોય તો દ્યૂત રમીને જીતી લો એમ કહે છે. ભાલણના નળાખ્યાનમા આવું કશું આવતુ નથી એટલે ભાલણે પોતાનુ નિરૂપણ 'કથાસરિત્સાગર'ના નહિ પણ મહાભારતના આધારે કર્યું છે એમા કઈ શકા નથી. એ નિરૂપણ કરવામાં ભાલણે લક્ષ્યાર્થ નહિ પણ વાચ્યાર્થનો જ આધાર લીધો છે એ સ્પષ્ટ છે. લક્ષ્યાર્થ નહિ સમજવાને કારણે એણે આવું નિરૂપણ કર્યું હશે એમ ભાલણ જેવા સંસ્કૃતના વ્યુત્પન્ન પંડિત માટે કેટલે અંશે માનવુ તે પ્રશ્ન છે. અહીં 'વૃષ'નો અર્થ સમજવામાં ભાલણની ભૂલ થઈ છે અને ભાલણની આ ભૂલ તેના સમયની મર્યાદા બતાવે છે એવું સ્વ. રા. વિ. પાઠકનું વિધાન[૯] કેટલે અંશે યોગ્ય ગણાય તે પ્રશ્ન છે, કારણ કે હોડમાં આખલો મૂકવામાં આવ્યો એવું નિરૂપણુ ભાલણે પોતાની મૌલિક કલ્પનાથી કર્યું નથી. એવું નિરૂપણ કરનાર તે જ પહેલો છે અથવા એવું નિરૂપણ કરવામાં તેણે ભૂલ કરી છે એમ પણ અહી નહિ કહી શકાય.

---

૯ 'કાવ્યની શક્તિ' પૃ. ૧૨૪ આવૃત્તિ બીજી

'નૈષધીયચરિત'માં કલિના પ્રસંગ સુધીની અને 'નલચંપૂ'માં સ્વયંવર સુધીની કથાનું નિરૂપણ કરવામાં આવ્યુ છે, એટલે ભાલણના 'નળાખ્યાન'માં એ બંનેની અસર—મુખ્યત્વે તો 'નૈષધીયચરિત'ની અસર ત્યા સુધી જ પડેલી છે ત્યારપછીનુ નિરૂપણ ભાલણે મહાભારતને જ અનુરૂપ એવું ઘણુંખરું કર્યું છે. ૧૨મા કડવાથી ૧૬મા કડવા સુધીમા દ્યૂતમા નળના પરાજયથી તે વનમાં દમયંતીના ત્યાગ અને એના વિલાપ સુધીની ઘટનાઓનું નિરૂપણ કરવામા આવ્યું છે. નળ પુષ્કર સાથે દ્યૂત રમે છે તે પ્રસંગના નિરૂપણમાં મહાભારતકારે નળ શું શું હાર્યો તેનો નિર્દેશ એક સાથે કર્યો છે ભાલણે નળ પહેલા દિવસે શુ હાર્યો અને બીજા દિવસે શુ હાર્યો તેનો જુદો જુદો નિર્દેશ કર્યો છે અને રોજ દ્યૂત રમી રાતે પુષ્કરને પોતાના આશ્રમે જતો બતાવ્યો છે. મહાભારતમાં નળને મળવા આવેલી પ્રજાને દમયંતી કશું કહેતી નથી ભાલણે દમયંતીને નીચે પ્રમાણે કહેતી બતાવી છે તે તેની કલ્પનાનું ઉમેરણ છે:

> પ્રજાનિ આવી કહ્યું : એ તુહિ તે ભરતાર,
> કાંઈ રોગ થ્યુ કે ભૂત સંક્રમ કે અહકૃત કાંઈ ભ્રાંતિ,
> મુઝ સાહામૂ જૂઈ નહી તિ રહિ નહી એકાંતિ ૧૨-૧૨

આજ પ્રમાણે દમયંતી નળને જે વચનો કહે છે અને પ્રશ્નો કરે છે તે પણ ભાલણની સ્વતંત્ર કલ્પનાનુ સર્જન છે દમયંતી પોતાના સંતાનોને વાર્ષ્ણેય સાથે કુંડિનપુર મોકલે છે તેનું, દ્યૂતમા નળનો પરાજય થતા પુષ્કર નગરમાં સાદ પડાવે છે તેનું તથા નળદમયંતી ત્રણ દિવસ નગર બહાર માત્ર પાણી પીને રહ્યા અને પછી વનમાં જવા નીકળ્યા તેનુ વર્ણન ભાલણે બરાબર મહાભારતને અનુસરીને કર્યું છે

કરુણરસયુક્ત ૧૪મા કડવામા, વનમાં ગયેલાં નળદમયંતીને કષ્ટો પડે છે તે પ્રસંગે ભાલણે એક ગીત મૂક્યું છે. એની ધ્રુવપદની પંક્તિમાં ભાગ્યમાં લખાયેલાં સુખદુ:ખ ભોગવવાં પડે છે એવો ભાવ એણે મૂક્યો છે:

> શરજ્યૂ કો છૂટિ નહી જે ભાગિમા લખિઉ;
> કુણિ કો થાઈ નહીં દુખિઉં નિ સુખિઉં

વનમા પખીઓ નળનું વસ્ત્ર લઈ જાય છે, નળ દમયંતીને એના પિતાને ત્યાં જવાનું સમજાવે છે, નળ પોતે દમયંતીના પિતાને ત્યાં જવાની ના કહે છે—આ પ્રસંગોનુ નિરૂપણ ભાલણે બરાબર મહાભારત પ્રમાણે કર્યું છે. દમયંતીને

વિદર્ભનો રસ્તો બતાવતાં, મહાભારતમાં, નળ વિંધ્યાચલ, પયોષ્ણી નદી, અવંતી દેશ અને ઋક્ષવાન પર્વતનો ઉલ્લેખ કરે છે તે જ પ્રમાણે એનો ઉલ્લેખ ભાલણના 'નળાખ્યાન'મા નળ પણ કરે છે. નળ દમયંતીનો ત્યાગ કરીને જાય છે એ વખતે જાગેલી દમયતી વિલાપ કરે છે તે પ્રસંગે એનાં એકલતા અને વિરહિણીની દશાને મૂર્ત કરતું કરુણ ગ્મે સભગ ગીત ભાલણે મૂક્યું છે :

હા માહરા નાથજી, કાંહા ગયા છો, મુહિ એકલી મેહેલી વંનગે ?
વજ્રમિ કઠિણ તે કિમ થયૂં રે ? વાહલા તહમારું મંન ગે ?

'નલરા નલરા' ઉચ્ચરિ પ્રીઉ માહરા પ્રાણાધાર રે.
દેવજી દર્શન દીજીઈ, મુહિન સુખ કરવા એક્વાર રે.

× × ×

પ્રાણ નહિ જાઈ પાપિયા રે, વાંધૂ નાવિ મરણ રે.
કથ, ત્વજીનિ જુ ગયુ રે; જાઈઈ કુહિન શરણ રે.

ચૌદેક કડીના આ ગીતમા દમયંતી નળને ઉપાલભ આપે છે; પોતાનાં પૂર્વભવનાં કર્મોનો દોષ જુએ છે; પોતે સાથે હોત તો નળની સંભાળ કઈ કઈ રીતે લેતી હોત તે વિચારે છે. આ ભવમા તો પોતે નળની કોઈ આજ્ઞા લોપી નથી, અન્યાય કર્યો નથી, છતાં પોતાનો ત્યાગ થયો છે તો તે માટે પૂર્વ ભવનાં કર્મો જ જવાબદાર હોવાં જોઈએ એમ તે વિચારે છે. આ આખું ગીત ભાલણનું સ્વતંત્ર સર્જન છે અલબત્ત, બેએક કડીમા મહાભારતની છાયા પડી છે.

૧૭માથી ૨૨મા કડવા સુધીમા કવિએ વનમાં દમયંતીને માથે પડેલી વિપત્તિઓનું અને ત્યારપછી માસીના ઘરે એ આવે છે ત્યા સુધીની ઘટનાઓનું નિરૂપણ કર્યું છે. મહાભારત પ્રમાણે નળની શોધ માટે દમયતી ચારેબાજુ ભમી. ભાલણે તે સ્થળોમા પર્વતશૃંગનો વધારાનો ઉલ્લેખ કર્યો છે દમયંતીને વનમાં અજગર ગળે છે તે વખતે દમયતી આક્રંદ કરે છે. ભાલણે એ પ્રસંગે એક ગીત મૂક્યું છે. આ ગીતની કેટલીક પંક્તિ ભાલણની સ્વતંત્ર કલ્પનાની છે અલબત્ત, દમયતીની ઉક્તિ પૂરી થયા પછી છેલ્લી ત્રણ કડીમાં ભાલણે આગળના કથા-વસ્તુનું નિરૂપણ કરીને ગીતની ચારુતા ઓછી કરી નાખી છે

દમયંતી પારધીને શાપ આપે છે અને પારધી મૃત્યુ પામે છે ત્યારપછી ભાલણે મહાભારત પ્રમાણે વનનાં પશુઓની, ચોર, મલેચ્છ વગેરે દુષ્ટ માણસોની અને વનનાં વૃક્ષોની યાદી આપી છે દમયતી ફરી નળને ઉપાલભ આપે છે

અને ત્યારપછી વનમાં સિંહ, પર્વત, અશોકવૃક્ષ વગેરેને નળ વિશે પૂછે છે. તેનું નિરૂપણ પણ ભાલણે બરાબર મહાભારત પ્રમાણે જ કર્યું છે. ફેર એટલો છે કે મહાભારતમાં અશોકવૃક્ષને સંબોધન તાપસોના પ્રસંગ પછી આવે છે; ભાલણે તે સિંહ, અને પર્વતને થયેલા સંબોધનની સાથે આપ્યું છે. ભાલણે તાપસોનો પ્રસંગ ગીતમાં રજૂ કર્યો છે, અને તેમાં જ વણઝારાના મેળાપનો પ્રસંગ શરૂ કરી દીધો છે મહાભારતના નિરૂપણ પ્રમાણે વણઝારાના પ્રસંગમા ગાડા હાથીઓના તોફાન અને તેમણે કરેલા નાશ પછી બાકી રહેલા વણઝારાઓ પોતાને માથે આવી પડેલાં આ દુ:ખને માટે 'મણિભદ્ર કે કુબેરની પૂજા કરવાતુ ચૂકી જવાયુ ? કે અપશુકન થયા ? કે ગ્રહો નડયા ?' એમ પ્રથમ વિચાર કરે છે અને પછી એને માટે જવાબદાર દમયંતી છે એવો એમને વિચાર આવે છે. ભાલણે એ દુઃખોના કારણ તરીકે દમયંતી સિવાય બીજો વિચાર વણઝારાઓ પાસે નથી કરાવ્યો મહાભારત પ્રમાણે વણઝારાઓ જ્યારે દમયતી પર કાષ્ઠ, ધૂળ, ઢેફાં વગેરે વડે પ્રહાર કરવાનું કહે છે ત્યારે એ સાંભળીને ભય તથા લજ્જાથી દમયંતી વનમાં નાસી જાય છે અને એ રીતે બચી જાય છે. ભાલણે વર્ણવ્યા પ્રમાણે કેટલાક વણઝારા દમયંતી પર ધૂળ નાખે છે, બીજા એના પર પ્રહાર કરવા જાય છે. પણ એને કોઈ બચાવતુ નથી તે વખતે એક વૃદ્ધ વણઝારો આવી એને બચાવે છે અને એના પર પ્રહાર થતા અટકાવે છે:

કુહેનૂં હઇડિં નવિ ભીજિ, નારીનિ અવટાવિ જી;
વિણજારુ વૃદ્ધ તવ વારિ, અબલા કહી શમાવિ જી.

મહાભારત પ્રમાણે દમયતી હાથીઓના વિનાશમાંથી બચેલા બ્રાહ્મણો સાથે ચેદિ દેશના રાજા સુબાહુના નગર તરફ જાય છે ત્યા એક શ્લોકમા એમ પણ બતાવ્યું છે કે વિનાશ પછી બીજો દિવસ થયો ત્યારે જીવતા રહેલા બાકીના માણસો પણ ત્યાથી ચાલતા થયા. એટલે કે સાર્થના માણસો ચાલ્યા ગયા પછી પણ ત્યા આગળ આ વિનાશમાથી બચેલા એવા કેટલાક બ્રાહ્મણો હતા પરતુ ભાલણે વર્ણવ્યા પ્રમાણે થોડુ આગળ ગયા પછી દમયંતીને બ્રાહ્મણોનો સગ થાય છે મહાભારત પ્રમાણે દમયતી એ બ્રાહ્મણો સાથે ઝડપથી ગતિ કરીને તે જ દિવસે સાંજે સુબાહુના નગરમાં પહોચે છે ભાલણે વર્ણવ્યા પ્રમાણે તે કેટલેક દિવસે ત્યાં પહોચે છે.

આગલિ જાતા બ્રાહ્મણ કેરુ મ્યલિયુ સંગ જી
દિવસ કેટલિ નગર આવી સુબાહુનિ સુચંગ જી ૨૨-૫.

નગરમાં પ્રવેશેલી દમયંતીનુ ચિત્ર તથા સુબાહુ રાજાની માતા સાથે ત્યાં રહેવા માટે દમયંતીએ કરેલી શરતો અને રાજમાતાએ પોતાની પુત્રી સુનંદા સાથે કરાવેલો દમયંતીનો પરિચય—એનું વર્ણન ભાલણે મહાભારતને અનુસરીને કર્યું છે. દમયંતી રાજમાતાને કહે છે:

પુત્રીની પિરિ છૂં હૂં તહ્મારિ; જીવન મરણ તહ્મારિ હાથ

દમયંતીના મુખમા ભાલણે મૂકેલી આ પંક્તિ ભાલણની પોતાની છે મહાભારતમા એ પ્રમાણે નથી વળી મહાભારતમા લખ્યા પ્રમાણે દમયંતી શરત કરે છે કે 'મારા પતિની શોધ માટે ફક્ત બ્રાહ્મણનો સામે હુ દૃષ્ટિથી જોઈશ. બીજાની સામે નહિ' ભાલણે એનો નિર્દેશ કર્યો નથી.

૨૩મા કડવાથી નળના વનના પ્રસગો ભાલણ વર્ણવે છે તેમા સૌથી પહેલો પ્રસગ કર્કોટક નાગનો બને છે. ભાલણે ને પ્રસંગના કરેલા નિરૂપણમા એકબે સ્થળે મહાભારત કરતા થોડું ભિન્ન નિરૂપણ કર્યું છે મહાભારતમાં કર્કોટકને શાપ આપનાર 'બ્રહ્મર્ષિ નારદ' છે. ભાલણે નારદનો ઉલ્લેખ કર્યો નથી. માત્ર 'એક તાપસ મુનિ' એમ લખ્યું છે.

નળ ઋતુપર્ણ રાજાને ત્યાં આવીને રહે છે. ત્યાં નળને પગાર 'દસ હજાર'નો નક્કી કરવામાં આવે છે:

દસ સહસ્ર વેતન પરઠિયૂં, નિ મુખ્ય કીધુ એક. ૨૩–૨૮

ભાલણના આ નિરૂપણ વિશે શ્રી કે કા શાસ્ત્રી લખે છે 'દસ સહસ્ર વેતન પરઠિયૂં' એ વિધાન સ્વતત્ર; મહાભારતમાં તો 'સો'નો પગાર મળે છે.* શ્રી કે કા. શાસ્ત્રીએ કરેલા આ વિધાનમાં એમની કંઈક શરતચૂક થતી હોય એમ લાગે છે, કારણકે મહાભારતમા 'શત' શબ્દ બેવડાવીને, સો વખત સો (वेतन ते शतं शता.)

એટલે કે 'દસ હજાર'નો પગાર એમ સ્પષ્ટ લખ્યું છે. આમાં કંઈ પાઠફેર હોય તોપણ મહાભારતનો આ સ્વીકારાયેલો ચાલુ પાઠ છે. એટલે અહીં ભાલણે સ્વતંત્ર વિધાન કર્યું છે એમ કહી શકાય નહિ

* 'ભાલણ એક અધ્યયન' પૃ. ૧૮૧ તથા 'ભાલણ કૃત નળાખ્યાન' પ્રસ્તાવના પૃ ૫૬, ૫૭.

ભાલણની આ પંક્તિનો અર્થ આપતા શ્રી રામલાલ મોદીએ નળના પગારમા પોતાના તરફથી શુકનનો એક રૂપિયો ઉમેરી તે 'દસ હજાર ને એક' નો કર્યો છે જુઓ: 'દશ સહસ્ર= પગાર દસ હજારને એકનો ઠરાવ્યો, ૧૦,૦૦૧' 'બે નળાખ્યાનો ટીકા પૃ. ૧૩૨

ઋતુપર્ણ રાજાને ત્યાં બાહુક રોજ સાંઝે દમયંતીને યાદ કરતાં એક શ્લોક બોલે છે તે વિશે ભાલણ લખે છે.

'સાઝિ સાઝિ ચિંતાતુર તે ભણિ નૈષધ શ્લોક;
સારથિ જિમ સાંભલિ અંતરિ આણી શોક:

'ભૂખી તરશી થાકી નારી સૂતી તેણિ ઠામિ;
સતી કિહા રિહિસિ ? હવિ મૂરખિ કીધૂ કામ'

ભાલણે અહીં 'નૈષધ શ્લોક' એમ લખ્યું છે 'નૈષધ' શબ્દ 'નળ'ના અર્થમા પણ વાપરી શકાય છે ભાલણે પોતે પણ ક્યાંક ક્યાંક એ રીતે 'નૈષધ' શબ્દ વાપરેલો છે. (જુઓ કડવુ ૫, કડી ૧૦) એટલે 'તે નળ શ્લોક ભણે છે' એવો સાદો અર્થ અહી લઈ શકાય 'નૈષધ શ્લોક' નો બીજો અર્થ 'નૈષધકાવ્ય' નો શ્લોક એવો થઈ શકે પણ જો તેમ અર્થ કરીએ તો અહી ભાલણની ગંભીર ભૂલ ગણાય સ્વ રામલાલ મોદીએ અહી ઉપર જણાવેલા પહેલા અર્થનો વિચાર કર્યો નથી. તેમણે બીજો જ અર્થ સ્વીકારી લઈ ભાલણની ટીકા કરતાં લખ્યું છે, નૈષધકાવ્યનો શ્લોક ? આ કાળવિરોધ ગણાય. નળ થયા પછી સેંકડો વર્ષ કેડે આ કાવ્ય રચાયું છે, તો તેનો શ્લોક નળના મોમાં મૂકવો એ અપ્રાસંગિક છે. તેમજ નીચે આપેલો શ્લોક નૈષધમા છે પણ નહિ એ તો મહાભારતમાં છે. અહી ભાલણની અનવધાનતા જણાય છે.''

પરંતુ ભાલણ જેવો કવિ આવી ભૂલ કરે એમ માનવાની જરૂર નથી. પહેલો જે અર્થ ઉપર બતાવ્યો છે તે જ અર્થ ભાલણને અભિપ્રેત હોવો જોઈએ, જો હસ્તપ્રતમાં લહિયાની કંઈ સરતચૂક ન થઈ હોય તો.

નળનો સારથિ વાર્ષ્ણેય ઇન્દ્રસેન અને ઇન્દ્રસેનાને વિદર્ભમાં મૂકી આવ્યા પછી ઋતુપર્ણ રાજાને ત્યા જઈને રહે છે. આ ઉપરાંત ઋતુપર્ણ 'જીવલ' નામનો બીજો પણ એક સારથિ હતો એમ મહાભારતકારે લખ્યુ છે ભાલણે તેને બદલે વાર્ષ્ણેય 'જીવલ' નામ ધારણ કરીને ઋતુપર્ણ રાજાને ત્યા ગયો એમ લખ્યું છે.

વાર્ષ્ણેય જે જીવલ નામિ તેહ છિ તેણિ સ્થાન.
નલ તેહનિ ઓલખિ; તે ન જાણિ નિજ નાથ.
રમિ બિસિ એખટાં તે માહોમાહિ સાથ.

૨૪મા કડવામાં ભીમરાજા નળ અને દમયંતીની તપાસ કરવા માટે બ્રાહ્મણોને મોકલે છે અને સુદેવ દમયંતીને શોધી કાઢે છે તેનુ નિરૂપણ કવિએ કર્યું છે

અને એ જ પ્રસંગ ૨૫ મા કડવામાં આગળ ચાલુ રહે છે. આ નિરૂપણ ઘણુંખરું કવિએ મહાભારતને અનુરૂપ જ કર્યું છે, પણ કેટલુંક સંક્ષેપમાં દમયંતીની દેહકાંતિનું વર્ણન ભાલણે બરાબર મહાભારત પ્રમાણે કર્યું છે.

સુબાહુ રાજાની માતા પોતાની ભાણેજ દમયંતીને ઓળખે છે તે સમયે તે દમયંતીને કહે છે, "તારી માતા અને હું બંને બહેનો દશાર્ણ દેશના રાજા સુદામાની પુત્રીઓ છીએ. તારી માતાનો વિવાહ ભીમરાજા સાથે અને મારો વિવાહ વીરબાહુ રાજા સાથે કરવામા આવ્યો" મહાભારતમાં 'વીરબાહુ' છે તેને બદલે ભાલણે સરતચૂકથી 'સુબાહુ' લખ્યું છે, જો લહિયાની ભૂલ ન હોય તો. ('નળાખ્યાન'ની બંને હસ્તપ્રતોમાં 'સુબાહુ' છે. પણ સ્વ. રામલાલ મોદીએ પોતાના સંપાદનમા ત્યાં સુધારીને 'વીરબાહુ' શબ્દ મૂક્યો છે શ્રી કે. કા. શાસ્ત્રીએ તે શબ્દ તેમનો તેમ રાખ્યો છે.)

દમયંતી પોતાના પિતાને ત્યાં આવીને પોતાની માતાને પોતાના દુઃખની જે વાત કરે છે તે મહાભારતમાં નથી. ભાલણનું પોતાનું આ ઉમેરણ છે.

મહાભારતમાં નળની તપાસ કરવા માટે દમયંતી પોતાની માતાને કહે છે અને માતા ભીમરાજાને કહે છે, એ પછી ભીમરાજા તે માટે બ્રાહ્મણોને મોકલે છે. ભાલણના 'નળાખ્યાન'માં દમયંતી પોતાની માતાને કહે છે ત્યાં કડવુ પૂરું થાય છે અને પછીના કડવામાં ભીમરાજા બ્રાહ્મણોને મોકલે છે એનુ જ સીધું વર્ણન આવે છે, દમયંતીએ કહેલી વાત માતા ભીમરાજાને કહે છે એનો ઉલ્લેખ ભાલણે કર્યો નથી.

દમયંતીના બીજીવારના સ્વયંવરના સમાચાર સાંભળી બાહુક નળને કેટલાક વિચાર આવે છે. ભાલણે તે મહાભારત પ્રમાણે આપ્યા છે અને તેમાં એક વધારે વિચાર ઉમેર્યો છે :

વલી વિચારિ, નારિનૂં તન ચેહવૂ રાંધૂ ભાત;
ક્ષણમાંહિ વિણસિ સી રતેથી ? ન જાણીઇ ઉતપાત

ઋતુપર્ણ રાજા માર્ગમાં પોતાની અક્ષવિદ્યાની પ્રતીતિ કરાવે છે તે પ્રસંગે ભાલણે આપેલી ફળ અને પાંદડાંની સંખ્યા મહાભારત કરતાં જુદી છે. વળી ભાલણે પાંદડાં અને ફળની જુદી જુદી સંખ્યા ન આપતાં બંનેની ભેગી આપી છે.

ફલપત્ર ચે ભૂમિ પડયાં છિ શત એક પંચ વીસ;
શાખા મુહે અયુત જાણજ્યો એહવૂં બોલ્યુ ઈશ. ૨૮-૩૭

જમીન પર પડેલાં ફળ અને પાંદડાં એકસોપચીસ અને બે શાખા પર અયુત (એટલે કે દસ હજાર) એ પ્રમાણે સંખ્યા ભાલણે આપી છે (સ્વ રામલાલ મોદી-એ એમની પાસેની હસ્તપ્રતમાં બીજી પંક્તિમા પાઠ બરોબર બેસતો ન હોવાથી ખટ અયુત' એ પ્રમાણે પોતે પાઠ ગોઠવીને શાખા પરના ફળપત્રની સંખ્યા 'સાઠ હજાર'ની આપી છે.)

આ પ્રસંગે ભાલણે ઋતુપર્ણના મુખમાં નીચેની જે ઉક્તિ મૂકી છે તે મહાભારત કરતાં થોડી વિશેષ છે :

સઘલી વિદ્યા કો નવિ જાણિ, સહૂય માંહા એકેકી;
કોયલ મધુરી વાણી બોલિ : નૃત્ય કરિ તાં કેકી

વિદર્ભમાં નળ અને ઋતુપર્ણ રાજાને ઉતારો આપવામા આવે છે તે સમયે બાહુકની તપાસ કરવા માટે દમયંતી કેશિનીને મોકલે છે. ભાલણ લખે છે.

દૂતી એક કેશિની નામ, તેહ મોકલી દેઈ કામ*

આ પ્રસંગે બાહુકની ભિન્ન ભિન્ન કસોટી કરવામા આવે છે તેમાં દમયંતી બાહુકના હાથનું રાધેલુ માસ પણ ચાખી જુએ છે. દમયંતી આ માસ કેશિની મારફત મંગાવે છે. ભાલણના આ નિરૂપણ વિશે શ્રી. કે કા શાસ્ત્રી લખે છે, "માંસ ચોરી કેશિની લાવી એ હકીકત મહાભારતમાં નથી..."

મહાભારતની કથામાં 'માસ મોકલ્યું તે પણ નળે રાધી આપ્યુ'+ પરંતુ મહાભારતમાં દમયંતીએ માંસ મોકલ્યું અને નળે તે રાધી આપ્યુ એવું નથી બનતું. ત્યાં તો ઋતુપર્ણ રાજા માટે જે માંસ મોકલવામા આવ્યું હતુ તે બાહુકે પકાવીને તૈયાર કર્યું હતુ તેમાથી બાહુકનુ ધ્યાન ન હોય ત્યારે થોડુ ઉપાડી

---

* ભાલણકૃત 'નળાખ્યાન'–પૃ ૯૨, ૯૩.

આ વિશે, ભાલણકૃત 'નળાખ્યાન' ની પ્રસ્તાવનામા મહાભારતના કથાવસ્તુ સાથે ભાલણના 'નળાખ્યાન'ને' સરખાવતાં શ્રી કે. કા. શાસ્ત્રી મહાભારતમા દમયંતી દૂતીને બાહુક પાસે મોકલે છે અને ભાલણના 'નળાખ્યાન'મા દમયંતી કેશિનીને મોકલે છે એવો ફેર બતાવે છે પરંતુ મહાભારતમા કેશિની અને દૂતી ભિન્ન ભિન્ન નથી કેશિનીને માટે જ ત્યા 'દૂતી શબ્દ વપરાયો છે અન્ય સંદર્ભો જોતાં પણ દૂતીનુ નામ કેશિની છે એમ જણાશે એટલે ભાલણે જે લખ્યું છે તે બરાબર મહાભારત પ્રમાણે જ છે

+ ભાલણકૃત 'નળાખ્યાન'— પ્રસ્તાવના પૃ ૯૨, ૯૩

લાવવાનુ દમયંતીએ કેશિનીને કહ્યુ હતુ. મહાભારતમાં **प्रमत्तस्य बाहुकस्य** અને '**मासमपक्रुष्य**' એ શબ્દો દ્વારા આ વસ્તુ સૂચવવામાં આવી છે. ભાલણે બરાબર મહાભારત પ્રમાણે જ લખ્યુ છે એમ આ પરથી જોઈ શકાશે.

બાહુક અને દમયંતી એકબીજાને મળે છે અને બાહુક નળસ્વરૂપે પ્રગટ થાય છે એ પ્રસંગનું આલેખન ભાલણે ગીતમા કર્યું છે તેમા પોતાની કેટલીક મૌલિક કલ્પના એણે ઉમેરી છે સયોગ પછી નળ ભીમરાજાને ત્યાં 'સંવત્સર' રહ્યો એમ ભાલણે લખ્યું છે: મહાભારતમાં 'એક મહિનો' રહ્યાનુ લખ્યુ છે. આ સિવાય બાકીનુ નિરૂપણ ભાલણે મહાભારત પ્રમાણે કર્યું છે

આમ, કથાવસ્તુની દષ્ટિએ ભાલણના નળાખ્યાનને આપણે તપાસી જોયુ. ભાલણે 'નૈષધીયચરિત'ની ઘણી છાયા ઝીલી છે: પરતુ મહત્ત્વના કથાપ્રસગોમાં એણે ખાસ ફેરફારો કર્યા નથી. 'નૈષધીયચરિત'માંથી સ્વયવરમાં સરસ્વતી દેવીએ આપેલો રાજાઓનો પરિચય, દેવોએ નળને આપેલા વરદાનો, ઇન્દ્રે દમયતી પાસે મોકલેલી દૂતીઓ, કલિના અનુચરો ઇત્યાદિ ન લેતાં ભાલણ ત્યાં મહાભારતને જ અનુસરે છે. ભાલણે 'નૈષધીયચરિત'ના પ્રમાણમાં 'નલચંપૂ'માંથી તો ખાસ કંઈ લીધુ નથી એમ કહીએ તો ચાલે; એકાદ બે સ્થળે 'નલચંપૂ' અને 'નળાખ્યાન'-માં શબ્દ કે કલ્પનાનુ સામ્ય જોવા મળે છે એટલું જ.

એકદરે જોતાં, જૈનેતર પરંપરાની મહાભારતની નલકથાને ગુજરાતીમાં ઉતારવાનો પહેલો પ્રયાસ ભાલણનો હોવા છતા તે સફળ પ્રયાસ છે એમ કહી શકાય ભાલણનુ 'નળાખ્યાન' વાચતા એવી સ્પષ્ટ પ્રતીતિ થાય છે કે ભાલણે એ લખતી વખતે 'નૈષધીયચરિત,' 'નલચંપૂ' અને વિશેષતઃ મહાભારતનું મૂળ સસ્કૃત 'નલોપાખ્યાન' અવશ્ય વાચ્યાં હોવાં જોઈએ એણે મહાભારતની નલકથાને સક્ષેપમાં કહી છે, છતાં કથાવસ્તુની દષ્ટિએ એણે મહાભારતની ઘણીખરી નાની નાની વિગતોને પણ પોતાના આખ્યાનમા ઉતારી છે. ભાલણ માત્ર કથાકાર નથી, કવિ પણ છે એમ આ આખ્યાન વાચતા આપણે અનુભવીએ છીએ, કારણ કે એણે પ્રસગનિરૂપણ ઉપરાંત પાત્રાલેખન અને રસનિરૂપણ માટે પણ સારી કાળજી રાખી છે. ભાવપૂર્ણ પ્રસંગે એણે ગીતો પણ મૂકચા છે એની બીજી આખ્યાનકૃતિઓની સરખામણીમા 'નળાખ્યાન'મા એની વિશેષ કવિત્વશક્તિનુ અને ભાષાપ્રૌઢિનું આપણને દર્શન થાય છે નાકરના 'નળાખ્યાન' કરતાં તો ભાલણનુ 'નળાખ્યાન' અવશ્ય ચડિયાતું છે, અને કેટલેક સ્થળે તો પ્રેમાનંદ કરતા પણ એણે વિશિષ્ટ શક્તિ દાખવી છે સમગ્ર રીતે જોતા ભાલણનુ 'નળાખ્યાન' પ્રેમાનંદના 'નળાખ્યાન'

કરતા ચડિયાતું નથી, પણ બીજી બાજુ પ્રેમાનંદની કેટલીક ક્ષતિઓ ભાલણમાં આપણને જોવા મળતી નથી. પૌરાણિક પાત્રોનું ગૌરવ જે પ્રેમાનંદના 'નળાખ્યાન'-મા કેટલેક સ્થળે ખંડિત થયુ છે તે ભાલણના 'નળાખ્યાન'માં ક્યાંય થયું નથી.*

ભાલણના 'નળાખ્યાન'ની અસર એના બે સમર્થ અનુગામી કવિઓ–નાકર અને પ્રેમાનંદ-ના 'નળાખ્યાન' ઉપર પડી છે એ જ ભાલણના 'નળાખ્યાન' ની શક્તિની પ્રતીતિ કરાવી શકે એમ છે.

---

* ભાલણનું કહેવાતું બીજુ 'નળાખ્યાન' (જે પ્રાચીન કાવ્યમાળામાં તથા બૃહત્ કાવ્યદોહન ભાગ-૫મા છપાયું છે) તે અર્વાચીન સમયની બનાવટ છે એવું આ મહાનિબંધના લેખકે અર્વાચીન સમયનું એક નવું પ્રમાણ ટાંકીને સિદ્ધ કરી બતાવ્યુ છે એ માટે જુઓ આ લેખકકૃત ગ્રંથ 'પડિલેહા'મા 'ભાલણના કહેવાતા બીજા નળાખ્યાનનું' વગેરુ'–નામનો લેખ, પૃ. ૬૭.

## ૨૦. નાકરકૃત નળાખ્યાન

ભાલણના 'નળાખ્યાન' પછી નલકથાને ગુજરાતીમા આખ્યાનમાં ઉતારવાનો જૈનેતર પરંપરામાં બીજો પ્રયાસ તે કવિ નાકરનો છે. આપણા આખ્યાન સાહિત્યના વિકાસમાં ભાલણ પછી નોંધપાત્ર ફાળો આપનાર આ કવિએ સં ૧૫૮૧માં 'નળાખ્યાન'ની રચના કરી છે. એનું 'નળાખ્યાન હજુ અપ્રસિદ્ધ છે

નાકર ગણપતિ અને સરસ્વતીની સ્તુતિ કરી તથા ગુરુને પ્રણામ કરી કથાનો આરંભ કરે છે. એણે ભાલણની જેમ કથાની વિગતે ભૂમિકા તથા ભીમની કોપવાણી આપી નથી, બૃહદશ્વ મુનિનો નામથી સ્પષ્ટ ઉલ્લેખ પણ એણે કર્યો નથી. તે એને માત્ર 'બ્રાહ્મણ' તરીકે જ ઓળખાવે છે :

વલી ઉપાપલાં કરે અનેક, એટલે આવ્યો બ્રાહ્મણ એક;
આવ્યો વિપ્ર લાગો પાય, રાજા અતિ રલિયાયતિ થાય.

× × ×

આરોગીને બેઠો બંભ, વાત તણો માંડ્યો પ્રારંભ.

નાકરે દમયંતીનુ નામ 'દમંતી' (એટલે દબાવતી) એવા અર્થમાં યોજ્યું છે અને એ જ નામ છેવટ સુધી એના 'નળાખ્યાન'મા જોવા મળે છે નળ અને દમયંતી વચ્ચે અનુરાગ એકબીજાના ભાટે કરેલી પ્રશંસાને કારણે થયો એમ એણે જણાવ્યું છે :

નૈષધ દેશના આવિ ભાટ, રાજા ભીમ આગલિ કરે વાત.
નૈષધ દેશ વીરસેન રાજન, તેહને નલરા છે રે તંન ૧—૩૧.

નળનું દૂતકાર્ય કરવા હંસ દમયંતી પાસે જાય છે દમયંતી હંસને એની પાંખો આવી સોનાની કેમ છે તે વિષે પૂછે છે :

પૂછે દમંતી વાગેવારિ, કનકતણા તહ્મ્યો કીહો વિચાર,

આકાશગંગામાહિ છે પદમિની, તે તો સહુયે છે કનકની.
તે માહિલા છિ કોમલ કણ, અહમ્યો તેહનું કીજે ચણ

અહેનિશે તાં ચણિયે તેહ, તે માટિ છે એહની દેહ.
જોતા વિમાશી તુ મનિ, જયેહેવૂં જમિયે તેહવૂ હોએ તંન.

આ કલ્પના નાકરની મૌલિક છે. પ્રેમાનંદે થોડા ફેરફાર સાથે નાકરમાથી એ લીધી છે અને દમયંતીને બદલે નળ એને એ વિશે પૂછે છે એવુ બતાવ્યુ છે (જુઓ પ્રેમાનંદકૃત નળાખ્યાન, કડવુ ૯–૧૫ થી ૧૮)

નળ વિશે અનુરાગ ઉત્પન્ન થતા દમયંતી એને માટે ઝૂરવા લાગે છે. એને ખાવાનું કશુ રુચતું નથી માટે દશપાચ દિવસની લાઘણ થાય છે એમ જે નાકરે વર્ણવ્યું છે તે એનું મૌલિક વર્ણન છે.

નાકરે નારદમુનિ દેવોને દમયંતીના સ્વયંવરના સમાચાર આપે છે એ પ્રસંગ છોડી દીધો છે. દેવોને દમયંતીના સ્વયંવરની જાણ થઈ એમ એણે લખ્યું છે. દેવો સ્વયંવરમા જવા માટે નીકળે છે ત્યાં માર્ગમા નળને જુએ છે, એટલે તેઓ ચારે માંહેમાહે નક્કી કરી નળને દૂતકાર્ય માટે કહે છે નાકરે આ પ્રસંગે નળને દેવો આગળ દલીલ કરતો બતાવ્યો છે. દેવો નળને સમજાવે છે અને છેવટે નળ જવા માટે સંમત થાય છે તે વખતે દેવો દમયંતીના આવાસમાં નળ દેખાયા વિના જઈ શકે એ માટે એને દિવ્યચક્ષુ આપે છે એમ નાકરે લખ્યું છે. વસ્તુતઃ દિવ્યચક્ષુની અહીં બહુ જરૂર નથી, પણ પોતે બીજાથી દેખાયા વિના જઈ શકે એવી અદૃષ્ટ રહેવાની વિદ્યાની નળને જરૂર છે

નળ આ પ્રસંગે દમયંતી સાથે જે દલીલ કરે છે તે વિશે નાકરની નીચેની પંક્તિઓ પરથી પ્રેમાનંદને એવી પંક્તિઓ લખવાની પ્રેરણા મળી હશે એમ લાગે છે :

વળતો બોલ્યો વીરસેનનો પુત્ર, અમર તણા અમો કહાવુ દૂત;
નળ નળ શું કરે અપાર ? નળ તે મળમૂત્ર તણો ભંડાર

× × ×

કયાં જંબુક ને કયાં કેસરી, કયા મેગળ કયાં તોલે તુરી ?
અજા પ્રાક્રેમ કરી દેહ દમે, તોયે ગાયની ઘુટી સમે.

નળ જ્યારે દમયતી સાથે દલીલ કરે છે ત્યારે દેવતાનો દૂત તે સાભળે છે. એવુ નાકરે લખ્યું છે. આ કલ્પના સૌ પ્રથમ આપણને માણિકચદેવસૂરિના ‘નલાયન' માં જોવા મળે છે, એટલે તે કા તો નાકરે તેમાથી સીધી લીધી હોય અથવા કોઈ પાસે સાભળીને લીધી હોય અથવા તેણે પોતાની મૌલિક કલ્પનાથી તે પ્રમાણે લખ્યું હોય

નળના દેહમાં કલિ પ્રવેશે છે એ પ્રસંગે મહાભારતથી થોડી ભિન્ન રીતે નાકરે લખ્યું છે :

> એકવાર લઘુશંકા કરી, પગ ધોતાં ઘૂંટી વીસરી,
> આવીનિ તાં બેઠો રોજ, કેહે કલિયુગ માહારિ વેલા એહેજ.

નળના દેહમાં કલિ પ્રવેશે છે ત્યાર પછી કલિ પુષ્કરને દ્યૂત રમવા ઉસ્કેરે છે એ પ્રસંગનું નિરૂપણ નાકરે ઘણુંખરું ભાલણને આધારે કર્યું છે દાવમાં ગોધલો મૂકવાનો પ્રસંગ ભાલણની જેમ નાકરે પણ આપ્યો છે નાકર લખે છે કે કલિએ અકિંચન પુષ્કરને દાવમાં મૂકવા માટે ગોધલો આપ્યો ત્યાર પછી કલિ પાસામાં ને દ્વાપર સોગઠામાં પ્રવેશે છે. પુષ્કર ક્રમે ક્રમે નળ પાસેથી બધું જીતી લઈ પછી દમયંતીને હોડમાં મૂકવાનું કહે છે, એથી નળને ઘણું દુઃખ થાય છે. દમયંતી મહાજનને તેડાવે છે, પણ નળ તેમનું કશું સાંભળતો નથી એ રીતે નળ અને પુષ્કરનું દ્યૂત નવ દિવસ ચાલે છે. તે વખતે દમયંતી પોતાનાં બાળકોને પ્રધાન સાથે કુંડિનપુર મોકલી આપે છે અને તેને દ્યૂતમાં નળરાજા હાર્યાની વાત ભીમરાજાને ન કહેવાનું કહે છે.

દ્યૂતમાં હાર્યા પછી નળ વનમાં જવા નીકળે છે તે સમયે પુષ્કર નગરમાં ઢંઢેરો ફેરવે છે અને તેથી નળને કોઈ પાણી આપતું નથી. ત્યાર પછી નળ વનમાં પખીને પકડવા માટે પોતાનું વસ્ત્ર નાખે છે એ પ્રસંગનું નિરૂપણ નાકરે ઘણુંખરું મહાભારતને અનુરૂપ કર્યું છે. વનમાં પોતાનું દુઃખ નળ દમયંતી આગળ જ્યારે વ્યક્ત કરે છે અને એને પિયરનો રસ્તો બતાવી ત્યાં જવાનું કહે છે ત્યારે દમયંતી નળને આશ્વાસન આપવા માટે રામના દુઃખનો દાખલો આપે છે એ નાકરની પોતાની કલ્પના છે.

વનમાં નળ દમયંતીનો ત્યાગ કરવાનો વિચાર કરે છે એ પ્રસંગે દમયંતી નળને ઉપાલંભયુક્ત વિવિધ ઉદાહરણો સાથે જે વચનો કહે છે તે નાકરનુ મૌલિક નિરૂપણ છે.

નળદમયંતી વનમાં આગળ જાય છે ત્યાં એક તળાવ આવે છે. તેમા માછલાં છે. નળ તેમાથી માછલાં પકડી લાવી દમયંતીને આપે છે, પરંતુ તેના હાથ અમૃતસ્રવિયા હોવાથી માછલાં જીવતાં થઈને પાણીમાં પડે છે. આથી નળને શંકા જાય છે કે દમયંતી તે માછલાં ખાઈ ગઈ તે સમયે દમયંતી વિચાર કરે છે કે

નળ પૂછે તો પોતે શો જવાબ દેવો ? તે નક્કી કરે છે કે પોતે માછલાં ખાધાં એમ કહેવું. અને એને માટે જો નળ ખૂબ મારશે તો ? તો તે સહન કરી લેવુ. નાકરે મૂકેલો આ પ્રસંગ એના પુરોગામી કોઈ ગુજરાતી કવિમાં જોવા મળતો નથી. મહાભારતમાં પણ એ નથી. એટલે આ પ્રસંગનું મૂળ જ્યાં સુધી બીજે ક્યાંયથી જડે નહિ ત્યા સુધી એ પ્રસંગ નાકરે પોતાની કલ્પનાથી ઉપજાવીને મૂક્યો છે એમ માનવુ રહ્યુ, આ પ્રસંગ ત્યારપછી પ્રેમાનંદમા પણ છે. ઉપરાંત, અવિચલદાસ અને વિષ્ણુદાસનાં કડવામા પણ છે. અર્વાચીન સમયમા રણછોડભાઈ ઉદયરામે પણ એ પ્રસંગ પોતાના નાટકમા મૂક્યો છે, અને ફારસી કવિ ફૈઝીના 'નલદમન'મા પણ આ પ્રસંગ જોવા મળે છે. નાકરે આ પ્રસંગ ટૂંકમા જ રજૂ કર્યો છે, જે પછીના કવિઓએ વિસ્તારથી આલેખ્યો છે.

ત્યારપછી નળ દમયંતીનો ત્યાગ કરીને ચાલ્યો જાય છે. જતી વખતે એને દુઃખ થાય છે. ત્યાગ કરવો કે ન કરવો એની એને દ્વિધા થાય છે અને તેથી તે આવજા કરે છે તેનું નિરૂપણ નાકરે મહાભારતને અનુરૂપ કર્યું છે. છેવટે નળ દમયંતીનો ત્યાગ કરીને જાય છે ત્યારે તે રસ્તામાં વિલાપ કરે છે અને પોતાને માથે આવુ દુઃખ આવી પડવાને માટે તે પુષ્કરને, જળચરને અને કલિને ઠપકો આપે છે. નળ આ જે વિલાપ કરે છે તે દમયંતીનો ત્યાગ કરીને અગિયાર યોજન ગયા પછી કરે છે એમ નાકરે લખ્યુ છે.

એકલી પડેલી, ત્યજાયેલી દમયંતી વિલાપ કરતી કરતી વનમાં ભમે છે. ત્યારપછી નાકરે પારધીનો પ્રસંગ વર્ણવ્યો છે. આ પ્રસંગે, પારધી જ્યારે કામાસક્ત બને છે ત્યારે દમયંતી એને શાપ આપતી વખતે સૂર્યની સ્તુતિ કરે છે એવું નાકરે નિરૂપણ કર્યું છે, જે મહાભારતમા નથી. માણિક્યચંદ્રદેવસૂરિકૃત 'નલાયન'-માં ઇન્દ્રને સ્તુતિ દમયંતી કરે છે. તેમાંથી નાકરને આ કલ્પના મળી હશે ? નાકર લખે છે :

> સૂર્યની તાં સ્તુતિ કરી રે, પ્રભાકર તું પ્રત્યક્ષ દેવ;
> આ પાપી તા એહવૂં વિમાસે, ભૂંડા માહરા કર્મનિખેવ. ૯–૧૭
>
> સૂર્યે જોયું એ તાં સાધવી, આ પાપી તો બોલિ અધર્મ;
> કશ્યપનો સુત તે તાં કોપ્યાં, ફૂલે બાલીને કીધાં ભસ્મ. ૯–૧૮

ત્યારપછી નાકરે દમયંતી નળને શોધવા ભમે છે એનું અને વનનું વર્ણન

કર્યું છે. એ પછીના કડવામાં ઋષિનો આશ્રમ, સાર્થ અને સુબાહુના નગરમાં દમયંતી આવી ત્યાં સુધીના પ્રસંગોનું નિરૂપણ થયું છે. ઋષિઓના આશ્રમમાં એકવીસ હજાર ઋષિઓ મંત્ર ભણતા હતા એવો ઉલ્લેખ નાકરે કર્યો છે. સાર્થના માણસો દમયંતીને ગાળ આપે છે તેનું નિરૂપણ નાકરે ભાલણ પ્રમાણે કર્યું છે. દમયંતી સુબાહુની માતાને પોતાના દુઃખની વાત કરે છે તથા બીજી બાજુ નળને કર્કોટક કરડે છે અને પછી તે 'બાહુક' નામ ધારણ કરી ઋતુપર્ણ રાજાને ત્યાં આવીને રહે છે એ પ્રસંગનું વર્ણન નાકરે ઘણુંખરું મહાભારત પ્રમાણે કર્યું છે. મહાભારતમાં કર્કોટક નળને બે વસ્ત્ર આપે છે, તેને બદલે નાકરે એક 'પછેડી' આપ્યાનું લખ્યું છે. મહાભારતમાં કર્કોટકના પ્રસંગ પછી નળ દસમા દિવસે ઋતુપર્ણ રાજાને ત્યાં આવે છે. નાકર પ્રમાણે નળ સાત દહાડે ઋતુપર્ણને ત્યાં આવે છે.

સુદેવ દમયંતીની તપાસ કરવા માટે આવે છે તે પ્રસંગના નિરૂપણમાં નાકરે એમ લખ્યું છે કે સુદેવ પાણી ભરનારી સ્ત્રીઓને જતાં આવતાં જુએ છે અને તેમાં દમયંતીને એના કપાળમાં તલ જોઈને પારખી લે છે અને પછી એની પાછળ જઈ એનું નામ દઈને બોલાવે છે. દમયંતીને એની માસી જ્યારે ઓળખે છે તે વખતે જ આનંદ-મંગલ થાય છે તે વિશે નાકર લખે છે :

નગરમાંહિ બાઈ આવિયાં રે, ઘેરિ ઘેરિ મંગલ ચ્યાર;
ધીએ ઉંબર ધોવરાવિયા, નિ તલિયા તોરણ બાર.

દમયંતી પોતાના પિતાને ત્યાં આવે છે. ત્યાર પછી બ્રાહ્મણો નળની તપાસ કરવા જાય છે તેને દમયંતી નીચેની પંક્તિઓ બોલવાનું કહે છે :

અરિ રાજા, મૂરખ થયો રિ, મૂઢ મંદ અજાણ;
પતિવ્રતા સ્ત્રી પરહરી, નિ કહાવિ ચતુર સુજાણ. ૧૯-૧૩

આપણપે તાં જૂ રમ્યો, હારી બેઠો રાજ;
વનમાંહિ મેહલી ગયો, તેણે અસ્ત્રી કીધી વ્યાજ. ૧૯-૧૪

વ્યણ અપરાધિ પરહરી, નિ મેહિલી વન મુઝારિ;
આપણપે કાયર થયો રિ, ત્યજી ગયો વને નારિ. ૧૯-૧૫

પરંતુ આ પંક્તિઓનો નળે જે જવાબ આપ્યો તેની પંક્તિઓ નાકરે આપી નથી. એટલું જ નહિ, આ પંક્તિઓ બ્રાહ્મણો ઋતુપર્ણ રાજાને ત્યાં જઈને બોલે છે એવું પણ એણે લખ્યું નથી. એણે તો દમયંતીની આ પંક્તિઓ પછી બ્રાહ્મણો જે માહિતી લાવ્યા તે જ સીધી આપી છે.

દમયંતીના સ્વયંવરની વાત સાંભળી બાહુક જે વિચાર કરે છે તેમાં ભાલણની પંક્તિઓની અસર પડી છે.

ઋતુપર્ણની વિદ્યાનો પ્રસંગ નાકરે ઘણો ટૂંકમાં લખ્યો છે અને નળ અને ઋતુપર્ણ બંનેને એકબીજાની વિદ્યાનો વિનિમય ત્યાં જ કરતા બતાવ્યા છે.

નળની કસોટી થાય છે તે પ્રસગે, મહાભારત પ્રમાણે, નળ માંસ રાંધે છે, પરંતુ નાકરે એને અન્ન રાંધતો બતાવ્યો છે. ભાલણે મહાભારત પ્રમાણે માંસ રાંધતો નળને બતાવ્યો છે, ત્યારે પ્રેમાનદે અન્ન રાંધતો બનાવ્યો છે. જૈન કવિએ નળને, સ્વાભાવિક રીતે જ અન્ન રાધતો બતાવ્યો છે.

નળદમયંતીનુ મિલન થાય છે એ પ્રસંગે નાકર લખે છે :

દઈ પ્રદક્ષણ ચરણે લાગી, સ્વામી કૃપા કીજિ;
પછેડી ઉઢિની બેસો, કુરકુટનિ સ્મરી જિ. ૨૫–૧૫
સ્મરતાં ખેવ તન એહવું થઉ, જાણિ કુટ સૂર્યનું તેજ;
જેજેકાર તા થૈ રહ્યો, માંન રાજા નલ એહ રિ. ૨૫–૧૬

નળ પુષ્કર સાથે દ્યૂત રમી પોતાનું રાજ્ય પાછું મેળવે છે. નળે પુષ્કરને વનમાં કાઢ્યો એવું નિરૂપણ નાકરનું પોતાનુ છે.

આમ નલકથાનું આખ્યાનમાં નિરૂપણ કરીને નાકર કૃતિનું સમાપન કરતાં લખે છે :

પદ ઇગ્યારસે ને પચવીસ, કડવાં ૧૨ નિ રાગ ઉગણીસ.
સંવત પનર એકાદશીએ પ્રારંભ, માસ માગસરને દિન સાત્યમ
માદો હૂતો નિ મગ જમ્યો, ઈંદ્ર હૂતો અગ્યારમુ;
અજાણતાં મિ કીધો રાસ, કહી નાકર હૂં હરિનો દાસ.

નાકરનું નળાખ્યાન કવિતાની દૃષ્ટિએ જોઈએ તો સામાન્ય કોટિનું છે એમ કહી શકાય. પાત્રોને કે પ્રસંગને એ ખાસ ક્યાંય ખીલવવાનો કે સારી રીતે નિરૂપવાનો પ્રયાસ કરતો નથી. એકંદરે તે કવિ કરતાં કથાકાર વિશેષ લાગે છે. ભાલણના નળાખ્યાનની કેટલીક પંક્તિઓ નાકરે પોતાના નળાખ્યાનમાં ઉતારી છે. * એ પરથી લાગે છે કે એણે ભાલણનુ નળાખ્યાન વાચ્યું હોવું જોઈએ. બીજી

* નાકરે ભાલણની જે પંક્તિઓ લીધી છે તે માટે જુઓ સ્વ. રામલાલ મોદીકૃત ‘ભાલણ’ પૃ. ૧૨૩, ૧૨૪, ૧૨૫, ૧૨૬, ૧૨૭.

બાજુ, નાકરના નળાખ્યાનની પ્રેમાનંદના 'નળાખ્યાન' પર કેટલીક અસર પડી છે. ભાલણનું નળાખ્યાન વાંચતાં લાગે છે કે એણે મૂળ સંસ્કૃત 'નલોપાખ્યાન' બરાબર વાંચ્યું હશે. નાકરનું 'નળાખ્યાન' વાંચતાં એવી છાપ મન પર પડતી નથી. ભાલણ મહાભારતનીકથાને ઘણો વફાદાર રહે છે. નાકર એટલો વફાદાર રહ્યો નથી. એણે કેટલાક પ્રસંગો છોડી દીધા છે, કેટલાક પ્રસંગો ઘણા ટૂંકાવ્યા છે અને કેટલાક પોતાની કલ્પનાથી નવા ઉમેર્યા છે. ભાલણની સરખામણીમાં નાકરની ભાષા પણ એટલી શિષ્ટ લાગતી નથી. અને એનું નિરૂપણ પણ એટલું રસિક લાગતું નથી. કવિતાની કોટિ સુધી પહોંચે એવું નિરૂપણ તો નાકરે ક્વચિત જ કર્યું છે. તેમ છતાં નલકથાના વિકાસમા એણે જે યત્કિંચિત્ ફાળો આપ્યો છે તે દૃષ્ટિએ તેમજ પ્રેમાનંદને કાચી સામગ્રી પૂરી પાડનાર પુરોગામી તરીકે નાકરનો ઉલ્લેખ નલકથાના વિકાસમાં આવશ્યક છે.

## નલકથા વિશે વિષ્ણુદાસ અને અવિચલદાસ

નળ-દમયંતીની કથા મહાભારતના આરણ્યક (વન) પર્વમાં આવે છે. એથી જે કવિઓએ મહાભારતના એ પર્વને ગુજરાતીમાં ઉતારવાનો પ્રયાસ કર્યો છે તેમાં કવિ વિષ્ણુદાસ અને કવિ અવિચલદાસે આરણ્યક પર્વમાં નળ-દમયંતીની કથાનાં પણ કેટલાંક કડવાં યોજ્યાં છે. વિષ્ણુદાસે પોતાના વનપર્વમાં પાંચેક કડવાંમા (કડવાં ૧૭ થી ૨૧) નળ અને દમયંતીની કથા આપી છે. આટલી ઓછી પંક્તિઓમાં નળકથાનું વિગતે નિરૂપણ થઈ શકે નહિ. તેમ છતા આ બે કવિઓએ મહાભારત કરતા થોડુંક જે ભિન્ન નિરૂપણ કર્યું છે તે જોઈએ.+

દ્યૂતના પ્રસંગનું વર્ણન કરતાં વિષ્ણુદાસે લખ્યું છે કે નળ-દ્યૂતમાં પહેલા બે દાવ જીત્યો. ત્યાર પછી ત્રીજા દાવમાં દ્વાપરને પાસામાં પ્રવેશ કરાવી કલિ પુષ્કરને જિતાડે છે. દ્યૂતમાં હાર્યા પછી નળ-દમયંતીને પાંચ દિવસ સુધી (મહાભારત પ્રમાણે ત્રણ દિવસ સુધી) કંઈ આહાર મળ્યો નહિ. વનમાં નળ માછલાં પકડીને દમયંતીને આપે છે. દમયંતીના હાથમાંથી અમૃત સ્રવતું, પણ તે જ્યારે પોતાનો હાથ કશા ઉપર રાખે ત્યારે જ. દમયંતીના હાથમાં જ્યારે માછલાં હોય છે ત્યારે કલિ તેની

+ વિષ્ણુદાસના આ કડવા શ્રી ભાનસુખરામ મહેતાએ સંપાદિત કરેલ 'સભા પર્વ'માં છે અવિચલદાસના કડવા બળદેવરામ કૃષ્ણરામ ભટ્ટે સંપાદિત કરેલ (ઈ સ. ૧૮૯૦) 'વનપર્વ'મા છે પરંતુ તેમાં સંપાદક ઘણે સ્થળે તે બદલીને પ્રેમાનંદનાં કડવાં વધારે સારા લાગ્યાથી તે મૂકી દીધાં છે.

પાસેથી તે પડાવી લેવા માટે સમડી થઈને આવે છે. એટલે તેનાથી માછલાંને બચાવવા દમયંતી માછલાં ઉપર હાથ ધરે છે. એટલે માછલાં જીવતાં થાય છે.

વનમાં અજગર દમયંતીને ગળે છે અને તેમાંથી પારધી એને બચાવે છે. ત્યારપછી એક વાઘ દમયંતીને ખાવા આવે છે, એટલે તેના ભયમાથી પણ પારધી તેને બચાવે છે.

નાકરને અનુસરી વિષ્ણુદાસે લખ્યું છે કે દમયંતી સૂર્યની સ્તુતિ કરી પારધીને શાપ આપે છે. પછી લખે છે કે એ સ્તુતિથી એક રાક્ષસ પ્રગટ થાય છે. તે પારધીને હણી નાખે છે.

વિષ્ણુદાસે સુબાહુના નગરનું નામ 'ચાંદલીપુર' એવુ આપ્યું છે. કર્કોટકના પ્રસંગમાં એણે લખ્યુ છે કે સાપના દંશથી નળ મૃત્યુ પામ્યો અને એનો દેહ કદરૂપો થઈ ગયો. પછી સર્પને દયા આવી એટલે એણે નળના શરીરમાંથી વિષ ચૂસી લીધુ. એટલે નળ જીવતો થયો.

સુદેવ જ્યારે દમયતીની તપાસ કરવા જાય છે ત્યારે સુબાહુ રાજાને ત્યાં જઈ એ દમયંતીની વાત કરે છે. આથી રાજા દમયતીની તપાસ માટે આખા ગામમાં પડો વગડાવે છે. એ પછી સુદેવ દમયતીને રાજાના મહેલમાં જ જુએ છે.

નાકરને અનુસરી વિષ્ણુદાસે પણ નળની પરીક્ષા માટે માંસને બદલે કોરું અન્ન આપ્યાનુ લખ્યું છે.

અવિચલદાસે ઘણુંખરું નાકર અથવા વિષ્ણુદાસને અનુસરીને લખ્યું છે. માછલાંનો પ્રસંગ નાકર તથા વિષ્ણુદાસને અનુસરીને લખ્યો છે, અને એમાં હાથ માછલાં ઉપર રાખવાથી અમૃત સ્રવ્યુ એમ જણાવ્યુ છે. દમયતીનો ત્યાગ કર્યા પછી નળ અગિયાર યોજન ગયો એમ જે એણે લખ્યું છે તે પણ નાકરને અનુસરી. અવિચલદાસનુ સ્વતંત્ર નિરૂપણ એ છે કે દમયંતીને જ્યારે સાર્થના માણસો ત્રાસ આપે છે ત્યારે મૃગયા ખેલવા નીકળેલો સુબાહુ ત્યાં આવી ચડે છે અને દમયંતીને બચાવી લે છે અને પોતાની બહેન ગણી પોતાને ત્યા લઈ જાય છે.

કર્કોટકને 'બ્રહ્મર્ષિ'ના શાપને બદલે 'સપ્તર્ષિ'નો શાપ હતો એમ અવિચલદાસે લખ્યું છે, જે પરથી કદાચ પ્રેમાનંદે પણ 'સપ્તર્ષિ'ના શાપનો પણ ઉલ્લેખ કર્યો હશે.

# ૨૧. પ્રેમાનંદકૃત નળાખ્યાન

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં નલકથાવિષયક કૃતિઓમાં ઉચ્ચાસન પામેલી સર્વશ્રેષ્ઠ ગણાયેલી આખ્યાનકૃતિ 'નળાખ્યાને' નલકથાના વિકાસમાં ઘણો મહત્ત્વનો ફાળો આપ્યો છે. જૈનેતર કવિઓમાં ભાલણ અને નાકર પછી નલકથાને ગુજરાતીમાં ઉતારવાનો પ્રેમાનંદનો આ પ્રયાસ, એની કેટલીક ત્રુટિઓ હોવા છતાં, સૌથી વધુ સફળ અને સૌથી વધુ સમર્થ છે. પ્રેમાનંદે પોતાના આ આખ્યાનમાં મૂળ મહાભારતની પરંપરા-પ્રાપ્ત કથા લઈ, પોતાના પુરોગામી કવિઓએ તેમાં કરેલા કેટલાક ફેરફારો સમાવી લઈ, પોતાની કલ્પનાથી કેટલાક નવા પ્રસંગો ઉમેરી તથા કેટલાક પ્રસંગોની રજૂઆત પોતાની મૌલિક દૃષ્ટિ અને પ્રતિભાથી કરી નલકથાને વધુમાં વધુ રસિક બનાવવાનો પ્રશસ્ય પ્રયાસ કર્યો છે.

પ્રેમાનંદે આ આખ્યાનનું મુહૂર્ત સૂરતમાં કર્યું હતું અને એની પૂર્ણાહુતિ સં. ૧૭૪૨ના પોષ સુદિ બીજને દિવસે ગુરુવારે નંદરબારમાં કરી હતી. *

મુહૂર્ત કીધું સૂરત મધ્યે, થયું પૂરણ નંદરબારજી;<br>
કથા નળ-દમયંતીજીની, સંસાર માંહા સારજી.<br>
સંવત ૧૭૪૨ વર્ષે, પોષ સુદી બીજ ગુરુવારજી,<br>
દ્વિતીયા ચંદ્રદરશનની વેળા, થઈ પૂરણ કથા વિસ્તારજી.

નંદરબારના તે સમયના રાજાની રાણીનું અવસાન થવાથી રાજાને દુઃખમાં આશ્વાસન આપવાના આશયથી પ્રેમાનંદે આ આખ્યાન લખ્યું હતુ એમ કહેવાય છે. વળી, એમ પણ કહેવાય છે કે એણે એક વાર આખ્યાન લખ્યા પછી પાછળનાં કેટલાંક કડવાં ફરીથી લખી આખ્યાનને વધારે રસિક બનાવવાનો પ્રયત્ન કર્યો હતો.

પ્રેમાનંદના 'નળાખ્યાન'નું કથાવસ્તુ આપણે અહીં એમાં એણે મહાભારતની કથામાં કરેલા ફેરફારોની દૃષ્ટિએ ક્રમવાર તપાસીએ.

---

* પ્રેમાનંદના નળાખ્યાનની હસ્તપ્રતોમા ત્રણ જુદી જુદી રચનાસાલ જોવા મળે છે. સં. ૧૭૩૩, સં ૧૭૪૨ અને સં ૧૭૬૨. સંવત ૧૭૩૩ વાળી હસ્તપ્રતમા વાર નથી અપાયો તિથિ ત્રણેમા જુદી જુદી છે અને વાર પણ બંનેમા જુદા જુદા છે.

'નળાખ્યાન'ના પહેલા કડવામાં યુધિષ્ઠિરના દુઃખનું વર્ણન પ્રેમાનંદે કર્યું છે. યુધિષ્ઠિરને આશ્વાસન આપવા માટે બૃહદશ્વ મુનિ નળ-દમયંતીનું ઉદાહરણ આપે છે. ભાલણે મહાભારતને બરાબર વફાદાર રહી એનો આખો અધ્યાય સંક્ષેપમાં આપ્યો છે, જેમાં ભીમની કોપવાણી પણ આવી જાય છે. નાકરને અનુસરી પ્રેમાનંદે પણ ભીમની કોપવાણી આપી નથી. જોકે કથાના ઉપક્રમ માટે એ જરૂરી પણ નથી. મહાભારત પ્રમાણે રાજ્ય હારી પાંડવો કામ્યક વનમાં ગયા. પ્રેમાનંદે કામ્યક વનને બદલે દ્વૈતવન લખ્યું છે. મહાભારતમાં યુધિષ્ઠિર બૃહદશ્વ મુનિને સીધેસીધી પોતાના દુઃખની વાત કરે છે. પ્રેમાનંદે નાકરને અનુસરી, મુનિના ચરણ તળાંસતી વખતે યુધિષ્ઠિરની આખમાંથી આંસુ ટપકી મુનિનાં ચરણ પર પડે છે અને મુનિ બેઠા થઈ યુધિષ્ઠિરને તેનું કારણ પૂછે છે એ પ્રમાણે આલેખન કર્યું છે.

બૃહદશ્વ મુનિએ યુધિષ્ઠિરના પ્રશ્નનો મહાભારતમાં જે રીતે જવાબ આપેલો છે, તેના કરતાં થોડી જુદી રીતે 'નળાખ્યાન'માં તે જવાબ આપ્યો છે. મહાભારતમાં યુધિષ્ઠિર પોતાના બીજા ત્રણે ભાઈઓની વાત કરતા નથી. પ્રેમાનંદે, નાકરને અનુસરી તેનું આલેખન કર્યું છે, પણ નાકર કરતાં તેને વધારે હાસ્યરસિક બનાવ્યું છે. દાતણ માટે ઝાડ કાપી લાવનાર ભીમ, વરણાગી કરનાર નકુલ, અને જોષ જોઈજોઈને ઘરમાથી નીકળનાર સહદેવનુ, પ્રેમાન દે દોરેલું ચિત્ર, યુધિષ્ઠિરની દુઃખની વાતમાં પણ આપણને હસાવી જાય છે.

બીજા કડવામા પ્રેમાનંદે નળના 'ભૌતિક' અને પુષ્કરના 'માનસી' રાજયનું વર્ણન કર્યું છે. નળ અને પુષ્કર પિતરાઈ ભાઈ હતા એવું પ્રેમાન દે કરેલું નિરૂપણ મહાભારતમાં નથી. ત્યાં તો બ ને વીરસેન રાજાના જ પુત્રો છે. અહીં પુષ્કર નળના કાકા સુરસેનનો પુત્ર છે. મહાભારતમાં નળના કાકાનો ઉલ્લેખ નથી. એક માણિક્યદેવસૂરિકૃત 'નલાયન' સિવાય, નળના કાકાનો બીજે કયાંય ઉલ્લેખ જોવામા નથી આવ્યો. 'નલાયન'મા પણ કાકાનું નામ વજ્રસેન છે, અને ત્યાં નળ અને પુષ્કરને વીરસેનના પુત્રો તરીકે બતાવ્યા છે. પ્રેમાનંદે પુષ્કરને જુધપતિ — સેનાપતિ તરીકે ઓળખાવ્યો છે, અને પછી નળ પ્રત્યે અદેખાઈ થતાં, વૈરાગ આણી, 'માનસી રાજ્ય' માંડતો બતાવ્યો છે. મહાભારતમાં આવું કશુ આવતું નથી. પુષ્કરના માનસી રાજ્યનું પ્રેમાન દે સચોટ વર્ણન કર્યું છે. (જુઓ કડવું ૨. કડી ૧૨–૧૫).

ત્રીજા કડવાથી છઠ્ઠા કડવા સુધી પ્રેમાનંદે, નારદમુનિએ નળ આગળ કરેલું દમયંતીનું વર્ણન અને એથી નળના ચિત્તમાં વ્યાપેલી વિરહ-વ્યથાનું વર્ણન કર્યું છે. આવો પ્રસંગ મહાભારતમાં નથી. તેમાં નારદમુનિનું પાત્ર આવે છે, અને તે દેવોના ચિત્તમાં દમયંતી માટે આકર્ષણ જન્માવવાનું કામ કરે છે. પ્રેમાનંદે નારદમુનિને એ ઉપરાંત, અહીં આટલું કામ આખ્યાનના આરંભમાં સોંપ્યું છે. નારદમુનિ નળને એની પટરાણી વિશે પૂછે છે અને એ રીતે દમયંતીની પોતે વાત કરે છે એવું પ્રેમાનંદે સ્વાભાવિક, રસિક અને તર્કયુક્ત નિરૂપણ કર્યું છે.

આ પ્રસંગે પ્રેમાનંદે નળના પ્રશ્નના ઉત્તરમાં નારદમુનિ પાસે દમનમુનિએ આપેલા વરદાનનો પ્રસંગ રજૂ કરાવ્યો છે. જે મહાભારતમાં તો બૃહદશ્વમુનિ પોતે કહે છે. મહાભારતમાં દમયંતીના ભાઈઓના નામ દમ, દમન અને દાન્ત છે. પ્રેમાનંદે તે દમન, દંતુ અને દુર્દમન એ પ્રમાણે આપ્યાં છે.

નારદમુનિએ દમયંતીના કરેલા વર્ણનમાં પ્રેમાનંદની રસિકતા અને એની ઉચ્ચ કવિત્વશક્તિનાં આપણને દર્શન થાય છે. દમયતીના રૂપવર્ણનને વધારે સચોટ બતાવવા, નળ અને નારદ મુનિનાં પાત્રોને વધારે જીવંત બનાવવા, અને પ્રસંગોને નાટયાત્મક અને સ્વાભાવિક આલેખવા પ્રેમાનંદે આ પ્રસંગે, વચ્ચે વચ્ચે નળની પાસે પ્રશ્ન કરાવી નારદ મુનિ પાસે એનો જવાબ અપાવ્યો છે.

અતિશયોક્તિ, વ્યતિરેક, ઉત્પ્રેક્ષાદિ અલંકારયુક્ત દમયંતીના રૂપવર્ણનમાં, કેટલેક સ્થળે પ્રેમાનદે ભાલણ દ્વારા સીધી કે ભાલણ દ્વારા નાકર પાસેથી, શ્રી હર્ષના સંસ્કૃત 'નૈષધીયચરિત'ની કેટલીક અસર ઝીલી છે; અને કેટલેક સ્થળે પ્રેમાનંદે એમાં પોતાની મૌલિક કલ્પના પણ ઉમેરી છે.

નારદમુનિએ કરેલું દમયંતીના રૂપનું આવું મનોહર વર્ણન નળના હૃદયમાં કામજ્વર પ્રગટાવે છે; અને એ શમાવવા માટે નળ વનમા જાય છે. પ્રેમાનદે વનનું વર્ણન પરંપરા પ્રમાણે વૃક્ષોની યાદ આપીને કર્યું છે. વનમાં નળની કામચેષ્ટાનું વર્ણન પ્રેમાનંદનું મૌલિક છે, પણ તેમાં ઊંચી ઔચિત્યદષ્ટિ નથી.

હંસને નળ કેવી રીતે પકડે છે તેનું ચિત્ર મહાભારતમાં નથી. 'નૈષધીય-ચરિત'કારે તે સરસ દોર્યું છે. ભાલણે પણ 'નૈષધીયચરિત'ને અનુસરી, એવું ચિત્ર આપ્યું છે. પ્રેમાનંદે તેમાં વધારે રંગો પૂરી, તેને તાદશ અને સચોટ બનાવ્યું છે:

તેહને દેખી નળ મન હરખ્યો, મોણે મોણે પરવરિયો;
નીલાંબર ઓઢીને અંગ સંકોડયું, શ્વાસ રોધન કરિયો. (૬–૧૯)
દ્રમ થઇ પૂછે નળ ભડ આવ્યો, બેસીને આઘો ચાલ્યો;
લાંબો કર કરી લઘુલાઘવીમાં, પંખીનો પગ ઝાલ્યો. (૬–૨૦)

નળ હંસને પકડે છે, અને હંસ નળ તરફથી દમયંતી પાસે જઈ નળનું દૂતકાર્ય કરે છે, અને પાછો આવે છે—એ ઘટનાનું નિરૂપણ, પ્રેમાનંદે વિસ્તારથી સાતમા કડવાથી તે પંદરમા કડવા સુધી કર્યું છે. જે પ્રસંગ મહાભારતકારે માત્ર ચૌદેક શ્લોકમાં રજૂ કર્યો છે અને જેનું નિરૂપણ ભાલણે બેએક કડવામાં કર્યું છે તે પ્રસંગને, 'નૈષધીયચરિત'કારની જેમ, પ્રેમાનંદ વિકસાવી, રસિક બનાવી, નવ જેટલાં કડવાંમાં આલેખે છે.

નળ હંસને પકડે છે એ પ્રસંગે 'હંસ-વિલાપ' માટે, કવિએ એક આખું કડવું યોજ્યું છે. એ સમયે હંસણીએ નળને 'તાહરી નાર એમ કરજો વિલાપ।' એવા આપેલા શાપની કલ્પના પ્રેમાનંદની મૌલિક છે; અને તેમાં ભવિષ્યમા બનનાર ઘટનાનું અગાઉથી સૂચન કરી દેવાની વૃત્તિ પ્રગટ થાય છે. પોતાને છોડવા માટે હંસ આજીજી કરે છે અને પોતાની 'માતા રોઈ રેઈ મરશે' એમ જણાવી તે આગળ કહે છે :

વહાલી સ્ત્રીએ પુત્ર પ્રસવ્યો છે, મે તેહનુ મુખ નથી જોયુ;
અરે નળરાજા, તેં હુ રાંકનું સુતનું સુખ કાં ખોયું ? (૮–૧૦)

હંસે અહીં રજૂ કરેલા કારણો મહાભારતમા નથી તેમ પ્રેમાનંદની મૌલિક કલ્પનાના પણ એ નથી. 'નૈષધીયચરિત'માં એ છે. એ પરથી ભાલણે તે આપ્યાં છે. પણ સ્ત્રીએ પુત્ર પ્રસવ્યાની વાત ભાલણે મૂકી નથી. પ્રેમાનંદે સીધી 'નૈષધીયચરિત'માંથી એ લીધી હશે ? હોઈ શકે. પણ બીજી એક શક્યતા પણ છે. નયસુદરે પોતાના 'નળદમયંતીરાસ'માં એ વાત 'નૈષધીયચરિત'માંથી લીધી છે. પ્રેમાનંદે પોતાના પુરોગામી આ જૈન કવિમાંથી એ કલ્પના લીધી હોય એમ પણ બની શકે.

નળ હંસ સાથે ઘોડા પર બેસી પોતાને ઘેર આવે છે, અને નળને લેવા આવેલું સૈન્ય તે હંસને જોઈ વિસ્મય પામે છે. પ્રધાનને પણ હંસ વિશે જાણવાનુ કુતૂહલ થાય છે. એ પ્રસંગનું, અને ત્યાર પછી હંસ અને નળની ગાઢ મૈત્રીનું સચોટ અને ઉત્કટ આલેખન પ્રેમાનંદની મૌલિક કલ્પનાનું સર્જન છે. આ રીતે

એણે હંસનું મહત્ત્વ વધારી દીધું છે. હંસમાં માનવભાવનું આરોપણ એણે કેટલું સરસ અને છતાં કેટલી સ્વાભાવિકતાથી કર્યું છે તે આપણે અહીં જોઈ શકીએ છીએ.

એકઠા બેસી બન્યો જમે; દ્યૂતક્રીડા બન્યો જન રમે;
અન્યોન્ય લે કાઢી તંબોળ, મુખે વાણીના કરે કલ્લોલ. (૯–૪)

હંસ નળને એની રાણી વિશે પૂછે છે એ પ્રસંગે 'ભાભી' શબ્દ મૂકી, પ્રેમાનંદે પંખી હંસ અને માનવ નળ વચ્ચેની કૌટુંબિક નિકટતા અને આત્મીયતાનું હૃદયંગમ ચિત્ર ખડું કર્યું છે વળી, નળના મૃદુ ઉપાલંભમાં અને હંસના જવાબમાં અહીં તળ ગુજરાતનું વાતાવરણ પણ ખડું થાય છે. પ્રેમાનંદની સ્વતંત્ર સર્જનશક્તિનું, અને આલેખનમાં ગુજરાતીપણાના અંશો આણવાની એની શક્તિનું અહીં આપણને અચ્છું દર્શન થાય છે.

નળનું દૂતકાર્ય કરવા માટે હંસ, દમયંતી પાસે જાય છે અને દમયંતી એને પકડવા માટે ઝાંઝર કાઢી દોડે છે એનું પ્રેમાનંદે તાદૃશ, નજર સમક્ષ રમ્યા કરે એવું ચિત્ર દોર્યું છે. મહાભારતની કથા પ્રમાણે, ઘણા હંસો દમયંતીના આવાસ પાસે આવે છે અને દમયંતી તથા એની સખીઓ એક હંસની પાછળ દોડે છે અને તેમાં દમયંતી જેની પાછળ દોડે છે તે હંસ દૂતકાર્ય કરે છે. પ્રેમાનંદે હંસને નળના મહેલમાં રહેતો અને તેની સાથે અદ્‌ભુત મૈત્રી ધરાવતો બતાવ્યો છે; અને નળ હંસને પકડે છે ત્યાર પછી કેટલેક સમયે હંસને દમયંતી પાસે જતો બતાવ્યો છે એટલે એની દૃષ્ટિએ એક જ હંસ દમયંતી પાસે જાય એમાં જ ઔચિત્ય રહેલું છે. પ્રેમાનંદમાં અને મહાભારતના આલેખનમાં અહીં આટલો તફાવત છે.

નૈષધીયચરિત' મા માત્ર એક જ હંસ દમયંતી પાસે જાય છે; પરંતુ ભલણે મહાભારત પ્રમાણે આલેખન કર્યું છે. એટલે એક હંસની કલ્પના એ પ્રેમાનંદની મૌલિક ન હોય તો 'નૈષધીયચરિત'ની એ અસર હશે એમ કહી શકાય. પણ તો પ્રેમાનંદે સીધી એ 'નૈષધીયચરિત'માંથી લીધી હશે? પણ 'નૈષધીયચરિત'માં હંસ અને નળની દૃઢ મૈત્રીની વાત આવતી નથી. માણિક્યદેવસૂરિકૃત 'નલાયન'મા અને એને અનુસરી નયસુંદરના 'નળદમયંતી રાસ'માં દમયંતી પાસે એક જ હંસ જતો બનાવાયો છે. વળી, નયસુંદરના રાસમાં, હંસ અને નળની દૃઢ મૈત્રીનું નિરૂપણ પણ છે અલબત્ત, પ્રેમાનંદના આ નિરૂપણમાં એના પુરોગામી જૈન કવિ નયસુંદરની થોડી અસર પડી હોય તો નવાઈ નહિ.

દમયંતી હંસને પકડવા માટે કોઈ યુક્તિ કરતી હોય એવો ઉલ્લેખ મહા-

ભારતમાં નથી. ત્યાં તો હંસને દમયંતીએ હાથમાં પકડયાનો પણ ઉલ્લેખ નથી. 'નૈષધીયચરિત'માં પણ તે નથી. ભાલણે દમયંતી પોતાની ઓઢણી નાખી હંસને પકડવાનો પ્રયત્ન કરે છે એમ લખ્યું છે. પ્રેમાનંદે દમયંતી પાસે હંસને પકડવા માટે ઘણો શ્રમ લેવડાવ્યો છે. એ માટે દમયંતીએ કરેલી યુક્તિ પ્રેમાનંદની સ્વતંત્ર રસિક કલ્પનાનું સર્જન છે. જુઓ :

પોતાનાં વસ્ત્ર દાસીને પહેરાવી, પેઠી ચેહેબચામાં આવી; ૧૧–૩/૨
મસ્તક મૂક્યું પલાશનું પાન, વિકાસી હથેળી કમળ સમાન,
મધ્યે મૂકયુ જાબુનુ ફળ, જાણે ભ્રમર લે છે પ્રીમળ ૧૧–૪

પોતે નાસિકાએ ગણગણતી, ભામા ભમરાની પેઠે ભણતી.
હસે હરિવદની જાણી, નહિ પકજ, પ્રેમદાનો પાણિ. ૧૧–૫
બેસું જઈને થઈ અજ્ઞાન, પરણાવવો છે નળરાજન ૧૧–૬/૧

હંસ દમયંતી આગળ નળનું જે વર્ણન કરે છે તેમા આગળ થયેલા દમયતીના વર્ણનનુ કેટલુંક મળતાપણું આવે છે. બાકીનું વર્ણન કવિનુ મૌલિક છે. નળનું રૂપ જોઈ દેવો પોતાની સ્ત્રીઓની રક્ષા કરવા માંડે છે અને નારદઋષિ આગળથી ચેતી બ્રહ્મચારી રહે છે એનું વર્ણન પ્રેમાનંદે રસિકતાથી કર્યું છે. હંસ નળનું વર્ણન કરી, દમયતીનો એને માટે અનુરાગ મેળવી, દમયંતીને શિખામણ આપે છે કે સ્વયંવરમા નળનું રૂપ ધારણ કરી, મોટા મોટા દેવતાઓ આવશે. ભવિષ્યમા બનનારી ઘટનાનું પ્રેમાનંદે ફરી અહીં હસ દ્વારા સૂચન કર્યું છે.

દમયતી પાસે જઈ આવી હસ નળ આગળ પ્રથમ કુંડિનપુરનું 'પરિસખ્યા અલકાર' વડે વર્ણન કરે છે; પછી ત્યાના વનનુ (જૂની પરપરા પ્રમાણે ગાઢ વનનું વાતાવરણ સૂચવવા વૃક્ષોની યાદી આપીને) વર્ણન કરે છે; પછી, પદરમા કડવામા ઉપમા, રૂપક, ઉત્પ્રેક્ષાદિ અલકારો વડે દમયતીનાં અગાગોનુ કવિત્વમય વર્ણન કરે છે. દમયતીનુ બે વાર વર્ણન કરવા છતા, ન ધરાયેલા કવિ પ્રેમાનંદે પ્રત્યક્ષ જોઈ તરત પાછા કરેલા હસ પાસે આગળના બે વર્ણનો કરતા પણ અધિક ચડિયાતુ અને વિગતે ત્રીજી વાર વર્ણન કરાવ્યું છે. તેમા પ્રેમાનંદનાં ઊંચા કલ્પનોડ્ડયનોની અને એના કવિત્વવિલાસની આપણને સબળ પ્રતીતિ થાય છે. આમા એણે પ્રયોજેલા કેટલાક અલંકારો, સસ્કૃત મહાકવિઓની હરોળમાં એને બેસાડે તેવા છે. એની આરભની 'બે ઈંદુ'ની કલ્પના જુઓ :

વેલ જાણે હેમની, અવેવફૂલે ફૂલી;
ચકિત ચિત્ત થયું માહરું, ને ગયો દૃતત્વ ભૂલી. ૧૫–૨
સામસામી હવી શોભા, વ્યોમ ભોમે સોમ;
ઇંદુમાં બિંદુ બિરાજે, જાણે ઉડુગણ ભોમ। ૧૫–૩
ઊભે અમીનિધિનાં કિરણ મળિયાં, કળા થઈ પ્રકાશ;
જ્યોતે જ્યાં તે સ્તંભ પ્રગટયો, શું એથી રહ્યું આકાશ! ૧૫–૪

૧૬મા કડવામાં, દમયંતીની વિરહવ્યથા અને સ્વયંવરની તૈયારીનું કવિએ વર્ણન કર્યું છે. વિરહવ્યથા અનુભવતી દમયંતી ચંદ્રને માટે જે વેણ કહે છે તેની કલ્પના પ્રેમાનંદે ભાલણ મારફત 'નૈષધીયચરિત'માંથી લીધી હોય એમ લાગે છે. દમયંતીની વિરહવ્યથા જોઈને એની માતા જે ભાવ વ્યક્ત કરે છે, અને દમયંતીને જો કોઈની નજર લાગી હોય તો તે ઉતારવાનો વિચાર કરે છે, તેમાં સમકાલીન ગુજરાતણ માતાના વાત્સલ્યનું પ્રતિબિંબ પડ્યું છે. એ પ્રસંગે 'ઘરડાં માણસ ઢોર', 'પરણ્યાં કુંવારા કાંઈ ન પ્રીછે' વગેરે જે વચનો દમયંતી પોતાની માતાને કહે છે તેમાં પ્રેમાનંદે ઔચિત્ય જાળવ્યું નથી.

દમયંતીની સ્થિતિ વિશે જાણી, ભીમકરાજા સ્વયંવરની તૈયારી કરે છે. સ્વયંવર માટે નળને નિમંત્રણ આપવા માટે ભીમકરાજાએ સુદેવને મોકલ્યો એવું પ્રેમાનંદે લખ્યું છે. મહાભારતમાં સુદેવનો ઉલ્લેખ નથી. દમયંતીએ સુદેવ મારફત પોતાનો છ.નો પત્ર નળને મોકલાવ્યો છે. પાંચેક પંક્તિમાં લખાયેલા આ પત્રમાં કેટલું લાઘવ, કેટલું ઔચિત્ય અને કેટલી સચોટતા પ્રેમાનંદે આણ્યા છે। (કડવું ૧૭–કડી ૨, ૩)

સ્વયંવર માટે નળ નીકળે છે તે વખતે સવત્સી ગાય અને કુરંગકુરંગીના શુકન એને થાય છે એવું પ્રેમાનંદે કરેલું નિરૂપણ અન્યત્ર જોવા મળતું નથી. આમાં પણ પ્રેમાનંદના સમકાલીન ગુજરાતનું પ્રતિબિંબ પડ્યું છે એમ ગણી શકાય.

સ્વયંવર માટે નળ વિદર્ભ જાય છે ત્યારે હંસ નળને દ્યૂત ન રમવા માટે, અને સ્ત્રીનો વિશ્વાસ ન રાખવા માટે જે સલાહ આપે છે તેમાં ભવિષ્યમાં બનનાર ઘટનાનું પ્રેમાનંદે હંસ દ્વારા અગાઉથી સૂચન મૂક્યું છે. આમાં સ્ત્રીનો વિશ્વાસ ન કરવા માટે અપાયેલી સલાહ નિરર્થક અને નિષ્કારણ લાગે છે.

આ કડવામાં આ પ્રસંગે હંસ પોતાના અને નળના પૂર્વ ભવની વાત કરે છે. આ ઘટના 'નળાખ્યાન'ની કેટલીક હસ્તપ્રતોમાં છે અને કેટલીકમાં નથી.

આમેય, આ પ્રસંગ જો પ્રેમાનંદે લખેલો હોય તો પણ પાછળથી ઉમેરેલો હોય એમ લાગે છે, કારણ કે આટલા વખતથી નળ પાસે રહેનાર હંસ નળ જ્યારે સ્વયંવરમાં જવા નીકળે છે ત્યારે રસ્તામાં છૂટા પડતી વખતે પૂર્વભવની કથા કહેવા બેસે એ બરાબર બંધબેસતું લાગતુ નથી. તેમ છતાં, પ્રેમાનંદે આ પ્રસંગને આ સ્થળે બને તેટલો તર્કયુક્ત, સુસંગત કરવાનો પ્રયત્ન કર્યો છે. હંસ અને નળના પૂર્વ ભવની વાત મહાભારતમાં, 'નૈષધીયચરિત'માં કે ભાલણ, નાકરનાં નળાખ્યાનોમાં નથી. જૈનપરંપરાની નલકથામા નળના પૂર્વભવની વાત આવે છે અને 'નલાયન'માં તથા નયસુંદર કૃત 'નળ-દમયંતી રાસ'માં હંસની પૂર્વકથા પણ આવે છે. અલબત્ત, પ્રેમાનંદે નિરૂપેલી પૂર્વઘટના અને જૈનકૃતિની પૂર્વઘટના ભિન્ન ભિન્ન છે. અને નળના પૂર્વજન્મની કથા પણ ભિન્ન ભિન્ન છે, તેમ છતાં નળના પૂર્વજન્મની કથાનો અને હંસના સપ્રયોજન દૂતકાર્યનો વિચાર પ્રેમાનંદે પોતાના આ પુરોગામી જૈન કવિમાંથી લીધો હોય અને પછી, તેને અનુરૂપ પ્રસંગ પોતાની કલ્પનાથી ઘડી કાઢ્યો હોય એમ બનવા સંભવ છે.

નળ વિદર્ભ દેશમાં પહોંચે છે. બીજા પણ ઘણા રાજાઓ ત્યાં આવી પહોંચ્યા છે. સત્તરમા કડવામા, કવિ હંસના પૂર્વવૃત્તાન્ત પછી ભીમકરાજાના નગરનું, ચીજવસ્તુઓના વધેલા ભાવોનુ, સ્વયંવરમંડપનુ સચોટ અને લાક્ષણિક ચિત્ર આપે છે અને એ જ કડવાના અંત ભાગમાં, દેવોના પ્રસંગની શરૂઆત કરી દે છે અને તે, ૨૩મા કડવામાં નળ દેવોનું દૂત કાર્ય કરી પાછો ફરે છે ત્યાં સુધી ચાલે છે. પ્રેમાનંદે આ પ્રસંગ પોતાના પુરોગામી કવિઓ કરતાં ઘણી સારી રીતે ખીલવ્યો છે અને કેટલેક અંશે એને બગાડ્યો પણ છે. એણે નારદને 'કલહની ટેવવાળા' બતાવ્યા છે. મહાભારતમાં નારદ દેવોને માત્ર દમયંતીના સ્વયંવરના સમાચાર આપે છે. ભાલણને અનુસરી, પ્રેમાનંદે દેવાંગનાઓને ઉતારી પાડતા નારદને બતાવ્યા છે. દેવો સ્વયંવરમાં જવા નીકળે છે એ પ્રસંગને વધારે રસિક બનાવવા, પ્રેમાનંદે મહાભારત કરતા થોડું ભિન્ન નિરૂપણ કર્યું છે. મહાભારતમાં દેવો એકબીજાથી છાનામાના જતા નથી. જૂજવા રૂપ ધારણ કરતા નથી, એકબીજાથી મનમાં ચોરી રાખી, ખોટા કામનુ બહાનું બતાવતા નથી. પ્રેમાનંદે તે પ્રમાણે નિરૂપણ કર્યું છે. નળ પાસે દેવો વિપ્રનો વેશ ધારણ કરીને આવ્યા, નળ પાસે પોતાના કાર્ય માટે 'હા' પડાવી લીધી અને પછી પોતે પ્રગટ થયા એવુ પ્રેમાનંદે કરેલું નિરૂપણ, મહાભારતમાં કે અન્યત્ર નથી. દેવો પોતાના દૂતકાર્ય માટે નળને જોગીનો વેષ લેવડાવે છે, એ પણ પ્રેમાનંદની પોતાની કલ્પના છે.

નળ જ્યારે દમયંતીના આવસમાં જાય છે ત્યારે દમયંતી દાસી પાસે હિંડોળા પર બેસી, માથામાં તેલ નંખાવી વાળ ઓળાવે છે. એ ચિત્ર પણ પ્રેમાનંદનુ પોતાનું છે. એ સમયે દમયંતી અને દાસી વચ્ચે જે વાતચીત થાય છે, પ્રતિબિંબમાં પુરુષને જોતાં તેઓ નાસી જાય છે, ફરી પાછાં એ જ જગ્યાએ બેસી ફરી પ્રતિબિંબ જુએ છે અને પછી 'આડો અંતરપટ ધરી' નળને પ્રગટ થવા માટે તે સ્તુતિ કરે છે, તથા નળ દાસી સાથે બોલવાની ના પાડે છે અને દમયંતી એનું કારણ સમજાવે છે — એ આખી કલ્પના પણ પ્રેમાનંદની પોતાની છે.

દેવોને વરવા માટે દમયંતી આગળ દેવો અને માનવો વચ્ચે અંતર બતાવી નળ જે દલીલ કરે છે તે, પ્રેમાનંદે વિસ્તારથી આપી છે. મહાભારતમાં એટલો વિસ્તાર નથી. પ્રેમાનંદના આ નિરૂપણમાં થોડીક ભાલણની, થોડીક નાકરની અને થોડીક નયસુંદરના 'નળદમયંતી રાસ'ની અસર પડેલી જણાય છે.

નળ દૂતકાર્ય કરવા જાય છે ત્યારે દેવો એની પાછળ પોતાનો એક ગુપ્ત દૂત મોકલે છે — એવું પ્રેમાનંદે કરેલું નિરૂપણ મહાભારતમાં, "નૈષધીયચરિત'માં કે ભાલણમા નથી. તેમ એ પ્રેમાનંદની મૌલિક કલ્પના પણ નથી. 'નલાયન'માં અને એને અનુસરીને નયસુંદરના 'નળદમયંતી રાસ'માં ગુપ્ત દૂતની વાત આવે છે. નાકરમાં પણ એ આવે છે. પ્રેમાનંદે આ કલ્પના 'નળદમયંતી રાસ'માંથી લીધી હોય, અથવા એ નાકરમાથી લીધી હોય એમ પણ બને. પ્રેમાનંદે નળના દૂતકાર્યનો પ્રસંગ વિસ્તારથી વર્ણવ્યો છે. પરંતુ એ પ્રસંગે એણે નળ અને દમયંતીનાં પાત્રો મહાભારત જેવાં ઉચ્ચ ગૌરવવાળાં દોર્યાં નથી.

આ પછી પ્રેમાનંદે સ્વયંવરની તૈયારી, સ્વયંવરમંડપની રચના અને સ્વયંવરમાં પધારેલા રાજાઓના યુવાન અને આકર્ષક દેખાવા માટેના વૃથા પ્રયત્નોનું હાસ્યરસિક આલેખન કર્યું છે. એમા પ્રેમાનંદના સમકાલીન ગુજરાતનું પ્રતિબિમ્બ પડ્યું છે. પોતાના શ્રોતાઓના મનોરંજન માટે જ એણે રાજાઓની લગ્નોત્સુકતાનું આવું અતિશયોક્તિભર્યું આલેખન કર્યું છે.

સ્વયંવર મંડપમાં નળ આવે છે એનું વર્ણન કરવા માટે, એક આખું જુદું કડવું પ્રેમાનંદે રોક્યું છે, અને તે પછી સ્વયંવરમંડપમાં દમયંતીના આગમન માટે બીજું એક કડવું રોક્યું છે કથાના નાયક અને નાયિકાનું, અગાઉ એમનું મુક્ત હાથે અલંકારયુક્ત વર્ણન કરીને, પ્રેમાનંદે, એ પાત્રોનું ગૌરવ વધાર્યું છે. અને પોતાની કવિત્વકલાની ઊંચી દૃષ્ટિ અને શક્તિની આપણને પ્રતીતિ કરાવી છે.

બન્ને કડવાં માટે એણે પસંદ કરેલો 'ઢાળ' પણ કેટલો પાત્રોચિત છે! નળની મહત્તા દર્શાવવા માટે 'એ નળ આવ્યો રે, તે નળ આવ્યો રે' એવી ધ્રુવપંક્તિ એણે યોજી છે. દમયંતીનું વર્ણન એણે હરિગીતની ચાલમાં, પંક્તિને અંતે 'પૂરણ' 'ચૂરણ'' 'શોભય'' 'લોભય'' એવો અનુનાસિક પ્રાસ અને વર્ણવિન્યાસ, કડવાની છેલ્લી કડી સુધી યોજી, છટાદાર ગૌરવયુક્ત અને અસરકારક કર્યું છે.

૨૮મા કડવામાં કવિએ સ્વયંવરમાં આવેલા દેવોનો પ્રસંગ વર્ણવી દમયંતી-નળને વરદાન આપે છે એ પ્રસંગનું નિરૂપણ કર્યું છે. આ નિરૂપણ એણે હાસ્ય-રસિક કર્યું છે અને શ્રોતાઓના મનોરંજનને અર્થે પૌરાણિક પાત્રોનું ગૌરવ ખંડિત કર્યું છે. પ્રેમાનંદે આ પ્રસંગે દેવોને પ્રાકૃત માણસો જેવા, બલ્કે એથી પણ ખરાબ રીતે વર્તતા બતાવ્યા છે, અને પરસ્પર શાપ આપતા દેવોની તેણે હાંસી ઉડાવી છે.

દેવો નળનું સ્વરૂપ ધારણ કરે છે ત્યારે, તેમને ઓળખવા માટે દમયંતી, તે દેવોને એમના પિતાનું નામ પૂછે છે. પણ એ ચારે લોભી દેવો પોતાના પિતા તરીકે 'વીરસેન'નું — નળના પિતાનું નામ — જણાવે છે બરાબર એ જ વખતે નારદમુનિ અંતરિક્ષમાં દેવોની પત્નીઓને લઈ આવે છે. અને એ જોઈ દેવો શરમાઈ જાય છે. દમયંતીની યુક્તિ અને દેવોના આ ફજેતી પણ પ્રેમાનંદની મૌલિક કલ્પનાનું સર્જન છે. પ્રમાણબુદ્ધિવાળા પ્રેમાનંદે અહીં સરસ રીતે અંત આણ્યો છે.

ત્યાર પછી, દેવો દમયંતીને વરદાનો આપે છે તેમાં પ્રેમાનંદે વરદાનોની સંખ્યા મહાભારત પ્રમાણે આપી છે, પરંતુ એ આઠ વરદાનોમાંથી અડધાં પણ એણે મહાભારત પ્રમાણે આપ્યાં નથી. ત્રણેક વરદાન મહાભારતનાં એણે છોડી દીધાં છે, અને એક–બે વરદાનની સેળભેળ કરી નાખી છે. પ્રેમાનંદને મુકાબલે ભાલણે, બરાબર મહાભારત પ્રમાણે આઠ વરદાનો આપ્યાં છે. વળી, મહાભારત કે ભાલણમાં દેવો દમયંતીને કંઈ પણ વરદાન આપતા નથી. 'નૈષધીયચરિત'માં દમયંતીને વરદાન મળે છે. પ્રેમાનંદે 'અમૃત સ્રાવિયા હાથ'નું વરદાન દમયંતીને અપાવ્યું છે, જેની કલ્પના એણે નાકરમાથી લીધી હોય એમ લાગે છે. દેવોના વરદાન પછી પ્રેમાનંદ લખે છે.

સર્વે સ્તુતિ કીધી દેવતા તણી, વિમાને બેસી ગયા સ્વર્ગ ભણી;
દમયંતી હરખી તત્કાળ, નળને કંઠે આરોપી માળ. (૨૮–૨૮)

પ્રેમાનંદનું આ નિરૂપણ યોગ્ય નથી; કારણ કે અહી દેવતાઓ સ્વર્ગમાં

ગયા પછી દમયંતી નળના કંઠમાં માળા આરોપે છે. એનો અર્થ એ થયો છે કે દમયંતીએ નળને માળા પહેરાવી અને એને વરી તે પહેલાં જ દેવોએ તે બન્નેને વરદાનો આપી દીધાં. મહાભારતમાં તો દમયંતી નળને માળા પહેરાવી વરે છે તે વખતે, દેવતાઓ હાજર હોય છે અને તેઓ તે સમયે જયઘોષ કરે છે, તે સમયે નળ દમયંતીને કહે છે, 'તું મને દેવતાઓના સાન્નિધ્યમા વરે છે માટે મારા દેહમાં જ્યા સુધી પ્રાણ હશે ત્યાં સુધી હું તારા પ્રત્યે પ્રીતિવાળો રહીશ'. એ જ પ્રમાણે દમયંતી પણ કહે છે. એ પછી નળ-દમયંતી દેવતાઓને શરણે જાય છે, ત્યારે દેવતાઓ તેમને વરદાન આપે છે. મહાભારત કરતાં પ્રેમાનંદનું ચિત્ર વધારે ઉતાવળિયું અને ત્રુટિઓવાળું લાગે છે. વળી, મહાભારતમા, ભાલણમાં તથા બીજા કવિઓની કૃતિઓમા આ પ્રસંગે દમયંતી પાંચ નળને જોઈ, વિમાસણ અનુભવી દેવોને પ્રગટ થવા માટે જે કરુણાર્દ્ર, આર્જવભરી પ્રાર્થના કરે છે તેનું નિરૂપણ પ્રેમાનંદે ખાસ કર્યું નથી.

પ્રેમાનંદે દમયંતીના સ્વયંવર પછી આ જ કડવામાં, કલિનો પ્રસંગ શરૂ કરી દીધો છે. પ્રેમાનંદે આલેખ્યા પ્રમાણે કલિ અને દ્વાપરને મોકલનાર નારદ છે. મહાભારતમાં કે બીજે ક્યાંય એવો નિર્દેશ નથી. પ્રેમાનંદે આ રીતે નારદ પાસે મહાભારત કરતાં ઘણું વધારે કામ કરાવ્યું છે. વળી, એનું ચિત્ર પણ લોકપ્રિય બનાવવાના આશયથી મહાભારત કરતાં થોડું ભિન્ન દોર્યું છે.

મહાભારતમાં કલિ અને દ્વાપર આવતા હોય છે. તેમની વચ્ચે સ્વયંવર વિશે વાતચીત થાય છે. પ્રેમાનંદે દેવો અને કલિ વચ્ચેના આ પ્રસંગનો ઉલ્લેખ કર્યો નથી. એણે કલિનું ભયંકર ચિત્ર માત્ર બે જ પંક્તિમાં ખડું કરી દીધુ છે :

બેઠો મહિષ ઉપર કળિકાળ, કંઠે મનુષનાં શીશની માળ;
કરમાં ઢાલ લોહ–શણગાર, શીશ સઘડી ધીકે અંગાર. (૨૮–૩૨)

કલિ નળના નગરમાં અને નળના દેહમાં પ્રવેશ કરવા ઇચ્છે છે; પરંતુ લોકોના ધર્મપાલનને લીધે તે પ્રવેશી શકતો નથી, અને આમતેમ ભમ્યા કરે છે. મહાભારત પ્રમાણે, તે આ રીતે બાર વર્ષ સુધી ભમે છે. ભાલણે પણ તે પ્રમાણે લખ્યું છે. પ્રેમાનંદે પણ એક હજાર વર્ષ ગણાવ્યાં છે. સાઠ હજાર વર્ષ બતાવનાર જૈન કવિઓ 'નલાયન'કાર અને નયસુંદરની જેમ, પ્રેમાનંદે પણ મોટી સંખ્યા બતાવી છે.

નળ-દમયંતીને બે સંતાન થાય છે. પ્રેમાનંદ લખે છે :

જુગ્મબાલક સંગાથે પ્રસવ્યાં, પુત્રપુત્રી રૂપે અભિનવાં. (૨૮–૩૮)

અહીં પુત્રપુત્રી સાથે જન્મ્યાં એવો ઉલ્લેખ મહાભારતમાં, 'નૈષધીયચરિત'માં કે ભાલણમાં નથી. પણ 'નલાયન'કાર અને નયસુંદરે તે પ્રમાણે વર્ણન કર્યું છે. પ્રેમાનંદે નયસુંદરમાંથી એ વિચાર લીધો હોય એમ લાગે છે.

નળના દેહમાં કલિ પ્રવેશે છે એનું નિરૂપણ મહાભારત કરતાં થોડું ભિન્ન પ્રેમાનંદ કર્યું છે. મહાભારત પ્રમાણે એક દિવસ નળે લઘુશંકા કર્યા પછી પગ ધોયા વગર સંધ્યાવંદન કર્યું એટલે કલિએ એના શરીરમાં પ્રવેશ કર્યો. ભાલણે પણ બરાબર મહાભારત પ્રમાણે વર્ણન કર્યું છે. પ્રેમાનંદે લઘુશંકાનો ઉલ્લેખ કર્યો છે. 'નલાયન'કારે અને નયસુંદરે લઘુશંકાનો ઉલ્લેખ કર્યો નથી, અને પગ ધોતાં આંગળી વચ્ચેની જગ્યા કોરી રહી ગઈ અને તેમાથી કલિએ નળના શરીરમાં પ્રવેશ કર્યો એમ લખ્યું છે. પ્રેમાનંદનું આ નિરૂપણ નયસુંદર અને 'નલાયન'ને મળતું આવે છે.

કલિ અને દ્વાપર વિપ્રનો વેશ ધારણ કરીને પુષ્કર પાસે આવી એને નળ સાથે દ્યૂત રમવા પ્રેરે છે એ વર્ણન પ્રેમાનંદનું મૌલિક છે. ત્યાર પછી પુષ્કરે દ્યૂતમાં વૃષભ પરઠયાનુ વર્ણન એણે ભાલણ અને નાકરને અનુસરીને કર્યું છે. પણ ભાલણના આખ્યાનમાં કલિ વૃષભનુ રૂપ લે છે અને દ્વાપર પાસાનુ રૂપ ધારણ કરે છે. પ્રેમાનંદના આખ્યાનમા કલિ પાસા બને છે અને દ્વાપર પોઠી બને છે. વળી, પુષ્કર દ્યૂતમાં આખલો હોડમાં મૂકે છે. માટે પ્રેમાનંદે એને વનવાસી બતાવ્યો છે. ભાલણે એવું બતાવ્યુ નથી. (જોકે રોજ રાતના દ્યૂત રમીને પુષ્કર પોતાને 'આશ્રમે' જાય છે એવુ ભાલણે લખ્યું છે.)

શ્રી રા. વિ. પાઠક લખે છે, 'ભાલણે અને પ્રેમાનંદે બનેએ પુષ્કરે રમતમાં 'વૃષ' મૂકયો એવુ વર્ણન કર્યું છે. હવે પુષ્કર રાજા હોય તો આખલો લઈને જાય અને 'પણ'માં માત્ર આખલો મૂકે, અને તેની સામે નળ પોતાનુ આખું રાજ્ય મૂકે એ અસંભવિત છે. ભાલણને આ અસંભવિતતા જણાઈ નહિ. પ્રેમાનંદને જણાઈ, અને તેથી તેણે પુષ્કરને નિર્ધન અને વનવાસી કલ્પ્યો." *

શ્રી પાઠકના આ અભિપ્રાય વિશે થોડી સ્પષ્ટતા કરવાની જરૂર છે. પ્રેમાનંદ પ્રમાણે પુષ્કરે દાવમાં વૃષભ મૂકયો અને સામે, નળે આખું રાજ્ય મૂકયુ અને એક જ દાવમાં તે હારી ગયો. આવી રીતે એક વૃષભની સામે આખું રાજ્ય મૂકવામાં આવે એ અસંભવિતતા માટે શ્રી પાઠક ભાલણને જવાબદાર ગણે છે અને

* 'કાવ્યની શક્તિ' (બીજી આવૃત્તિ) પૃ ૧૨૩

પ્રેમાનંદનો બચાવ કરે છે. પણ હકીકતમાં આ અસંભવિતતા માટે પ્રેમાનંદ પોતે જવાબદાર છે. ભાલણે એવું અસંભવિત નિરૂપણ કર્યું જ નથી. ભાલણના નળાખ્યાનમાં પહેલા દાવમાં પુષ્કર વૃષભ મૂકે છે અને નળ એની સામે એટલું દ્રવ્ય મૂકે છે. નળ હારી જાય છે. ત્યાર પછી બીજા દાવમાં પુષ્કર વૃષભ અને જીતેલું દ્રવ્ય મૂકે છે અને એની સામે નળ એ બંનેના જેટલું દ્રવ્ય મૂકે છે. આમ ક્રમે ક્રમે પુષ્કર હારતા જતા નળ પાસેથી બધુ જીતી લે છે. એટલે ભાલણનું નિરૂપણ અસંભવિત નહિ પણ પ્રતીતિકર છે.

પ્રેમાનંદના 'નળાખ્યાન'માં પુષ્કર શરત કરે છે :

> બેઠા બન્યો પોણુ પરઠીને, બોલ્યો પુષ્કર રાયજી:
> જે હારે તે રાજ્ય મૂકીને, ત્રણ વર્ષ વનમાં જાયજી. (૩૦–૪)
> ત્રણે વર્ષ ગુપતે રહેવું વેષ અન્યે કો ધરીજી;
> જો કદાચિત પ્રીછ પડે તો, વન ભોગવે ફરીજી. (૩૦–૫)

દ્યૂતમાં આવી શરત કર્યાનો ઉલ્લેખ મહાભારતમાં કે બીજી કોઈ પણ કૃતિમાં આવતો નથી. પ્રેમાનંદે અહીં શકુનિ અને યુધિષ્ઠિરના બીજી વારના દ્યૂતની શરત જેવી શરત મૂકી દાધી હોય એમ લાગે છે, અને તે પણ બરાબર ચોકસાઈ કર્યા વગર; એના નિરૂપણ પ્રમાણે જોઈએ તો પણ, આ શરત બરાબર પળાતી નથી.

મહાભારતમાં નળ દ્યૂતમાં ઉત્તરોત્તર વધારેને વધારે હારતો જતો હતો, ત્યારે દમયંતી અગમચેતી વાપરી વાર્ષ્ણેય સાથે પોતાનાં બંને સંતાનોને પોતાને પિયર મોકલે છે. મહાભારતમાં સંતાનોને વાર્ષ્ણેય સારથિ સાથે મોકલવામાં આવે છે. 'નળાખ્યાન'માં તે ગુરુજી સુદેવ સાથે મોકલવામાં આવે છે.

દ્યૂતના પ્રસંગનું નિરૂપણ પ્રેમાનંદે ઉતાવળથી કર્યું છે; પરંતુ બાળકોની વિદાયનો પ્રસંગ એણે હૃદયસ્પર્શી બનાવી વિકસાવ્યો છે, અને એ માટે એક આખું કડવું રોકાયું છે. આ કરુણ રસના ગીતમાં દમયંતીના હૃદયની વ્યથા કવિએ સારી રીતે વ્યક્ત કરી છે. પોતાનાં સંતાનોને 'નમાયાં થઈ વરતજો રે' કહેનાર માતા કેટલું દુઃખ અનુભવતી હશે ! 'સહેજો મામીની ગાળ' લખીને પ્રેમાનંદે પોતાના સમકાલીન ગુજરાતનું પ્રતિબિંબ પાડી, પોતાના શ્રોતાજનોને માટે એ નિરૂપણ વધારે વાસ્તવિક લાગે એવું બનાવ્યું છે.

૩૨મા અને ૩૩મા કડવામાં, કવિએ નળ-દમયંતીને વનમાં જવા માટે નીકળતાં વર્ણવ્યાં છે અને વનમાં પડેલાં કષ્ટોનું અને નળે દમયંતીના કરેલા

ત્યાગનું નિરૂપણ કર્યું છે. દમયંતી નગરમાંથી નીકળે છે એ પ્રસંગે કવિ લખે છે:

એક અંજલિ જળની ન પામ્યાં, જો ભમ્યાં પુર આખે.

× × ×

તરસી દમયંતી પાણી ન પામી, કંઠે પડિયો શોષ.

× × ×

એક રાત રહ્યાં નગરમાં, ચાલ્યાં વહાણું વાતે.

મહાભારત પ્રમાણે નળ-દમયંતી ત્રણ દિવસ નગર બહાર માત્ર પાણી પીને રહ્યાં, અને ત્યાર પછી વનમાં ગયાં. પ્રેમાનંદ નળને વરુણે આપેલા વરદાનની વાત અહીં ભૂલી ગયો છે. માટે એમણે નળ અને દમયંતીને તરસ્યાં રહેલાં બતાવ્યાં છે. મહાભારતકારે પાણીનો ઉલ્લેખ કર્યો છે.

આ પછી પ્રેમાનંદે મત્સ્યસંજીવનનો પ્રસંગ મૂક્યો છે. આ પ્રસંગની કલ્પના એણે નાકરમાંથી લીધી છે. મહાભારતમાં કે ભાલણના 'નળાખ્યાન'માં કે જૈન કવિઓની કૃતિઓમા એ નથી. પ્રેમાનંદે આ પ્રસંગ નાકર કરતાં વધારે વિકસાવ્યો છે, પરંતુ એમ કરતાં, નળના પાત્રના ગૌરવને ઘણી હાની પહોંચાડી છે. દમયંતીના ત્યાગ માટે આવું કારણ મૂકવા કરતાં મહાભારતકાર કે ભાલણની જેમ તે પણ આના કરતા વધારે સારું અને સ્વાભાવિક કારણ મૂકીને પોતાને અને નળને આ દોષમાથી બચાવી શક્યો હોત.

વનમાં પંખીને પકડવા જતાં પોતાનું વસ્ત્ર નળ ગુમાવે છે એ પ્રસંગનું નિરૂપણ કેટલું તાદશ કર્યું છે! નળ નગ્ન બને છે એ સમયે તે લખે છે:

લાજ્યાં પંખી ને લાજ્યું વન, લાજ્યો સૂર્ય, મીચ્યાં લોચન,
સ્વાદ ઇંદ્રિયે પીડ્યો મહારાજ, થયો નગ્ન મૂકીને લાજ.

× × ×

વિહંગમ વસ્ત્ર ગયો રે હરી, 'દમયંતી! મા જોશો ફરી',
પાછે ડગલે ગઈ સ્ત્રીજંન, આપ્યું અર્ધવસ્ત્ર, 'સ્વામી ઢાંકો તન.'
એકેકો છેડો પહેર્યો ઊભે, જાણે તીરથ નાહ્યાં એવાં શોભે!
અન્ન વિના અડવડિયાં ખાય, સતને આધારે ચાલ્યાં જાય.

(કડવુ ૩૩–૧૩, ૧૪)

મહાભારતમાં બે પંખીઓ આવે છે; પ્રેમાનંદે અહીં એક જ પંખીનો ઉલ્લેખ કર્યો છે; અને તે બગલો હતો એમ જણાવ્યું છે. મહાભારતમાં પંખી

ક્યાં હતાં, પાસાઓએ કયા પંખીનું સ્વરૂપ ધારણ કર્યું હતું તે જણાવ્યું નથી.

નળ દમયંતીનો ત્યાગ કરે છે એ સમયની એની દ્વિધા પ્રેમાનંદે મહાભારત-કારની જેમ સરસ વર્ણવી છે.

કળિ તાણે વાટ વન તણી, પ્રેમ તાણે દમયંતી ભણી;
વિચારે વિચારનિધિમાં પડચો, આવતજાવત હિંડોળે ચડચો.
સાત વાર આવ્યો ફરી ફરી, તજી ન જાય સાધુ સુંદરી;
પ્રબળ બળ કળિનું થયું, પ્રેમબંધન ત્રુટીને ગયું ।

(કડવું ૩૩–૨૯)

ત્યાર પછી દમયંતી એની માસીને ત્યાં જાય છે ત્યાં સુધીના પ્રસંગોનું સળંગ નિરૂપણ મહાભારતમાં, ભાલણમાં અને નાકરમાં કરવામાં આવ્યું છે. અને ત્યાર પછી નળનો પ્રસંગ મૂકવામાં આવ્યો છે. પ્રેમાનદે 'નલાયન'કાર, નયસુંદર અને સમયસુંદરની જેમ, પહેલાં નળનો પ્રસંગ મૂકચો છે અને પછી દમયંતીની વીતક-કથા રજૂ કરી છે. ૩૪મા કડવામાં પ્રેમાનંદે નળનો વિલાપ રજૂ કર્યો છે જે એની નિરૂપણશક્તિનો અને રસસ્થાનની એની પરખનો આપણને સારો પરિચય કરાવે છે.

કર્કોટક નાગનો પ્રસંગ પ્રેમાનંદે મહાભારત કરતાં થોડી ભિન્ન રીતે આલેખ્યો છે. મહાભારતમાં કર્કોટક નાગ નળ પોતાને ઊંચકી શકે એ માટે અંગૂઠા જેટલુ નાનું સ્વરૂપ ધારણ કરે છે. પ્રેમાનંદે એક તો નાગને જોજન જેટલો લાંબો અને મોટો બતાવ્યો છે. વળી, એણે કર્કોટકે નાનું સ્વરૂપ ધારણ કર્યાનું લખ્યું નથી. મહા-ભારતમાં નારદના શાપની વાત આવે છે; પ્રેમાનંદે સપ્તર્ષિના શાપની વાત કરી છે. પ્રેમાનંદે શાપનું જેવું કારણ જણાવ્યું છે તેવું મહાભારતમાં નથી.

પ્રેમાનંદ પ્રમાણે, નળ નાગને નીચે મૂકી દે છે પછી તે નળને કરડે છે. મહાભારતમાં નાગ નળને ખભે હોય છે ત્યારે જ કરડે છે. મહાભારતમાં નાગ નળને ક્યાં કરડે છે તેનો ઉલ્લેખ નથી, પણ નાગે અંગૂઠા જેટલું સ્વરૂપ ધારણ કર્યું છે અને એ નળને ખભે છે એટલે નળને ખભે જ એણે દંશ માર્યો એમ માની શકાય. પ્રેમાનંદ પ્રમાણે તે નળને છાતીએ કરડે છે.

મહાભારતમાં નાગ કેટલા સમયથી વનમાં દાઝે છે તેનો ઉલ્લેખ નથી. પ્રેમા-નંદે તે સાત હજાર વર્ષ બતાવ્યાં છે. મહાભારતમાં નાગ નળ પાસે દસ ડગલાં ભરાવી, 'દશ' એમ બોલે છે ત્યારે 'ડસ' 'દંશ માર' એવો અર્થ કરીને તે કરડે છે. પ્રેમાનંદમાં તે પ્રમાણે 'દશ' ડગલાં ગણવાની અને 'દશ'નો અર્થ 'કરડવું'

એવો કરવાની કંઈ વાત જ આવતી નથી. મહાભારતમાં કર્કોટક નળને બે વસ્ત્ર આપે છે. પ્રેમાનંદ પ્રમાણે તે ત્રણ વસ્ત્ર આપે છે. મહાભારતમાં નળ તે વસ્ત્રો લે છે, અને તરત કર્કોટક અંતર્ધાન થઈ જાય છે. પ્રેમાનંદ પ્રમાણે નળ તે વસ્ત્રો પહેરીને ખાતરી કરી જુએ છે, ત્યાર પછી કર્કોટક અંતર્ધાન થઈ જાય છે.

'બાહુક' નામ ધારણ કરી, નળ જ્યારે અયોધ્યા આવે છે ત્યારે તે પ્રસંગનું નિરૂપણ પ્રેમાનંદે હાસ્યરસિક અને જનમનરંજન કરાવે એવું કર્યું છે.

૩૬મા કડવાથી પ્રેમાનંદ દમયંતીના પ્રસંગો વર્ણવે છે. આ કડવામાં પહેલી ત્રણ કડી કવિ દોહરાની આપે છે. સામાન્ય રીતે 'દોહરા' અને 'દેશીઓ'ની કડીઓ ભેગી આપવાનો પ્રણાલિકા જૈનકવિઓમાં જોવા મળે છે. પ્રેમાનંદની રચના પર જૈનકવિઓની અસર પડી હોવાનો સંભવ છે. વળી, આ ત્રણ કડીમાં દમયંતીના સ્વપ્નની વાત આવે છે, જેમાં તે નળ પોતાને મૂકીને ચાલ્યો જાય છે એવું જુએ છે. આ પ્રસંગે દમયંતીને સ્વપ્ન આવતું મહાભારતમાં, ભાલણના કે નાકરના 'નળાખ્યાન'માં બતાવવામાં આવ્યું નથી. પરંતુ 'નલાયન' અને નયસુંદરના રાસમાં તથા જૈનપરંપરાની નલકથા વિશેની બધી જ કૃતિઓમાં દમયંતીના સ્વપ્નની વાત આવે છે. અને એ સ્વપ્નમાં પણ દમયંતીને નળ છોડી જાય છે એવું રૂપક-શૈલીથી બતાવવામાં આવ્યું છે. એટલે પ્રેમાનંદે અહીં મૂકેલા સ્વપ્નની કલ્પના એણે જૈનકવિઓ પાસેથી લીધી હોવી જોઈએ.

દમયંતી જાગે છે અને નળની તપાસ કરે છે. પરંતુ નળને ન દેખતાં, તે વિલાપ કરતી કરતી 'એકલડી વનમાં ભમે' છે. પ્રેમાનંદે એનું તાદશ ચિત્ર દોર્યું છે. આ પછી દમયંતી નળને માટે ચીતરાને, શાર્દૂલને અને વૃક્ષને પૂછી જુએ છે. ત્યાર પછી અજગર અને પારધીનો પ્રસગ બને છે. મહાભારતમાં અજગર અને પારધીનો પ્રસગ પહેલાં આપ્યો છે અને ત્યાર પછી શાર્દૂલ, પર્વત અને વૃક્ષને સંબોધન આવે છે.

પારધીનો પ્રસંગ પ્રેમાનંદે મહાભારત કરતાં વધારે વિકસાવીને મૂક્યો છે. નયસુંદરના રાસમાં પણ આ પ્રસંગ વિકસાવીને મૂકવામાં આવ્યો છે. પારધીને શાપ આપતી વખતે દમયંતી 'વિઠ્ઠલજી'નું સ્મરણ કરે છે. આવું મહાભારતમાં, ભાલણમાં કે નાકરમાં નથી. 'નલાયન'માં અને નયસુંદરમાં શાપ આપતી વખતે 'ઇન્દ્ર'નું સ્મરણ દમયંતી કરે છે. પારધીને શાપ આપ્યા પછી પોતાના ઉપર ઉપકાર કરનારને આવી શિક્ષા કરવા માટે દમયંતીને કંઈ પરિતાપ કરતી મહાભારતમાં બતાવી નથી. 'નલાયન'કારે અને નયસુંદરે એ વિસ્તારથી વર્ણવ્યું છે,

અને પ્રેમાનંદે પણ તેવી રીતે દમયંતીને પરિતાપ અનુભવતી બનાવી છે. સંભવ છે કે પ્રેમાનંદના આ નિરૂપણમાં નયસુંદરની અસર પડી હોય. આ પરિતાપને અંતે, દમયંતીને આપઘાત કરવા માટે ગળે ફાંસો ભરાવતી બતાવી છે તે તેનો પોતાનો ઉમેરો હોય એમ લાગે છે.

પારધી પછી તાપસનો પ્રસંગ કવિએ મૂક્યો છે. એણે આ આખો પ્રસંગ કળિની માયારૂપે મૂક્યો છે, અને તાપસને 'નગ્ન દિગંબર' બતાવ્યો છે. મહાભારતમાં આવું કંઈ આવતું નથી, અહીં તાપસ બનેલ કળિનો આશય દમયંતીનો નળ પ્રત્યેનો પ્રેમ ઓછો કરાવવાનો હોય છે, પણ તેમાં તે ફાવતો નથી.

આ પછી પ્રેમાનદે દમયંતીને ફરી સ્વપ્ન આવતું બતાવ્યું છે, જેમાં એને નળનું દર્શન થાય છે. મહાભારતમાં સ્વપ્નની વાત આવતી નથી જૈનકથામાં દમયંતીને બીજુ સ્વપ્ન આવતુ બતાવવામાં આવે છે, પરંતુ તે તો દમયંતી પોતાના પિતાને ત્યાં જાય છે ત્યારે. અલબત્ત, એ સ્વપ્નમાં નળના સંયોગનું જ સૂચન રૂપકશૈલીથી દર્શાવવામાં આવ્યું છે.

૪૦મા, ૪૧મા અને ૪૨મા કડવામાં પ્રેમાનદે વણઝારાનો પ્રસંગ વર્ણવ્યો છે. આ પ્રસગમાં એણે મહાભારતમા જે ઘટનાઓ સ્વાભાવિક રીતે બનતી બતાવવામાં આવી છે, તે કલિની માયાને કારણે બનતી બતાવી છે.

વણઝારાના પ્રસંગ પછી, દમયંતી પોતાની માસીને ત્યાં આવે છે. બાહુક ઋતુપર્ણના નગરમાં જાય છે તે વખતે એની જેવી સ્થિતિ થાય છે તેવી સ્થિતિ દમયંતી, આવા વેશે નગરમાં પ્રવેશે છે ત્યારે, થાય છે. પ્રેમાનંદે દમયંતીની માસીનું નામ ભાનુમતી અને એની દીકરીનું નામ ઇન્દુમતી આપ્યું છે. મહાભારતમાં માસીનું નામ આપવામાં આવ્યું નથી અને માસીની પુત્રીનું નામ સુનંદા આપવામાં આવ્યું છે. નયસુંદરે અને 'નલાયન'કારે માસીનું નામ ચંદ્રમતી અને દીકરીનું નામ સુનંદા આપ્યું છે. જૈનપરંપરાની નલકથામાં માસીનું નામ ચંદ્રયશા અને પુત્રીનું નામ ચંદ્રમતી આપવામાં આવ્યું છે. મહાભારત પ્રમાણે દમયંતીને એની માસી ઓળખી શકતી નથી, અને દમયંતી પણ માસીને ઓળખી શકતી નથી. નયસુંદરે વર્ણવ્યા પ્રમાણે, દમયંતી પોતાની માસીને ઓળખે છે, પણ આવા સંજોગોમાં તે ભેદ પ્રગટ કરતી નથી. પ્રેમાનદે પણ, દમયંતી પોતાની માસીને ઓળખે છે, પણ ભેદ પ્રગટ કરતી નથી, એમ બતાવ્યું છે.

મહાભારત પ્રમાણે, દમયંતી પોતાની માસીને ત્યાં રહે છે તે સમય દરમિયાન

કોઈ ખાસ પ્રસંગ બનતો નથી. જૈન નલકથામાં દમયંતીની માસીની દીકરીનાં રત્નોની ચોરીનો પ્રસંગ બને છે. પ્રેમાનંદના 'નળાખ્યાન'માં પણ માસીની દીકરીનાં હારની ચોરીનો પ્રસંગ બને છે. જૈનકથામાં રત્ન ચોરનાર દમયંતી નથી, પણ હારચોરીનો આરોપ એને માથે આવે છે. જૈનકથામાં દમયંતીના સત્યના પ્રભાવથી પિંગળ ચોરનાં બંધન તૂટી જાય છે. પ્રેમાનંદના નળાખ્યાનમાં દમયંતીના સત્યના પ્રભાવથી હાર ગળનાર ટોડલો ફાટે છે અને કલિ ત્યાંથી નાસે છે. આટલું સામ્ય, પ્રેમાનંદના 'નળાખ્યાન'ના અને જૈન નલકથાના આ પ્રસંગો વચ્ચે, જોવા મળે છે. પ્રેમાનંદે આ પ્રસંગનું સૂચન કદાચ જૈનકથામાંથી લીધું હોય તો પણ એનું નિરૂપણ એણે પોતાની વિશિષ્ટ કલાથી કર્યું છે. કદાચ પ્રેમાનંદે ક્યાંયથી સૂચન ન લીધું હોય અને આખો પ્રસંગ પોતાની મૌલિક કલ્પનાથી યોજી કાઢ્યો હોય એમ પણ બને. આ પ્રસંગે એણે દમયંતીને હાથે, કલિનો અહીં છેલ્લો પરાજય બતાવ્યો છે.

૪૩મા કડવામાં હારચોરીનો પ્રસંગ મૂક્યો છે અને ત્યાર પછી કવિએ ઇન્દુમતી અને દમયંતી વચ્ચેનો સંવાદ સચોટ અને કુશળતાથી રજૂ કર્યો છે. કવિએ સંવાદને ત્વરિત અને જાણે ભજવાતો હોય એવો નાટ્યાત્મક બનાવ્યો છે. પ્રસંગને નજર સામે તરવરતો કરવાની પ્રેમાનંદની કલા અહીં કેટલી ખીલે છે તે આપણે જોઈ શકીએ છીએ.

આ પ્રસંગની અને પ્રેમાનંદની નિરૂપણકલાની પરાકાષ્ઠા આ પછીના કડવામાં, દમયંતીએ પ્રભુને કરેલી આર્તહૃદયની પ્રાર્થનામાં આવે છે. ગુજરાતી સાહિત્યની આ ચિરસ્મરણીય પંક્તિઓનો 'ઢાળ' પણ એવો જ ભાવાનુકૂળ છે. કવિ લખે છે:

હો હરિ, સત્ય તણા રે સંઘાતી, હરિ! હું કહીંયે નથી સમાતી;
હરિ, માહરા કોણ કર્મનાં કરતુ, હરિ! ચોરી થકી શું નરતુ?
હરિ, હું શા માટે દુઃખ પામુ? હરિ, જુઓ હું – રાંકડી સાહમુ.
હરિ, ગ્રાહથી ગજ મુકાવ્યો, હરિ,! હું – પર રોષ શે આવ્યો?

પ્રેમાનંદની આ પંક્તિઓ એ જમાનામા જ્યારે કરુણ સ્વરે ગવાતી હશે ત્યારે કોનુ હૃદય નહિ દ્રવ્યું હોય? કોની આંખ ભીની નહિ થઈ હોય?

૪૬મા કડવાથી, કવિએ નળદમયંતીની શોધ અને ત્યાર પછી બન્નેની મિલન-કથાનું નિરૂપણ શરૂ કર્યું છે. સુદેવ દમયંતીની શોધ માટે નીકળે છે એ પ્રસંગનું નિરૂપણ પ્રેમાનંદે જીવંત અને ચિત્રાત્મક કર્યું છે. આ તાદૃશ ચિત્ર પછી પ્રેમાનંદના સંવાદકૌશલનો, થોડા શબ્દોમાં ઘણું કહેવાની એની શક્તિનો અને એ દ્વારા એના

શબ્દપ્રભુત્વનો પરિચય કરાવનારી પંક્તિઓ, સુદેવ અને દમયંતીના સંવાદમાં આપણને જોવા મળે છે. ( કડવું. ૪૮, ૧–૩ ). દમયંતીને ઓળખતાં એની માસી જે દુઃખની લાગણી અનુભવે છે તેના નિરૂપણમાં ગુજરાતના વાતાવરણનું કેટલુંક પ્રતિબિમ્બ પડ્યું છે. ઇન્દુમતી અને સુબાહુ તે સમયે જે લજ્જા અનુભવે છે તેનુ પણ કવિએ સુંદર વાસ્તવિક ચિત્ર દોર્યું છે.

દમયંતી સુદેવ સાથે કુંડિતપુર આવે છે ત્યારે નગરમાં પ્રવેશતાં એને નળ પણ યાદ આવે છે. માટે 'પ્રભુ વિના પીહરિયું ગ્રસે' એમ તે કહે છે. દમયંતી નગરમાં આવે છે. એનાં માતાપિતા, સંતાનો અને સાહેલીઓ એને સામે મળવા માટે દોડે છે. પણ પતિ વિના એનું હ્રદય હજુ અશાંતિ અનુભવે છે. જયાં સુધી પતિનો મેળાપ ન થાય ત્યાં સુધી એ વ્રત–નિયમ પાળે છે. વર્ષાઋતુ આવે છે અને એનુ વિયોગદુઃખ વધે છે. આ રીતે પિયરમા આવ્યાંને એક વર્ષ થયું છતાં નળનો મેળાપ નથી થયો માટે તે સુદેવને નળની શોધ માટે જવાને કહે છે. મહાભારતમાં દમયંતી જે દિવસે એના પિતાને ત્યાં આવે છે તે જ દિવસે રાત્રે, તે પોતાની માતાને નળની તપાસ કરાવવા કહે છે; અને માતાના કહેવાથી ભીમક રાજા બ્રાહ્મણોને મોકલે છે. તેમાંથી પર્ણાદ નામનો વૃદ્ધ બ્રાહ્મણ બાહુકની તપાસ કરી લાવે છે. ત્યાર પછી દમયંતીના સ્વયંવરનો સદેશો લઈને સુદેવ ઋતુપર્ણ રાજાને ત્યાં જાય છે. પ્રેમાનંદે આ બન્ને કામ સુદેવને જ સોંપ્યાં છે, અને બીજા બ્રાહ્મણોનો તેણે કશો જ ઉલ્લેખ કર્યો નથી.

દમયતી સુદેવ મારફત જે શબ્દો કહેવડાવે છે અને બાહુક જે રીતે એનો જવાબ આપે છે તેનુ નિરૂપણ પ્રેમાનદે મહાભારત કરતાં થોડું ભિન્ન કર્યું છે. મહાભારતની ટહેલમાં, નળને મૃદુ ઉપાલંભ છે, પરંતુ અહીં દમયંતી પોતાને માટે 'અલભ્ય વસ્તુ' અને 'રત્ન' જેવા શબ્દો કહેવડાવે છે; અને નળ પણ જવાબમા એને 'કાચ' તરીકે ઓળખાવે છે તથા મત્સ્યના પ્રસંગને હજુ પણ સંભાર્યા કરે છે તેમાં બન્ને પાત્રોનું ગૌરવ સચવાતું નથી. મહાભારતની અને તેને અનુસરીને ભાલણે આપેલી ટહેલ વધારે ગૌરવવાળી છે. પ્રેમાનંદની ટહેલ અને સુદેવે આવીને દમયંતીને આપેલો અહેવાલ એ બન્નેનું શ્રોતાઓના મનોરંજન કરવાના હેતુથી જ નિરૂપણ થયેલુ વિશેષ લાગે છે.

૫૭મા કડવામાં, કવિએ સુદેવ ઋતુપર્ણને કંકોત્રી આપે છે ત્યાંથી તે બાહુકના દેહમાંથી કલિ નીકળી જાય છે ત્યાં સુધીના પ્રસંગનું, વિગતે આલેખન કર્યું છે. 'નળાખ્યાન'નું આ સૌથી લાંબું ૧૨૬ કડીનું કડવું છે. આખું કડવું પોતાના

શ્રોતાઓના મનોરંજનાર્થે પ્રેમાનંદે લખ્યું હોય એમ લાગે છે. એથી એમાં હાસ્યરસ ઠીકઠીક નિષ્પન્ન થયો છે. એમાં કવિના જમાનાના ગુજરાતનું પ્રતિબિમ્બ પણ ઠીકઠીક પડ્યું છે. મહાભારત કરતાં ઘણું ભિન્ન નિરૂપણ પ્રેમાનદે અહીં કર્યું છે. એમાં એની રસનિરૂપણની અને તાદશ ચિત્રો ખડાં કરવાની શક્તિનું આપણને અચ્છુ દર્શન થાય છે; પણ તેમ કરવા જતાં, એણે પોતાની કવિતાને જે હાનિ પહોચાડી છે અને ઔચિત્યનું ભાન ગુમાવ્યું છે તે પણ જોઈ શકાય છે.

ઋતુપર્ણની કામલોલુપતાનુ, બાહુક એને પજવે છે તેનુ, સ્વયંવરમાં જતાં અટકાવવા માટે ઋતુપર્ણ રાણીઓને મારે છે એનું, ઋતુપર્ણના ઘોડાઓનું, બાહુક રથ હાંકતી વખતે જે વાધા પાડે છે તેનું, અને અંતે નગરમાંથી રથ નીકળે છે તેનું પ્રેમાનંદે હાસ્યરસિક નિરૂપણ કર્યું છે. અહીં બાહુક ઋતુપર્ણનું અપમાન વારેવારે કરે છે, એને 'નિર્લજ્જ', 'છછેરો' અને 'વિષયી' કહી, એને કાગડાની ઉપમા આપી ઉતારી પાડે છે તથા ઘોડાને ગાળ આપી તે દ્વારા ઋતુપર્ણને ગાળ આપે છે – એવું પ્રેમાનંદનું નિરૂપણ શ્રોતાઓને તો પંક્તિએ પંક્તિ હસાવવાનું, પણ તેથી તે પ્રેમાનંદને કવિ તરીકે, ચડાવવાને બદલે નીચે જ પાડે છે.

ઋતુપર્ણ અને બાહુક રથમા જાય છે તેની સાથે સુદેવને પણ બેસતો બતાવે છે. મહાભારતમાં કે બીજી કોઈ કૃતિમા ઋતુપર્ણની સાથે સુદેવને બેસતો બતાવવામાં આવ્યો નથી. આવે પ્રસંગે રાજા કહે તો પણ સુદેવ એની સાથે ન બેસે તે ઇષ્ટ છે, કારણ કે કુંડિનપુર પહોચતી વખતે સ્વયંવરની કંઈ તૈયારી ન જુએ તો રાજા સૌથી પહેલો પ્રશ્ન સુદેવને જ કરે. પ્રેમાનદને એ ખબર નથી એમ નહિ. માટે જ એણે કુંડિનપુર આવ્યું ત્યારે સુદેવને યુક્તિપૂર્વક જવાબ આપતો બતાવ્યો છે.

રસ્તામાં ઋતુપર્ણનું વસ્ત્ર ઊડી જાય છે તે પ્રસંગનું નિરૂપણ પણ પ્રેમાનદે મહાભારત કરતાં થોડું ભિન્ન કરાવ્યું છે. તેમાં પણ શ્રોતાઓને હસાવવાની એની વૃત્તિ રહેલી છે. પરિણામે, ઋતુપર્ણ અને બાહુક નળ, બન્નેનાં પાત્રના ગૌરવને એણે હાનિ પહોંચાડી છે. નળ અને ઋતુપર્ણની વિદ્યાનો પ્રસંગ પણ પ્રેમાન દે મહાભારત કરતાં ભિન્ન રીતે નિરૂપ્યો છે. ફલપત્રની સંખ્યા તો મહાભારત કરતાં તદ્દન જુદી છે જ; ઉપરાંત, મહાભારતમાં ઋતુપર્ણ પોતાની વિદ્યા, નળને આપે છે અને પોતે લેવાની વિદ્યા, નળ પાસે લેણી રાખે છે એને બદલે, પ્રેમાન દે બન્નેને એકબીજાની વિદ્યા ત્યાં આપતા અને લેતા બતાવ્યા છે.

નળ અક્ષવિદ્યા મેળવે છે કે તરત જ કલિ એના દેહમાથી નીકળે છે. ૭૪મી

કડીથી આ કડવાના અંત સુધી, કવિએ કલિનો જ પ્રસંગ વર્ણવ્યો છે. એમાં પ્રેમાનંદે કલિના ગુણ–અવગુણ વિગતે વર્ણવ્યા છે. પોતાના સમાજને લાગુ પડતી વાત કહેવાની અને એ રીતે લોકોને ધર્મ–અધર્મની વાત સમજાવવાની તક પ્રેમાનંદે અહીં ઝડપી છે. એના આ નિરૂપણમાં એના પોતાના જમાનાના લોકોના અનાચારનું પણ કેટલુંક પ્રતિબિમ્બ પડ્યું છે.

કલિના આ પ્રસંગ પાછળ રહેલું એક રહસ્ય પ્રેમાનંદે મૂક્યું છે. નળ અક્ષવિદ્યા મેળવે છે એટલે કલિ, જે દ્યૂતના પાસાનું પણ એક રૂપ છે તે, નળના શરીરમાં રહી શકે નહિ, કારણ કે નળે હવે પાસા–'અક્ષ'–ઉપર પ્રભુત્વ મેળવ્યું છે. પાસા બેહેડાના વૃક્ષમાંથી બનતા. એટલે કલિ તેમાં વાસ કરે એ સૂક્ષ્મ દષ્ટિએ ઉચિત ગણાય. પ્રેમાનંદે પણ કલિને બેહેડાના વૃક્ષમાં રહેતો બતાવ્યો છે. પણ આ પ્રસંગનું બીજું એક રહસ્ય પ્રેમાનંદે મહાભારત પ્રમાણે બતાવ્યું નથી. કલિ નળના શરીરમાંથી નીકળે છે ત્યારે નાગનું વિષ વમતો વમતો નીકળે છે. વળી, નાગ પણ નળને કરડે છે તે નળનું રૂપ બદલવા અને એ રીતે એના ઉપર પ્રત્યુપકાર કરવા તો ખરો જ, પણ તેની પાછળનું બીજું એક કારણ તે દમયંતીએ કલિને આપેલો શાપ પણ છે. આથી નાગ નળને કરડે છે ત્યારે એની પીડા કલિને થાય છે. માટે જ કલિ જ્યારે બહાર નીકળે છે ત્યારે, મહાભારતમાં, એ કહે છે, "ઇન્દ્રસેનાની જનનીના શાપથી અને નાગના વિષથી હું રાત–દિવસ દાઝતો રહ્યો છું." મહાભારતનું આ રહસ્ય પ્રેમાનંદે જતું કર્યું છે.

દેવોને કલિ માર્ગમાં મળે છે ત્યાથી તે આ પ્રસંગ સુધી, 'નળાખ્યાન'માં કલિ એક મહત્ત્વનું પાત્ર બની જાય છે. મહાભારત, ભાલણ કે નાકર કરતાં પ્રેમાનંદે કલિની માયાના પ્રસંગો વધારે બતાવ્યા છે. મહાભારતમાં જે કેટલાક પ્રસંગો સ્વાભાવિક રીતે બનતા વર્ણવાયા છે એવા પ્રસંગોને પણ પ્રેમાનંદે કલિની માયા તરીકે વર્ણવ્યા છે. ક્યાંક એવા ચમત્કારો સપ્રયોજન અને ઉપયોગી થયા છે, તથા ક્યાંક પાત્રના વર્તનના ગૌરવને પહોચેલી હાનિમાંથી એણે બચાવી પણ લીધા છે; તો બીજી બાજુ ક્યાક એવા ચમત્કારો બિનજરૂરી, અસ્વાભાવિક અને રસને હાનિકર્તા પણ બન્યા છે.

૫૪થી ૫૮મા કડવા સુધીમાં નળની ઉત્સુકતાપૂર્વક પ્રતીક્ષા કરતી દમયંતીના હૃદયના ભાવોનું, ઋતુપર્ણના આગમનનું અને બાહુક-નળની કરવામાં આવેલી વિવિધ પરીક્ષાઓનું કવિએ નિરૂપણ કર્યું છે. ઋતુપર્ણ અને બાહુક ભીમકરાજાને

ત્યાં આવી પહોંચે છે એ પ્રસંગે પણ કવિએ બાહુક પાસે ગ્રામ્ય વર્તન કરાવ્યું છે. શ્રોતાઓનું મનોરંજન કરાવે એવા આ નિરૂપણમાં કવિ પ્રેમાનંદે ઔચિત્યભાન ગુમાવ્યું છે એમ કહેવું પડે. નળના દેહમાં કલિ હતો ત્યાં સુધી એવા વર્તન માટે કલિને જવાબદાર ગણીને, કવિનો બચાવ કંઈક કરી શકાય; પણ કલિ નીકળી ગયા પછી પણ, નળ પાસે આવું ગ્રામ્ય વર્તન કરાવવામાં, કવિએ ઔચિત્યદોષ વહોરી લીધો છે. એક રીતે કહીએ તો પ્રેમાનંદે સભારંજન માટે બાહુકના પાત્રનો વધારે પડતો લાભ ઉઠાવ્યો છે; અને તે પણ બેવડી રીતે, બાહુકના પોતાના ગ્રામ્ય વર્તન દ્વારા અને અન્ય લોકોનાં બાહુક પ્રત્યેનાં કટાક્ષવચનો દ્વારા. વળી, બાહુકના વર્તનના નિરૂપણમા જેમ કવિએ ઔચિત્યનો ખ્યાલ રાખ્યો નથી, તેમ અન્ય વ્યક્તિઓના આવાં કટાક્ષવચનોમા પણ એણે એ ખ્યાલ રાખ્યો જણાતો નથી.

બાહુક એ નળ છે કે કેમ તેની કસોટી કરવાના વિચારે તેને અહી બોલાવી આણવામાં આવ્યો છે. તેમ છતાં, એના કદરૂપા દેહ વિશે આ પ્રસગે સુદેવ, દમયંતીની સખીઓ, ભાભીઓ, ભીમકરાજા પોતે અને ખુદ દમયંતી પણ કટાક્ષ-વચનો બોલે છે, જે અહીં એકેનાં મુખમાં શોભતાં નથી. બાહુકની 'વાજિ, વૃક્ષ, જલ, અનલ' એ ચાર પરીક્ષાઓ કર્યા પછી, એની પાસે બન્ને બાળકોને મોકલ-વામા આવે છે. પ્રેમાનંદે એ પ્રસગનું નિરૂપણ વાસ્તવિક, હૃદયસ્પર્શી અને અસરકારક કર્યું છે. કદરૂપો બાહુક જો નળ હોય તો? અને એ છે તેવો જ જો રહેવાનો હોય તો? તો એની સાથે જીવન કેવી રીતે પસાર થાય?– પ્રેમાનંદે આ પ્રશ્ન ભાભીઓ દ્વારા મૂક્યો છે અને ત્યાં દમયંતીના સતીત્વની કસોટી થતી બતાવી છે.

બીજી બાજુ, આ પ્રસંગે બાહુકને જ્યારે દમયતી પાસે લઈ જવામાં આવે છે ત્યારે પ્રેમાનંદે નિરૂપેલું તેનુ વર્તન તદ્દન અનુચિત લાગે છે. 'સાધુ પુરુષને સદ્ય પાડે', 'બાહુક ખૂંખારે, આળસ માંડે,' 'માંડચા વિષયીનાં ચિહ્ન'—વગેરે પંક્તિઓ આપણને ઘણી ખૂંચે છે. લોકરંજનના પ્રવાહમાં તણાયેલી કવિની નિરૂપણકલા કવિને પોતાને અને નળદમયંતીનાં પાત્રોને કેટલો અન્યાય કરી બેસે છે તે અહીં જોઈ શકાય છે.

'બાહુક એ જ નળ છે'—એની પ્રતીતિ થતાં, દમયંતી જે કહે છે તેમાં નળ પ્રત્યેના એના ઉચ્ચતમ, અશરીરી પ્રેમની આપણને પ્રતીતિ થાય છે. દમયતી કહે છે:

તમ ચર્ણ વિશે મમ મન રાતું
તમ પાખે હું પેટમાં રેણુ ઘાતું. (૬૧–૫૫)
અમો અબુદ્ધ અબળામાં બુધ્ય થોડી;
કરે વિનંતી પ્રેમદા, પાણ જોડી. (૬૧–૫૬)
નથી રૂપનું કામ રે ભૂપ ! માહરા;
થઈ કિંકરી અનુસરું ચર્ણ તાહરા. (૬૧–૫૭)

આ સાંભળી નળ તરત જ પોતાનું મૂળસ્વરૂપ ધારણ કરે છે. અને :

જેમ તમાલ પૂઠે વીટાયે વેલી;
તેમ કંથને વળગી રહી ગુણઘેલી. (૬૧–૬૨)

નળ પ્રગટ થાય છે એના આનંદોત્સવનું નિરૂપણ કરી, કવિએ ઋતુપર્ણના દુઃખનો અને નળે આપેલા સાંત્વનનો પ્રસંગ નિરૂપ્યો છે. ઋતુપર્ણ આ દુઃખને કારણે આપઘાત કરવા તૈયાર થાય છે એ તો પ્રેમાનંદની કલ્પના છે. નળ અને ભીમકરાજા ઋતુપર્ણને અટકાવે છે, તે સમયે ઋતુપર્ણ પોતાનુ દુઃખ વ્યક્ત કરી અપરાધ માટે ક્ષમા માગે છે, અને પશ્ચાત્તાપ વ્યક્ત કરે છે. નળ ઋતુપર્ણનું દુઃખ હળવું કરે છે. એણે પોતાના ઉપર કરેલા ઉપકારનુ સ્મરણ કરાવે છે. વળી, ઋતુપર્ણનો બદલો બીજી એક રીતે પણ અહીં વાળી આપવામાં આવ્યો છે. દમયંતીની ભત્રીજી સુલોચના, જે બીજી દમયંતી જેવી જ છે તેને, ઋતુપર્ણ સાથે પરણાવવામાં આવે છે. આ કલ્પના પ્રેમાનંદની પોતાની છે. મહાભારતમાં કે અન્યત્ર એ જોવા મળતી નથી. એમાં એક રીતે 'કવિન્યાય' પણ રહેલો છે અને બીજી રીતે ગુજરાતનું વ્યવહારુ ડહાપણ પણ રહેલું છે.

આ પ્રસંગ પ્રેમાનંદની મૌલિક કલ્પનાનો છે એ ખરું, પરંતુ આને મળતો પ્રસંગ 'નલાયન' અને 'નૈષધીયચરિત'માં છે. એ પ્રસંગ આ બીજા નહિ, પણ પહેલા સ્વયંવરને અંતે આવે છે. ત્યા દમયંતી નળને સ્વયંવરમાં વરી એથી નિરાશ થયેલા, નળના મિત્ર જેવા રાજાઓને દક્ષિણ દિશાના બીજા ગજાઓની કુંવરીઓ, જે દમયંતીની સખીઓ છે અને દમયંતીના હાથે તાલીમ પામેલી હોવાને કારણે 'દમયંતી જેવી જ' છે તેને દમયંતીની ભલામણથી પરણાવવામાં આવે છે. આ પ્રસંગ અને પ્રેમાનંદનો પ્રસંગ તદ્દન જુદા જુદા જ છે. છતાં, દમયંતીના સ્વયંવર માટે આવેલી અને નિરાશ થયેલી, નળના મિત્ર જેવી વ્યક્તિને એમ ને એમ પાછી ન જવા દેતાં, 'દમયંતી જેવી જ' બીજી કન્યા પરણાવવામાં આવે

એટલું સામ્ય આ બન્ને પ્રસંગોમાં રહેલું જોઈ શકાય છે, એમાં પ્રેમાનંદનો પ્રસંગ વધારે મહત્ત્વનો બને છે, કારણ કે એ યોગ્ય સ્થાને, સારી રીતે મૂકવામાં આવ્યો છે. એમાં વિશેષ કવિન્યાય પણ રહેલો છે, કારણ કે ઋતુપર્ણ દમયંતીના બીજા બનાવટી સ્વયંવર માટે આવેલો છે અને એ નિરાશ થવા ઉપરાંત ફજેત પણ થયેલો છે. પ્રેમાનંદે પોતાના આ પ્રસંગનું સૂચન 'નૈષધીયચરિત' કે 'નલાયન'માંથી લીધુ હશે?

નળ મૂળ સ્વરૂપે પ્રગટ થાય છે અને દમયંતીને મળે છે એ પછી પાંચ દિવસ ભીમકરાજાને ત્યાં રહી એ, પોતાનું સૈન્ય સજ્જ કરી પુષ્કરને જીતવા માટે આવી પહોંચે છે. આ પ્રસંગે પ્રેમાનંદે ભીમકરાજાના પુત્રોને પણ નળ સાથે આવતા બતાવ્યા છે. ભાલણમાં, નાકરમાં કે મહાભારતમાં એ પ્રમાણે નથી. માત્ર 'નલાયન'કારે અને નયસુંદરે ભીમકરાજાના પુત્રોને નળની સાથે જતા બતાવ્યા છે. પ્રેમાનંદે આ સૂચન એમાંથી લીધુ હોય એ સંભવિત છે.

એકાદ–બે અપવાદ સિવાય લગભગ બધી જ કૃતિઓમા નળ અંતે પુષ્કરને દ્યૂતમાં હરાવી પોતાનું રાજ્ય પાછુ મેળવે છે. પ્રેમાનંદે પુષ્કરને દ્યૂત રમતો કે યુદ્ધ કરતો બતાવ્યો નથી, કારણ કે પુષ્કરના હૃદયનું પરિવર્તન થાય છે અને એ પોતે જ સામેથી આવી, નળને એનુ રાજ્ય પાછુ સોંપી દે છે. પુષ્કરનુ આ પરિવર્તન પ્રેમાનંદની મૌલિક કલ્પનાનુ સર્જન છે. શ્રી રામનારાયણ પાઠક લખે છે:

"...પ્રેમાનંદે એને પશ્ચાત્તાપ કરતો, સામે જઈ રાજ્ય સોંપતો બતાવ્યો છે; તે પણ મહાભારત કરતાં શુભતર અંત છે તેની ના નહિ કહી શકાય. મહાભારત કરતાં ગુજરાત એટલું મુલાયમ પ્રકૃતિનું અવશ્ય હતું."* શ્રી અનંતરાય રાવળ આ વિશે લખે છે, "પ્રેમાનંદનો સુધારો જરાય વાંધાભર્યો નથી. 'રણયજ્ઞ'માં રાવણ અને કુંભકર્ણનાં પાત્રોને રામાયણ કરતાં સુધારવા એણે જે કુશળતા દેખાડી છે તેવા જ પ્રકારની કુશળતા અને દૃષ્ટિ તેણે અહીં દેખાડચાં ગણાય નહીં?"+

પ્રેમાનંદે આણેલો આ અંત શુભતર છે અને ગમી જાય છે એ ખરું, પરંતુ મહાભારતકારને કે નલકથામાં ફેરફાર કરનાર બીજા કોઈ કવિને ન સૂઝે એટલો

---

* 'કાવ્યની શક્તિ' (બીજી આવૃત્તિ) પૃ. ૧૫૨

\+ 'નળાખ્યાન' (બીજી આવૃત્તિ) પૃ. ૩૫૩.

એ અસાધારણ નથી. વસ્તુતઃ આવો ફેરફાર ન કરવામાં બીજો એક સૂક્ષ્મ અર્થ રહેલો બીજા કવિઓ જે જોઈ શક્યા છે તે પ્રેમાનંદ જોઈ શક્યો નથી. એ અર્થ તે નળની અક્ષવિદ્યાપ્રાપ્તિનું પ્રયોજન. એથી નળના દેહમાંથી કલિ નીકળે છે એ પણ એનું એક પ્રયોજન છે પણ એમાં તો સૂક્ષ્મ રહસ્ય રહેલું છે. નળની અક્ષ-વિદ્યાનું વ્યાવહારિક અને મહત્ત્વનું પ્રયોજન તે પુષ્કરના દ્યૂતમાં થતા પરાજયથી સિદ્ધ થાય છે. જો પુષ્કરને દ્યૂતમાં હારતો અને નળને દ્યૂતમાં જીતતો ન બતાવવો હોય તો નળની અક્ષવિદ્યાપ્રાપ્તિનું પ્રયોજન ખાસ રહેશે નહીં.

વળી, મહાભારતની કથામાં, નલકથાને અંતે બૃહદશ્વ મુનિ યુધિષ્ઠિરને અક્ષવિદ્યા આપે છે તે પણ લક્ષમાં લેતાં, આ દ્યૂતથી પુષ્કરના પરાજયમાં સૂક્ષ્મ ઔચિત્ય રહેલું જણાશે. માટે જ મહાભારતકારે કે બીજા કોઈ કવિએ, પુષ્કરનું આ હૃદયપરિવર્તન કરવાનું ઉચિત ધાર્યું નહિ હોય.

નળ પુષ્કરને યુદ્ધપતિ બનાવે છે અને અનેક યજ્ઞ કરી છત્રીસ હજાર વર્ષ તે પોતાનું રાજ્યસુખ ભોગવે છે. કવિએ નળના ધર્મરાજ્યનું પરિસંખ્યા અલંકાર-વાળું વર્ણન આ પ્રસંગે આપ્યું છે. ત્યાર પછી પુત્રને ગાદી સોંપી, નળ-દમયંતી તપ કરી અનશન વ્રત લઈ, દેહ મૂકી, વૈકુંઠમાં પહોંચે છે.

સામાન્ય રીતે જૈનેતર પરંપરાની ભાલણ, નાકર વગેરેની કૃતિઓમાં કથાનુ સમાપન, મહાભારતની જેમ, નળદમયંતીના સુખમય જીવનના વર્ણન સાથે થાય છે. જૈનપરંપરાની કૃતિઓમાં વર્ણવ્યા પ્રમાણે નળદમયંતી પોતાનું રાજ્ય પુત્રને સોંપી વનમાં જાય છે, દીક્ષા લે છે, તપ કરે છે અને અનશન કરી સ્વર્ગલોકમાં જાય છે. પ્રેમાનંદનો આટલો ઉમેરો જૈન કથાની અસર બતાવે છે. એણે નળનું રાજ્યસુખ છત્રીસ હજાર વર્ષનું ગણાવ્યું છે, એ આટલી મોટી સંખ્યા પણ જૈનકથાની અસર બતાવે છે.

'નળાખ્યાન'ને અંતે કૃતિની ફલશ્રુતિ બતાવતાં કવિ લખે છે.

કરકોટક ને નળ દમયંતી, સુદેવ, ઋતુપર્ણ, રાયજી;
એ પંચ નામ લે સૂતાં ઊઠતા, તેને ઘેરથી કલિજુગ જાયજી.

અહીં સુદેવનું નામ પ્રેમાનંદે પોતે ઉમેર્યું છે. મહાભારતમાં એ નથી. પ્રેમાનંદે આ આખ્યાનમાં સુદેવના પાત્રને વધારે ગૌરવવાળું 'પવિત્ર ઋષિ' જેવું દોર્યું છે. મહાભારતનો સુદેવ દમયંતી અને નળની તપાસ કરી લાવનાર એક બ્રાહ્મણમાત્ર છે. પ્રેમાનંદે એને નળદમયંતીને આપત્તિકાળમાં મદદરૂપ અને માર્ગ-

દર્શક થનાર વડીલ વ્યક્તિ–ગુરુજન તરીકે આલેખ્યો છે. આથી જ પ્રેમાનંદે સુદેવને મહાભારત કરતાં ઘણું વધારે કામ સોંપ્યું છે. શ્રી અનંતરાય રાવળે પ્રશ્ન કર્યો છે, "પ્રેમાનંદે સુદેવને ઘણી કામગીરી સોંપી છે. પાત્રની આટલી બધી કરકસરની પ્રેમાનંદ જેવા પ્રેમાનંદને કેમ જરૂર પડી હશે ?" એનો જવાબ એ છે કે પ્રેમાનંદ સુદેવના પાત્રને ઉપસાવી એક ઋષિ જેવું ચીતરવા માગે છે. નળ-દમયંતી જેવા પ્રાતઃસ્મરણીય નામ સાથે, એમના ઉપર ઉપકાર કરનાર કર્કોટક અને ઋતુપર્ણનાં નામ આવે, તો એ બન્નેનું મિલન કરાવી આપનાર સુદેવનું નામ કેમ ન આવે ? માટે એ સુદેવને પણ સાથે ગણાવી, મહાભારત કરતાં થોડું વધારે કામ સોંપી, એના સ્થાનની યોગ્યતામાં ઉમેરોવધારો કરવા માગે છે. આ રીતે જોતા, પ્રેમાનદે પાત્રની કરકસર કરી છે એમ નહિ લાગે. વળી, પ્રેમાનંદે જે રીતે અને જે પ્રમાણે સુદેવના પાત્રને ઉપસાવ્યું છે અને ખીલવ્યુ છે તથા એના કામ, ગૌરવ, પવિત્રતા, તત્પરતા, વાત્સલ્ય, દીર્ઘદૃષ્ટિ, આવડત વગેરેનું જે ચિત્ર દોર્યું છે તે જોતાં નળદમયતી, કર્કોટક અને ઋતુપર્ણના નામ સાથે પાંચમું નામ સુદેવનું મૂકવાનો આશય પહેલેથી એનો હશે એમ લાગે છે. આ દૃષ્ટિએ જોતાં પ્રેમાનંદે આમ કર્યું છે તેમાં સુદેવનું નામ અસ્થાને છે એમ કોઈને પણ નહિ લાગે.

છેલ્લી છ કડીમાં પ્રેમાનદે કવિ પરિચય, કૃતિની રચનાસાલ, સ્થળ વગેરે આપી, ફરી એક વાર કૃતિની ફલશ્રુતિ જણાવી આ આખ્યાનનું સમાપન કર્યું છે.

આમ પ્રેમાનંદના 'નળાખ્યાન'નાં કથાવસ્તુનું આપણે અવલોકન કર્યું. ભાલણ અને નાકર જેવા પોતાના પુરોગામી કવિની જેમ પ્રેમાનદે પણ, મહા-ભારતના 'ઉપાખ્યાન'ને આધારે સ્વતંત્ર કૃતિનું સર્જન કર્યું છે. પરંતુ ભાલણ ખાસ, અને કેટલેક અંશે નાકર, મહાભારતની કથાને વફાદાર રહે છે. ત્યારે પ્રેમાનંદે તો માત્ર તેનો આધાર જ લીધો છે અને આખી કૃતિનું સર્જન પોતાની સ્વતંત્ર, મૌલિક પ્રતિભાશક્તિથી કર્યું છે. ભાલણનું નળાખ્યાન વાંચતા મહા-ભારતની સસ્કૃત નલકથા એણે બરાબર વાચી હશે એવી સ્પષ્ટ પ્રતીતિ વારંવાર થાય છે. પ્રેમાનંદનું નળાખ્યાન વાચતા, સ્થળેસ્થળે નાનીનાની વિગતોમાં જે ફેર જોવા મળે છે (અને એવા બધા જ ફેરફારો ભિન્ન, મૌલિક નિરૂપણ કરવાના આશયથી જ એણે કર્યા હોય એવું નથી.) તે લક્ષમા લેતાં, એણે મૂળ સસ્કૃત મહાભારતની 'નલકથા' વાચી નથી એવી સ્પષ્ટ પ્રતીતિ થાય છે.

પ્રેમાનંદના 'નળાખ્યાન' ઉપર એના પુરોગામી કવિઓ ભાલણ અને નાકરની અસર થઈ છે, એટલું જ નહિ, જૈનપરંપરાની નલકથાની, તેમાંય વિશેષતઃ

માણિક્યદેવસૂરિકૃત 'નલાયન' મહાકાવ્યની સીધી કે આડકતરી અને તે પરથી રચાયેલ નયસુંદરકૃત 'નળદમયંતી રાસ'ની ઠીકઠીક અસર પડી છે એમ સંખ્યાબંધ પ્રસંગોની વિગતો સરખાવવાથી લાગે છે.

પ્રેમાનંદ ઉપર એના પુરોગામી કવિઓની અસર પડી હોવા છતાં, એ ઉચ્ચ, મૌલિક સ્વતંત્ર પ્રતિભાવાળો કવિ છે, એમ એનું 'નળાખ્યાન' વાંચતાં આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ. ભાલણ, નાકર વગેરેની કૃતિઓ સાથે સરખાવતા, પ્રેમાનંદનું 'નળાખ્યાન' વધારે રસિક બન્યું છે અને એનું નિરૂપણ વધારે જીવંત બન્યું છે એમ લાગ્યા વગર રહેશે નહિ. ભાલણ, નાકરની કૃતિઓ વાંચતાં જાણે આપણે દૂરના ભૂતકાળની કોઈ કથા વાંચતાં હોઈએ એવું લાગે છે, જ્યારે પ્રેમાનંદે નિરૂપેલી કથા જાણે આપણી નજર સમક્ષ અત્યારે બની રહી હોય એવી તરવરી રહે છે અને આપણે એમાં એકદમ ઓતપ્રોત બની જઈએ છીએ.

પ્રેમાનંદ સૌથી વધુ કુશળ વાર્તાકાર છે એટલે કથાવસ્તુની સંકલના કેવી રીતે કરવી, કથાપ્રસંગને ક્યા મૂકવો અને એને કેટલું મહત્ત્વ આપવુ તે એ બરાબર જાણે છે; વળી દરેક પ્રસંગને માંડીને, રસિક રીતે કેમ ખીલવવો એ પણ તે બરાબર જાણે છે. એ રસસ્થાનોનો સાચો પારખુ છે, અને તેથી એમને ખીલવવાની એક પણ તક તે જતી કરતો નથી. અલબત્ત, રસના પ્રવાહમાં તણાઈને એ કેટલીકવાર અતિશયોક્તિભર્યું ઉત્કટ આલેખન કરે છે અને તેમ કરવા જતાં કેટલીક વાર ઔચિત્યનું ભાન ગુમાવે છે અને પાત્રોના ગૌરવને હાનિ પહોચાડે છે.

આમ, પ્રેમાનંદના નળાખ્યાનના કથાવસ્તુની સંયોજનામાં ઘણાં તત્ત્વોએ ભાગ ભજવ્યો છે. પ્રેમાનંદે મહાભારતની પરંપરાપ્રાપ્ત સાંભળેલી નળદમયંતીની કથામાં એક તરફ પોતાના પુરોગામી આખ્યાનકારો ભાલણ અને નાકરના નળાખ્યાનમાંથી લીધેલું કેટલુંક ઉમેરણ કર્યું છે તો બીજી બાજુ જૈનપરંપરાની નલકથા ઉપરાંત 'નલાયન' મહાકાવ્યને આધારે નયસુંદરે રચેલા 'નળદમયંતી રાસ'માંથી લીધેલું ઉમેરણ પણ કર્યું છે. તેની સાથેસાથે પોતાની સ્વતંત્ર, મૌલિક કવિપ્રતિભા વડે ક્યારેક પાત્રાલેખન નિમિત્તે, ક્યારેક રસનિરૂપણ નિમિત્તે, ક્યારેક સભારંજનને માટે, ક્યારેક ગુજરાતીકરણ કરવાના આશયે નળદમયંતીની મૂળ કથામાં સ્થળે-સ્થળે ફેરફારો કર્યા છે. કેટલાક ફેરફારો એવા પણ હશે જે ફેરફાર કરવાના સભાન આશયથી એણે કર્યા નહિ હોય, પણ તે સહજ રીતે થઈ ગયા હશે. આ બધા ફેરફારોથી, ક્યારેક રસક્ષતિ કે પાત્રહાનિ થઈ છે છતાં, એકંદરે 'નળાખ્યાન' નળદમયંતી વિશેની આખ્યાનકૃતિઓમાં સર્વશ્રેષ્ઠ કૃતિ બની છે, અલબત્ત, આ સફળતા મેળવવાનો યશ કથાકાર પ્રેમાનંદને જેટલો છે એથી વધુ કવિ પ્રેમાનંદને છે.

## ૨૨. વિહંગાવલોકન

આમ, ઠેઠ પ્રાચીન સમયથી તે વર્તમાન સમય સુધીમાં નળ અને દમયંતીની કથાનો સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને ગુજરાતીમા વિકાસ કેવી રીતે થતો ગયો છે તે આપણે જોયું. મહાભારતની નલકથાને યથાશક્તિ વિકસાવવાના કેટકેટલા કવિઓએ કેવા કેવા પ્રયાસો કર્યા છે! એકનું એક જ કથાવસ્તુ જુદા જુદા કવિઓને હાથે નિરૂપાતાં તેમા નાની નાની વિગતોની પણ કેટલી બધી પરસ્પર ભિન્નતા જોવા મળે છે.

કોઈ કૃતિઓમાં નળના પૂર્વભવથી કથા શરૂ કરવામાં આવી છે; કોઈમાં જન્મ અને બાળપણથી, તો કોઈમાં યૌવનથી કથા શરૂ થાય છે. કોઈમાં એને વીરસેન રાજાના પુત્ર તરીકે ઓળખાવ્યો છે, તો કોઈમાં નિષધ રાજાના પુત્ર તરીકે ઓળખાવ્યો છે, તો કોઈમાં એને સૂર્યવંશી રાજા તરીકે ઓળખાવ્યો છે, તો કોઈમાં ચંદ્રવંશી રાજા તરીકે. કોઈમાં નળને સ્વયંવર પહેલાં અપરિણીત બતાવ્યો છે, તો કોઈમાં એને સ્વયંવર પહેલાં પરિણીત અને ઘણી રાણીવાળો બતાવ્યો છે.

નળની જેમ દમયંતીની કથા કોઈમાં પૂર્વભવથી, કોઈમાં બાળપણથી, તો કોઈમાં યૌવનથી શરૂ કરવામાં આવી છે. કોઈમાં એની માતાનું નામ આપ્યું નથી, કોઈમા પુષ્પવતી, તો કોઈમાં પ્રિયંગુમંજરી, તો કોઈમાં વજ્રાવતી આપવામાં આવ્યુ છે. દમયંતીના જન્મ સમયે કોઈમાં દમનક મુનિનો પ્રસંગ છે, તો કોઈમાં હાથીનો પ્રસંગ છે.

નળ-દમયંતીના અનુરાગ માટે કોઈમાં પથિકનો પ્રસંગ છે, કોઈમાં ભાટનો પ્રસંગ છે, તો કોઈમાં દમયંતી નળને સ્વયંવરમાં જોતાં જ અનુરાગ અનુભવે છે એવું બતાવવામાં આવ્યું છે. પથિકના પ્રસંગ ઉપરાંત કોઈમાં હંસનો પ્રસગ છે, કોઈમાં તે નથી. સ્વયંવર પૂર્વે, અનુરાગ પછી પોતાની કામાવસ્થા શાંત કરવા માટે કોઈમાં નળ એકલો વનમાં જાય છે, કોઈમાં સૈન્ય સાથે જાય છે, કોઈમાં ઘોડા પર બેસીને જતો બતાવ્યો છે, તો કોઈમાં તે પોતાના મહેલને અડીને જ આવેલા ઉદ્યાનમાં જાય છે. કોઈમાં નળ વનમાં ઘણા હંસો જુએ છે, કોઈમાં એક જ હંસને જુએ છે. કોઈમાં તે જમીન પરથી હંસ પકડે છે, તો કોઈમાં સરોવરના

કિનારેથી. કોઈમાં તે જાગતા હંસને પકડે છે, તો કોઈમાં તે ઊંઘતા હંસને. કોઈમાં તે હંસ પાસેથી દૂતકાર્યનું વચન લઈ પછી એને છોડે છે, તો કોઈમાં છોડયા પછી હંસ પાછો આવી દૂતકાર્યનુ વચન આપી જાય છે. કોઈમાં એ ત્યાંથી જ હંસને દૂતકાર્ય માટે મોકલે છે, કોઈમાં પોતાના મહેલે આવી પછીથી મોકલે છે. કોઈમાં બધા હંસો કુંડિનપુર જાય છે, તો કોઈમાં એક જ હંસ. કોઈમાં દમયંતી હંસને પકડે છે એમ બતાવ્યું છે, તો કોઈમા હંસ દમયંતીને થોડે દૂર લઈ જઈ, નજીકથી નળની વાત કરી ઊડી જાય છે. કોઈમાં હંસનો આ પ્રસંગ દિવસે થતો બતાવ્યો છે, તો કોઈમાં ચાંદની રાતે. કોઈમાં હંસ સાથે દમયંતી નળ માટે પોતાનો હાર આપે છે, કોઈમાં નહિ. કોઈમાં હંસનો પૂર્વ-વૃત્તાન્ત આપવામાં આવ્યો છે, કોઈમાં નહિ.

કોઈમાં નળ એકલો સ્વયંવરમા જાય છે, તો કોઈમાં એનો ભાઈ પણ એની સાથે સ્વયંવરમાં જાય છે. કોઈમાં સ્વયંવરમાં ફક્ત માનવ રાજાઓ જ આવ્યા છે, તો કોઈમાં માનવ રાજાઓ ઉપરાંત દેવો પણ નળનુ રૂપ લઈને આવ્યા છે, તો કોઈકમાં દેવો, યક્ષો, ગાંધર્વો, વિદ્યાધરો, સર્પો વગેરે પણ સ્વયં-વરમાં ઉમેદવાર તરીકે આવ્યા છે. કોઈમાં દમયંતીની સખી રાજાઓનો પરિચય આપે છે, કોઈમાં દાસી, કોઈમાં વેત્રવતી, કોઈમાં ભાટ, કોઈમાં દમયંતીનો ભાઈ, તો કોઈમાં સરસ્વતી દેવી પરિચય આપે છે.

કોઈમાં દેવો તરફથી નળને સોંપાયેલા દમયંતી માટેના દૂતકાર્યનો પ્રસંગ છે, કોઈમાં નહિ. કોઈમાં દેવોના દૂતકાર્ય માટે નળ દિવસે દમયંતીના આવાસમાં જાય છે, તો કોઈમાં રાત્રે. કોઈમાં નળને માત્ર રક્ષકો જ જોઈ શકતા નથી, કોઈમાં રક્ષકો ઉપરાંત દમયંતીની સખીઓ જોઈ શકતી નથી, અને,કોઈમાં ખુદ દમયંતી પણ નળને જોઇ શકતી નથી, પરંતુ નળ પોતે જ્યારે પ્રકાશિત થાય છે ત્યારે જ તે એને જોઈ શકે છે. સ્વયંવર પ્રસંગે કોઈમાં ત્રણ દેવો નળનું રૂપ ધારણ કરીને આવે છે, કોઈમાં ચાર દેવો આવે છે અને કોઈમાં પાંચ દેવો આવે છે. કોઈમાં સ્વયંવરપ્રસંગે દેવો આવતા બતાવ્યા નથી.

સ્વયંવર પછી, કોઈમાં નળ ભીમરાજાને ત્યાં એક રાત રહે છે. કોઈમાં ત્રણ દિવસ રહે છે. કોઈમાં સાત દિવસ રહે છે, કોઈમાં એક મહિનો રહે છે અને કોઈમાં સમયનો કશો નિર્દેશ કરવામાં આવ્યો નથી. સ્વયંવર પછી કોઈમાં કલિનો પ્રસંગ આપવામાં આવ્યો છે, તો કોઈમાં આપવામાં આવ્યો નથી. નળ અને એના ભાઈ વચ્ચેનું દ્યૂત લગભગ બધી જ કૃતિઓમાં વર્ણવવામાં આવ્યું

છે, પણ કોઈમાં તે દ્યૂત એક દિવસ ચાલે છે, કોઈમાં એક અઠવાડિયું, કોઈમાં દસ દિવસ, તો કોઈમાં એક મહિના સુધી ચાલે છે. કોઈમાં નળ દ્યૂતમાં માત્ર પોતાનુ રાજ્ય હારી જાય છે, તો કોઈમા રાજ્ય ઉપરાંત દમયંતીને પણ હારી જાય છે. કોઈમાં નળનો ભાઈ વૃષભ લઈને નળની સાથે દ્યૂત રમવા આવે છે, તો કોઈમાં તે દ્રવ્યથી શરૂઆત કરે છે. કોઈમાં નળનો ભાઈ નળને હરાવી એનું રાજ્ય મેળવવાના આશયથી દ્યૂત રમે છે. તો કોઈમાં નળ અને એના ભાઈને દ્યૂતક્રીડા પ્રિય હતી અને એમ આનંદથી રમતાં રમતા નળ પોતાનું રાજ્ય હારી જાય છે.

દ્યૂતમા હાર્યા પછી કોઈમાં પ્રજા નળનો સત્કાર કરતી નથી, તો કોઈમાં પ્રજા અને પાળેલાં પશુપંખી સુધ્ધાં નળ-દમયંતીને વિદાય આપવાને આવે છે. કોઈકમાં નળ અને દમયંતી પહેરેલા વસ્ત્રો સાથે જ વનમાં જાય છે, તો કોઈકમાં તેઓ રથમાં કેટલુંક દ્રવ્ય, ઘરેણાં, હથિયાર વગેરે સાથે લઈને જાય છે.

કોઈમાં નળ વનમાં દમયંતીનો ત્યાગ પ્રીતિને કારણે કરે છે, તો કોઈમાં અપ્રીતિને કારણે. કોઈમાં નળ દમયંતીનો ત્યાગ દિવસે કરે છે, તો કોઈમાં રાતને વખતે. દમયંતીનો ત્યાગ કર્યા પછી કોઈમાં નળને સાતમે દિવસે સર્પ કરડે છે, તો કોઈમાં સાત વરસે. કોઈમાં નળ અગ્નિમાં પ્રવેશીને સર્પને બચાવે છે, તો કોઈમાં તે પોતાનુ વસ્ત્ર ફેંકીને સાપને તેના પર ખેંચી લે છે. કોઈમાં બળતો સર્પ નીચે જમીન પર હોય છે, તો કોઈમાં વૃક્ષ–વેલીઓમા. કોઈમાં સર્પ નળ એને ઊંચકે છે ત્યારે વધારે વજનને લીધે નાનું સ્વરૂપ ધારણ કરે છે, કોઈમાં નહિ. કોઈમાં સર્પ નળને ખભે કરડે છે, કોઈમાં એને કપાળે કરડે છે, કોઈમાં એને છાતીએ કરડે છે, તો કોઈમાં એને ડાબે હાથે કરડે છે. સર્પ નળને કરડે છે તે પછી કોઈમાં નળનો માત્ર દેહ કદરૂપો થઈ જાય છે, તો કોઈમાં નળ મૃત્યુ પામે છે અને સર્પ વિષ પાછુ ચૂસી લે છે એટલે નળ જીવતો થાય છે. કોઈમાં સર્પ 'બ્રહ્મર્ષિ'ના શાપથી, કોઈમાં નારદના શાપથી, તો કોઈમાં 'સપ્તર્ષિ'ના શાપથી વનમાં બળતો હોય છે, તો કોઈમા સર્પ ખરેખર બળતો હોતો નથી, પણ નળના સ્વર્ગસ્થ પિતાએ દેવલોકમાંથી આવીને એવો આભાસ ઉત્પન્ન કર્યો હોય છે. કોઈમાં સાપનુ રૂપ નળના પિતાએ લીધુ હોય છે તો કોઈમા નળના સ્વર્ગસ્થ કાકાએ તેવુ રૂપ ધારણ કર્યું હોય છે. કોઈમા સર્પ નળને 'દશ' સુધી ડગલાં ગણવાનુ કહે છે, તો કોઈમાં ગણવાનું કહેતો નથી. કોઈમાં સર્પ નળને એનું રૂપ બદલવા એક વસ્ત્ર આપે છે, કોઈમાં બે અને કોઈમાં ત્રણ વસ્ત્ર આપે છે. કોઈમાં બે વસ્ત્ર અને એક ચામડાનો કટકો આપે છે, કોઈમાં બે વસ્ત્ર અને એક શ્રીફળ આપે છે,

તો કોઈમાં વસ્ત્ર ઉપરાંત આભરણ પણ આપે છે.

વનમાં દમયંતી એકલી ભમે છે ત્યારે એના ઉપર જે આપત્તિઓ આવી પડે છે તેમાં અજગર, વાઘ, રાક્ષસ, રાક્ષસી, પારધી વગેરેના પ્રસંગોમાંથી કોઈમાં અમુક હોય છે, તો કોઈમાં તેનાથી જુદા હોય છે. કોઈમાં દમયંતી સંઘ કે વણઝારાના માણસો સાથે એની માસીને ત્યાં પહોંચે છે, કોઈમાં બ્રાહ્મણ સાથે પહોંચે છે, તો કોઈમાં સુબાહુ પોતે મૃગયા માટે આવ્યો હોય છે તે એને બચાવીને લઈ જાય છે. કોઈમાં દમયંતી માસીને ઓળખે છે, પરંતુ માસી દમયંતીને ઓળખી શકતી નથી. અને કોઈમાં દમયંતી અને માસી બંને એકબીજાને ઓળખતાં નથી.

કોઈમાં નળ ઋતુપર્ણ રાજાને ત્યાં જાય છે, કોઈમા દધિપર્ણ રાજાને ત્યાં જાય છે, તો કોઈમાં રિપુશત્રુ રાજાને ત્યાં જાય છે. કોઈમાં નળ-દમયંતીના બીજા બનાવટી સ્વયંવર માટે રાજા સાથે નીકળે છે ત્યારે રથને બે ઘોડા જોડવામાં આવે છે, કોઈમાં ચાર ઘોડા જોડવામાં આવે છે. કોઈમાં રાજા અને નળ એ બે જ હોય છે, કોઈમાં રાજા અને નળ ઉપરાંત એક સારથિ હોય છે, કોઈમાં રાજા અને નળ ઉપરાંત સંદેશો લાવનાર સુદેવ હોય છે, કોઈમાં રાજા અને નળ ઉપરાંત છત્રધર અને ચામરધારી વગેરે મળી કુલ છ જણ બેસે છે. રથ પવનવેગે ચાલતો હોય છે ત્યારે રસ્તામાં રાજાનું ઉત્તરીય પડી જાય છે, તો કોઈમાં શિરવસ્ત્ર પડી જાય છે. એ પડી ગયા પછી, કોઈમાં રથ એક યોજન જેટલો દૂર નીકળી જાય છે, તો કોઈમાં પચીસ યોજન જેટલો દૂર નીકળી જાય છે. પોતાની વિદ્યાની પ્રતીતિ કરાવવા માટે ઋતુપર્ણ રાજા જે ફળપત્રની સંખ્યા કહે છે તે કોઈમાં અમુક હોય છે, તો કોઈમાં તે બીજી હોય છે. કોઈમાં રાજા અને નળ બંને પોતપોતાની વિદ્યાની ત્યા જ આપ–લે કરી લે છે, તો કોઈમાં નળ પોતે ત્યાં વિદ્યા ગ્રહણ કરી લે છે અને પોતે આપવાની વિદ્યા વિદર્ભ ગયા પછી આપે છે. કોઈમાં રાજા અને નળ સવારે વિદર્ભ પહોંચે છે, તો કોઈમાં સાંજે પહોંચે છે. કોઈમાં તેઓ એક દિવસમાં પહોંચી જાય છે, તો કોઈમાં તેઓ બે દિવસે પહોંચે છે.

કોઈમાં દમયંતીએ કરેલી સ્વયંવરની યુક્તિ માત્ર દમયંતી અને એની માતા જ જાણે છે, કોઈમાં દમયંતી અને સુદેવ જાણે છે, તો કોઈમા દમયંતીના પિતા પોતે જ એવી યુક્તિ સૂચવે છે અને તેઓ બંને જ જાણે છે, અથવા સાથે માતા પણ જાણે છે.

પુનર્મિલન પછી, કોઈમાં નળ એક મહિનો ભીમ રાજાને ત્યાં રહે છે, કોઈમાં

એક વર્ષ રહે છે, કોઈમાં ઘણાં વર્ષ રહે છે, તો કોઈમાં તે વિશે કશો નિર્દેશ કરાયો નથી.

ઘણીખરી કૃતિઓમાં નળ ફરી દ્યૂત રમીને પોતાનું રાજ્ય પાછું મેળવી લે છે, કોઈમાં યુદ્ધમાં ભાઈને પરાજિત કરીને પાછું મેળવી લે છે, તો કોઈમાં ભાઈ પોતે સામેથી રાજ્ય પાછું સોંપવા આવે છે.

કોઈમાં રાજ્યપ્રાપ્તિ સાથે કથાનો અંત આવે છે, કોઈમાં નળ વાનપ્રસ્થ સ્વીકારી પુત્રને ગાદીએ બેસાડે છે ત્યાં સુધી કથા નિરૂપાઈ છે, કોઈમાં સ્વર્ગગમન સુધી, તો કોઈમાં એ પછીના ભવની કથા પણ આપવામાં આવી છે, તો કોઈમાં મોક્ષગમન સુધીનો નિર્દેશ થયો છે.

આમ, નલકથાની કેટલીક મહત્વની અને મુખ્ય મુખ્ય ઘટનાઓમાં ભિન્ન ભિન્ન કવિ–લેખકો દ્વારા કેવું ભિન્ન ભિન્ન નિરૂપણ થયું છે એ આપણે જોયું. એવું ભિન્નભિન્ન નિરૂપણ બીજા ઘણા નાના નાના પ્રસંગોમાં પણ જોઈ શકાશે. નલકથા વિશે જેમ જેમ વધુ સાહિત્ય પ્રકાશમાં આવશે તેમ તેમ વધુ નવી ઘટનાઓ અને એના વધુ ભિન્ન નિરૂપણ વિશે જાણવા મળશે. આવી બધી નાનીમોટી ઘટનાઓને સરખાવવી એ પણ એક રસિક વિષય છે.

## સંદર્ભસૂચિ

### સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ ગ્રંથો


| | |
|---|---|
| ૧. ઋગ્વેદ | ભાંડારકર ઓ. રિ. ઈ.ની આવૃત્તિ |
| ૨. વાજસનેયસંહિતા | તત્ત્વવિવેચક પ્રેસની આવૃત્તિ |
| ૩. શતપથબ્રાહ્મણ | ચૌખમ્બા (કાશી) સંસ્કૃત સિરીઝ |
| ૪. પદ્મપુરાણ | વેંકટેશ્વર પ્રેસની આવૃત્તિ |
| ૫. વાયુપુરાણ | ,, ,, ,, |
| ૬. લિંગપુરાણ | ,, ,, ,, |
| ૭. હરિવંશ | ,, ,, ,, |
| ૮. બ્રહ્માંડપુરાણ | ,, ,, ,, |
| ૯. મત્સ્યપુરાણ | ,, ,, ,, |
| ૧૦. મહાભારત | ડૉ. સુકથંકર–સંપાદિત આવૃત્તિ |

| | |
|---|---|
| ૧૧. કથાસરિત્સાગર | સોમદેવભટ્ટકૃત |
| ૧૨. બૃહત્કથામંજરી | ક્ષેમેન્દ્રકૃત |
| ૧૩. નૈષધીયચરિત | શ્રીહર્ષ |
| ૧૪. નલચંપૂ | ત્રિવિક્રમભટ્ટ |
| ૧૫. નલવિલાસ નાટક | રામચંદ્રસૂરિ |
| ૧૬. નલાયન મહાકાવ્ય | માણિક્યદેવસૂરિ |
| ૧૭. ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર | હેમચંદ્રાચાર્ય |
| ૧૮. ભરતેશ્વરબાહુબલિવૃત્તિ | શુભશીલગણિ |
| ૧૯. કર્પૂરપ્રકરટીકા | જિનસાગરસૂરિ |
| ૨૦. શીલોપદેશમાલા | જયકીર્તિસૂરિ |
| ૨૧. વસુદેવહિંડી | ધર્મસેનગણિ |
| ૨૨. કુમારપાલપ્રતિબોધ | સોમપ્રભાચાર્ય |
| ૨૩. પાંડવચરિત્ર | મલધારી દેવપ્રભસૂરિ |
| ૨૪. પાંડવચરિત્ર | દેવવિજયગણિ |
| ૨૫. મલ્લિનાથ મહાકાવ્ય | વિનયચંદ્રસૂરિ |
| ૨૬. નેમિનાથચરિત્ર | ગુણવિજયગણિ |
| ૨૭. દમયંતીચરિત્ર | મુક્તિવિમલ |

## ગુજરાતી ગ્રંથો

| | |
|---|---|
| ૧. નલરાયદવદંતીચરિત (ઋષિવર્ધનકૃત) | સં. ડૉ. અર્નેસ્ટ બેન્ડર |
| ૨. નલદવદંતી રાસ (મહીરાજકૃત) | સં. ડૉ. ભોગીલાલ સાંડેસરા |
| ૩. નલદવદંતીચરિત્ર (મેઘરાજકૃત) | આનંદ કાવ્યમહોદધિ–૩ |
| ૪. નલદમયંતીરાસ (નયસુંદરકૃત) | આનંદ કાવ્યમહોદધિ–૬ |
| ૫. નલદવદંતીરાસ (સમયસુંદરકૃત) | સં. ડૉ. રમણલાલ ચી. શાહ |
| ૬. બે નળાખ્યાન | સં. રામલાલ મોદી |
| ૭. નળાખ્યાન (ભાલણકૃત) | સં. કેશવરામ શાસ્ત્રી |
| ૮. નળાખ્યાન (પ્રેમાનંદકૃત) | સં. અનંતરાય રાવળ |
| ૯. મહાભારતનાં પર્વો | સં. કેશવરામ શાસ્ત્રી |
| ૧૦. નળાખ્યાન (નાકરકૃત) | ગુજરાત વિદ્યાસભાની હસ્તપ્રત |

| | |
|---|---|
| ૧૧ જૈન ગુર્જર કવિઓ–૧–૨–૩. | મોહનલાલ દલીચંદ દેસાઈ |
| ૧૨. જૈનસાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ | મોહનલાલ દલીચંદ દેસાઈ |
| ૧૩. કાવ્યની શક્તિ | રામનારાયણ પાઠક |
| ૧૪. આલોચના | રામનારાયણ પાઠક |
| ૧૫. ભાલણ | રામલાલ મોદી |
| ૧૬. ભાલણ, ઉદ્ધવ અને ભીમ | રામલાલ મોદી |
| ૧૭. ગુજરાતી સાહિત્ય (મધ્યકાલીન) | અનંતરાય રાવળ |
| ૧૮. કવિચરિત–૧–૨. | કેશવરામ શાસ્ત્રી |
| ૧૯. મહાભારત (ગુજરાતી ભાષાંતર) ૧–૨–૩. | અનુ. છોટાલાલ ન. ભટ્ટ (ત્રિપાઠી પ્રકાશન) |
| ૨૦ દમયંતીચરિત્ર | પ્રકા. જૈન આત્માનંદ સભા, ભાવનગર |
| ૨૧. બૃહત્ કાવ્યદોહન–૫ | પ્રકા. ગુજરાતી પ્રેસ |
| ૨૨. પ્રાચીન કાવ્યમાળા–ગ્રંથ ૧૧ | સં. હ કાંટાવાળા અને ના. શાસ્ત્રી |
| ૨૩. ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર ગુ. ભા | પ્રકા. જૈન ધર્મપ્રસારક સભા ભાવનગર |


## અંગ્રેજી ગ્રંથો


| | |
|---|---|
| ૧. History of Indian Literature | Dr. Winternitz |
| ૨. History of Classical Sanskrit Literature | M. Krishnamachariar |
| ૩. A Critical Study of S'riharsa's The Naisadhiyacaritam | Dr. A. N. Jani |
| ૪. Chronology of Ancient India | Dr. SitaNath Pradhan |
| ૫. Journal of the Oriental Institute–Vol. IX Nos. 2, 3, 4. | |

# શુદ્ધિ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૨૪ | સોમતિલહ | સોમતિલક |
| ૯ | ૩ | ——जेश्चव | —जश्चैव |
| ૩૦ | ૨૭ | दद्शे | दद्दशे |
| ૩૬ | ૩ | दर्भ लिन्त | दर्भ भिन्न |
| ૫૧ | ૭ | उद्वगेन | उद्वेगेन |
| ૫૯ | ૨ | आदर्शौ | आदर्शौ |
| ૫૯ | ૫ | कीर्ति ध्वजौ | कीर्ति ध्वजौ |
| ૧૦૮ | ૨૧ | પ્રમાણે ચેદિરાજ | પ્રમાણે દમયંતી ચેદિરાજ |
| ૧૧૩ | ૧૩ | કવિઓને। | કૃતિઓને। |
| ૧૧૫ | ૭ | निदावे | निदावे |
| ૧૧૫ | ૮ | मधौ हृद्य सदा हृद्य | मधौ हृद्या सदा हृद्यं |
| ૧૨૭ | ૩૦ | घृतदीक्षया | घृतदीक्षया |
| ૧૩૬ | ૧૫ | ધનને। | ધનદને। |
| ૧૪૪ | ૨૬ | નવલકથા | નલકથા |
| ૧૫૩ | ૧૦ | જયકીર્તિસૂરિ | જયકીર્તિસૂરિના શિષ્ય ઋષિવર્ધને |
| ૧૫૫ | ૩ | મંતોષી | સંતોષી |
| ૧૬૦ | ૨૧ | એવી સ્પષ્ટ | છે એવી સ્પષ્ટ |
| ૧૮૧ | ૩ | અને અંતે | અંતે |
| ૧૮૬ | ૧૧ | સમયનું | સંયમનું |
| ૧૯૫ | ૨ | દીકરાને | દીકરીને |
| ૨૦૩ | ૬ | શ્રુતશીલ | શ્રુતશીલ |
| ૨૦૩ | ૮ | ઘૃનશલ | શ્રુતશીલ |
| ૨૨૯ | ૧૫ | જ્ઞને | અને |
| ૨૩૦ | ૨૨ | કર્યું | કર્યું |
| ૨૪૮ | ૧૦ | यदार्थि सात्क्तौ | यदर्थि सात्क्तो |
| ૨૪૯ | ૧૪ | किमधचन्द्रम् | किमर्धचन्द्रम् |
| ૨૫૨ | ૨૨ | रावान् | राजन् |
| ૨૫૪ | ૨૮ | शशिना | शशि न |
| ૨૬૪ | ૮ | બ્રાહ્મણને। | બ્રાહ્મણની |
| ૨૬૫ | ૨૨ | ઋતુપર્ણ | ઋતુપર્ણને। |
| ૨૮૦ | ૨૩ | યાદ | યાદી |
| ૨૮૮ | ૧૭ | કવિ | કલિ |